ॐ

परमात्मने नमः

[illegible] [illegible]શી શૂરા સદા, દેવી અંબાવિ પ્રમાણ,
[illegible] પરગટ્ટમલ, મરણી ન મુકઇ માંણ.

અર્થ :—યુદ્ધમાં સદા જે શૂરા રાવત છે તથા અંબાજી માતાની જેને ઉપાસના છે એવા [illegible]કટમલ્લ પોરવાડ મરતાં પણ ટેક છોડતા નથી.

# [illegible]ોરવાડ

♡ ♡ ♡ ♡ ♡

## સુરતી [illegible] [illegible]ોરવાડ હિતેચ્છુ સભાના જુબિલી [illegible]ત્સવનું સ્મારક પુસ્તક.


[illegible] :—સભાની પુસ્તક કમિટીની આજ્ઞાથી

મ[illegible] [illegible]રામ મહેતા, બી. એ., એલ એલ. બી.

[illegible] [illegible]ોહડીંગ, ગીરગામ બેક રોડ, મુંબઇ.

[illegible]તમ ન. વા[illegible]ગાંધીએ "સાંજ વર્તમાન" પ્રેસમાં છાપ્યું.
[illegible]-૨૪—૨૬, મીન્ટ રોડ, કોટ, મુંબઇ.

સં. [illegible] સન ૧૯૨૨.

The Hindu ideal is eminently *socialistic* in life and practice and though I am no socialist in aspirations I feel it a duty to give fair scope to the free operation of that ideal side by side with the forces of western *individualism* which are stirring our souls, so that both may by the laws of natural selection adjust themselves to each other and bring about a happy combination of the special blessings of each. The main feature of Hindu socialism is that it is *protective*. It protects the purity of the sex from outside influences which operate elsewhere and are always at the mercy of accidents and intrigues. It protects the weak, the infants, the women and the aged from starvation and its consequential crimes. It protects the family wealth from the whims and follies of profligates and imbeciles at home and from the operation of rogues abroad by a domestic organization of people who can watch like dogs and guard like sentinels. *It protects and protects.* Our western individualism is on the other hand essentially progressive and progress is safety in these days. To explain my whole being in a sentence I am breathlessly watching the confluence of Socialism and Individualism, wish welfare to both, am anxious to guard against socialism becoming *oppressive* and individualism becoming *aggressive*, for what is protective has a tendency to become oppressive and what is progressive has a tendency to become aggressive. The sacrifices that one has to make in order to secure a combination of the two boons without their abuses are mine.

*Sarasvatichandra.*

# અનુક્રમણિકા.

| વિષય. | પૃષ્ઠ. |
|---|---|

**જ્યુબિલી મહોત્સવ વિભાગ.**



**પરિશિષ્ટ વિભાગ.**



**ચિત્રો.**

—: પ્રેમ સરિતામાં દંપતિ વિહાર —



सीता— स मामनादाय वनं न त्वं प्रस्थातुमर्हसि ॥
तपो वा यदि वाऽरण्यं स्वर्गो वा मे सह त्वया ॥

रामायण

## ભગવાન બુદ્ધનો સંદેશો.

("લાઇટ ઓફ એશીઆ" માંથી સ્વ: ત્રિપાઠીનું ભાષાંતર.)

ઓ તાત ! પ્રિયા ! ઓ પુત્ર ! ઓ માત ! પ્રજા ! સુખ સૂત્ર !
કરૂં વધુ વધુ સૂક્ષ્મ વિચાર, ત્યમ ત્યમ આ હૃદય ચીરાય.
સૌ પ્રાણી દુઃખમય ભાસે, જનતા પીડાતી જગ આખે;
તે સહુની પીડા દૂર કરવા, કલ્યાણ જગતમાં ભરવા,
થઇ પ્રબુદ્ધ, ગૌતમ આજે, થઇ તપસ્વી, તપગુરુ માંડે !
જગના સૌ આધિ વ્યાધિ હરવા નવી બુદ્ધિ સાધી.
એ તપમાં બુદ્ધ તપાશે, નવી યજ્ઞવેદિ મંડાશે.
પશુ માત્ર હવે ઉગરશે, મુજ પ્રીતિ એ હોમે પડશે !
મુજ પ્રીતિ એકલી હોમાશે ! બીજું જગત જીવી સુખી થાશે.
ઓ તાત! પ્રિયા! ઓ પુત્ર ! ઓ માત! પ્રજા! સુખ સૂત્ર !

* * *

એ મહાધર્મને કાજ, ત્યજી પ્રીતિ સાજ, સુકવી મુજ આંસુ,
લોહીશ હું જગના આંસુ, પ્રિયા થઇ બુદ્ધ, તું પણ ત્યજ આંસુ!

## ઉપોદ્ઘાત.

**સુરતી દશા પોરવાડ હિતેચ્છુ સભાની** પચ્ચીસ વર્ષની "સીલ્વર જુબીલી" ના સ્મારક રૂપે આ પુસ્તક પ્રસિદ્ધ કરવાનો સભા તરફથી નિર્ણય કરવામાં આવ્યો છે. ઇ. સ. ૧૮૯૪ (સં. ૧૯૫૦) માં મુંબઇ અને સુરતનાં પંચોમાં ચોક્કસ પ્રશ્નોને અંગે વિગ્રહ ઉભો થઇ જે તડો પડયાં હતાં તે ટૂંક વખત થયાં સંધાયાં છતાં પરસ્પર કડવાસ, અસંતોષ અને સંશયની લાગણી ચાલુ રહી હતી અને પ્રસંગ

આવતાં પુનરપિ વિગ્રહ ઉપસ્થિત થવાની હર પળે ધાસ્તી રહેતી હતી. એવા વિકટ સમયે ત્રણ અલ્પ સાધનના યુવાન વિદ્યાર્થીઓએ પ્રેમની સમાન દૃષ્ટિથી જ્ઞાતિમાં સંપની વૃદ્ધિ થાય, વિદ્યાનો પ્રસાર થાય અને પરસ્પર સહાયથી ન્યાતિજનો એક બીજાની ઉન્નતિ અર્થે પ્રયાસ કરે એવા ઉચ્ચ ઉદ્દેશથી આ સભા સ્થાપત કરી હતી. સભાના પચ્ચીશ વર્ષના જીવનમાં આ ઉદ્દેશ કેટલે અંશે ફળીભૂત થયો છે તે આ પુસ્તકમાં અન્ય સ્થળે સભાનું સંક્ષિપ્ત વૃત્તાંત પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે તે વાંચી તૂલના કરવાનું કાર્ય સુજ્ઞ વાંચકવૃંદને સોંપીએ છીએ. સભાના બોધ અને સભ્યોના તાદૃશ દૃષ્ટાંતોથી બાળ લગ્નો સંપૂર્ણ બંધ થયાં છે, લગ્નની વય વધી છે, યુવકોનાં વીશ વર્ષ પહેલાં કે કુમારિકાઓનાં ચૌદ વર્ષ પહેલાં લગ્નો થતાં નથી. બાઇ દયાકોર વિદ્યોત્તેજક ફંડની સહાયતાથી જ્ઞાતિમાં ઉચ્ચ કેળવણીનો વિપુલ પ્રચાર થયો છે અને યુવકો વધુ સાહસિક અને વિદ્યાવિલાસી થયા છે. કન્યા કેળવણીનો વિસ્તાર વૃદ્ધિ પામી શાળાઓમાં જે અભ્યાસક્રમ ગોઠવાયો છે તેની પૂર્તિમાં સંસારમાં ઉપયોગી થઇ પડે એવાં હુન્નરકળા શિખવાને માટે ખાસ ઉત્તેજન મળે તે માટે ઇનામો તથા પ્રશંસાપત્ર અર્પવામાં આવે છે. મુંબઇ અને સુરતમાં પુસ્તકાલયો ખોલી તથા ઇનામો વિગેરે આપી પરણેલી સ્ત્રીઓ ઘેર બેઠાં તથા અન્ય સ્થળે જઈ જ્ઞાન પ્રાપ્ત કરે તે માટે યથાશક્તિ સુગમતા કરી આપવામાં આવી છે. શારીરિક સ્થિતિ સુધારવા માટે ફંડો સ્થાપી ઉપાયો યોજવામાં આવે છે, તેમજ ધાર્મિક તથા નૈતિક કેળવણીને વિસરવામાં આવી નથી અને વિદ્યાર્થી જીવનમાં સારા સંસ્કારો પડે તે માટે કાળજી રાખવામાં આવી છે. જ્ઞાતિજનોમાં સંપ, ઉત્સાહ, સાહસ તથા પરસ્પર સહાય્યિક વૃત્તિઓ જાગૃત થઇ છે અને તેમના વિચારો તથા આશયો ઉચ્ચ બન્યા છે.

સભાની સીલ્વર જુબીલીના મુંબઇ અને સુરતના ઉત્સવોનું જેણે અવલોકન કર્યું છે તેને તો સમગ્ર જ્ઞાતિસમૂહના વિચાર વ્યવહારમાં થએલું પરિવર્તન પ્રત્યક્ષ થયું હશે. જે સ્થળે કુસંપ, કલેશ અને સંશય પ્રસરી રહ્યા હતા તે સ્થળે નિખાલસ પ્રેમ ઉભરાઇ જતો હતો અને મહોત્સવના કાર્યક્રમને સંપૂર્ણ યશથી પૂર્ણ કરવા બંને સ્થળે આબાલવૃદ્ધ સ્ત્રી પુરૂષો સમાન ઉત્સાહ, આનંદ તથા વિવેકપૂર્વક હરીફાઇનાં આનંદજનક દર્શન કરાવતાં હતાં. સભાના હિતચિંતકો અને પૂર્વના વિરોધીઓ સહકુટુંબ તેમાં ભાગ લેવા પધાર્યા હતા. આ મનરંજક દૃશ્યથી સભાના નેતાઓમાં આનંદની ઊર્મિઓ પ્રસરે અને દીનદયાળુ જગન્નિયંતાએ સભાના ઉદ્દેશો પૂર્ણ કરવા અર્પેલી સહાયતા માટે તેમનાં હૃદય આભારપૂર્ણ થાય એ સ્વાભાવિક છે. સભાના આ વિજયનું એકજ કારણ છે. સભાએ પ્રારંભથીજ જ્ઞાતિજનો તરફ પ્રેમપૂર્વક સેવાધર્મ સ્વીકાર્યો છે. અધિકારના મદથી ન છલકાતાં, સ્નેહીઓની પ્રશંસાથી ન ફૂલાતાં, અશ્રદ્ધાળુ વિરોધીઓની ટીકાથી નિરાશ ન થતાં, પક્ષપાતથી દૂર રહી પ્રભુ પ્રીત્યર્થ સદ્‌બુદ્ધિથી જ્ઞાતિની ઉન્નતિ તથા ઉત્કર્ષનાં શકય કાર્યો સભાએ યોજયાં છે અને તેમાં સભાની સેવાવૃત્તિની વિકટ કસોટી થયા પછીજ પરમકૃપાળુની ઇચ્છાથી અને ન્યાતિજનોના ઉદાર આશ્રયથી યશ પ્રાપ્ત થયો છે. આ સેવા ભાવ સભાના ભવિષ્યના અધિકારી વર્ગમાં અસ્ખલિત વહેતો રહે અને નિરંતર આવો યશ પ્રાપ્ત થાય એવી અમારી પ્રાર્થના છે.!!

**"We can understand the present and work out the future only by a clear view of the past"** એ સિદ્ધાંતાનુસાર પોરવાડ વણિક જ્ઞાતિના

પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસને આ પુસ્તકમાં પ્રધાનપદ આપવામાં આવ્યું છે. રા. ચુનીલાલ મોતીલાલ દલાલે દીર્ઘકાળ સુધી શ્રમ લઇ સંશોધન કરી પોરવાડ જ્ઞાતિના પ્રાચીન ઇતિહાસની ઉપયોગી સામગ્રીનો સંચય કર્યો છે પરંતુ સ્થળ સંકોચને લીધે તેમાંથી માત્ર ખપજોગી વિગતોનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ સંબંધમાં કોઇ જીજ્ઞાસુને વિશેષ વિગતો જોઇતી હોય તો રા. ચુનીલાલને મળવું. ઇતિહાસપ્રિય સંશોધકને ભવિષ્યમાં સુગમ થાય તે માટે આ ઇતિહાસના સંબંધમાં જે જે ભિન્ન ભિન્ન પુસ્તકોનું અવલોકન કરવામાં આવ્યું છે તે સર્વેનો યોગ્ય સ્થળે અભિલેખ કરવામાં આવ્યો છે. અર્વાચીન ઇતિહાસ તૈયાર કરવામાં સભાને બીજાં સાધનો ઉપરાંત શેઠ ત્રિભોવનદાસ નરોત્તમદાસ માળવી તથા શેઠ રંગીલદાસ કરશનદાસ લીંબડીની સતેજ સ્મરણ શક્તિ તથા જ્ઞાતિમાં બનેલા અનેક વૃત્તાંતોનું સૂક્ષ્મ જ્ઞાન ઘણાં ઉપયોગી થયાં છે. સુરતના પંચનો ઇતિહાસ કોઇ સુરત નિવાસીજ લખે એવી સભાની ઇચ્છા હતી અને સુરતના કેટલાએક જ્ઞાતિબંધુઓને આ કાર્ય હાથમાં લેવા પત્રો લખવામાં આવ્યાં હતાં પરંતુ તેના પ્રત્યુત્તર મળ્યા નથી. સં. ૧૯૬૨ ની અગાડીના સુરત પંચના દફતરો મળતા ન હોવાથી એ પંચનો સવિસ્તર ઇતિહાસ લખવો કઠિન થઇ પડયું હતું છતાં આ સુયોગમાં સુરત પંચનો ઇતિહાસ લખવો તદન રહી જાય એ સભાને રૂચ્યું નહિ અને પ્રાપ્તસાધનો ઉપરથી યથાશક્તિ ઇતિહાસ તૈયાર કરવામાં આવ્યો છે.

અન્ય સુધારકો અને પ્રસિદ્ધ પુરૂષો ઉપરાંત સ્વ: લોકમાન્ય તિલક તથા કર્મવીર ગાંધીજી જેવા દૃઢ સનાતનીઓ આર્યદેશમાં એક પ્રજા થાય તે માટે જ્ઞાતિઓના નાના નાના સમૂહો નષ્ટ થવા જોઇએ એમ જણાવે છે. તેવા કાળમાં જ્ઞાતિમંડળની સંકુચિત મર્યાદામાં આ સભાના અધિકારીઓ પ્રયાસો કરે તેથી દેશના અભ્યુદયને હાનિ તો થતી નથી? આવા ઇતિહાસો અને વૃત્તાંતો પ્રસિદ્ધ કર્યાથી આવા નાના સમૂહોને અયોગ્ય મહત્વ તો અપાતું નથી? આવા નાના સમૂહ એકત્ર કરવાના દેશના આગેવાનોના પ્રયાસોને તેથી અંતરાય તો આવતો નથી? એ પ્રશ્નો સ્વાભાવિક રીતે ઉત્પન્ન થાય છે. આવું અમાંગલિક પરિણામ ન આવે તે માટે સભાના કાર્યકર્તાઓએ સંપૂર્ણ સંભાળ લીધી છે. જેમણે સંસાર સુધારાની સમિતિઓ તથા મંડળોનાં સાંસારિક કાર્યો તથા સાહિત્યનો અભ્યાસ કર્યો હશે તેને સહજ પ્રત્યક્ષ થયું હશે કે જ્યાં સુધી જનસમાજની સાધારણ વ્યક્તિઓને કેળવી તેના આચારવિચાર અને વ્યવહારમાં દેશ કાળ યોગ્ય ફેરફાર કરવાની આવશ્યકતા વિષે તેમનામાં જાગૃતિ આણવામાં આવે નહિં ત્યાં સુધી આવા સમાજો અને સમિતિઓની પ્રવૃત્તિઓ મોટે અંશે શબ્દાડંબરમાંજ આવી રહે છે. અને વ્યાવહારિક રીતે તેમાં કરવામાં આવેલા ઠરાવો કે વિચારો પ્રમાણે કાર્ય કરવાનો પ્રસંગ આવતાં પ્રથમ દૃષ્ટિએ નિર્જીવ જણાતી પરંતુ કાર્ય પ્રસંગે વિકટ થઇ પડતી મુશ્કેલીઓથી ત્રાસી જઇ તે પ્રવૃત્તિઓ છોડી દેવી પડે છે. દેશના અન્ય ભાગો કરતાં ગુજરાતની સાંસારિક સ્થિતિમાં મોટો ફેર છે. ગુજરાતની જ્ઞાતિઓ સુઘટિત બંધારણ ઉપર રચાયલી છે. જ્ઞાતિ–પેટા જ્ઞાતિ–જૂદા જૂદા ગોળ તથા તે સર્વેના ઉપરિ વણિક મહાજન એ પ્રમાણે ભિન્ન ભિન્ન શૃંખલાઓથી ગુંથાઇ આ બંધારણ મજબૂત અને સ્થાયી થયું છે. ગુજરાતનાં પંચો ન્યાતિજનોનું સારૂં કે નરસું કરવા તેજ શક્તિ અને ઉત્સાહ

ધરાવે છે. અને મોટે ભાગે આ બંધારણ રંક ન્યાતિજનોને આર્થિક તથા સાંસારિક આશ્રય રૂપ છે એમ મોટે ભાગે પ્રમાણિકપણે માનવામાં આવે છે તેથી સમય બદલાયા છતાં આ બંધારણથી થતી અસંખ્ય હાનિઓ અને દેશોદયમાં ઉભા થતાં વિઘ્નો તરફ આંખ મિંચામણાં કરવામાં આવે છે. આવા ખાસ સંયોગોમાં જ્યાં સુધી પૃથક્ પૃથક્ પંચના નિઃસ્વાર્થી પુરૂષો સમાજને સુધારવાને પ્રયાસ કરે નહિ તથા ઉદાર આદર્શોનો પ્રચાર કરે નહી, સમજુતીથી પણ મક્રમ રીતે આવા બંધારણોથી થતી હાનિઓ ઉપર લક્ષ ખેંચી તે દૂર કરવામાંજ સમાજને લાભ છે એમ લોકની પ્રતીતિ કરે નહી, જ્ઞાતિ બંધારણમાં સમય પ્રમાણે ફેરફાર કરતાં તેમાં જે લાભપ્રદ વ્યવહાર છે તે સાચવી રાખવા માટે કાળજી બતાવે નહી અને સુધારાના પ્રયાસો શ્રીમંતો કે કેળવાએલા વર્ગના સ્વચ્છંદ વર્તન માટે નહી પણ સમાજની દરેક વ્યક્તિ શ્રીમંત કે રંક, વિદ્વાન કે અભણને એક સરખો લાભ થાય તે માટે કરવામાં આવે છે એમ સમાજની ખાત્રી કરી આપવામાં આવે નહી ત્યાં સુધી શબ્દાડંબરના અરણ્યમાંથી નીકળી કાર્યમંદિરમાં આપણે પ્રવેશ કરી શકીશું નહિ. આ લક્ષ્યબિંદુ નિરંતર ધ્યાનમાં રાખી સભા પોતાના પ્રયાસો યોજે છે. જ્ઞાતિની સ્થિતિને અનુકૂળ કેળવણીના વિશાળ પ્રચારથી તથા સમાજસેવા તથા સુધારણાના ઉચ્ચ આદર્શોનું નિરંતર સેવન કરાવી ભવિષ્યને માટે આ ન્યાતમાં એવી પ્રજા તૈયાર કરવાની આ સભા આકાંક્ષા રાખે છે કે કોઇ દેવાંશી વીર દેશ કાલ તથા સ્થિતિને લક્ષમાં રાખી આર્ય ધર્મના અચળ સિદ્ધાંતોને અનુસરી તેના વ્યવહાર તથા આચારવિચારમાં સુધારા વધારા તથા ફેરફાર કરવા જ્યારે બહાર પડે ત્યારે તેના ઝુંડા ઉંડળ સમાજસેવાના કાર્યમાં પોરવાડ પુત્રો હરોલમાં રહેઃ જ્ઞાતિના તથા પંચના ઇતિહાસો તથા આ પુસ્તકોમાંના અન્ય લેખોમાં એજ લક્ષ્યબિંદુ રાખવામાં આવ્યું છે.

પોરવાડ જ્ઞાતિના પ્રાચીન તથા અર્વાચીન ઇતિહાસ ઉપરથી આ ન્યાતિ તથા અન્ય પોરવાડોના સમૂહોના તેમજ અન્ય વણિક જ્ઞાતિઓના વિચારશીલ અગ્રેસરોને પ્રત્યક્ષ થશે કે કાળને અનુસરી ચોક્કસ પ્રસંગોમાં ભૂતકાળની અંદર નાની નાની જ્ઞાતિ અને પેટા—ન્યાતો બંધાવાને સબળ કારણો મળ્યાં હશે અને તે કાળમાં તેથી લાભ પણ થયા હશે પરંતુ તે કાળ તથા પ્રસંગ વ્યતીત થયા પછી આવી સંસ્થાઓ બંધનકર્તા અને ઉન્નતિને સ્થાને અવનતિના માર્ગ ઉપર દોરવી જનાર છે. એકસરખાં સાંસારિક, સામાજિક અને ધાર્મિક આચારવિચારવાળી આ ભિન્ન ભિન્ન જ્ઞાતિઓ માત્ર પંચના અધિકારીઓની સત્તા અને મદને ખાતર એકબીજામાં ભિન્નભેદ રાખે, દુઃખી થાય અને દુઃખી કરે, વણિક પ્રજા સમગ્ર થઇ જે સમાજ લાભનાં કાર્ય એક જથ્થે સુગમ રીતે કરી જાય તે માત્ર અજ્ઞાનતા, અંધપરંપરા અને સંશયોથી દોરવાઇ છૂટી છૂટી ન્યાતો બની રહી, એવાં કાર્યો કરવા માટે પોતાને અશક્ત બનાવે એ અસંતોષકારક સ્થિતિ દુર કરવાને આવા ઇતિહાસોને અંગે આપેલી માહિતી અતિ ઉપયોગી થઈ પડશે એવી અમારી માન્યતા છે. પંચના ઇતિહાસોમાં પ્રથમ દૃષ્ટિએ નિર્જીવ જણાતા બનાવોનું વર્ણન ભવિષ્યમાં ઉત્પન્ન થતા સાંસારિક પ્રશ્નો તથા અંતરાયો નિડરતા અને વિવેકથી કેમ દૂર કરી શકાય તેનો યોગ્ય પંથ બતાવે એ હેતુથી કરવામાં આવ્યું છે.

સ્મારક અંકનું દ્વિતીય અંગ જીવનચરિત્રો છે. સમાજસેવા કરનારા વિરલ, ઉત્સાહી, સ્વાર્થત્યાગી તથા પરોપકારી જનોનાંજ જીવનો ભવિષ્યની પ્રજા સમક્ષ પ્રસિદ્ધ કરવામાં

આવ્યાં છે કે જેથી સમાજનું જીવન પણ ઉચ્ચ સંસ્કારવાળું, વિનયી, વિવેકી તથા પારમાર્થિક થાય. આ જ્ઞાતિના અગ્રેસરોએ વાડીઓ, ધર્મશાળાઓ, આરોગ્યભવન–સેનેટેરીયમ, ઑસ્પીટલ, લાયબ્રેરી, સ્કૂલ, વિદ્યોત્તેજક ફંડ, કોલેજ, હોસ્ટેલ, દેવાલયો, નિરાશ્રિત ફંડ વીગેરે ઉપયોગી સંસ્થાઓ સ્થાપવામાં ઔદાર્યથી સુરત શહેરની તથા આ જ્ઞાતિની મુંબઇ તેમજ સુરતમાં ઉદાર સેવા કરી છે. એવીજ સેવા પોરવાડ પ્રજા ભવિષ્યમાં ચાલુ રાખે અને સંપત્તિ પ્રાપ્ત થતાં પોતાના ઓછા ભાગ્યશાળી બંધુઓ માટે તેમાંથી ઉદાર દીલે સારો જેવો ભાગ કહાડી આપે, તથા અન્ય રીતે પ્રજાસેવાનાં તથા દેશોન્નતિનાં કાર્યોમાં મચ્યા રહે એવી પ્રેરણા તેને આ જીવનવૃત્તાંતોથી થશે એ હેતુથી અતિ શ્રમ લઇ ઘટતી વિગતો પ્રાપ્ત કરી આ વૃત્તાંતો તૈયાર કરી પ્રકટ કરવામાં આવ્યાં છે.

સ્મારકના તૃતીય અંગમાં જ્ઞાતિમાં તેમજ સામાન્ય ગુજરાતી હિંદુ પ્રજાના સંસારમાં હાલ મહત્વના થઇ પડેલા વિષયો ઉપર મુંબઇ તથા સુરતમાં સુચિપત્રો કહાડી ન્યાતિનાં આબાલ વૃદ્ધ, સ્ત્રી પુરૂષો પાસે નિબંધ મંગાવવામાં આવ્યા હતા. તેમાંથી કેટલાએક નિબંધો ચુંટી કહાડી પ્રકટ કરવામાં આવ્યા છેઃ આ નિબંધોની પરિક્ષા સાહિત્યની દૃષ્ટિએ ન કરતાં જ્ઞાતિનાં સામાન્ય જ્ઞાનવાળા સ્ત્રી પુરૂષો વાંચીને સમજી શકે તેવી સરળ સાદી ભાષામાં લખાએલા અને શબ્દ રચનાને બદલે પૂર્ણ અનુભવથી હાથમાં લીધેલો વિષય ચર્ચ્યો હોય તેવા નિબંધો પ્રસિદ્ધ કરવા માટે પસંદ કરવામાં આવ્યા છે. આ નિબંધો તરફ જ્ઞાતિજનોનું ધ્યાન ખેંચીએ છીએ અને તેમાં હાલ મહત્વના થઇ પડેલા પ્રશ્નોનું બતાવવામાં આવેલું સત્ય સ્વરૂપ અને સૂચવવામાં આવેલા ઉપાયો ઉપર મનન કરી તેને સત્વર અમલમાં મૂકવા આગ્રહપૂર્વક વિનતિ કરીએ છીએ. બાળ વિદ્યાર્થીઓને શાળામાં છૂટી સમયે કેવો આહાર આપવો તે બાબત બે કુમારિકાઓએ જે બુદ્ધિપૂર્વક ચર્ચા કરી છે તે પ્રત્યેક માતાપિતા લક્ષપૂર્વક વાંચશે એવી આશા છે.

મુંબઇના પંચ તરફથી તેના દફતરો તપાસી તેમાંથી ઉતારા છપાવવા માટે રજા આપવામાં આવી છે તે માટે પંચનો તથા અન્ય ગ્રહસ્થો તથા સન્નારીઓએ લેખો મોકલાવી તથા ઇતિહાસ, જીવનચરિત્રો વિગેરે માટે ઘટતી ખબર આપી છે તે સર્વનો આ સ્થળે આભાર પ્રદર્શિત કરીએ છીએ.

આ પુસ્તકમાં પ્રકટ થએલા લેખો માટે તે પ્રત્યેકના લેખક જવાબદાર છે. પ્રત્યેક લેખ તૈયાર કરવાનું કાર્ય કાળજીવાળા તથા તે વિષે અંગત માહિતી ધરાવનાર ગૃહસ્થનેજ સુપ્રત કરવામાં આવ્યું છે. તેઓએ યોગ્ય ન્યાય આપ્યો છે તેથી અમને આનંદ થાય છે. કોઇની પણ અંગત લાગણી દુખાય નહી તેમજ કોઇપણ પંચ કે પંચના અધિકારીઓને અપમાન થાય એવા લેખો આવે નહી તે માટે યોગ્ય સંભાળ લેવામાં આવી છે છતાં ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી જણાતા દરેક વિષયમાં નિડરતાથી પણ વિવેકપૂર્વક લખવાની સર્વ લેખકોને છૂટ આપવામાં આવી છે. આ લેખોમાં જે કાંઇ સૂચના તથા ઉદ્ગારો કરવામાં આવ્યાં હોય તથા અનુમાનો કાઢવામાં આવ્યાં હોય તે પ્રત્યેક લેખકના અંગત વિચાર છે. આવા વિષયો જૂદી જૂદી રીતે ચર્ચાય અને તે પરત્વે સૂચનાઓ થાય તે જ્ઞાતિજનો સમક્ષ મનન તથા સિદ્ધિ અર્થે પ્રકટ કરવાનો ધર્મ માત્ર સભાએ બજાવ્યો છે.

મં. દ. મો.

# પોરવાડ વણિકોનો ઇતિહાસ.

લેખક:—ચુનીલાલ મોતીલાલ દલાલ, બી. એ.

રણિ રાઉલી શુરા સદા, દેવી અંબાદિ પ્રમાણ.
પોરવાડ પરગટ્ટમલ, મરણી નમું કઇ માણ.

## પ્રકરણ ૧ લું.

### પોરવાડ જ્ઞાતિની ઉત્પત્તિ.

**પ્રસ્તાવના:**—ઇસ્વી સન બારમા સૈકા સુધી આ જ્ઞાતિનો વિશ્વાસપાત્ર ઇતિહાસ જાણવાને આપણી પાસે કાંઇ પણ સાધન નથી; ત્યાર પછી શ્રીમાળપુરાણ તથા કેટલાંક જૈન પુસ્તકો રચાયાં જેમાંથી આ જ્ઞાતિ સંબંધી કેટલીક બાબતો મળે છે. પરંતુ આ પુસ્તકોમાં આ જ્ઞાતિ સંબંધી આપેલી હકીકતોમાં એટલી બધી અસામ્યતા તથા અતિશયોક્તિ દેખાય છે કે તેમાંથી કઇ બાબત ખરી છે અને કઇ ખોટી છે એ શોધવું કઠિણ થઇ પડે છે. વળી હાલના કેટલાક ગ્રંથો, વસ્તિપત્રકો વિગેરેમાં આ જ્ઞાતિનો ઇતિહાસ મળે છે ખરો પરંતુ આ પુસ્તકો મૂળ શ્રીમાળ પુરાણ તથા જૈન ગ્રંથોને આધારે લખાયલાં હોવાથી તથા જુદા જુદા ગ્રંથકારોએ આ વિષયમાં પોતાની બુદ્ધિને અનુસાર અભિપ્રાય આપેલો હોવાથી આ પુસ્તકોમાં પણ મૂળ પુસ્તકો જેટલી અસામ્યતા છે. આવી વસ્તુસ્થિતિમાં આ જ્ઞાતિનો ખાત્રિપૂર્વક ઇતિહાસ તૈયાર કરવાનું કઠણ થઇ પડ્યું છે, છતાં પણ આ વિષય પર લખાયલાં ભિન્નભિન્ન પુસ્તકો વિગેરેના અભ્યાસ પરથી તથા કેટલાક સુશિક્ષિત પુરૂષો પાસેથી મેળવેલી ખબર પરથી તથા આસપાસના સંયોગો ધ્યાનમાં રાખી આ વિષય દલિલો તથા લેખકના અભિપ્રાય સહિત યથાશક્તિ સંતોષકારક રીતે ચર્ચાવ્યો છે.

આ જ્ઞાતિની હકિકત શ્રીમાળપુરાણમાં તથા વિમળપ્રબંધ વિગેરે જૈન ગ્રંથોમાં મળી આવે છે પણ ઉપર જણાવ્યું તેમ આ પુસ્તકોમાં જ્ઞાતિ વિષે આપેલી હકીકતોમાં ઘણી અસામ્યતા દેખાય છે. મુખ્યત્વે કરી બે બાબતોમાં અસામ્યતા વિશેષ છે; પહેલી પોરવાડની ઉત્પત્તિનાં સંબંધમાં અને બીજી પોરવાડની મૂળ જાતિનાં સંબંધમાં. આ પુસ્તકોમાં આપેલી ઉત્પત્તિની તથા જાતિની હકીકતો હવે આપણે તપાસીએ.

**પોરવાડની ઉત્પત્તિની કથાઓ:**—શ્રીમાળપુરાણમાં પોરવાડની ઉત્પત્તિની કથા નીચે પ્રમાણે આપવામાં આવી છે:—એક વખત શ્રીમાળનાં રક્ષક દેવી લક્ષ્મીજી તપમાં રહેનારા શ્રીમાળી બ્રાહ્મણોનું ધન ધાન્ય વડે કોણ રક્ષણ કરશે એની ચિંતામાં પડ્યાં. વિષ્ણુ ભગવાન દેવી લક્ષ્મીજીની આ ચિંતા કળી ગયા અને સૃષ્ટિ કાર્યમાં આદર કરીને સાથળ તરફ જોયું એટલે જનોઇવાળા ઉંબરાના દંડ ધારણ કરેલા અને ધોળા વસ્ત્રવાળા વણિકો સાથળમાંથી નિકળ્યા; પછી તે વણિકોએ વિષ્ણુને પ્રણામ કરીને "અમને યોગ્ય કામની આજ્ઞા આપો" એમ વિજ્ઞપ્તિ



મોરાર બાગ, મુંબઈ.

કરી ત્યારે વિષ્ણુ ભગવાને તેમને કહ્યું કે "તમારે હમેશાં બ્રાહ્મણોની આજ્ઞામાં પૂર્ણ રીતે રહેવું, પશુ પાળવાં, ખેતી, જીવિકા ( વ્યાજ ) અને વ્યાપાર એ તમારાં કાર્ય સમજવાં." વણિકો પછી વિશ્વકર્માએ બનાવેલાં ઘરોમાં ભાગે પડતા દાખલ થયા. શ્રીમાળ નગરમાં નેવું હજાર વણિકો ( વાણીઆઓ ) દાખલ થયા. જે પૂર્વ દિશામાં રહ્યા તેઓ પ્રાગ્વાટ [ પ્રાક્(ગ્) એટલે પૂર્વ અને વાટ એટલે દિશા=પૂર્વમાં રહેનારા] હાલના પોરવાડ થયા. દક્ષિણ દિશામાં રહ્યા તે ધનોત્કટા તેમજ પશ્ચિમમાં અને ઉત્તર દિશામાં વસ્યા તે શ્રીમાળી વાણીયા થયા.

વિમળપ્રબંધમાં પોરવાડોની ઉત્પત્તિ નીચે પ્રમાણે લખી છેઃ—શ્રીમાળના રાજાનો પુત્ર પિતાની અવગણના કરી ગયા પછી શ્રીમાળપતિ નિર્બળ થયો; [ વિમળપ્રબંધમાં શ્રીમાળના રાજાનું તથા તેના પુત્રનું નામ લખ્યું નથી પણ વિમળ-પ્રબંધના સંશોધક રા. મણીલાલ બકોરભાઇ વ્યાસે સોહંકુળ રત્નાવળીમાંથી શ્રીમાળના રાજપુત્રનું નામ ઉત્પલદેવકુમાર લખ્યું છે. સર્વાનંદસૂરીકૃત શ્રી જગડુચરિતના ભાષાંતર કર્તા રા. રા. મગનલાલ દલપતરામ ખખ્ખરે આ ચરિતની પૂરવણીમાં શ્રીમાળી વાણી-આઓની ઉત્પત્તિ વિષે લખતાં શ્રીમાળના રાજાનું નામ દેસલ તથા રાજકુમારનું નામ જયચંદ લખ્યું છે. ] શ્રીમાળમાં અનેક શત્રુઓ ધસી આવવા લાગ્યા અને લોકો હેરાન થવા લાગ્યાં. અંતે તેઓ થંભનગર [ ૧ સ્તંભનગર=નગરના સ્તંભ જેવાઓ અથવા (૨) ખંભ (સ્તંભનું અપ્રભંશ ) નગર=ખંભાત નગરમાં] ચક્રવર્તિ પૌરવા (પૂર્વનો કોઇ રાજા અથવા એ વંશના લોકોના રાજા ) ને મળ્યા અને તેને પ્રાર્થનાપૂર્વક કહ્યું કે "સ્વામી! શ્રીમાળ જેવું મોટું નગર રક્ષણ કરનારને અભાવે લૂટાય છે માટે સત્વર તેની રક્ષા કરવા સારા સારા યોધ્ધાઓ મોકલી આપો." આ વિજ્ઞપ્તિથી તે રાજાએ સૈન્યમાં જે કટ્ટા લડવૈયા હતા એવા-ઓને ચુંટી કાઢી એકઠા કર્યા અને ( સામા લડનાર ) રાજાને પુરા પડે એવા દશ હજાર સુભટો ( લડવૈયા )ની ફોજ તૈયાર કરી. શ્રીમાળના વ્યાપારીઓ આ યોધ્ધાઓને તેડીને શ્રીમાળમાં પાછા આવ્યા. આ બહાદુર સૈનિકોએ શ્રીમાળ દેશનું રક્ષણ કર્યું અને લોકો નિર્ભય થયા. શત્રુઓને હરાવ્યા તેથી ખુશી થઇ દીવાળી ઉપર આ યોદ્ધાઓએ પોતાના રહેવાના મકાનની પાસે અંબાજીનું દેવળ હતું ત્યાં જઇને માતાની પૂજા કરી. દેવી તેમના પર પ્રસન્ન થયાં અને એક રાતમાં સાત દૂર્ગ ( કિલ્લા ) ઉપજાવીને આ યોદ્ધાઓને કહ્યું કે "તમે આ દૂર્ગમાં રહો. મારી પૂજા કરજો એટલે તમારો સર્વત્ર વિજય થશે." આ પ્રમાણે અંબિકાએ તેમની સ્થાપના કરી. આ રક્ષકો શ્રીમાળ નગરથી બહાર પૂર્વમાં અંબાજીના સ્થાનકની પાસે એક વાડીમાં વસ્યા અને તેઓ પ્રાગ્વાટ હાલના પોરવાડ નામે પ્રસિદ્ધ થયા.

ભિન્નમાલના સ્થાનિક ભાટો પોરવાડોની ઉત્પત્તિને માટે કહે છે કે લક્ષ્મીજીનાં જ્યારે લગ્ન થતાં હતાં ત્યારે એમણે પૂર્વ તરફ જોયું એટલે એમનાં મોહોડાંમાંથી પોરવાડો નિકળ્યા. આ ઉત્પત્તિની વિગત અલંકારિક ભાષામાં લખી છે. પોરવાડો પૂર્વ તરફથી આવેલા અથવા શ્રીમાળની પૂર્વમાં રહેતા તે બતાવવાને આ રૂપક વાપર્યું હોય એમ જણાય છે.

**કથાઓનું એકીકરણ**:–શ્રીમાળપુરાણ તથા વિમળપ્રબંધ એ બે પુસ્તકોમાં પોર-વાડોની ઉત્પત્તિને માટે કયું પુસ્તક આધારપૂર્વક છે તેની તકરારમાં ઉતરવાની અત્રે જરૂર નથી.

શ્રીમાળપુરાણ ધાર્મિક બુદ્ધિથી ધર્મ પ્રસારાર્થે લખાયું છે એટલે તેમાં સત્યની સાથે ધાર્મિક આડંબર વિશેષ છે એમ આ પુસ્તક વાંચવાથી સહજ જણાશે. વિમળપ્રબંધમાં આવો આડંબર ઝાઝો નથી. શ્રીમાળપુરાણનો આડંબર કાઢી નાંખીશું તો શ્રીમાળપુરાણ તથા વિમળપ્રબંધમાં આપેલી કેટલીક બાબતો આપણને વધારે સામ્ય લાગશે અને આપણે નિઃસંદેહ કહી શકશું કે **અમુક સમયે એક પ્રદેશમાંથી** કેટલાક પુરૂષો શ્રીમાળવાસીઓના રક્ષણાર્થે શ્રીમાળમાં આવ્યા અને શ્રીમાળની પૂર્વમાં રહ્યા અને તેઓ પ્રાગ્વાટ (પોરવાડ) કહેવાયા.

**પોરવાડ શ્રીમાળમાં ક્યારે આવ્યા?**:–આટલુ ચોકસ કર્યા પછી સવાલ ઉઠે છે કે પોરવાડો શ્રીમાળમાં કયા સમયમાં આવ્યા. વિમળપ્રબંધના કર્તા લખે છે કે વિમળના પ્રપિતામહ (દાદાનો બાપ) નીન મંત્રિ નિર્ધનતાને લીધે શ્રીમાળ નગર છોડીને ગાંભુ (ખંભાત) માં રહેવા આવ્યો. વનરાજ ચાવડો આ વખતે દેશ પરદેશના વેપારીઓને તેડાવીને અણહીલવાડ વસાવતો હતો. નીન મંત્રને ખબર પડતાં તે પાટણમાં વસવા ગયો. આ પરથી એમ જણાય છે કે વનરાજ (ઈ. સ. ૭૨૦-૭૮૦) ના સમયમાં શ્રીમાળમાં પોરવાડો રહેતા હતા. હવે પોરવાડો શ્રીમાળમાં ચોકસ ક્યારે આવ્યા તેને માટે ભિન્ન મત છે. સોહંકુલ રત્નાવળીમાં શ્રીમાળના રાજપુત્ર ઉત્પલદેવકુમારે વિ. સ. ૮૦૨ (ઈ. સ. ૭૪૬)માં શ્રીમાળ છોડ્યું એમ લખ્યું છે અને વિમળપ્રબંધમાં શ્રીમાળના આ રાજપુત્રના જવાથી શ્રીમાળમાં થયેલી અશાંતિને કારણે પોરવાડો શ્રીમાળમાં આવેલા એમ લખ્યું છે. આ પરથી પોરવાડો વિ. સ. ૮૦૨ (ઈ. સ. ૭૪૬) પછી શ્રીમાળમાં આવેલા એમ જણાય છે; પણ જગડુચરિતની પુરવણીમાં રા. મગનલાલ ખખ્ખર શ્રીમાળના રાજપુત્ર જયચંદના શ્રીમાળ છોડી ઓશીયા નગર સ્થાપવાનો તથા જૈન ધર્મ અંગીકાર કરવાનો સમય ઈ. સ. ૧૬૬ નો લખે છે એટલે પોરવાડો આ સમયના અરસામાં શ્રીમાળમાં આવેલા એમ સમજાય છે. વિમળપ્રબંધના સંશોધક શ્રીમાળના રાજપુત્રને પરમાર જાતના રજપુત જણાવે છે. હવે ઈ. ૭૪૬ માં ભિન્નમાલમાં પરમારો રાજ્યકર્તા નહિ હતા પણ ગુર્જરો હતા એટલે રા. મણીલાલભાઇનું લખાણ લેખકને વાસ્તવિક લાગતું નથી. એનાથી ઉલટું આગળ ભિન્નમાલના રાજ્યકર્તાઓની આપેલી હકીકત પરથી જણાય છે કે ઈ. સ. ના બસો વર્ષ પુર્વે પરમાર (મૌર્ય) રાજાઓ ભિન્નમાલમાં સત્તાધારી હતા; ત્યાર પછી ગ્રીક, બાકટ્રીયન લોકો ગુજરાતમાં આવ્યા* આ લોકો પછી ભિન્નમાલમાં ક્ષત્રપ રાજ્યકર્તાઓ થયા. કેમ્પબેલ કૃત ગુજરાતના ઇતિહાસમાં આપેલી ભિન્નમાલની તવારીખમાં એક સ્થાનિક કથા આપેલી છે જેપરથી શ્રીમાળી બ્રાહ્મણો તથા વાણીઆઓ (પોરવાડો વિ.) આ ક્ષત્રપ રાજાઓના મૂળ પુરૂષ કનિષ્કની સાથે (ઈ. સ. ૭૮–૧૦૮) ભિન્નમાલમાં આવેલા એમ જણાય છે. આ પરથી રા. મગનલાલ ખખ્ખરનું લખાણ સંભવિત લાગે છે અને પોરવાડો બીજી સદીમાં ભિન્નમાલમાં આવ્યા એમ જણાય છે. +

---

* વિમળપ્રબંધમાં પોરવાડોની ઉત્પત્તિ વિષે લખતાં શ્રીમાળમાં અનેક ધાડાઓ ચઢી આવ્યા એમ જણાવ્યું છે. તે કદાચ આ લોકોના ધાડાઓ હશે.

+ કેમ્પબેલકૃત ભિન્નમાલની તવારીખમાં કદ્દા નામના બ્રહ્મભાટની કથા છે જેમાં પણ આજ સમય આપવામાં આવ્યો છે.

**પોરવાડ શ્રીમાળમાં કયાંથી આવ્યા?**:–હવે પોરવાડો મૂળ કયા પ્રદેશમાંથી શ્રીમાળમાં આવ્યા તે બાબત આપણી પાસે કોઇ પણ ચોકસ પુરાવો નથી પણ વિમળપ્રબંધના સંશોધક રા. મણીલાલ બકોરભાઇ વ્યાસ પ્રબંધના પ્રસ્તાવનામાં વિમળ પ્રબંધમાં વપરાયલો 'થંભનયર'નો અર્થ 'ખંભાત' નગર કરીને પોરવાડો ખંભાતથી શ્રીમાળમાં આવ્યા એમ લખે છે. કેમ્પબેલકૃત ગુજરાતના ઇતિહાસ પરથી જણાય છે કે આ સમયમાં ખંભાત 'ગંભુત' ને નામે ઓળખાતું. વળી ખંભાતનું નામ સ્તંભતીર્થ (સ્તંભનપુર) અને નહિ કે સ્તંભનગર હતું અને સ્તંભતીર્થ એ નામ પણ પાછળથી સોલંકી રાજાઓના વખતમાં પડયું હતું. વિમળ પ્રબંધમાં આ નગરના રાજાને ચક્રવર્તિ પૌરવા તરીકે જણાવ્યો છે. જો પૌરવાનો અર્થ પૂર્વનો રાજા કરીએ તો આ સ્થળે બંધબેસ્તો આવશે નહિ કારણ કે ખંભાત શ્રીમાળની પૂર્વમાં નહિ પણ પશ્ચિમમાં આવેલું છે. વળી "પૌરવા "નો અર્થ સમજી શકાય તેમ નથી કારણકે પૌરવા વંશનો અથવા તે નામનો કોઇપણ ચક્રવર્તિ રાજા ખંભાત અથવા ભારતવર્ષના કોઇ પણ ભાગમાં આ સમયમાં થયો નથી. આ પરથી રા. મણીલાલે 'થંભનયર'નો કરેલો અર્થ ખોટો લાગે છે: (ખરો અર્થ નગરના સ્તંભ જેવા પુરૂષો થાય છે) અને તેથી પોરવાડો ખંભાતથી શ્રીમાળમાં આવ્યા એ વાત માનવામાં આવતી નથી. આપણે ઉપર લખી ગયા કે પોરવાડો ક્ષત્રપોની સાથે ભિન્નમાલમાં આવ્યા. કેમ્પબેલકૃત ગુજરાતના ઇતિહાસમાં આપેલી ભિન્નમાલની તવારીખમાં જણાવ્યા પ્રમાણે આ ક્ષત્રપો મૂળ કાશ્મીર દેશમાં રહેતા હતા. આ ક્ષત્રપોના મૂળ પુરૂષ કુશાન–શક–મહારાજા કનિષ્ક (કે જેને કેટલાક કનકસેન–કનક–સોમ–જગસોમ–જગતસેન–શ્રીપુંજ વિગેરે નામોથી જણાવે છે અને જેને શ્રીમાળપુરાણમાં શ્રીમાળના ઉધ્ધાર કરનાર તરીકે જણાવવામાં આવ્યો છે) ને શ્રીમાળની એક સ્થાનિક કથા પ્રમાણે પૂર્વનો રાજા કહ્યો છે અને આ રાજાએ હિંદુસ્થાનમાં શાલીવાહન શક પ્રવર્તાવ્યો હતો એટલે એને ચક્રવર્તિ તરીકે લોકો ઓળખતા હોય એ બનવા યોગ્ય છે. આ પરથી પૂર્વના ચક્રવર્તિ કનિષ્ક રાજાએ મોકલાવેલા સૈનિકો–પોરવાડો–ક્ષત્રપોની સાથે મૂળ કાશ્મીરથી આવેલા એમ જણાય છે. કેમ્પબેલકૃત ગુજરાતના ઇતિહાસમાં આપેલી એક સ્થાનિક કથામાં શ્રીમાળી બ્રાહ્મણો તથા વાણીઆઓ (પોરવાડો, વિ.) ને મૂળ કાશ્મીરથી કનિષ્ક રાજાની સાથે આવેલા જણાવવામાં આવ્યા છે તેથી પોરવાડો મૂળ કાશ્મીરથી આવેલા એ વાતને પુષ્ટિ મળે છે.

પણ કાશ્મીર શ્રીમાળની કે હિંદુસ્થાનની પૂર્વમાં નથી અને કનિષ્કને ઉપર જણાવ્યું તેમ પૂર્વનો રાજા કહેવામાં આવ્યો છે તેથી એમ લાગે છે કે કાશ્મીર છોડી પોરવાડો જ્યારે શ્રીમાળમાં આવ્યા ત્યારે કનિષ્ક શ્રીમાળના કોઇ પૂર્વ ભાગમાં રાજ્ય કરતો હોવો જોઇએ અને ત્યાંથી એણે પોરવાડને શ્રીમાળના રક્ષણને માટે મોકલેલા હોવા જોઇએ. આ ઉપરથી એમ જણાય છે કે પોરવાડો શ્રીમાળમાં કાશ્મીરથી બહારો બહાર આવેલા નહિ પણ શ્રીમાળની પૂર્વ બાજુના કોઇ શહેરમાંથી આવેલા. હવે પોરવાડો શ્રીમાળની પૂર્વ તરફના કયા ભાગમાંથી શ્રીમાળમાં આવ્યા તે ચોકસ ખબર પડતી નથી પણ આગળ જતાં લખ્યું છે કે પોરવાડો મૂલમાં ગુજ્જર જાતના હતા. સ. ગોવિંદભાઇના પ્રાચીન ઇતિહાસ પરથી જણાય છે કે આ ગુજ્જરો કુશાન બાદશાહ કનિષ્કના વખતમાં (ઇ. ૭૮–૧૦૮) વાયવ્ય કોણમાંથી હિંદુસ્થાનમાં આવ્યા અને સિંધુ પ્રદેશમાં રહ્યા; ત્યાંથી મથુરા જઇ વસ્યા; ત્યાર બાદ ગુપ્ત રાજાના સમયમાં (ઇ.સ. ૩૦૦)માં તેઓ મથુરાથી પૂર્વ રજપુતાનામાં ગયા

અને કોટા અને મંદેસરને રસ્તે માળવા તથા ગુજરાતમાં આવ્યા. પોરવાડોનો શ્રીમાળમાં આવવાનો સમય બીજી સદીનો લખ્યો છે તેથી પોરવાડો મથુરાના અથવા પૂર્વ રજપુતાનાના કોઇ પ્રદેશમાંથી શ્રીમાળમાં આવ્યા એમ જણાય છે. ભિન્નમાલની પૂર્વમાં ૧૧ માઇલ દુર છકલા ગામમાં કનકાવતી નામની એક નગરી હતી અને આ નગરી કનિષ્કે વસાવી હતી. આ પરથી પોરવાડો આ નગરમાંથી કયાં નહિ આવ્યા હોય ?

**કેટલા પોરવાડો શ્રીમાળમાં આવ્યા ?**—વિમળપ્રબંધમાં જણાવ્યા પ્રમાણે શ્રીમાળમાં આવેલા પોરવાડોની મૂળ સંખ્યા ૧૦,૦૦૦ ની હતી.

**પોરવાડો શ્રીમાળમાં કયાં વસ્યા ?**—શ્રીમાળપુરાણ તથા વિમળપ્રબંધમાં લખ્યું છે કે પોરવાડો શ્રીમાળની પૂર્વમાં રહ્યા તેથી તેઓ પ્રાગ્વાટ (પોરવાડ) * કહેવાયા પણ પોરવાડ શબ્દની વ્યુત્પત્તિ પ્રાગ્વાટ શબ્દ પરથી થયેલી નહિ માનતાં અન્ય પ્રકારે કલ્પી કોઈ કોઈ લેખક ભિન્ન મતો સાદર કરે છે.† કેટલાક પુસ્તકોમાં પોરવાડ શબ્દની વ્યુત્પત્તિ પુરા અથવા પુર (=શહેર) અને વાટ (=દિશા) પરથી કરી પોરવાડો શ્રીમાળ શહેરમાં રહ્યા એમ જણાવ્યું છે. બીજા કેટલાક પુસ્તકોમાં પોરવાડ શબ્દની વ્યુત્પત્તિ પરા (=શહેર બહારનો ભાગ) અને વાટ (=દિશા) પરથી પોરવાડો શ્રીમાળના પરામાં રહ્યા એમ જણાવ્યું છે. પોરવાડ શબ્દની વ્યુત્પત્તિ પ્રાગ્વટ કરતાં પુરા (અથવા પુર) વાડ અને પરાવાડ પરથી થયેલી સ્હેલાઇથી સમજી શકાય તેમ હોવાથી આ બે મતો ઘુસ્યા હોય એમ લાગે છે. શ્રીમાળ પુરાણમાં प्रागवाटादिशि पुर्वस्याम् (પૂર્વમાં રહ્યા તે પોરવાડ) એમ લખ્યું છે અને વિમળપ્રબંધમાં પણ તેજ પ્રમાણે લખ્યું છે એટલે પોરવાડો શ્રીમાળની પૂર્વમાં રહ્યા એ વાત નિસંદેહ છે. વ્યુત્પત્તિના વિદ્યાર્થીઓ જાણે છે કે ગુજરાતી ભાષા અપભ્રંશ ભાષામાંથી ઉત્પન્ન થઇ છે. અપભ્રંશ ભાષા પ્રાકૃત ભાષામાંથી ઉત્પન્ન થઇ છે અને પ્રાકૃત ભાષા સંસ્કૃત ભાષામાંથી ઉત્પન્ન થઇ છે. સંસ્કૃત અને ગુજરાતી ભાષાની વચ્ચે થયેલા બે અવતારોમાં ઉચ્ચાર ભેદની વિકૃતિથી તથા અનાર્ય લોકોના સંસર્ગથી મૂળ શબ્દનું એટલું બધું રૂપાંતર થયું હતું કે રૂપાંતર પરથી મૂળ શબ્દ ઓળખવો કઠિણ પડતો. આવી વસ્તુસ્થિતિમાં પોરવાડ શબ્દની વ્યુત્પત્તિ પ્રાગ્વાટ શબ્દ પરથી થયેલી લેખકને અયોગ્ય લાગતી નથી. જુના ગુજરાતી કાળ (વિ. સ. ૧૩૦૦–૧૬૦૦) માં પોરવાડ, પોરૂઆડ, અથવા પોરૂવાડ કહેવાતા એમ વિમળપ્રબંધમાં લખાણુ છે.

---

* શ્રી રામલાલજીકૃત મહાજનવંશ મુકતાવળી નામના જૈન ગ્રંથમાં લખ્યું છે કે શ્રી પદ્માવતી નગરમાં ૨૪ ગોત્ર (ચોધરી, કાલા, ધનગર, રતનાવત, ધનૌત, મજાવર્યા, ડવકરા, ભાદલ્યા, શેઠીયા, કામલ્યા, ઉધીયા, બે ખંત, ભુત, ફરકયા, ભલે પરીઆ, મંદોવરીયા, મુનીયા, ધાંટયા, ગલિયા, ભેસોટા, નવેપર્યા, દાનગડ, મહતા અને ખરડયા)ના રજપુતોના સવા લાખ ઘરો હતા. આ લોકો પારેવા નગરના રહીશ હોવાથી પોરવાલ તરિકે પ્રસિદ્ધ થયા. પોરવાડોની ઉત્પત્તિ આ પ્રમાણે આ પુસ્તક સિવાય કોઇ સ્થળે મળી આવતી નથી તેમ આ લખાણુ બહુ પ્રમાણભુત ગણાતું નથી. રા. મણીભાઇ વ્યાસનુ ધારવુ એમ છે કે પોરવાડો પુર્વ તરફથી શ્રીમાળમાં આવ્યાથી પોરવાડો કહેવાયા.

† જુના વખતમાં કવિઓ તથા લેખકો પુસ્તકોમાં સ્થાનિક નામોને બદલે તેને અનુસરતા સંસ્કૃતના રૂપો વાપરતા તેથી જુના ગ્રંથોમાં પોરવાડના સ્થાનિક શબ્દો પુરા (પુર) વાડ અથવા પરાવાડને બદલે પ્રાગ્વાટ શબ્દ વાપરવામાં આવ્યો છે એમ કેટલાકનું ધારવું છે.

કેટલાક પુસ્તકોમાં આ જ્ઞાતિને પ્રાગ્વાલ અથવા પોરવાલના નામોથી આલેખવામાં આવી છે. પરંતુ આ નામો મૂળ નામોને બદલે અન્ય જ્ઞાતિઓ જેવી કે ઓસવાલ, દીસાવાલ, ગુજરવાલ, અગરવાલ ઇત્યાદી નામોને છેડે લાગતાં 'વાલ' પ્રત્યય પરથી ઘુસાડી દીધા હોય એમ લાગે છે.

**પોરવાડ તરીકે ક્યારે ઓળખાયા?** શક રાજા કનિષ્કે મોકલાવેલા સૈનિકો પોરવાડ તરીકે ક્યારે પ્રસિધ્ધ થયા તેની ચોકસ ખબર પડતી નથી. પણ વલ્લભી રાજાઓના સમયમાં (ઇ. સ. ૫૦૯–૭૬૬)માં પોરવાડોના નામ આવે છે. આનાં પહેલાના ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં પોરવાડ એવું નામ મળતું નથી. વળી ગોવિંદભાઇના પ્રાચીન ઇતિહાસ પરથી જણાય છે કે પ્રખ્યાત ચીનો સાધુ હુનસાંગ (ઇ. ૬૧૨–૬૪૦) હિન્દુસ્તાનમાં આવ્યો ત્યારે હિંદુસ્થાનમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર સિવાય બીજી અન્ય ન્યાતો ઝાઝી જણાતી નહોતી. આ પરથી લાગે છે કે શ્રીમાળમાં આવ્યા પછી ત્રણસો ચારસો વર્ષ પછી તેઓ પોરવાડ તરીકે પ્રસિદ્ધ થયા.

---

## પ્રકરણ ૨ જું.

### પોરવાડોનાં મૂળ વતન–શ્રીમાળ અથવા ભિન્નમાલની તથા અન્ય જાણવા લાયક વિગતો.

**શ્રીમાળ ક્યાં આવ્યું?** શ્રીમાળ (હાલનું ભિન્નમાલ)–શ્રીમાળી તથા પોરવાડ વણિકોનું ઉત્પત્તિ સ્થાન–આબુ રોડ સ્ટેશનથી પચાસ માઇલ દૂર વાયવ્ય કોણમાં મરૂભૂમી–મારવાડ–ના એક ખુલ્લા મેદાનમાં લાંબી તથા સ્હેજ ઉંચી ટેકરી ઉપર આવેલું છે. કાળવશાત્ એ નગર લગભગ નિર્જન તથા નિર્જીવ થયું છે અને વ્યાપાર નષ્ટ થયો છે છતાં આગળ ઘણું સમૃદ્ધિવાળું, ગાઢ વસ્તીવાળું તથા અનેક તીર્થોથી સુશોભિત રાજ્યનગર હતું અને ૧૩ મા સૈકા સુધી આ શહેરનુ ગૌરવ તથા કીર્તિ જળવાઇ રહ્યાં હતાં. રાજ્યસ્થાનમાંથી ગુજરાતમાં પ્રવેશ કરવાના એક મૂખ્ય રસ્તાને મથકે એ નગર બાંધવામાં આવેલું હતું અને તેને લીધે રાજ્યસત્તા તથા વ્યાપારનું મૂખ્ય મથક થઈ પડયું હતું. મોગલ શેહેનશાહોના વખતમાં જોધપુર મહારાજ્યના જસવંતપૂરા જીલ્લાનું એ મુખ્ય નગર હતું. જ્યારે જોધપુરના મહારાજા જસવંતસિંહજીએ ભિન્નમાલની બાજુમાં લોયાણા કરીને ગામ હતું તેના રાણા સાલજીએ જોધપૂર રાજ્ય સામે બંડ ઉઠાવ્યું તે સમાવી સાલજી પાસેથી લોયાણા સર કર્યું અને લોયાણાનું નામ બદલી જસવંતપુર નામ આપી તેને એ જીલ્લાનું મુખ્ય સ્થળ અને થાણું કર્યું ત્યારથી ભિન્નમાલની અગત્યતા ઘટતી ગઇ અને વ્યાપાર બીજે રસ્તે ખેંચાઇ ગયો.

કેમ્પબેલકૃત ગુજરાતના ઇતિહાસમાં આપેલી ભિન્નમાલની તવારીખમાં લખ્યું છે કે જુદા જુદા યુગમાં આ નગરનાં જૂદાં જૂદાં નામો હતાં. સત્યયુગમાં શ્રીમાલ, ત્રેતામાં

રત્નમાલ, દ્વાપરમાં પુષ્પમાલ તથા કલિયુગમાં ભિન્નમાલ એ નામે તે ઓળખાતું થયું. વળી એજ તવારીખમાં લખ્યું છે કે પ્રથમ ભિન્નમાલ જલમય હતું પણ પાછળથી ભૃગુઋષિએ સૂર્યનું આવાહન કર્યું તેથી સૂર્યે ઋષિની ઇચ્છાથી જળ સુકવી નાંખ્યું અને ભિનમાલ જમીનનો પ્રદેશ થયો. વળી અસલ આ સ્થાન "ગૌતમ આશ્રમ"ને નામે પ્રખ્યાત હતું એમ શ્રીમાળપુરાણ પરથી જણાય છે. આ શહેરની સ્થાપના વિષે શ્રીમાળપુરાણમાં તથા શ્રીરામલાલજીકૃત મહાજનવંશ મુકતાવલી નામના જૈન પુસ્તકમાં જુદી જુદી કથાઓ આપી છે. (૧) શ્રીમાલપુરાણમાં નીચે પ્રમાણે કથા છે. એક વખત વિષ્ણુ ભગવાન લક્ષ્મીજીનું પાણીગ્રહણ (લગ્ન) કરીને જતા હતા ત્યારે તેઓ નારદમુનીના કહેવાથી શ્રીમાળમાં જ્યાં ત્ર્યંબક સરોવર છે ત્યાં આગળ ઉતર્યા અને સ્નાન કર્યું. આ સરોવરમાં નહાવાથી લક્ષ્મીજી દુર્વાસાના શ્રાપમાંથી મુકત થયાં અને દેવતાપણાને પામ્યાં. પછી બ્રહ્માદિ દેવતાઓએ લક્ષ્મી દેવીની આદરથી પૂજા કરી અને એમનાપર દિવ્યગંધવાળાં પુષ્પોની માળાઓની વૃષ્ટિ કરીને પૃથ્વીનો આ ભાગ ઢાંકી નાખ્યો. પછી શ્રી લક્ષ્મીજીની આ પ્રદેશમાં સુંદર નગર બનાવવાની ઇચ્છા જાણી વિષ્ણુ ભગવાને વિશ્વકર્મા પાસે મોક્ષને ઇચ્છનારાઓના મનને આનંદ પમાડે એવા દિવ્ય મહેલોથી ભરેલું સુંદર બાંધણીનું અતિ ઉત્તમ શહેર બનાવ્યું અને પોતાના અસંખ્ય ગણોને મોકલી પવિત્ર અને પુણ્યકારી ક્ષેત્રોમાંથી સુંદર કાંતિવાળા, યશસ્વી, દેવના વ્રતમાં કુશળ, પરણેલા, પ્રિય ઇચ્છનાર, યુવાન, ૫૦,૦૦૦ મુનીપુત્રોને તેડાવ્યા. લક્ષ્મીજીની આજ્ઞાથી આઠ સંપત્તિઓએ નગરના મહેલોને સર્વ પ્રકારના રાચરચીલાથી ભરી દીધા. આ ઉત્તમ શહેર જોઇ બ્રહ્માદિક દેવતાઓ લક્ષ્મી પ્રત્યે હાથ જોડી બોલ્યા કે? "હે શ્રી (લક્ષ્મી)! જ્યારે તમે ત્ર્યંબક સરોવરમાં નહાઇ બ્રહ્મ (દેવ) સ્વરૂપને પામ્યાં ત્યારે તમને અર્પેલી પુષ્પમાળાઓ વડે આ નગરી ઢંકાઇ ગઈ હતી માટે આ શહેરને શ્રીમાળ [શ્રી(=લક્ષ્મી)+માળા એટલે પુષ્પમાળા] નામે પ્રસિદ્ધ કરો." લક્ષ્મીજીએ દેવતાઓની ઇચ્છા કબુલ રાખી અને આ પ્રદેશ ત્યારથી શ્રીમાળ નગર નામથી વિખ્યાત થયો. પછી વિષ્ણુ ભગવાને તેડાવેલા ૫૦,૦૦૦ બ્રાહ્મણોમાંથી ૫,૦૦૦ બ્રાહ્મણોનો વિરોધ હોવા છતાં બાકીના ૪૫,૦૦૦ બ્રાહ્મણોની સંમતિથી આ નગરનું દાન ગૌતમ ઋષિને આપ્યું. આ ૪૫,૦૦૦ બ્રાહ્મણો શ્રીમાળી બ્રાહ્મણો તરીકે ઓળખાયા.

શ્રી રામલાલજીકૃત મહાજન વંશ મુક્તાવળી નામના જૈન પુસ્તકમાં નીચે પ્રમાણે કથા છે. શ્રીમલ્લ નામના રાજાએ પોતાની પુત્રી લક્ષ્મીના શીરોહીના પરમાર રાજા ભીમસેન સાથે વિવાહ કર્યા તે વખતે આ નગર વસાવી તેનું દાન કર્યું અને પાછળથી ભીમસેનના પુત્ર આસલે આ શહેરને પોતાના દાદાના નામથી શ્રીમાળ એવા નામે વિખ્યાત કર્યું. આ કથા આ નગરની પ્રાચીનતા ધ્યાનમાં લેતાં માની શકાય એવી નથી.

શ્રીમાળપુરાણમાં જણાવ્યા પ્રમાણે આ નગર પાંચ યોજન ફરતું તથા ચારે પાસ ચોખંડું હતું તથા ચારે પાસે ખાઇ તથા કોટ હતા. તેને ચોરાશી દરવાજા હતા; ત્યાં અનેક તીર્થો, દેવસ્થાનો, સરોવરો, વેદશાળાઓ તથા મઠો હતા. વળી સુશોભિત ચૌટાં, દુકાનો તથા મહેલો પણ ઘણાં હતાં. તેની વસ્તીમાં ૪૫ હજાર શ્રીમાળી બ્રાહ્મણ, તથા ત્રીસ ગોત્રના નેવું હજાર વણીકો મુખ્ય હતા; તે ઉપરાંત કારીગરો, વસવાયાં તથા જુદા જુદા ધંધાથી માણસો મોટી સંખ્યામાં ત્યાં રહેતા હતા. આ નગરની પ્રાચીન ભવ્યતા માટે તેના મુખ્ય

તીર્થસ્થાનોનું જુદું વર્ણન આપ્યું છે તે ઉપરથી કંઇક ખ્યાલ આવશે. સંપૂર્ણ વિગતને માટે વાંચકવૃંદને શ્રીમાળપુરાણ અથવા તેનું ભાષાંતર જોવા ભલામણ કરીએ છીએ.

**શ્રીમાળનું નામ ભિન્નમાળ કેમ થયું ?**:–શ્રીમાળપુરાણમાં જણાવ્યું છે કે વિક્રમ સંવત્ ૧૨૦૩ માં સુનંદ નામના વણિકની પ્રાર્થનાથી લક્ષ્મીજી શ્રીમાળ છોડી પાટણ ગયાં અને આ નગરની દુર્દશા શરૂ થઇ. ત્યાર પછીથી શ્રીમાળ નગર ભિન્નમાળ–જે સ્થળેથી લક્ષ્મીજીની માળા એટલે લક્ષ્મીજી દુર થઇ છે–એ નામે ઓળખાવા લાગ્યું. ભોજ–પ્રબંધ તથા પ્રબંધચિંતામણિમાં લખ્યું છે કે ભોજ રાજાની દરબારમાં માઘ નામનો એક પ્રખ્યાત શ્રીમાળી બ્રાહ્મણ કવિ હતો. તે ખર્ચાળુ અને ઉડાઉ હતો. તેના ઉપર ભોજ રાજાની પરમ કૃપા હતી અને મ્હોટા મ્હોટા દાનો મળતાં છતાં તેના ઉડાઉ ખર્ચને લીધે હમેશ દરિદ્ર સ્થિતિ ભોગવતો અને અવસાન વખતે પણ તે લક્ષ્મીહીન હતો તે ઉપરથી દરબારમાં શ્રીમાળ નગરનું નામ પલટી ભિન્નમાળ રાખવામાં આવ્યું. આ કથાઓ કપોલકલ્પિત લાગે છે. ગુજરાત ગેઝેટીઅરમાં લખવામાં આવ્યું છે કે ગુર્જર રાજાઓ તીર કામઠાની વિચક્ષણતાથી ભિલ્લ કહેવાયા હોય અને તે ઉપરથી આ નગરનું નામ ભિલ્લમાળ–ભિન્નમાળ પડયું હોય. આ માત્ર અનુમાન છે. સને ૧૯૦૮ ના આરકીઓલોજીકલ સરવેના રીપોર્ટમાં લખતાં મી૰ ડી. આર. ભંડારકર જણાવે છે કે આ સ્થળનું મૂળ નામ ભિલ્લમાળ–ભિન્નમાળ હશે અને શ્રીમાળ તથા ભિન્નમાળ એ પાછળથી સંસ્કૃતમાં રૂપાંતર કરેલાં નામો હશે. એક સ્થળે આ નગરનું મૂળ નામ ભિંડમાળ હતું એમ જણાવવામાં આવ્યું છે. અણહિલવાડ પાટણ સ્થપાયાથી તથા શ્રીમાળના રાજાઓની નબળાઇથી શ્રીમાળ નગરની જાહોજલાલી નષ્ટ થઈ, વ્યાપાર નષ્ટ થયો, સમૃદ્ધિ ઘટી અને વસ્તિ બીજા નગરોમાં જઇ વસી. નવાં નગરો સ્થપાયાથી રાજ્યસત્તા પણ દૂર થઇ અને અંતે રાજ્યસ્થાન (રજપુતાના)ના મારવાડનું આ સુપ્રસિદ્ધ સ્થળ નિર્જન ગામડાંની સ્થિતિમાં આવ્યું. આથી મૂળ નામ શ્રીમાળમાં રૂપાંતર થઇ તે ભિલ્લમાળ કે ભિન્નમાળ કહેવાયું હોય એ સ્વાભાવિક છે.

**શ્રીમાળ–ભિન્નમાળ–ના રાજ્યકર્તા:**—ઇ. સ. ૧૫૮૩ માં મુગલ શહેનશાહ અકબરે રાજ્યવ્યવસ્થાને અંગે ભિન્નમાળને મારવાડ વિભાગમાં મુકયું ત્યાં સુધી તે ઉત્તર ગુજરાત (આનર્ત્તદેશ)ના એક ભાગમાં ગણાતું અને ભિન્નમાળના તે વખતના રાજ્યકર્તાઓનો ઇતિહાસ આખા ગુજરાતના રાજ્યકર્તાઓના ઇતિહાસ જોડે એટલો બધો સેળભેળ થયો છે કે તેના રાજ્યકર્તાઓનો ઇતિહાસ છૂટો મળી શકતો નથી. રા. ગોવિંદભાઇના ગુજરાતના પ્રાચીન ઇતિહાસ પરથી જણાય છે કે પુરાણો પ્રમાણે આનર્ત્ત દેશનો પહેલો રાજા મનુનો પૌત્ર આનર્ત હતો. આનર્તનો પુત્ર રેવત થયો અને રેવત પછી તેનો પુત્ર રૈવત ગાદીએ આવ્યો. પુરાણ પ્રમાણે રૈવતે આનર્ત્ત દેશ ગુમાવ્યા પછી તેના ઉપર યાદવોનું રાજ્ય થયું અને કૃષ્ણના બંધુ બળરામ આનર્ત્તના પહેલા યાદવ રાજા થયા. ઇ. સ. પૂ. ૧૩૯૦ માં યાદવાસ્થળી થઇ; રાજ્યગાદી માટે યાદવો માંહોમાંહે વિગ્રહ કરી નબળા પડયા અને આનર્ત્ત દેશ ગુમાવ્યો. યાદવાસ્થળી પછીથી તે ઇ. સ. પૂર્વે ૩૧૯ માં ગુજરાતમાં મૌર્ય વંશના રાજાઓ થયા ત્યાં સુધીનો ભિન્નમાળના રાજ્યકર્તાઓનો ઇતિહાસ જાણવાને સાધન નથી પણ આ વખતે ગુજરાત દેશ મ્લેચ્છ દેશ ગણાતો હતો તેથી પરદેશી લોકો જેઓને હિંદુઓ મ્લેચ્છ નામથી ઓળખતા તેઓએ રાજ્ય કર્યું હશે. ઇ. સ. પૂ. ૩૧૯ થી ૧૯૭ સુધી

ગુજરાત પર મૌર્યવંશનો અમલ હતો. ઇ. સ. ૨૦૦ વર્ષ પૂર્વે ભિન્નમાળમાં પરમાર રજપુતો રાજ્યકર્તા હતા એમ ગુજરાતસર્વસંગ્રહમાં તથા અન્ય ગ્રંથોમાં જણાવવામાં આવ્યું છે. ટોડ રાજસ્થાનમાં તથા અક્ષયકુમાર મઝમુદારના હિંદુસ્થાનના ઇતિહાસ પરથી જણાય છે કે પરમાર એ મૌર્ય અથવા મોરી વંશની એક શાખા હતી. મૌર્યવંશ પછી ગ્રીક બાકટ્રીયન રાજ્યનો અમલ થયો. તેમનો પરાજય કરી ક્ષત્રપોએ ગુજરાત સર કર્યું. તેમનો અમલ ઇ. સ. પૂર્વે ૭૦ થી ઇ. સ. ૩૯૮ સુધી રહ્યો. [આ ક્ષત્રપ (શક–સીથીઅન–નાગ–તક્ષક–યક્ષ ઇત્યાદી) વંશનો મૂળ પુરૂષ સુપ્રસિદ્ધ કનિષ્કને કેમ્પબેલકૃત ગુજરાતના ઇતિહાસમાં આપેલી ભિન્નમાળની તવારીખમાં શ્રીમાળનો ઉદ્ધારક કહ્યો છે અને શ્રીપુંજથી ઓળખાવવામાં આવ્યો છે. આના સંબંધમાં શ્રીમાળ પુરાણમાં કથા એમ છે કે જ્યારે વિષ્ણુ ભગવાને ૪૫,૦૦૦ આંગિરસ (અંગીરાના કુળમાં જન્મેલા)–શ્રીમાળીઓ–ના કહેવાથી શ્રીમાળ નગરનું દાન ગૈતમરૂપીને આપ્યું ત્યારે ૫૦૦૦ સૈંધવારણ્ય વાસીઓ (સિંધુદેશના જંગલના વાસીઓ)–પુષ્કરણાઓ–રીસાઇને શ્રીમાળ છોડી ચાલ્યા ગયા અને આંગીરસ બ્રાહ્મણોના નાશને માટે સૂર્યની તપશ્ચર્યા કરી એક સારિકા નામની રાક્ષસીને શ્રીમાળમાં મોકલી. આ સારિકા બ્રાહ્મણોની પ્રત્યેક કન્યાને પરણુતી વખતે માંહેરામાંથી ઉંચકી લઇ પાતાળમાં સંતાડવા લાગી. આવી રીતે કન્યાઓનું હરણ થવાથી શ્રીમાળી બ્રાહ્મણો બહુ દુઃખી થયા અને શ્રીમાળ છોડી અર્બુદાચળ (આબુ) ચાલ્યા ગયા અને આ નગર ૧૬૪ વર્ષ ઉજ્જડ રહ્યું. એક વખતે શ્રીપુંજ (કનિષ્ક) નામનો રાજા મૃગયા ખેલતા શ્રીમાળમાં આવી ચઢયો અને ત્યાં આવેલા બ્રહ્મકુંડમાં નહાવાથી તેનો કોઢનો રોગ મટી ગયો. આ ઉપકારના બદલામાં આ નિર્જન દેશ વસાવવાને તેના મૂળ વતનીઓને સારિકાથી અભય આપી પાછા તેડાવ્યા અને સારિકાને પકડી તેની પાસેથી અભય લઇ શ્રીમાળવાસીઓને ભયમાંથી મુક્ત કર્યા. કનિષ્કે ભિન્નમાળની સત્તા મળ્યા પછી તેને સારી સ્થિતિ ઉપર મુકવા પુષ્કળ શ્રમ તથા ખર્ચ કર્યો. ભિન્નમાળના સૂર્ય તથા ચંડીશના મંદિરો તથા કરાડ સરોવર તથા ભિન્નમાળથી સાત ગાઉ દૂર પૂર્વમાં છકલા ગામમાં કનકાવતી નામની નગરી એ રાજાએ બંધાવેલાં છે. ક્ષત્રપો પછી ગુપ્ત વંશના રાજાઓ (ઇ. સ. ૪૧૦–૪૭૦) થયા. ત્યાર પછીનો એક સૈકાનો ઇતિહાસ અચોક્કસ છે. ઇ. સ. ૪૩૮ માં ભિન્નમાળ પર રાક્ષસો ચઢી આવ્યા હતા એમ લોકવાયકા છે. આ રાક્ષસો કઇ જાતના હતા તે માટે કાંઇ લેખ નથી પરંતુ તે વખતે ઉત્તર હિંદુસ્તાનમાં હુણ નામની અનાર્ય પ્રજા ચઢી આવી હતી અને તેમને રાક્ષસ કલ્પ્યા હોય એ સંભવિત છે. ઇ. સ. ૫૫૦ માં ગુર્જર લોકો ભિન્નમાળના રાજ્યકર્તાઓ હતા એમ ચોક્કસ જણાય છે. ઇ. સ. ૯૫૩ ના અરસામાં સોલંકી રાજા ભીમસેનના વખતમાં અરાડ હજાર ગુર્જરો ભિન્નમાળ છોડી માળવાને રસ્તે ખાનદેશ ગયા. આ સમય પછી ગુર્જર રાજ્યના ત્રણ વિભાગો પડેલા અને ભિન્નમાળ પરમાર રજપુતોના હાથમાં આવેલું જણાય છે. ઇ. સ. ૧૧૮૩ ના અરસામાં નાંદોલના ચોહાણ (સોનીગરા) વંશે ભિન્નમાળ લીધું. ઇ. સ. ૧૩૦૦ ના અરસામાં ભિન્નમાળ રાઠોડના હાથમાં ગયું. ચોહાણોએ પાછું ભિન્નમાળ મેળવ્યું પણ થોડા વખતમાં રાઠોડના હાથમાં ગયું. ત્યાર પછી રાઠોડ પાસેથી અફગાનોના હાથમાં એ પ્રદેશ ગયો. અફગાનો પાસેથી પડીહાર રજપુતોએ ભિન્નમાળ મેળવ્યું અને તેમના હાથમાંથી રાઠોડોએ પાછું સર કર્યું અને અદ્યાપિ પર્યંત તેમને હસ્તક છે. ભિન્નમાળના હાલના

રાજા ઉમેદસિંગજી સગીર વયમાં હતા ત્યારે રાજ્યકારભાર ઇડરના સર પ્રતાપસિંહ ચલાવતા હતા. રાજા હવે ઉમ્મરમાં આવ્યાથી રાજ્યસત્તા પોતાને સ્વાધીન લીધી છે. *

**શ્રીમાળનો હાલનો દેખાવ:**—શ્રીમાળનુ પૂર્વોક્ત ગૌરવ તથા મહાત્મ્ય અનેક કારણોને લઇને અત્યારે નષ્ટ થઇ ગયું છે અને દેવાલયો, સરોવરો, કિલ્લાઓ વિગેરેના ખંડીયરોજ શ્રીમાળની શોભા વર્ણવી રહ્યા છે. દીલગીરીની વાત એ છે કે આવું ઉત્તમ પવિત્ર નગર સત્તાધીશોની વિચિત્ર રાજ્યનીતિને લીધે આજે સ્મશાન સ્થિતિએ પહોંચ્યું છે. કુદરતના કાર્ય ઉપરાંત સ્થાનિક તથા પરદેશી લોકોએ ઇંટ તથા પથરાને માટે અસલના બાંધકામો નષ્ટ કરી નાંખ્યા છે અને તે બાંધકામો સમરાવવાને અથવા સારી સ્થિતિમાં લાવવાને લોકો અથવા સત્તાધીશો તરફથી કાંઇ પણ થયું નથી. જે નગરમાં એક વખતે નેવું હજાર વાણીઆ, ૪૫ હજાર બ્રાહ્મણો તથા બીજી અન્ય જાતિઓ મળી લગભગ ૨॥ લાખ માણસો હતા, અનેક ધનવાનો હતા, અનેક વ્યાપાર તથા ઉદ્યોગો હતા તે શહેર આજે (ઇ. સ. ૧૮૯૧ ના સરકારે તૈયાર કરેલા વસ્તિપત્રક પ્રમાણે) ૧,૫૦૦ ઘરના ૮,૫૦૦ મોટે ભાગે ખેતીપર ગુજરાન કરનાર ગરીબ માણસોથી વસેલું છે. ઇ. સ. ૧૬૧૧ માં એક અંગ્રેજી વેપારી નીકોલશ ઉફલેટે ભિન્નમાલને ૩૬ માઇલ (૨૪ ગાઉ) ના ઘેરાવાવાળું તથા ઘણાં નાશ પામતાં તળાવો તથા કિલ્લાવાળું જણાવ્યું હતું તે આજે અનેક ખંડીયેરોવાળું અરણ્ય છે. શહેર બહારના જુના દરવાજાઓ [ ઉત્તરે ઝાલોરદ્વાર, પશ્ચિમે સાંચોરદ્વાર (પિપ્પલદ્વાર), ઇશાનકોણમાં સૂર્યદ્વાર, અગ્નિકોણમાં લક્ષ્મીદ્વાર અને દક્ષિણે ગુજરાતદ્વાર ] નાશ પામ્યા છે અને ભિન્નમાળની તળેટીની આસપાસની કિલ્લાબંધી એટલી બધી જીર્ણ તથા નાશ થઇ છે અને શહેરના તળાવોના કાંઠાની હારો જોડે એટલી બધી મળી ગઇ છે કે તે ફક્ત ચિન્હમાત્ર રહી છે. શહેરની ચારે બાજુ થુવેરીઆની તથા કાંટાની વાડો અથવા લોકોની વાડીઓ તથા ખેતરાંઓ આવી રહેલાં છે. શહેરની અંદર અહિંતહિં રસ્તાપર આવેલા રબારી, ભિલ તથા મહાજનનાં છૂટાંછવાયાં ઝુંપડાંઓ, જૂની કિલ્લાબંધીના ઢગલાઓ તથા આમતેમ વિખરાયેલી પડેલી ૫૦૦ થી તે ૮૦૦ ફીટ ઉચી ટેકરીઓ, હાલના સમયના બાંધેલાં અથવા સમરાવેલાં થોડાંક ગણ્યાંગાંઠ્યાં મકાનો તથા દેવાલયો તથા શ્રીમાળના ખંડીયરો શિવાય ભિન્નમાલ આજે એક ખુલ્લું લાંબુ નિર્જન ઉંચુ નિચું ખાડાખાબોચીયાવાળું મેદાન–જંગલ–થઇ રહ્યું છે.

**ભિન્નમાળના જોવા લાયક સ્થળો તથા ખંડીયરો**—ભિન્નમાળની અંદર હાલમાં જોવા લાયક સ્થળો ઘણાં થોડાં છે પરંતુ પ્રાચીન ખંડીએરો અને તેનો ઇતિહાસ

---

* ગુજરાત ગેઝેટીયરમાં આપેલી ભિન્નમાળની તવારીખમાં શ્રીમાળના નાશ તથા ઉધ્ધારની કેટલીક સાલો આપેલી છે તે ઇતિહાસ પ્રિય પુરૂષને ઉપયોગી થઇ પડશે એમ જાણી અત્રે આપવામાં આવી છે. ઇ. સ. ૨૬૯ માં શ્રીમાળપર પહેલ વહેલો નાશકારક હુમલો; ઇ. ૪૩૮ માં રાક્ષસોનો હુમલો; ઇ. ૬૬૪ માં શ્રીમાળ ફરીથી બંધાયું; ઇ. ૮૪૦ માં દુશ્મનોનો હુમલો; ૮૯૯ માં શ્રીમાળનો પુનરૂધ્ધાર.

લોંકાગચ્છની પટાવળીમાંથી જણાય છે કે સં. ૧૧૭૫ થી ૧૧૮૭ સુધી મારવાડમાં દુકાળ હતો અને તેથી ભિન્નમાળ તુટ્યું. સોહંકુલરત્ન પટાવળીમાંથી જણાય છે કે સં. ૧૩૧૩ માં રાવકાન્હડે ભિન્નમાળ પાછું વસાવ્યું.

આરકીઓલોજી અને એથનોગ્રાફીના અભ્યાસીની જીજ્ઞાસાને તૃપ્ત કરે તેવાં છે. પારસનાથનાં ચાર દેહેરાંઓ તાજાં સમરાવેલાં દેખાય છે. શહેરના પૂર્વ ભાગમાં વરાહ (બરાહી) ભગવાનના મંદિરની દક્ષિણે એક વિશ્રાંતિ સ્થાન છે. ભિન્નમાળની દક્ષિણે એક નાનું મંદિર છે તેમાં બે નાગની ફણા ઉપર માતાજીની મૂર્તિ પધરાવેલી છે. આ ગ્રામ્ય દેવીનું મંદિર હોય એમ જણાય છે અને તે રાઠોડની કુળદેવી છે એવો તેના ઉપર લેખ છે. આ ઉપરાંત ગામની અંદર પોસ્ટ ઓફીસ, ગામઠી નિશાળ, નાની ઑસ્પીટલ તથા દવાખાનું, પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટની ઓફીસ તથા મારવાડી વીશી છે. ભિન્નમાળના મુખ્ય ખંડીએરોમાં દક્ષિણે એક ટેકરી ઉપર જગસ્રોમ (જગતસ્વામી=સૂર્ય) નું નાશ પામેલું મંદિર છે. શ્રીમાળપુરાણમાં જણાવ્યા પ્રમાણે આ સૂર્યની મૂર્તિની સામે વિશ્વકર્માનું બનાવેલું તોરણ હતું જે સત્યયુગમાં રત્નમય, ત્રેતામાં સુવર્ણમય, દ્વાપરમાં રૌપ્યમય અને કલિયુગમાં કાષ્ટમય હતું. ગુજરાત ગેઝેટીઅરમાંની ભિન્નમાળની તવારીખ ઉપરથી આ સ્થાને અસલ બૌદ્ધ લોકોનું એક મંદિર હતું અને તેના ઉપર પાછળથી સૂર્યમંદિર બંધાવેલું જણાય છે. શ્રીમાળપુરાણમાં જણાવ્યા પ્રમાણે નહુષના પુત્ર યયાતિએ ઉગ્ર તપ કરી સૂર્યને પ્રસન્ન કરી તેમની આજ્ઞાથી આ સ્થળે સૂર્યમંદિર બંધાવ્યું હતું. ઇ. સ. ૧૪૦૦ માં ભિન્નમાળ પડી ભાંગ્યા પછી ત્યાંની મુખ્ય દેવમૂર્તિઓ પાટણ લાવવામાં આવી હતી અને તેમાં મુખ્ય મહાલક્ષ્મીની ચંદનકાષ્ટની મૂર્તિ છે જે હાલ પણ પાટણમાં બીરાજે છે અને તેની સેવા શ્રાવકોને હસ્તક છે. એ મૂર્તિની બે બાજુએ એક સૂર્યની કાષ્ટમૂર્તિ અને બીજી બાજુએ સૂર્યપત્નિ રંદેલ અથવા રણુદેવીની કાષ્ટની મૂર્તિ છે તે આ સૂર્યમંદિરમાંથી આણેલી જણાવવામાં આવે છે. એક સ્થળે આ મંદિર શ્રીપુંજ જેને જગસ્રોમ અથવા કનક (કાનિષ્ક) એવા નામોથી ઓળખાવવામાં આવે છે તેણે બંધાવેલું જણાય છે અને પોતાના સાર્વભૌમ અધિકારના ચિન્હ દાખલ તેને જગસ્રોમ—જગત્સ્વામિનું નામ આપ્યું હોય. આ મંદિર ઉપર સંવત ૧૧૧૭ ના માહા સુદ ૬ ને રવેઉનો લેખ છે તે ઉપરથી જણાય છે કે એ મંદીર બે ઓસવાળ તથા એક પોરવાડ વણિકે પરમાર રાજા કૃષ્ણદેવના સમયમાં સમરાવેલું હતું. આ દેવળની પાસે પૂર્વે સર્વસિદ્ધિદાશ્રમ હતો એમ શ્રીમાળપુરાણમાં ઉલ્લેખ છે. આ દેવાલયની પશ્ચિમે લગભગ ૫૦ વાર દૂર "ગુજરાત દરવાજા" તથા એક વાવનાં ખંડીએરો જણાય છે. આગળ દક્ષિણે સોવાર દૂર નવલાખેશ્વર મહાદેવનું મંદિર છે જે શ્રીમાળ પુરાણમાં જણાવેલું પ્રયુતેશ્વર મહાદેવનું મંદિર હોય એમ ધારવું છે. આ મંદિરથી થોડે દૂર એક મોટા ચોગાનમાં હનુમાનની મોટી મૂર્તિ તથા સિદ્ધિવિનાયક—ગણપતિનું ઘુમટવાળું મંદિર છે. થોડેક દૂર બ્રહ્મકુંડ આવેલો છે અને તેની બાજુએ પાતાલેશ્વર તથા ચંડીદેવી અને ચંડેશ્વરનાં મંદિરો છે. આ બ્રહ્મકુંડથી ઇશાન કોણમાં લગભગ ચાલીસવાર દૂર લક્ષ્મીસ્થળના નામથી ઓળખાતો ખરી પડેલો માટીનો ઢગ છે અને અહિં અસલ મહાલક્ષ્મીનું મંદિર હતું. બ્રહ્મકુંડથી આગળ ચાલતાં ખંડાલીયાનું જળાશય તથા જગેશ્વર અથવા જયેશ્વરનું મંદિર આવે છે. જુના વખતમાં આ મંદિરની પાસે નાગિની તથા કુકુલિની દેવીઓના સ્થાનકો હતા એમ જણાય છે અને તેની બાજુએ જુની વિદ્યાશાળા (સંસ્કૃત પાઠશાળા)ના ખંડીએરો દેખાય છે. કહેવાય છે કે ભિલ્લ લોકોના ત્રાસથી ૪ંગાળી આ વિદ્યાશાળાના વિદ્યાર્થીઓ ઘોળકે ચાલી ગયા હતા. શ્રીમાળી બ્રાહ્મણ કવિ સુપ્રસિદ્ધ માઘ (ઇ. સ. ૧૦૧૦—૧૦૪૦) આ વિદ્યાશાળામાં શિખ્યો હતો. શહેરના સીમાડાની બહાર અને વિદ્યા-

શાળાથી લગભગ ૩૦૦ વાર દૂર નિંબાળી સરોવરનાં ખંડીયેરો છે. આ તળાવથી અડધો-એક માઇલ દૂર ગોણી સરોવરના ખુલ્લા કીનારાઓ દેખાય છે. આ કુંડનાં કેટલાંક પગથીઆ હાલમાં છે જે ગૌઘાટ તરીકે ઓળખાય છે. આ ગોણી કુંડથી સ્હેજ આઘે શ્રીમાળી મહાજનો તથા ઉંચ વર્ણના હિંદુઓની બાળવાની જગ્યા છે. આ સ્મશાન મુકીને થોડે આઘે તલબી સરોવરના ખંડીયેરો છે. આ સરોવરની પાસે ત્ર્યંબકેશ્વર મહાદેવનું મંદિર છે અને થોડેક છેટે કરાડ સરોવર શરૂ થાય છે. કહેવાય છે કે આ સરોવર કનિષ્કે અથવા કનકસેને બંધાવ્યું હતું. આ કરાડ સરોવરના દક્ષિણ કીનારા પર ઝાલોરદુર્ગ (સુવર્ણદુર્ગ) સુધી લંબાતી કિલ્લાબંધીના ખંડીયેરો છે અને કિલ્લાબંધીની પેલી તરફ મહેશ્વર મહાદેવનું મંદિર છે. પશ્ચિમ કીનારે એક ખુલ્લી જગ્યામાં કિરાતેશ્વર મહાદેવનું સ્થાનક છે. કરાડ સરોવરના ઉત્તર તથા વાયવ્ય કોણ તરફ બ્રહ્મ સરોવર, વનકુંડ, ગૌતમકુંડ તથા યક્ષકૂપ નામના ચાર મોટાં તળાવો આવેલાં છે. આ ગૌતમકુંડની વચ્ચે એક નાનો ટાપુ છે જેના પર ગૌતમ આશ્રમનાં ખંડીયેરો જણાય છે. આ તળાવમાં આખું વર્ષ પાણી રહે છે. આ સરોવરના દક્ષિણ કિનારે ભૈરવનું મંદિર છે તથા એક ભાંગી ગયેલી મસીદ છે. આ સરોવરના ઉત્તર કીનારા પર પૂર્વની બાજુની તરફ એક ઝાડના થડને અઢેલી એક મોટી બેઠેલી મૂર્તિ છે અને જો કે તેનું કેટલુંક અંગ ભાંગી ગયું છે છતાં પણ હજુ સુધી તેની પૂજા થાય છે. કોઇ યક્ષ રાજાએ આ તળાવ બંધાવ્યું છે તેની આ મૂર્તિ હોય એમ માનવામાં આવે છે. શ્રીમાળપુરાણમાં આ મૂર્તિ કુબેર નામના યક્ષની છે એમ જણાવવામાં આવ્યું છે. એમ કહેવાય છે કે આ મૂર્તિ અસલ હાલના સ્થાનથી વિસેક કદમ દૂર હતી અને ત્યાં હજુ કોઇ મંદિરનાં ખંડીયેરો જણાય છે. થોડેક છેટે બે મુસલમાનોની કબરો છે. એમ કહેવાય છે કે લગભગ ૪૨૫ વર્ષ પહેલાં શ્રીમાળના રક્ષણને માટે લડતા ગઝનીખાન અને હમાલખાન નામના બે મુસલમાનો ઝાલોર આગળ મરી ગયા હતા તેની આ કબરો છે. આ કબરોથી સ્હેજ દૂર ઉત્તરે દાદેલી નામનો એક કુવો છે અને દોઢસો વાર દૂર ઉત્તરે નીલકંઠ મહાદેવનું મંદિર છે. યક્ષસરોવરની દક્ષિણે અડધોએક માઇલ દૂર પિપ્પલદ્વારના કેટલાક ખંડીયેરો દેખાય છે. પિપ્પલદ્વારની દક્ષિણે એક માઇલ દૂર મોટા બાણસરોવરના ઉઘાડા કીનારાઓ છે અને આ સરોવર વચ્ચે લખારા નામનો એક ટાપુ છે. આ સરોવર પાસે એક ૫૦૦ ફીટ ઉંચા સુંધ (સૌગંધિક) પર્વત ઉપર શ્રીમાળની લક્ષ્મી (ચામુંડા)ના તથા સુંધમાતાના મંદિરો છે. સન ૧૮૭૮ નાં ડીસેંબરના બુદ્ધિ-પ્રકાશના અંકમાં ચામુંડાદેવીના મંદિર માટે અભિલેખ છે. આ મંદિર સુંધ પર્વત ઉપર આવેલું છે. તે ઉપર જવાનો માર્ગ સાંકડો અને વિકટ છે અને મધ્યમાં જળપ્રવાહ છે. આગળ ચાલતાં મોટું રમણીય વન આવે છે અને તેમાં મોટી મોટી ગુફાઓ આવે છે. એક ગુફામાં ગુર્જરાધિપતિ ચામુંડ રાજાએ ચામુંડાદેવીનું આરસપહાણનું મંદિર બંધાવ્યું છે અને તેના જાળીઆ, બારી, ગોખ, ઝરૂખા વિગેરે પર્વતના પથ્થરમાંથી કોરી કહાડ્યા છે. તથા મંદિરના થાંભલા એવી રીતે ગોઠવ્યા છે કે ગણીને ફરી આવતાં પ્રથમનો થાંભલો ભુલી જવાય. મૂર્તિ કાળા પાષાણની છે અને દંતકથા પ્રમાણે દેવી પર્વત ફાડી પ્રકટ થયા છે. આ ગુફાની બાજુમાં બીજી ગુફા છે તેમાં મહાદેવનું લિંગ છે. સ્થળસંકોચને લીધે બીજાં દેવાલયો તથા કુંડ તથા સરોવરોની વીગત આપી નથી તેમજ દંતકથાઓ પણ અત્રે જણાવી નથી.

**શૂરવીર પોરવાડ સ્ત્રી પુરૂષો.**—આ જ્ઞાતિના પુરૂષો શૂરાતન અને એકનિષ્ઠ રાજ્યભક્તિ માટે પ્રાચીનકાળથી પ્રખ્યાત છે અને પ્રકટમલ્લ અર્થાત્ પ્રખ્યાત યોદ્ધાઓની સંજ્ઞાથી ઇતિહાસ તથા દંતકથામાં પ્રસિદ્ધ થયા છે. આબુના પહાડ ઉપરના આરસપહાણના પ્રખ્યાત જૈન દેવાલયો બંધાવનાર ભાઇઓ વસ્તુપાળ અને તેજપાળ પોરવાડ હતા. બન્ને ભાઇઓ ગુર્જરાધિપતિ વાઘેલ વંશના વીરધવલ રાજાના મંત્રિપદે હતા. જ્યારે દીલ્હીનો સુલતાન મોજદીન વીરધવલની રાજ્યધાની અણહીલવાડ પાટણ ઉપર મોટાં લશ્કર સાથે ચઢી આવ્યો ત્યારે પોરવાડજ્ઞાતિરત્ન વસ્તુપાળ એક લાખ આદમીના લશ્કરની સરદારી લઇ સામો થયો અને પોતાના પરાક્રમ, શૌર્ય તથા યુદ્ધ-કળાથી શત્રુનો પરાજય કર્યો. ઘોઘા પાસેના વડુઆ બંદરના ચાંચીઆ રાજા શંખે ખંભાત પર ચઢાઇ કરી ત્યારે તેવીજ રીતે ખંભાતના રાજાની વ્હારે ધાઇ શંખના લશ્કરનો પરાભવ કરી ખંભાતને પોતાને તાબે કર્યું. તેજપાળનું પરાક્રમ તેથી પણ વધુ હતું. ભદ્રેશ્વરના રાજા ભીમસિંહ જોડે પંચગામ આગળ તેણે ત્રણ દીન સુધી દારૂણ યુદ્ધ કર્યું હતું અને તેને મારી હઠાવ્યો હતો. ગોધ્રાના માંડલિક રાજા ધુંધળ સાથે સમરાંગણ કરી તેને ઘોડા પરથી પછાડી કેદ પકડી તેજપાળે પાંજરામાં પૂર્યો હતો. દક્ષિણના યદુવંશી રાજા સિંધણે ગુજરાત ઉપર સ્વારી કરી ત્યારે તેને ભરૂચ આગળ હરાવી વ્હીલે મોઢે પાછો કહાડયો. વઢવાણ આગળ ગોહેલોને જીતી વામનસ્થળીના રાજા સાંગણ અને ચામુંડને માર્યા. આ બે ભાઇઓએ ગુજરાત રાજ્યની પ્રતિષ્ટા અને સીમા ઘણી વધારી હતી. તેમના મંત્રિપદના અમલમાં ગુજરાત સુખી, સમૃધ્ધિવાળું અને પરાક્રમી ગણાતું અને શત્રુઓ તેનાથી દૂર રહેતા હતા.

ગુર્જરેશ્વર ભીમનો સેનાપતી વિમળ પણ પોરવાડ હતો. એમના વડવાઓ નીન, લહિર તથા વીર ઠેઠ વનરાજના વખતથી સેનાપતિનું કામ કરતા હતા. તેણે યુદ્ધમાં ભોજના, તથા ઠઠ્ઠાના રાજાના સૈન્યનો પરાભવ કર્યો હતો અને ચંદ્રાવતિ નગરના રાજ્યાધીશનું અનુપમ પદ મેળવ્યું હતું. વિમળશાહને "દ્વાદશ સુરત્રાણ છત્રોદ્દાલક" બાર સુલતાનના છત્ર હરનાર એવી પદવિ આપવામાં આવી હતી. આ માટે એમ જણાવવામાં આવે છે કે રૂમ નગરના બાર સુલતાનોનો પરાજય કરી તેમનાં છત્રો તેણે હરી લીધાં હતાં. તે વખતે હાલના કૉનસ્ટેન્ટી-નોપલની રાજ્યધાનીવાળા રાજ્યને રૂમના રાજ્યની સંજ્ઞાથી ઓળખવામાં આવતું હતું અને એ રાજ્યને તાબે એશીઆમાં અસંખ્ય સુલતાનો નાની મોટી રાજ્યગાદી ભોગવતા હતા. તેમના તરફથી વારંવાર આર્ય દેશ ઉપર હુમલા કરવામાં આવતા. તેવા હુમલા હઠાવવામાં તથા શત્રુઓનો પરાજય કરવામાં આ બાહોશ અને શૂરવીર વણિકે આગેવાની ભરેલો ભાગ લીધેલો જણાય છે. આજે પણ આબુના પ્રખ્યાત દહેરાંઓમાં અગ્રસ્થાને બાર ઘોડેસ્વાર સુલતાનોની વચ્ચે વિમળશાહની ભવ્ય મૂર્તિ બતાવવામાં આવે છે. આ પ્રતિમાઓ ઓછામાં ઓછી ૮૦૦ થી ૯૦૦ વર્ષ પહેલાં મુકવામાં આવી હતી.

પોરવાડવણિક કાકૂની પુત્રિ અનંગભદ્રાએ શિલાદિત્યના સૈન્યમાં જોડાઇ અપ્રતિમ પરાક્રમ બતાવી અમરૂખીન જમાલના લશ્કરને હરાવી વીખેરી નાંખ્યું હતું.

ભૂતકાળના આ ઉજ્જવલ ચરિત્રોના અંકુરો ભવિષ્યમાં પોરવાડ યુવકોમાં સ્ફૂરે અને પ્રસંગવશાત્ દેશસેવામાં એવીજ કીર્તિ પ્રાપ્ત થાય એવાં ચિન્હો દીસે છે. છેલ્લા યુરોપના મહાન યુદ્ધ વખતે આ ન્યાતના બે યુવકો લશ્કરી ડાકટર દાખલ જોડાઇ દારૂણ યુદ્ધસ્થળે

જીવને જોખમે નોકરી બજાવી યશસ્વી થઇ પાછા ફર્યા છે. ઇંડીઅન ડીફેન્સ ફોર્સના વિદ્યાર્થી વોલંટીઅર કોરમાં જોડાવવાને ત્રણ યુવકો બહાર પડયા હતા પણ તેમાંથી માત્ર એકનેજ ચૂંટી કહાડવામાં આવ્યા હતા. આ યુવકે મહા કષ્ટ વેઠી મોટા ભોગે લશ્કરની કપરી કવાયદ હોંસથી લીધી હતી. હાલમાં બીજા યુવક એજ પ્રમાણે યુનીવરસીટી કોરમાં જોડાયા છે.

**દાનવીર પોરવાડો:**—દાન ધર્મમાં પોરવાડોએ ઉદાર હાથથી અઢળક ધન ખર્ચ્યું છે. અને દાનશૂરતામાં તેઓ અગ્રસ્થાન ભોગવે છે. વિમળશાહ અને તેમનાં પત્નિ શ્રીદેવી દાન ધર્મ માટે એવાં સુવિખ્યાત થઇ ગયા છે કે તેઓ પ્રાતઃસ્મરણીય ગણાય છે. "વિમળ સુપ્રભાતમ્" એવા પ્રભાતના આશીર્વચનથી વિમળશાહના જેવું ભાગ્ય અને ઔદાર્ય આવે છે એવી લોકવાયકા હતી અને આ વાકય ભાટ ચારણોના અને જૈન લેખોમાં ઠેકાણે ઠેકાણે નજરે પડે છે. દહેરાં તથા દેવમંદિરો બંધાવવામાં તેમજ અન્ય પરોપકારી સંસ્થાઓ પાછળ પોરવાડો તરફથી પુષ્કળ નાણું ખર્ચવામાં આવ્યું છે તેની નિશાની આ દેશના એક ખુણાથી બીજા ખુણા સુધી હાલ પણ મળી આવે છે. વિમળશાહ તથા વસ્તુપાળ અને તેજપાળના આબુ ઉપરના તથા ગિરનારનાં દેવાળયો તથા ધનાશાના રાણકપુરનાં અદ્ભૂત કારીગરીના તથા અપ્રતિમ સુંદર દહેરાંઓ સુવિખ્યાત છે. અંબાજી પાસેના કુંભારીઆના ભવ્ય દેવસ્થાનો ચંદ્રાવતિના પોરવાડોએ બંધાવ્યાં હતાં. જાવડશાહ પોરવાડે શત્રુંજય પર સુંદર દહેરાં બંધાવ્યાં છે. પ્રસ્તાવનામાં તેમજ અન્ય સ્થળે જણાવ્યું છે તેમ આ ધાર્મિક વૃત્તિ શ્રાવક તથા મેશ્રિ પોરવાડમાં અદ્યાપિ સતેજ છે.

---

## પ્રકરણ ૩ જું.

---

**પોરવાડની જાતિ, ફેલાવો અને વિભાગો.**—શ્રીમાળપુરાણમાં પોરવાડોને વૈશ્ય-જ્ઞાતિના લખ્યા છે. વિમળપ્રબંધમાં પોરવાડો મૂળમાં ક્ષત્રિય હતા એમ લખ્યું છે. પોરવાડો મૂળમાં વૈશ્ય કે ક્ષત્રિય હતા એ ચર્ચા હાલના સમયમાં કરવી કાંઇક વિચિત્ર દેખાશે પરંતુ આ વિષયને તે કારણથી અંધારામાં રહેવા દેવો એ લેખકના મનથી ન્યાયસંગત નથી. લેખકના મત પ્રમાણે પોરવાડો મૂળમાં વૈશ્ય નહિં પણ ક્ષત્રિય હતા. વિમળપ્રબંધ ઉપરાંત ટોડ-રાજસ્થાનમાં પોરવાડો મૂળમાં ક્ષત્રિય હતા એવી રીતનું લખાણ મળે છે. સૌરાષ્ટ્ર દેશના ઇતિહાસમાં તથા રાસમાળામાં ગુજરાત અને મારવાડના વાણિયાઓ મૂળમાં ક્ષત્રિય હતા એમ લખ્યું છે. વળી સં. ૧૯૪૬ માં શ્રીમદ્ વિજ્યાનંદજી (આત્મારામજી)એ તૈયાર કરેલી ઓસવાલ જ્ઞાતિની ઉત્પત્તિ શ્વેતાંબર પરિષદના પ્રથમ રીપોર્ટમાં લખવામાં આવી છે તેમાં પણ પોરવાડોને મૂળ ક્ષત્રિય તરીકે વર્ણવેલા છે. વિશેષમાં વિમળ, વસ્તુપાળ, તેજપાળ આદિ પોરવાડોએ યુદ્ધકળામાં ઘણી નામના મેળવી છે તેથી પણ આ મતને પુષ્ટિ મળે છે. વિમળપ્રબંધના કર્તાએ પોરવાડ જ્ઞાતિની શૂરવીરતા ક્ષત્રિયયોગ્ય નીચે પ્રમાણે દર્શાવી છે.

> રણિ રાઉલી શૂરા સદા, દેવી અંબાવિ પ્રમાણ,
> પોરવાડ પરગટ્ટમલ, મરણી ન મુકઇ માંણ.

અર્થ:—યુદ્ધમાં સદા શૂરા રાવત છે. અંબાજીમાતાની જેને ઉપાસના છે એવા પ્રકટમલ્લ પોરવાડ મરતા પણ ટેક છોડતા નથી.

આ લખાણો જોતાં પોરવાડો મૂળમાં ક્ષત્રિય હતા એમ આપણે માની શકાયે. જ્યારે પોરવાડો ક્ષત્રિય હતા એમ આપણે માનીએ ત્યારે પોરવાડો કઇ જાતના ક્ષત્રિય હતા એ સવાલનું નિરાકરણ થવું જોઇએ. વિમળપ્રબંધમાં આ બાબતનું કાંઇ પણ લખાણ નથી પરંતુ જોધપુર રાજ્યના સને ૧૮૯૧ ના વસ્તિપત્રકના રીપોર્ટમાં પોરવાડો અણહિલવાડ પાટણના રજપુત રાજ્યકર્તાના વંશના હોવાનું લખ્યું છે. અણહિલવાડ પાટણનું રાજ્ય અનુક્રમે ચાવડા, સોલંકી અને વાઘેલા રજપુતોના હાથમાં હતું. આ રાજ્યકર્તામાં પોરવાડો કયા રાજ્યકર્તાના વંશના કે અનુયાયી હતા તે જણાવવામાં આવ્યું નથી પણ જોધપુર રાજ્યના તેજ વસ્તિપત્રકના રીપોર્ટમાં પોરવાડોમાં સોલંકી વિગેરે કેટલીક જાતો હાલમાં છે એમ લખ્યું છે. આ પરથી એમ જણાય છે કે પોરવાડો સોલંકી વંશના રજપુતોના વંશના છે. વળી જુના વખતમાં પોરવાડોના નામને છેડે 'પાળ' શબ્દ ( વસ્તુપાળ, તેજપાળ ઇ. ) લાગતો હતો. સોલંકી રાજાઓના નામના છેડે પણ આ પ્રત્યય લાગતો તેથી આ વાતને પુષ્ટિ મળે છે. આ સોલંકીઓ મૂળ કઇ જાતના હતા તે હવે તપાસીએ. કેમ્પબેલકૃત ગુજરાતના ઇતિહાસમાં * સોલંકીઓને મૂળ ગુજ્જર જાતના કહ્યા છે. આ ગુજ્જરો શુદ્ધ ક્ષત્રિય નહિ પણ મધ્યએશિયા નિવાસી શક–સીથીયન (તક્ષક–નાગ વિ.) વંશની એક પરદેશી ભટકતી જાત હતી અને પોતાના ઢોર લઇને ફરતી. તેઓ ખેતી કરતા અને લડવૈયાનું કામ પણ કરતા. એવું ધારવામાં આવે છે કે કુશાન બાદશાહ કનિષ્કના વખતમાં (ઇ. સ. ૭૮–૧૦૮)માં તેઓ વાયવ્ય કોણમાંથી હિંદુસ્થાનમાં આવ્યા. અને પાછળથી વેદોકત (હિંદુ) ધર્મ પાળી આર્યસંઘની ત્રુટક સ્થીતિનો લાભ લઇ અને બૌદ્ધ તથા જૈન સાધુઓની ઔદાર્ય વૃત્તિથી આર્યસંઘમાં ભળ્યા અને કાલાંતરે રાજ્ય સ્થાપ્યા પછી સોલંકી, ચાવડા ઇત્યાદિ ક્ષત્રિય નામો ધારણ કર્યાં. (ભાટોનું એવું કહેવું છે કે આ ગુજ્જર લોકો ગરબ ઋષિમાંથી ઉતરી આવ્યા છે.) કેમ્પબેલકૃત ગુજરાતના ઇતિહાસમાં આપેલી ભિન્નમાલની તવારીખમાં જણાવેલી હાલના ભાટોની એક કથામાં લખ્યું છે કે શ્રીમાળી બ્રાહ્મણો તથા વાણીઆઓ (પોરવાડ વિ૦) અસલ 'જમવાલા' ન્યાતના હતા. આ કદાચ ગુજ્જરનો ફાંટો હોય તો કોને ખબર? આ પ્રમાણે જ્યારે સોલંકીઓ ગુજ્જર જાતના ક્ષત્રિયો છે ત્યારે પોરવાડો પણ આ ગુજ્જર જાતના હોવા જોઇએ એ નિર્વિવાદ છે. ઘણા જુના વખતથી ગુજ્જર જાતની મોટી સંખ્યા મારવાડ તથા ગુજરાતમાં આવી વસી હતી અને પાછળથી જુદા જુદા ધંધાઓને લીધે આ લોકોની હાલમાં ઘણી ન્યાતો થઇ છે, જેવી કે ગુજ્જર વાણીયા, ગુજ્જર સુતાર, ગુજ્જર સલાટ, ગુજ્જર સોની, ગુજ્જર કુંભાર વિગેરે અને એ બધા મૂળમાં ગુજ્જર છતાં જુદા જુદા ધંધાને લીધે જુદી જુદી ન્યાતો ગણાઇ છે. આ પ્રમાણે પોરવાડો મૂળમાં ગુજ્જર જાતના હોય એ અસંભવિત લાગતું નથી. વળી કેમ્પબેલકૃત ઇતિહાસમાં શ્રીમાળી વાણીઆઓને ગુજ્જર વંશના કહ્યા છે

---

* પૃથિવીરાજ રાસામાં અગ્નિવંશી રજપુતોની ચાર જાતિઓ–પરિહાર, સોલંકી, પરમાર તથા ચોહાણ–ની ઉત્પત્તિની એક કથા આપી છે જેમાંથી જણાય છે કે એક વખત પવિત્ર આબુપર નખીતળાવની પાસે કેટલાક મુનીઓએ દૈત્યોથી કંટાળી તેના વધને માટે એક અગ્નિકુંડ કરી શંકરની આરાધના કરી. તપશ્ચર્યાના પ્રતાપે અગ્નિકુંડમાંથી ચાર પુરૂષો નિકળ્યા. જે ચુલુક (ખોબા)માંથી નિકળ્યો તે ચાલુક ( ચાલુક્ય–સોલંકી ) તરીકે પ્રસિધ્ધ થયો. આ પુરૂષની સંતતીઓ સોલંકી રજપુતો કહેવાય છે:—

અને પોરવાડ શ્રીમાળીઓની પાડોશમાં રહેતા અને પાછા બન્ને જ્ઞાતિઓ સમકાલિન હોઇ પોરવાડો પણ ગુજ્જર જાતિના હોય એ બનવા યોગ્ય છે. વળી ગુજ્જર રાજ્યકર્તાઓના અમલમાં પોરવાડો રાજ્ય દરબારમાં આગળ પડતો ભાગ લેતા તેથી તેઓ ગુજ્જર રાજ્યકર્તાના વંશના અથવા જાતીના હોય એ વાસ્તવિક લાગે છે.

**પોરવાડો વૈશ્ય કેમ કહેવાયા?** વિષયાંતર કરતાં પહેલા એક બાબત લખવી આવશ્યક છે. જ્યારે પોરવાડો મૂળમાં ક્ષત્રિય હતા એમ આપણે લખ્યું ત્યારે શ્રીમાળપુરાણમાં તેઓને વૈશ્ય શા માટે લખ્યા? લેખકના અનુમાન પ્રમાણે આમ કરવાના ત્રણ કારણો જણાય છે. પહેલું એ કે જેમ પાછળ કહ્યું તેમ શ્રીમાળપુરાણ ધાર્મિક બુધ્ધિથી લખાએલુ એટલે પોરવાડોને પરદેશી જાતના ક્ષત્રિયો લખવા એ ગ્રંથકર્તાને અયોગ્ય લાગ્યું હોય. બીજુ કારણ એ દેખાય છે કે ગુજ્જર લોકોનો મૂળ ધંધો પશુ પાળવાનો તથા ખેતી કરવાનો હતો અને યુધ્ધ કરવાનો તેમનો ધંધો ગૌણ હતો. પોરવાડોનો મૂળ ધંધો શ્રીમાળ પુરાણમાં લખ્યા પ્રમાણે પશુ પાળવા, ખેતી કરવી, અને જીવીકા (વ્યાજ) વ્યાપાર કરવાનો હતો. આ ધંધો વૈશ્ય યોગ્ય હોઇ શ્રીમાળપુરાણના કર્તાએ પોરવાડોને ક્ષત્રિય લખવાને બદલે વૈશ્ય લખ્યા હોય. ત્રીજુ કારણ એમ પણ હોય કે પોરવાડોએ જૈન ધર્મનો અંગીકાર કર્યો પછી ક્ષાત્ર કર્મ ત્યજી અને વૈશ્ય કર્મ (વ્યાપાર) સ્વીકાર્યું તેથી તેમને ક્ષત્રિયને બદલે વૈશ્ય લખ્યા હોય.

**પોરવાડ 'વાણીયા' ક્યારે કહેવાયા?** આ પોરવાડો આપણે પૂર્વમાં કહ્યું તેમ મૂળમાં ક્ષત્રીય હતા પણ કાળાંતરે નિવૃત્તિ સમયના (એટલે જે વખતે યુદ્ધમાં જવાનું ન હોય તે વખતે) વ્યવસાય અર્થે તથા જૈન ધર્મના બોધથી વાણિજ્ય (વ્યાપાર) કરવા લાગ્યા. આથી તેઓ વણીક (વાણીયા) કહેવાયા. વલ્લભી રાજાઓના સમય (ઇ. સ. ૫૦૯ થી ૭૬૬)માં કેટલાક પોરવાડ વાણીયાના નામો (કાકુ, વિગેરે) આવે છે. આ પહેલાં પોરવાડોના નામો અથવા વાણીઆ તરીકે પોરવાડોના નામો ગુજરાતના ઇતિહાસમાં જણાતા નથી. આપરથી એમ લાગે છે કે શ્રીમાળમાં આવેલા પોરવાડ સૈનિકો શ્રીમાળમાં આવ્યા પછી ત્રણશો ચારશો વર્ષ રહીને વેપાર કરવા લાગ્યા અને પછી તેઓ એકલા પોરવાડ તરીકે નહિ પણ પોરવાડ વાણીયા તરીકે પ્રસિદ્ધ થયા.

**વૈષ્ણવ અને જૈન પોરવાડ.**—પોરવાડ વાણીઆઓમાં દશા અને વિશાના ભેદો પડયા પછી ધર્મને લીધે (૧) શ્રાવક (જૈન) પોરવાડ અને (૨) કંઠીબંધા (વૈષ્ણવ) પોરવાડ એવા બે મોટા વિભાગો થયા છે. અમે આગળ ચાલતા લખ્યું છે કે પોરવાડો શ્રીમાળમાં આવ્યા પછી પ્રથમ વેદોક્ત ધર્મ પાળતા પણ ત્યાર પછી એટલે ૧૨ માં સૈકા પછી શ્રીમાળમાં જૈન ધર્મનો પ્રચાર થયો અને પોરવાડોના મોટા ભાગે જૈન ધર્મ અંગિકાર કર્યો. આ પ્રકારે જો કે પોરવાડો જૈન ધર્મ પાળતા છતાં પણ તેઓએ વેદોક્ત ધર્મ નિંદયો નથી પણ એથી ઉલટું તેઓ વેદોક્ત ધર્મના દેવો જેવા કે વિષ્ણુ, શીવ, શક્તિ, વિગેરેની પૂજા પણ કરતા. વલ્લભાચાર્ય (ઇ. સ. ૧૪૭૯—૧૫૩૧) ના સમયમાં કેટલાક જૈન પોરવાડો વલ્લભાચાર્યના વૈષ્ણવ ધર્મના પુષ્ટિ માર્ગના મતમાં ભળ્યા અને પાછળથી વૈષ્ણવ થયેલા મધ્યકાલીન જૈનો તેમને ઘેર કાર્ય પ્રસંગે સઘળી સનાતન ક્રિયાઓ કરવા છતાં હજુ તે ક્રિયાઓને અંગનો આવશ્યક હોમ વિધિ કરતા નથી. આવાં થોડાંક કુટુંબો સુરતી દશા પોરવાડ ન્યાતમાં

હાલ વિદ્યમાન છે. આ પ્રમાણે પોરવાડોમાં ઇ. સ. ૧૫૦૦ ના અરસામાં વૈષ્ણવો અને જૈનો એવા બે વિભાગો પડયા છતાં માહાજન લાંબો કાળ સુધી એકજ હતું. હાલમાં મારવાડમાં વૈષ્ણવ અને જૈન પોરવાડોમાં ભોજન તથા લગ્નાદિ વ્યવહાર છે પણ ગુજરાતમાં મોટે ભાગે આ બે વિભાગોમાં પરસ્પર બેટી વ્યવહાર કે રોટી વ્યવહાર નથી. વૈષ્ણવ પોરવાડમાં મોટો ભાગ વલ્લભી સંપ્રદાયનો છે. થોડા સ્વામીનારાયણ તથા આર્યસમાજી છે. આર્યસમાજીઓ કંઠીને બદલે જનોઇ પહેરે છે. વૈષ્ણવ ડોકમાં તુળશીની કંઠી બાંધે છે તેથી તેઓ કંઠીબંધા કહેવાય છે. તેઓ કંકુનું ઉભુ ટીલું અથવા ગોળ ચાંલ્લો કરે છે. હાલમાં પુરૂષ વર્ગનો કેટલોક ભાગ આંગ્લદેશીય રીતભાત પ્રમાણે ચાંલ્લો કરતાં નથી. શ્રાવક ડોકમાં કાંઈ પહેરતા નથી પણ કપાળે કેશરનો પીળો ચાંલ્લો કરે છે. દશા પોરવાડ મોટે ભાગે વૈષ્ણવ છે અને વિશા પોરવાડ મોટે ભાગે જૈન છે. શ્રાવક પોરવાડો ગુજરાત, કચ્છ, કાઠીઆવાડ અને મારવાડમાં વસેલા છે, પણ કંઠીબંધા પોરવાડો મોટે ભાગે ગુજરાતમાંજ વસેલા છે. પૂર્વે સરકાર તરફથી ન્યાતવાર વસ્તીની ગણત્રી લેવાતી હતી. હવે ન્યાતવાર કોઠા બંધ થયા છે અને તેથી કરીને જો દરેક ન્યાત પોતાની સ્થિતિનું વખતો વખત ખાસ અવલોકન કરવા માંગતી હોય તો પોતે પોતાની ગોઠવણ કરી દર પાંચ કે દશ વરસે પોતાના ગોરાની વસ્તીની ગણત્રી કરવી તથા બીજી વિગતો એકઠી કરવી જરૂરની છે. સને ૧૯૦૦ની ગણત્રી પ્રમાણે મુંબઇ ઇલાકાના બ્રીટીશ સરહદ તથા દેશી રાજ્ય મળી કુલ્લે વૈષ્ણવ પોરવાડોમાં ૧૧૧૩૪ પૂરૂષો તથા ૫૭૮૩ સ્ત્રીઓ માલમ પડે છે. તેમાં અમદાવાદ તથા ખેડા જીલ્લામાં તેમની વસ્તી વધારે સંખ્યામાં જણાય છે. ખાનદેશ અને ભરૂચ જીલ્લામાં ઘણી નજીવી વસ્તી છે. મુંબઇ ઇલાકા બહાર ઉત્તરમાં મારવાડ તથા સયુંકત પ્રાંતમાં તેમજ દખણમાં વરાડ પ્રાતમાં પોરવાડની વસ્તિ જણાય છે. ભવિષ્યમાં ઉપર જણાવેલા કારણો સર આવી વિગતો મળી શકશે નહી. સીવીલીયન મી૦ એન્થોવન હાલમાં મુંબઇ ઇલાકાની જુદી જુદી ન્યાતોનું સંક્ષિપ્ત વૃત્તાંત લખી સરકાર તરફથી છપાવે છે. પોરવાડ ન્યાતનું વર્ણન ઘણું કરીને તેમના ત્રીજા વોલ્યુમમાં છાપવામાં આવનાર છે.

**દશા તથા વીશા પોરવાડ**:—પોરવાડોમાં દશા અને વિશા એવા બે ભેદો પડયા છે. આ વિભાગો કેમ પડયા તેને માટે ભિન્ન મતો છે.

(૧) મનુસ્મૃતિમાં આર્યસંઘની બ્રાહ્મણ, ક્ષત્રિ, વૈશ્ય અને શુદ્ર એ ચાર શુદ્ધ જ્ઞાતિઓ ઉપરાંત દસ્યુ (દાસ) નામની એક અશુદ્ધ જ્ઞાતિ વર્ણવેલી છે. જે લોકો હિંદુસ્થાનના મૂળ વતનીઓ હતા અને જે લોકો અનાર્ય તથા ધર્મચ્યુત તરીકે ઓળખાતા તે લોકોને 'દસ્યુ'ની સંજ્ઞા મળી છે. પાછળના વખતમાં જે પરદેશી લોકો હિંદુસ્થાનમાં આવેલા તેને પણ આર્યો 'દસ્યુ, યવન, મલેચ્છ' ઇત્યાદિ કહેતા. આ દસ્યુ લોકો કેટલાકના મત પ્રમાણે દશા કહેવાયા અને આર્ય સંઘમાં જે વૈશ્ય કહેવાતા તે લોકો વિશા કહેવામા.

(૨) તેજપાળ નામના એક શેઠીઆના પિતાએ જ્યારે રૂઢી વિરૂદ્ધ પુનર્લગ્ન કર્યું ત્યારે જે લોકો એની જોડે રહ્યા અને પંક્તિ ભોજન કર્યું તેઓ દશા કહેવાયા, અને નહિ જમ્યા તેઓ વિશા કહેવાયા. આવી કથા સેજ ફેર સાથે એક જગ્યાએ નિમ્ને પ્રમાણે આપી છે. કોઇ ધનવાન શ્રીમાળીવાણીઆએ પોતાની વિધવા છોકરીનું પુનર્લગ્ન કર્યું. જે લોકો

પુનર્લગ્ન શાસ્ત્ર સંમત છે એમ ગણી તેની સાથે રહ્યા તે દશા શ્રીમાળી તથા પોરવાડ અને જે લોકો પુનર્લગ્ન શાસ્ત્ર વિરૂધ્ધ છે એમ ગણી તે શેઠીયાની પક્ષે નહિં રહ્યા તે વિશા શ્રીમાળી તથા પોરવાડ કહેવાયા. શ્રીરામલાલજી કૃત મહાજન વંશ મુકતાવળીમાં દશા વિશાની વિગત નિચે પ્રમાણે આપવામાં આવી છે. ગોઢવાડ દેશના પારેવા (પૂર્વના?) (પદ્માવતી) નગરમા વસ્તુપાળ અને તેજપાળ નામના જૈન ભાઇઓએ જુદા જુદા દેશમાંથી જૈન ધર્મીઓને બોલાવી એક મહાજન જમાડયું. જ્યારે મહાજન જમવા બેઠું હતું ત્યારે પોરવાલ (પોરવાડ) ન્યાતની એક વૃદ્ધ વિધવાએ પંગતમાં આવીને મહાજનોને કહ્યું કે તમો કોની સાથે જમો છો? આ વસ્તુપાળ અને તેજપાળનો પિતા કોણ અને માતા કોણ હતા? પંગતમાં આ બાબત ચકચાર થઇ ત્યારે એમ માલમ પડયું કે વસ્તુપાળ અને તેજપાળનો બાપ પોરવાડ હતો અને મા કોઇ શ્રીમાળી જ્ઞાતિની બાળવિધવા હતી. આ ખબર સાંભળતા કેટલાક જમતા ઉઠી ગયા અને કેટલાક જમ્યા. જે લોકો જમ્યા તે દશા કહેવાયા અને નહિ જમ્યા તે વિશા કહેવાયા. વસ્તુપાળ તથા તેજપાળના તડે વિધવા વિવાહ શાસ્ત્ર સંમત છે તે બતાવવા તથા અનુમોદન આપી ચાલુ કરવા માટે કમનશીબે પ્રયત્નો કર્યા જણાતા નથી. ઉલટું વિધવા વિવાહ સામે તેમણે પણ પ્રતિબંધ ચાલુ રાખ્યો હતો. વસ્તુપાળ અને તેજપાળની માતા વિધવા નહોતી અને તેઓ પંકતી વ્યવહારને લાયક છે તેટલું બતાવવા પુરતીજ તેઓએ લડત ચલાવેલી જણાય છે. ધનને બળે વિદ્વાન જૈન સાધુઓને પોતાના પક્ષમાં લઇ એ બે ભાઇઓએ પોતાનું તડ સબળ બનાવ્યું હતું. આ તકરારને લીધે વણિકો તેમજ સાધુઓમાં પણ વિગ્રહ ઉત્પન્ન થયો હતો. માર્કંડેય પુરાણમાં પુનર્લગ્નની તકરારને લીધે દશા વીશા ભેદ પડયાનો લેખ છે.

(૩) ગુજરાત સર્વસંગ્રહમાં લખ્યું છે કે જ્યારે મુળ જ્ઞાતિમાંથી ફુંટાઇ કેટલાક નવા તડો સ્થપાયા ત્યારે જુના તડે પોતાને વિશા-(વીસેવસા શુદ્ધ) ને નવાને ઓછા શુદ્ધ ગણી દશા કહ્યા.

(૪) રા૦ કીશોરલાલ ધનશ્યામલાલ મશરૂવાળાએ તા૦ ૧૩-૯-૧૦ ના 'સાંજ વર્તમાન' પત્રમાં નીચે પ્રમાણે લખ્યું હતું:-"મારા અલ્પ વિચાર પ્રમાણે આ (દશા અને વિશાના) ભેદો સ્થિતીસુચક હતા. 'વિશ' શબ્દનો અર્થ વૈદિકકાળમાં સામાન્યપણે 'જન' અને વિશેષપણે ત્રીજા વર્ણના આર્ય-વૈશ્ય તથા વેપારીઓના અગ્રણી (મુખ્ય વેપારી) થતો. તેના ઉપરથી વિશા અને દશાના ભેદો પડયા હોય. જે લોકો મોટા વેપારી હતા અથવા તો જમીનના માલિક હતા તેઓ પોતાને 'વિશા' કહેવડાવતા અને જેઓ હળ ખેડી કે જમીન લઇને પોતાનું ભરણપોષણ કરતાં તેઓને 'દશા' કહેતા."

(૫) શ્રી જગડુચરિતના ભાષાંતરકર્ત્તા રા. મગનલાલ ખખ્ખર ચરિતની પૂરવણીમાં 'દશા, વિશા'ની ઉત્પત્તિ નીચે પ્રમાણે લખે છેઃ-"દંતકથા એવી છે કે લક્ષ્મીજીએ ૪૫૦૦૦ શ્રીમાળી બ્રાહ્મણોને નીભાવવાને પોતાના હારમાંથી શ્રીમાળી વાણીઆઓના ૯૦૦૦૦ કુળો ઉત્પન્ન કર્યા. જેઓ હારની જમણી બાજુમાંથી થયા તે વિશા અને ડાબી બાજુથી નીકળ્યા તે દશા.

(૬) અંગ્રેજ સરકાર તરફથી બહાર પડેલ સ. ૧૯૧૧ ના મુંબઇ ઇલાકાના વસ્તી-પત્રકના પુસ્તકમાં તથા વડોદરાના ગાયકવાડ સરકાર તરફથી પ્રસિદ્ધ થએલા તેજ સાલના

વસ્તિપત્રકના પુસ્તકમાં વિશા અને દશાને માટે એમ લખ્યું છે કે જ્યારે એક ન્યાત બે ભાગોમાં વિભક્ત થાય ત્યારે મોટું તડ વિશની સંખ્યાપરથી વિશા અને નાનું તડ દશની સંખ્યા ઉપરથી દશા કહેવાયું. (૭) વડોદરા સરકાર તરફથી પ્રસિદ્ધ થયેલા "વાણીયા જ્ઞાતિના સાંસારિક રીત રિવાજોનું એકીકરણ" નામના પુસ્તકમાં લખ્યું છે કે દશ કુટુંબનો વેષ તે દશા અને વિશ કુટુંબનો વેષ તે વિશા.

પહેલો ત્રીજો અને ચોથો મત લેખકને યોગ્ય લાગતો નથી કારણ કે સ્પષ્ટ રીતે 'દશા અને વિશા' એ સંખ્યાના શબ્દો છે અને નહિકે વ્યાપારભેદદર્શક છે. ગુજરાતના વાણીઆઓ અને બ્રાહ્મણોની જુદી જુદી જ્ઞાતિઓની સંજ્ઞાઓ તપાસીશું તો આપણને માલમ પડશે કે જ્યારે મૂળ જ્ઞાતિ બે જથ્થાઓમાં જુદી પડતી ત્યારે દરેક જથ્થો મુખ્યત્વે કરીને પોતાના સમૂહને સંખ્યાના નામો (જેવા કે એકા, અઢીયા, પાંચા, દશા, વિશા વિ.) થી ઓળખાવતા અને આ સંખ્યાઓમાં જ્ઞાતિઓની ચડતી ઉતરતી શુદ્ધતા અથવા યોગ્યતાનું ભાન કરાવતું હતું. પાંચમો મત અલંકારિક લાગે છે. કદાચ લક્ષ્મીને પ્રિય અપ્રિય (ડાબા જમણી) જ્ઞાતિઓ બતાવવા આ અલંકાર વાપર્યો હોય પણ તે મત અમને યોગ્ય લાગતો નથી. છઠ્ઠો મત પણ અમને માન્ય નથી. હાલમાં વાણીઆની ન્યાતોમાં કેટલીક જગ્યાએ વિશા કરતા દશાની સંખ્યા વધારે માલમ પડે છે. સાતમો મત સમજ પડતો નથી. દશા અને વિશાના વિભાગો કપોળ શીવાયની લગભગ બધી ગુજરાતી વાણીઆઓની ન્યાતોમાં છે અને કપોળોમાં બારવલા અને સોળવલ્લાના ઝઘડા ચાલે છે તેથી આ વિભાગો કોઇ સામાન્ય કારણો સર પડયા હોય એમ દેખાય છે. તે કારણ શું બીજા મતમાં જણાવ્યું તેમ વિધવા વિવાહ હશે ? આવું એકજસરખું કારણ જુદી જુદી ન્યાતોમાં વિભાગ પાડવા સાધનભૂત થાય એ અસ્વભાવિક છે. વળી દશા વિશા બન્નેમાં વિધવા વિવાહ રૂઢી વિરૂદ્ધ હોઇ તેનો સખ્ત નિષેધ કરેલો છે અને એવા પુનર્લગ્ન કરનારનો બહિષ્કાર કરવામાં આવે છે. માત્ર પંચમાં સાંભળવા પ્રમાણે પુર્નલગ્નની છૂટ છે. ખરૂં અને સામાન્ય કારણ જનસમાજમાં દરેક કાળે માલમ પડે છે તેજ હોઇ શકે એટલે કે જુની લક્ષ્મી અને નવી લક્ષ્મીની સ્પર્દ્ધા, જુના અધિકારીઓનો મદ, વહીવટમાં પક્ષપાત અને અન્યાય, અને અધિકારના ભોગવટામાં જુલમ એ એક બાજુએ અને વખતો વખત કાળચક્રમાં બદલાતી સ્થિતિમાં નવી લક્ષ્મી કે સમૃધ્ધી મેળવનારની મોટમપદ તથા અધિકાર માટે આકાંક્ષા, નવા વિચારનું આંદોલન, રૂઢી અથવા વ્યવહારમાં ફેરફાર, અધિકારીઓના અન્યાયથી સ્વતંત્ર થવા ઇચ્છનારાઓનો શ્રમ અથવા તો અધિકારીઓની અંદર અંદરની મારામારી કે હલકી કહેવાતી પંકતીની જ્ઞાતિઓની સામાજીક, આર્થિક તથા માનસિક સ્થિતિ સુધરતાં ઉંચ વર્ણમાં દાખલ થવાની આકાંક્ષાએ પુરાણની એકાદ ગાથાનો ઉપયોગ કરી જુદા નામથી નવી જ્ઞાતો ઉભી કરવાનો પ્રયત્ન, જેવો પ્રયત્ન હાલ સુથાર, તેલી, વિગેરે જ્ઞાતિઓ કરી રહી છે, એવાજ સામાન્ય સામાજીક કારણોએ ભૂતકાળમાં વિભાગો પડાવ્યા છે અને હજી પડાવ્યા જાય છે. ગુજરાતની બહાર આવા વિભાગો માલમ પડયા નથી તેથી શાસ્ત્રિય કે ધાર્મિક કારણો સર આ વિભાગો પડેલા લાગતા નથી. (જુઓ રોમેશ દત્તનું પ્રાચિન હિંદ)*

---

* આ લેખ પ્રુફમાં તપાસાતો હતો તે વખતે રા૦ મણીલાલ બકોરભાઇ વ્યાસ તરફથી "શ્રીમાળી વાણીઆઓના જ્ઞાતિ ભેદ" નામનું મનનિય તથા શિલાલેખ વિગેરેનું આરિક સંશોધન

શ્રાવક પોરવાડના દશા અને વિશા વિભાગો જોડે વૈષ્ણુવ પોરવાડને હાલમાં કાઠીઆવાડ શીવાય મોટે ભાગે રોટી વ્યવહાર તથા બેટી વ્યવહાર નથી. વૈષ્ણુવ દશા અને વિશા પોરવાડોમાં માંહોમાંહે ભોજન વ્યવહાર છે પણ લગ્ન વ્યવહાર નથી. થોડાં વર્ષો પૂર્વે અમદાવાદમાં અને ઉત્તર ગુજરાતમાં સનાતની અને જૈન વણિકો વચ્ચે ભેદ રાખવામાં આવતો નહોતો પણ ન્યાતિમાં વિભાગ પાડવાની દુઃખદ વલણને લીધે હાલમાં આખા ગુજરાતમાં આ ભેદ પ્રચલિત છે. પોરવાડમાં આ દશા અને વિશાના ભેદો વિમળ પ્રબંધના પ્રસ્તાવનામાં લખ્યા પ્રમાણે, વિમળ શાહ પછી લગભગ ૨૦૦ વર્ષ પછી શરૂ થયા છે. વિમળ સોલંકી રાજા ભિમદેવ (ઇ. ૧૦૨૨–૧૦૬૪) ના વખતમાં થયો હતો એટલે આ દશા અને વિશાના ભેદો તેરમો સૈકો ઉતરતા થયેલા હોય એમ જણાય છે.

**પાંચા.**—આ દશા અને વિશાના ભેદો ઉપરાંત દશા પોરવાડમાં પાંચા નામનો એક ત્રીજો ભેદ છે એમ "કાઠીઆવાડ સર્વસંગ્રહ" માં લખ્યું છે. આ ફાંટો કયારે અને કેમ પડયો તેનું કારણ મળી આવતું નથી. આ લોકોએ કોઇ શાસ્ત્ર કે રૂઢી વિરૂદ્ધ આચરણ કરેલું તેથી તેમને ન્યાતમાંથી બહિષ્કૃત કરેલા અને આ લોકોએ નવું તડ કરી પાંચા નામથી પ્રસિદ્ધ થયા એમ માન્યતા છે. પરંતુ ઘાંચી, તેલી, નેસ્તી વિગેરે શુદ્ર ગણાતા ધંધામાં કાળ ક્રમે કેટલાએક વૈશ્ય કુટુંબો ઉદર નિર્વાહ અર્થે પડયા અને માનહીન થતાં તથા પોતાના છોકરાઓને કન્યા ન મળેથી નિર્વંશે જતો અટકાવવા નવા ટોળાં બંધાયાં. તેમજ કંઇક અંશે શુદ્ર જાતિઓ સારી સ્થિતિમાં આવતાં ઉંચ વર્ણમાં ખપવા માટે આવી સંજ્ઞાઓ ધારણ કરેલી. દક્ષીણીઓમા પણ પંચકળશી ન્યાતનો આવોજ ઇતિહાસ છે. સામાન્ય જનોક્તિ પ્રમાણે "પાંચા" હાલ જણાવેલી સઘળી વણિક ન્યાતોથી એક કેવલ જુદીજ ન્યાત છે અને તેઓ માત્ર "પાંચા વણીયા" ( અને નહી કે "પાંચા પોરવાડ" અથવા "પાંચા મોડ" વિગેરે ) નાંજ નામોથી ઓળખાય છે. તેઓનું મૂળ એમ કહેવામાં આવે છે કે તેમાં પરચુરણ ન્યાતોનું મિશ્રણ છે અને તેને લીધે "પંચમેળ" નો ટુંકો અને પર્યાય શબ્દ "પાંચા" તેમને લગાડવામાં આવ્યો છે. આ લોકોની વસ્તી કયાં કયાં છે તે જાણવામાં આવી નથી પણ આ લોકોની વસ્તી કાઠીયાવાડમાં છે. આ લોકોમાં સાંભળવા પ્રમાણે પુનર્લગ્નનો પ્રચાર છે અને તેઓ થોડા વર્ષ પહેલા મોટે ભાગે શાક્ત ધર્મ પાળતા હતા. પાંચા ઉપરાંત અઢીઆ, એકા તથા નીમા વાણીઆની ન્યાતો પણ ગુજરાતમાં છે.

**સુરતી, ખંભાતી, કપડવંજી, અમદાવાદી, માંગરોલી, ભાવનગરી ઇત્યાદી પોરવાડો.**—શ્રાવક તથા વૈષ્ણુવ, દશા, વિશા અને પાંચા, આટલા ભેદોથી પોરવાડો સંતોષ

---

કરી લખાએલું પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું તેનો લાભ લઇ શકાયો નથી તે માટે દીલગીર છીએ. એ પુસ્તકમાં દશા વિશા ભેદ બાબત ઘણી વિદ્વતા ભરેલી ચર્ચા ચલાવી છે છતાં રા૦ વ્યાસનું અનુમાન દરેક ન્યાતમાં આવા વિભાગ પડવા માટે વસ્તુપાળ તેજપાળની ખટપટ એ એકલુંજ કારણ હતું તે અમો કબુલ કરી શકતા નથી. એ ખટપટને લીધે દશા વીશા ભેદ પ્રથમ હસ્તીમાં આવ્યો એમ માની શકાય પરંતુ દરેક ન્યાતમાં અને ગુજરાતના દરેક સ્થળે અને જે બ્રાહ્મણોમાં જૈનમાં યજમાનવૃત્તિ કે ગોરપદુ નહોતું તથા જેઓ જૈન સિદ્ધાંતના વિરોધી હતા તેઓમાં પણ આજ કારણસર આવા ભેદ પડયા અને ચાલુ રહ્યા એ અનુમાનને આધાર નથી. રા૦ વ્યાસનું બીજું અનુમાન કે વિધવા વિવાહના પક્ષપાતીઓએ દશા વીભાગ ઉભા કર્યો તે માટે પણ સબળ પુરાવો નથી તથા તે તડમાં આવાં લગ્ન વગર પ્રતિબંધે ત્યાર પછી કરવા દેવામાં આવ્યાં હતાં તેનાં દ્રષ્ટાંત તેઓ રજુ કરી શકયા નથી તેમજ તેઓ પાંચા, અઢીઆ, એકા તથા નીમા વિગેરે ન્યાતિ ભેદો શા કારણથી પડયા તે તેઓ સમજાવી શકયા નથી.

મં. ઇ. મે.

પામ્યા નહિ પણ કુભાર્ગ્યે તેમાં પણ ગુજરાતમાં સુરતી, અમદાવાદી, ખંભાતી, કપડવંજી, ડભોણી, ભરૂચી, જંબુસરી, વિગેરે. કાઠીયાવાડમાં ઘોઘારી, ભાવનગરી, જામનગરી, માંગરોલી, પોરબંદરી વિ૦ અને કચ્છમાં કચ્છી એ પ્રમાણે ગામો ગામની નાની ન્યાતો, પંચો તથા ચોરા ઉભા થયા છે અને હજુ પણ પોરવાડોમાં આ વિભાગ લાલસા તૃપ્ત થઇ નથી એ શોચનીય છે. વિમળપ્રબંધના કર્તાએ પોરવાડની શૂરવીરતાને માટે સ્તુતિ કરી હતી તેનો વિચાર કરતાં અમારે કહેવું પડે છે કે

> "રણે હતા જે શૂરા સદા, મરણે ટેક ન જે મુકતાં,
> તે પોરવાડ પરગટ્ટ મલ્લ આજે થયા છે રાંકડા;
> જ્ઞાતિ એકની અનેક કરીને ઐક્યનું મૂળ ઉખેડયું,
> કુસંપ અને કંકાસથી, જ્ઞાતિનું ગૌરવ ખોવ્યું."

પોરવાડ તથા અન્ય ગુજરાતની ન્યાતોમાં આવા બારીક વિભાગો, પંચો તથા ચોરા પડી ગયા છે તેને પરિણામે દરેક વિભાગમાં કાઠીઆવાડ શીવાય કોઇ ઠેકાણે કન્યાની અછત હોઇ છોકરાઓ વાંઢા રહી ન્યાત ધીમે ધીમે પણ મકકમ રીતે નાશ પામવાની સ્થિતિ ઉપર આવી રહી છે અને કંઇક વિભાગોમાં વરની અછતને લીધે જમાઇને મોટા હુંડા આપવા પાછળ તથા છોકરી જીવતાં સુધી છોકરી તથા ભાણેજ પાળવા પોષવા તથા તેની પાછળ દરેક ખર્ચ કરવાની ઝુંસરીમાં ઘણા કુટુંબો નિર્ધન અવસ્થાએ આવતાં જાય છે. ગુજરાતના વણિકોની આ દુઃખદ સ્થિતિ ઉપર પ્રભુ કૃપા કરી સત્વર આપણી આંખો ઉઘાડે! કાઠીઆવાડમાં કન્યાવિક્રય હતો તે ગોળ બંધાયાથી મોટે ભાગે બંધ થયો છે. પોરવાડોના આ વિભાગો, પોતાનું મૂળ વતન શ્રીમાળ છોડી મુખ્યત્વે મારવાડ, ગુજરાત, કાઠીયાવાડ તથા કચ્છ પ્રદેશમાં જઇ ત્યાંનાં જે પ્રદેશમાં જઇ રહ્યા તેના પ્રદેશના નામપરથી પડયા છે. તે ઉપ્રાંત પોરવાડોની ન્હાની વસ્તિ સંયુકત પ્રાંતોમાં તથા દક્ષિણમાં વરાડ, હૈદ્રાબાદ તથા ઔરંગાબાદમાં પણ જણાય છે.

**પોરવાડોએ શ્રીમાળ કયારે અને કેમ છોડયું અને શ્રીમાળ છોડી કયા કયા પ્રદેશમાં અને કયારે ગયા?** શ્રીમાળ નગર ગુજ્જર રાજ્યકર્તાઓ (ઇ. સ. ૫૮૫–૬૩૦) ના સમયમાં મોટું ધનાઢય તથા વ્યાપારી શહેર ગણાતું એટલે પોરવાડો આ સમયે શ્રીમાળમાં ઘણી સારી સંખ્યામાં હતા. વનરાજ ચાવડો (ઇ. સ. ૭૨૦–૭૮૦) દેશ પરદેશના વ્યાપારીઓને તેડાવી અણહીલવાડ પાટણ વસાવતો હતો; આ વખતે કેટલાક મુષ્ઠિભર પોરવાડો (વિમળ શાહના વડવાઓ નિનમંત્રિ, લહિરચંદ, વિ.) પાટણમાં આવી વસેલા અને પાટણના રાજ્યકારભારમાં આગળ પડતો ભાગ લીધો હતો; પણ આ વખતે પોરવાડોની મોટી વસ્તિ શ્રીમાળમાંજ હતી. સોલંકી તથા વાઘેલા રાજ્યકર્તાઓના (ઇ. સ. ૯૬૧–૧૩૦૪) સમયમાં અણહીલવાડ જ્યારે ગુજરાતની રાજ્યધાની તથા સૌથી તવંગર તથા વ્યાપારી શહેર થઇ પડયું હતું ત્યારે ગુજ્જર રાજાઓ પછીના ભિન્નમાળના રાજ્યકર્તાઓ પરમાર તથા ચોહાણોની ગેરવ્યવસ્થાને લીધે ભિન્નમાલ અવ્યવસ્થિત થયું હતું. ભિન્નમાળનો વ્યાપાર પાટણની સ્થાપનાથી મંદ થયો તથા જાહોજલાલી પણ ચિન્હ માત્ર હતી. શ્રીમાળપુરાણમાં ભિન્નમાળ ઇ. સ. ૧૧૪૭ માં નિસ્તેજ

થયું એવો ઉલ્લેખ છે. પાટણ ભિન્નમાળની નજદીક હોઈ પોરવાડોની સારી સંખ્યા પાટણમાં જઈ વસેલી. સં. ૧૧૭૫ માં મારવાડમાં બાર વર્ષનો ભયંકર દુષ્કાળ પડેલો તે પ્રસંગે ભિન્નમાળ તૂટયું એવું એક કાવ્ય ઇ. સ. ૧૮૬૮ ના બુદ્ધિપ્રકાશમાં છપાયું હતું. આ સમયે ખંભાત, કચ્છ તથા ધોળકા મોટા વ્યાપારના મથકો હતા એટલે કેટલાક પોરવાડો પાટણ ઉપરાંત આ દેશોમાં પણ વસ્યા હતા. ખંભાતના સીદીનો નાશ કરવાને વસ્તુપાળને તેડાવનાર દેવ નામનો એક પોરવાડ હતો. રાંદેર પણ સુરત બંદર થયું તે પહેલાં વેપારનું સારૂ મથક ગણાતું અને કેટલાક જૈન પોરવાડો આ સમયે ત્યાં ગયેલા એમ જણાય છે. સિદ્ધરાજ જયસિંહે (ઇ. સ. ૧૦૯૪–૧૧૪૩)માં જુનાગઢ જીત્યા પછી પાટણથી કેટલાક પોરવાડો કાઠીયાવાડ તરફ ગયેલા જણાય છે. પાટણમાં વસ્તિ વધી હતી એટલે નવા આવનારાઓને વ્યાપાર ધંધાને માટે સારૂં ક્ષેત્ર જોઇતું હતું તે સોરઠ જીતાવાથી મળ્યું અને પોરવાડો તે તરફ ધસ્યા. કર્ણદેવના વખતથી લાટ દેશ ગુજરાત સાથે જોડાયો હતો એટલે પાટણના પોરવાડોને માટે એક નવું દ્વાર ખુલ્યું હતું. આ દેશો સિવાયના અન્ય દેશોમાં પોરવાડો આ વખતે ગયેલા હોય એમ દેખાતું નથી કારણ કે તે સમયે લોકો મુખ્યત્વે કરીને કયાં તો રાજ્યધાનીમાં અથવા વ્યાપારી શહેરોમાં કે બંદરોએ જતાં. અમદાવાદ તથા સુરત વસ્યા નહોતાં. આ પ્રમાણે જો કે ઘણા પોરવાડો ભિન્નમાલ છોડી અન્ય પ્રદેશોમાં ગયા હતા છતાં પણ પોરવાડો સાધારણ સારી સંખ્યામાં ભિન્નમાલમાં હતા. ઈ. સ. ૧૦૬૧ માં ભિન્નમાલનું જગત્સ્વામિનુ દેવળ એક પોરવાડે સમરાવેલું હતું એવો શિલાલેખ ભિન્નમાલમાં છે તેથી પોરવાડો આ વખતે ભિન્નમાલમાં હતા એવી ખાત્રિ થાય છે. અમદાવાદના બાદશાહો (ઇ. સ. ૧૪૦૩–૧૫૭૩)ના વખતમાં ગુજરાતના ઘણા દેશોમાં સારો વ્યાપાર ચાલતો થયો. ફીરંગી મુસાફર બારબોસા ઇ. સ. ૧૫૧૧ અને ૧૫૧૪ ની દરમ્યાન ગુજરાતમાં આવ્યો હતો તે લખી ગયો છે કે "ગુજરાતમાં ચાંપાનેર ઘણું મોટું શહેર છે. અમદાવાદ એથી વધારે મોટું અને વધારે તવંગર છે." ખંભાતના અખાતને કાંઠે દક્ષિણમાં મુંબઇ સુધી ઘણા બંદરો હતાં તેમાં બારબોસા નીચલા ઘણા તવંગર અને મોટા વેપારવાળા ૧૨ બંદરોનું ખાસ કરીને વર્ણન કરે છે. આ બંદરો વેરાવળ, માંગરોળ, દીવ, ગોઘા, ભરૂચ, ગંધાર, ખંભાત, રાંદેર, સુરત, ગણદેવી, વસઇ અને થાણા માહીમ. આ વખતે ભિન્નમાલ નામ માત્રજ હતુ. ઈ. સ. ૧૪૦૨ માં અમદાવાદના સુલતાનોએ અમદાવાદ વસાવ્યું અને તેને રાજ્યધાનીનું શહેર કર્યું એટલે પાટણની જાહોજલાલી તથા વ્યાપાર રોજગાર કમી થયો. અમદાવાદ પ્રગતિએ પહોંચ્યું તેની પહેલાં સુરતનું બંદર મોટું વેપારી મથક ગણાતું અને એ બંદરેથી ઇરાન અખાતથી અરબસ્તાન અને આફ્રીકા સુધી આયાત નીકાશ થતી. ખંભાતથી પોરવાડો વેપાર અર્થે સુરત આવી વસ્યા અને સૂર્યપુત્રિ તાપી નદીના પ્રદેશમાં નંદરબાર, ખાનદેશ વિગેરે ઠેકાણે ફેલાયા. કપડવંજમાં હજુ પણ પોરવાડોની મોટી વસ્તિ છે. અને ત્યાથી ઘણાં કુટુંબો કાશી, કલકત્તા, મુરાદાબાદ, વિગેરે ઉત્તરમાં ગંગા નદીના તીર ઉપર જઇ વસેલાં છે.

પોરવાડોએ સેંકડો વર્ષોના રહેલા સહેલા ઘરબારો ખિન્ન હૃદયે ભિન્નમાલથી ઉપાડી નાંખ્યાં અને કાઠીયાવાડ, કચ્છ તથા ગુજરાતના બંદરો તથા વ્યાપારી તથા રાજ્યધાનીના શહેરો અમદાવાદ, ખંભાત, સુરત વિ. માં પ્રસર્યા અને ત્યાં સ્થાયિ થઇ રહ્યા. દૂર દેશોમાં રહેવાથી અને વિકટ માર્ગને લીધે જુદા જુદા દેશોમાં પ્રસરેલા પોરવાડો એક

બીજા જોડે લગ્નાદિ સંબંધ સાચવી શક્યા નહિ; તેમજ મુસલમાન રાજ્યકર્તાઓની કેટલીક અવિનયી રીતભાતોથી પોતપોતાના પ્રદેશમાંજ લગ્નાદિ સંબંધ સાચવવું ઉચિત મનાયું હતું. આ કારણોથી પોરવાડોમાં સ્થાનિક સમૂહો બંધાયા, અને જે સ્થાનમાં આવી રહ્યા તે સ્થાનના નામપરથી તે સમૂહો ઓળખાયા. પોરવાડો, ગુજરાતમાં અમદાવાદ, ખંભાત, સુરત, ભરૂચ, કપડવંજ, દમણુ, પાટણુ, જંબુસર, બુરાનપુર, ચીંચણુ, ઔરંગાબાદ વિ૰, કાઠીયાવાડમાં પોરબંદર, માંગરોલ, અમરેલી, જામનગર, ભાવનગર, વઢવાણુ વિ૰, અને કચ્છમાં પ્રસર્યા. આ પ્રમાણે પોરવાડોના ગુજરાતમાં કપડવંજી, અમદાવાદી, પટની, ખંભાતી, સુરતી, વિ૰, કાઠીયાવાડમાં પોરબંદરી, માંગરોલી, અને કચ્છમાં કચ્છી એવાં વિભાગોમાં પડ્યાં આ વિભાગો. કેવા હાસ્યસ્પદ સ્થિતિએ પહોંચ્યા છે તેનું એકજ દષ્ટાંત બસ થશે. સુરતના પોરવાડમાં અમદાવાદી પોરવાડનો ટોળો છે પરંતુ તેઓ મુંબઇ આવે તો મુંબઇમાં વસતો અમદાવાદી પોરવાડનો ટોળો તેને સુરતી ગણી ભિન્નભેદ રાખે છે. પોર્ટુગીઝ રાજ્યની જાહોજલાલીમાં દીવ તથા દમણુના બંદર પ્રખ્યાતિએ પામ્યા અને દીવમાં છૂટાછવાયા પણુ દમણુમાં સારી સંખ્યામાં શ્રાવક તથા વૈશ્નવ પોરવાડો ખંભાત, ભરૂચ, જંબુસર તથા સુરતથી વેપારાર્થે જઇ વસ્યા અને ત્યાંથી કેટલાએક કુટુંબો થાણા જીલ્લામાં દહેણું તથા ચીંચણુ, તારાપોર વિગેરે બંદરે જઇ વસ્યા. દહેણું તથા ચીંચણુ તારાપોરના પોરવાડો મોટે ભાગે કાઠીયાવાડના પોરવાડો સાથે વ્યવહાર રાખે છે.

ઇ. ૧૮૧૩ માં અંગ્રેજ સરકારે મુંબઇને વેપારનું મથક બનાવ્યું અને ત્યાર પછી ધીરે ધીરે વધતું ગયું. મુંબઇ વધવાથી, કાઠીયાવાડ, ગુજરાત તથા કચ્છના પોરવાડો મુંબઇમાં આવ્યા. આજે પોરવાડ જ્ઞાતિના દશા, વિશા, વૈશ્નવ તથા શ્રાવક, સુરતી, ખંભાતી, માંગરોલી, કચ્છી વિ૰ જુદા જુદા લગભગ બધા સમુહો મુંબઇમાં ભેગા થયા છે; પણુ દીલગીરીની વાત છે કે આ સમૂહો પોતપોતાના સમૂહોના નાના વર્તુળોમાં સંકુચિત રહી સમગ્ર પોરવાડ જ્ઞાતિના ઐક્યને અર્થે કાંઇ પણુ કાર્ય કે વિચાર કરતા નથી.

આ પ્રકરણુમાં આપેલા વૈશ્ણુવ તથા શ્રાવક, દશા, વિશા અને પાંચા તથા ગુજરાત, કચ્છ, અને કાઠીયાવાડમાં થયેલા સ્થાનિક સમૂહના ભેદો ઉપરાંત વિમળપ્રબંધની પ્રસ્તાવનામાં પોરવાડના (૧) શુદ્ધ પોરવાડ (૨) સોરઠીયા પોરવાડ (સોરઠમાં રહ્યા તે) અને (૩) કંકુલીયા પોરવાડ (કંકુલ મહાસ્થાનમાં રહ્યા તે કપોળ વણિકો) એવા ત્રણુ ભેદો બતાવ્યા છે. છેલ્લા બે ભેદો સ્થાનિક સમૂહો હોય એમ લાગે છે. પહેલો ભેદ કેમ થયો અને હાલમાં શુદ્ધ પોરવાડ ક્યાં છે, શું કરે છે વિગેરે માહિતિ નથી.

**પોરવાડની શાખાઓ.**— આ વિભાગો ઉપરાંત પોરવાડોના બીજા વિભાગો જણુાય છે. બ્રામ્હણોત્પત્તિ માર્તંડાધ્યાયમાં પોરવાડમાંથી ગુજ્જર નામની એક શાખા નિકળી છે એમ લખ્યું છે, પરંતુ ઉપર જણાવ્યું તેમ ગુજ્જર નામની ભટકતી જાત હિંદુસ્થાનમાં ઉતરી આવી હતી એટલે ખરૂં જોઇએ તો શ્રીમાલી અને પોરવાડો ગુજ્જરની એક શાખાજ છે. ગમે તેમ હો પણુ શ્રાવક કે વૈશ્નવ શ્રીમાળી, પોરવાડ અને ગુજ્જરના એકજ કુળદેવી માહાલક્ષ્મી અને એકજ કુળગોર શ્રીમાળી બ્રાહ્મણો છે અને ષોડસ સંસ્કાર વિધી એકજ છે. ગુજ્જર વણિકો મોટે ભાગે અમદાવાદ, ખંભાત, અંકલેશ્વર, સુરત અને મુંબઇમાં માલમ પડે છે અને થોડી વસ્તી દક્ષિણુ તરફ પણુ ફેલાઇ છે. મુંબઇમાં

આ બધા ટોળાઓના પ્રતિનીધીઓ રહેતા હોવાથી આ સભાના પ્રમુખ રા૦ ત્રીભોવનદાસ માળવી વાનપ્રસ્થ થઈ વણિક મંડળ માટે તજવીજ કરે છે તે તથા બીજા સભાના કાર્યવાહકો આ ટોળાઓના પ્રતિનિધિઓનું કોનફરન્સ કે સંમેલન પહેલવહેલું મુંબઇ અને ત્યાર પછી ગુજરાતના પાટનગર અમદાવાદમાં મેળવવા યત્ન કરશે તો કાળક્રમે આ એકજ સ્થળની એકજ વણિક કોમના થએલા ભિન્ન ભિન્ન ટોળાઓ પાછા એકત્ર થઇ શકે. પ્રભુ એ ઇચ્છા શીઘ્ર પાર પાડો!

આગ્રામાં કેટલાએક પોરવાડો છે તે અગરવાળ વાણીઆ કહેવાય છે એમ વડોદરા રાજ્યના વસ્તિપત્રકના પુસ્તકમાં લખ્યું છે પરંતુ તે માટે વધુ સંશોધન થવાની જરૂર છે. એજ પુસ્તકમાં નાદોરા વાણીઆ અસલ પોરવાડ હતા એમ જણાવ્યું છે. વણિક ન્યાતના આ ટોળાની સ્થિતિ દયાજનક છે. એ ન્યાત નાની નાની થતાં માત્ર ૨૫ કુટુંબથી પણ ઓછી થઇ ગઇ છે અને તેમને કન્યા આપવા તથા લેવા માટે મહા કષ્ટ પડે છે. કેટલાએક સાહસિક યુવાનો પુનર્લગ્ન તથા પરચોરામાંથી કન્યા લાવી આ ન્યાતને નષ્ટ થતી અટકાવવા પ્રયત્ન કરે છે. ગુજરાત સર્વસંગ્રહમાં લેટા વાણીઆ અસલ ઓસવાલ કે પોરવાડ હતા એમ જણાવ્યું છે પણ તેને માટે તથા કપોળ જ્ઞાતિ જે પોરવાડો કંડોળ મહાસ્થાનમાં જઇ વસ્યા તેમાંથી ઉપસ્થિત થઇ એમ કેટલાએક લેખકો જણાવે છે તે માટે સંશોધનની જરૂર છે.

---

## પ્રકરણ ૪ થું.

### ધર્મ.

ઇસ્વી સનની શરૂઆતમાં જ્યારે પોરવાડો શ્રીમાળમાં આવ્યા ત્યારે હિંદુસ્થાનમાં (૧) વેદોકત (હિંદુ) (૨) બૌધ્ધ અને (૩) જૈન એ ત્રણ મુખ્ય ધર્મો પ્રચલિત હતા. વેદોકત ધર્મમાં આ સમયે વૈષ્ણવ અને શૈવ એવા બે સંપ્રદાયો જોસભેર ચાલતા હતા. બૌદ્ધ ધર્મ આ વખતે પ્રબળ હતો અને કેટલાક રાજાઓએ આ ધર્મને રાજ્યધર્મ બનાવ્યો હતો. જૈન ધર્મનું જોર પણ વધવા માંડયું હતું. પોરવાડોએ બૌધ્ધ ધર્મ પાળ્યો હોય એમ લેખ મળતા નથી પરંતુ શ્રીમાળમાં જુના વખતના બૌદ્ધ ધર્મના કેટલાક ખંડીયેરો મળ્યા છે તે પરથી એમ લાગે છે કે શ્રીમાળમાં જુના સમયમાં બાદ્ધ ધર્મ કેટલાક અંશે પ્રચલિત હતો. ત્યારે સવાલ એમ ઉભો થાય છે કે પોરવાડોએ વેદોકત અને જૈન એ બે ધર્મોમાં કયો ધર્મ પ્રથમ પાળ્યો.

(૧) શ્રીમાળ પુરાણપરથી જણાય છે કે પોરવાડો પ્રથમ વૈષ્ણવ (વેદોકત) ધર્મ પાળતા હતા અને ત્યાર પછી જ્યારે ગૌતમ નામના શ્રીમાળી બ્રાહ્મણે શ્રીમાળ નગરમાં જૈન ધર્મનો પ્રચાર કર્યો ત્યારે કેટલાક પોરવાડોએ જૈન ધર્મ અંગીકાર કર્યો અને કેટલાક વૈષ્ણવ ધર્મમાં રહ્યા. જૈન ધર્મના પ્રચારને માટે શ્રીમાળ પુરાણમાં નીચે પ્રમાણે કથા આપી છેઃ—

એક વખતે શ્રીમાળમાં સાત વર્ષનો દુકાળ પડયો અને શ્રીમાળના લોકો બહુ દુઃખી થયા તેથી તેઓએ ગૌતમાશ્રમમાં જઇને ગૌતમઋષીને પોતાનું દુઃખ નિવેદન

કર્યું. ગૌતમે દયા લાવી તે સર્વને સાત વર્ષ સુધી અન્ન પુરૂ પાડયું. સાત વર્ષનો દુષ્કાળ પુરો થયો એટલે બ્રાહ્મણોની સ્ત્રીઓએ બ્રાહ્મણોને કહ્યું કે "સાત વર્ષના દુકાળમાં ગૌતમે તમને અન્ન પુરૂં પાડયું છે એનું ગૌતમની સ્ત્રી અહલ્યા આપણને મેણું મારશે." બ્રાહ્મણોએ સ્ત્રીઓનું કહેવું સાંભળી ગૌતમઋષીને કાંઇક અપરાધ આપવો જેથી અહલ્યા મેણું મારે નહિ, આવી રીતે ગુપ્ત વિચાર કરીને ગૌતમને માટે મનુષ્યની એક ગાય બનાવી અને ગૌતમાશ્રમ આગળ છોડી મુકી. જ્યારે આ ગાય ડાંગર ખાતી હતી ત્યારે ગૌતમે તે ગાયને દર્ભ વડે પાછી વાળવા માંડી પણ એટલામાં તે ગાય પડી ગઇ અને મરણ પામી. ગાયની હિંસા કરી તેને માટે ગૌતમને બ્રાહ્મણોએ પંકિત બહાર કાઢવા જણાવ્યું પણ ગૌતમે તેમની જોડે પંકિત વ્યવહાર ચાલુ રાખવા ઇચ્છા જણાવતાં બ્રાહ્મણોએ ગૌતમને કહ્યું કે "તમે ગંગામાં સ્નાન કરી એકસો આઠ વાર ગોદાવરીમાં નહાઇ શુદ્ધ થાઓ પછી તે મરેલી ગાયનું ચામડું ઓઢી પૃથ્વીની પ્રદક્ષિણા કરો જેથી તમને પંકિત મળશે." ગૌતમે ગંગામાં તથા ગોદાવરીમાં કહ્યા પ્રમાણે સ્નાન કર્યું તથા પૃથ્વીની પ્રદક્ષિણા કરી પણ પ્રદક્ષિણા કરતાં ગૌતમે ગાયનું ચામડું ઓઢયું નહિ તેથી બ્રાહ્મણોએ તેને પંકિત આપી નહિ. ગૌતમ ત્યાર પછી શ્રી લક્ષ્મીજી પાસે ગયા અને પોતાનું વિતક કહ્યું ત્યારે લક્ષ્મીજીએ કહ્યું કે "તું કાશ્મીર જા અને ત્યાં ગૌરીપુત્ર મહાવીર છે ત્યાં જઇ જૈન ધર્મની દીક્ષા લઇ શ્રીમાળમાં આવી જૈન ધર્મ ફેલાવ અને જ્યારે શ્રીમાળમાં જૈન ધર્મ ફેલાશે અને શ્રીમાળવાસીઓ તે ધર્મ પાળશે એટલે શ્રીમાળી બ્રાહ્મણો લક્ષ્મીહીન થશે અને હું પછી શ્રીમાળમાંથી ચાલી જઇશ." પછીથી લક્ષ્મીજીની ઇચ્છાનુસાર ગૌતમઋષી કાશ્મીર ગયા અને ત્યાં મહાવીર પાસે જૈન દીક્ષા લઇ પાછા શ્રીમાળમાં આવ્યા અને જૈન ધર્મ ફેલાવ્યો. શ્રીમાળપુરાણ પ્રમાણે શ્રીમાળ નગરમાં કેટલાકે જૈન ધર્મ અંગીકાર કર્યો અને કેટલાક વૈષ્ણવ ધર્મમાં રહ્યા.

(૨) કેટલાક જૈન ગ્રંથોમાં પોરવાડો મૂળથી જૈન હતા એ પ્રમાણે ઉલ્લેખ છે.

(૩) ગુજરાત સર્વસંગ્રહમાં લખ્યું છે કે વાણીયાઓનો મોટો ભાગ જુના વખતમાં શૈવ હતો અને ત્યાર પછી જૈન થયો અને હાલમાં વૈષ્ણવ અને જૈન એમ બે ભાગે વહેંચાયા છે.

શ્રીમાળ પુરાણ તથા જૈન ગ્રંથો પોતપોતાના ધર્મોની ભાવનાથી લખાયા છે એટલે તેઓ પોરવાડોને મૂળથી પોતાના ધર્મના અનુયાયીઓ લેખે એ સ્વાભાવિક છે. પણ રા૦ ગોવિંદભાઇના ગુજરાતના પ્રાચીન ઇતિહાસ પરથી જણાય છે કે ઇસ્વી સનના ૧૧ માં સૈકા સુધી રાજાઓ તથા લોકો મોટે ભાગે વેદોક્ત ધર્મ પાળતા અને વિષ્ણુ, શિવ અને સૂર્યની ભક્તિ કરતા. આ સમયે જૈન ધર્મ હતો ખરો પરંતુ સોલંકી રાજા કુમારપાળ (ઇ. સ. ૧૧૪૩–૧૧૭૪)ના વખત પછી જૈન ધર્મનો જેટલો પ્રચાર થયો તેટલો પ્રચાર તેના આગલા સૈકાઓમાં ન હતો. શ્રીમાળમાં હિંદુ ધર્મના કેટલાક દેવાલયો જૈન ધર્મના દેવાલયો પહેલાના બંધાયલા છે અને આ માંહેલા કેટલાક હિંદુ દેવાલયો પોરવાડોએ જુના વખતમાં બાંધેલા અથવા સમરાવેલા છે. હિંદુ ધર્મના દેવાલયોના પ્રમાણમાં જૈન ધર્મોના દેવાલયો ઘણાં થોડાં છે અને તે પણ ૧૨ માં સૈકા પછી બંધાયા હોય એમ જણાય છે આ ઉપરથી એમ લાગે છે કે પોરવાડો શરૂઆતમાં વેદોક્ત

ધર્મ પાળતા અને વિષ્ણુ, શીવ કે સૂર્યની ભક્તિ કરતા અને ત્યાર પછી જૈન ધર્મ પાળવા લાગ્યા.

હવે બે સવાલો ઉભા થાય છે. પહેલો શ્રીમાળમાં ગૌતમ ઋષીએ જૈન ધર્મ ક્યારે પ્રચલિત કર્યો અને બીજો પોરવાડ માત્રે જૈન ધર્મ અંગિકાર કર્યો હતો કે ફક્ત થોડાક પોરવાડોએ ? ઉપર લખ્યું છે કે સોલંકી રાજાઓના સમયથી એટલે કે ૧૨ મા સૈકા પછી જૈન ધર્મ રાજધર્મ થઇ તેનો પ્રચાર વધારે થયો. વળી શ્રીમાળ પુરાણમાં જૈન ધર્મના આવ્યાથી શ્રી લક્ષ્મીજીનો શ્રીમાળથી ચાલ્યા જવાનો સમય ઇ. સ. ૧૧૪૭ નો લખેલો છે. જોધપુર રાજ્યના સને ૧૮૯૧ ના વસ્તિપત્રકના રીપોર્ટમાં પોરવાડોએ ૭૦૦ વર્ષ ઉપર જૈન ધર્મ અંગીકાર કર્યો એમ લખ્યું છે. આપરથી એમ લાગે છે કે શ્રીમાળમાં ૧૨ માં સૈકામાં જૈન ધર્મનો પ્રચાર થયો. બીજા સવાલના સંબંધમાં શ્રીમાળપુરાણ શીવાય બીજો કોઇ પણ આધાર નથી પણ આ સંબંધમાં લખાયલા કેટલાક પુસ્તકો પરથી અને આ બાબતમાં કેટલાક જૈન તથા વૈષ્ણવ ગૃહસ્થો પાસેથી મેળવેલી હકીકત પરથી એમ જણાય છે કે આ બાબતમાં શ્રીમાળ પુરાણે કંઇ પક્ષપાત કર્યો છે, અને કદાચ થોડાક પોરવાડોએ જૈન ધર્મ સ્વીકાર્યો નહિ હોય તો પણ મોટે ભાગે પોરવાડોએ ૧૨ માં સૈકા પછી જૈન ધર્મ અંગિકાર કરેલો એ વાત ખુલ્લી રીતે જણાઇ આવે છે. હાલ પણ મારવાડમાં મોટે ભાગે પોરવાડો જૈન ધર્મી છે તેમજ અમદાવાદ તથા સુરત જીલ્લામાંના પોરવાડોમાં અર્ધા કરતાં વધારે જૈન ધર્મી છે. કાઠીઆવાડમાં પણ પોરવાડો મોટે ભાગે જૈન મતના છે એમ જાણવામાં આવ્યું છે. આ પ્રમાણે ૧૨ મા સૈકામાં પોરવાડો જૈન ધર્મ પાળતા છતાં પણ તેઓ પોતાના ધર્મમાં અંધશ્રધ્ધાળુ હોય એમ દેખાતું નથી પણ તેથી ઉલટું વેદોકત ધર્મને માન આપતા તથા તેઓના દેવોને પૂજતા. ગોવિંદભાઇના ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં લખ્યું છે કે અણહીલવાડના રાજાઓના વખતમાં લોકો વેદોકત તથા જૈન એ બન્ને ધર્મો સાથે પાળતા અને વિષ્ણુ, શિવ, શકિત તથા તેની સાથે જીન એમ સર્વની પૂજા કરતા. વિમળશાહ જૈન ધર્મનું રહસ્ય જાણનાર ધર્મનિષ્ટ જૈન હતો પણ તે આરાસુરી જગંદબાનો આશ્રિત હતો અને સાક્ષાત્ જગંદબા તેના પર પ્રસન્ન હતા. (જુઓ પરમાર ધારાવર્ષા દેવ. ભા. ૧, પાનુ ૪૦૪). વિમળપ્રબંધની પ્રસ્તાવનામાં લખ્યું છે કે પોરવાડો અંબાજીની ઘણી માનતા કરતા અને તેને પોતાની ગોત્રજ દેવી તરીકે ગણતા. વળી કેટલાક જૈન પોરવાડોએ હિંદુ દેવાલયો સમરાવેલા છે એવી નોંધો મળી આવી છે. સને ૧૯૦૮ ના સરકાર તરફથી પ્રસિધ્ધ થયલા પશ્ચિમ ભાગના આરકીઓલોજીકલ સર્વે રીપોર્ટમાં લખ્યું છે કે ભિન્નમાલમાં એક સૂર્યનું મંદિર છે જે ઇ. સ. ૧૦૬૧ માં જૈન પોરવાડે બંધાવ્યું હતું.

શ્રીમદ્ વલ્લભાચાર્યે (સને ૧૪૭૯–૧૫૬૧) જ્યારે પોતાનો શુધ્ધાદ્વૈત સંપ્રદાય (વલ્લભી અથવા પુષ્ટિ માર્ગ) પ્રસિદ્ધ કર્યો ત્યારે તે માર્ગ અન્ય વણિકો સાથે પોરવાડના કેટલાક ભાગે સ્વીકાર્યો. આપણી જ્ઞાતિનો લગભગ બધો ભાગ હાલમાં આ પુષ્ટિ માર્ગનો સંપ્રદાય પાળે છે. થોડાક કુટુંબો દશ પંદર વર્ષ થયા આર્ય-સમાજના સિદ્ધાંતો પાળે છે. એક બે કુટુંબો સ્વામી નારાયણના સંપ્રદાયના છે. વલ્લભી

સંપ્રદાયમાં કૃષ્ણના બાલ સ્વરૂપની ભક્તિ થાય છે અને આ સંપ્રદાયના મંદિરોમાં બાલકૃષ્ણજીની ત્રાંબા, પિતલ અથવા પાષાણની પુષ્ટ કરેલી મૂર્તિ હોય છે જેનું લોકો ભક્તિ ભાવે પૂજન કરે છે. મૂર્તિની દીવસમાં સાત વખત ઝાંખી થાય છે અને દરેક સમયની ઝાંખીને મંગલા, શણુગાર એવા નામોથી ઓળખવામાં આવે છે તથા ઠાકોરજીને ઘણા લાડ લડાવવામાં આવે છે. વર્ષનો મોટો ભાગ આ મૂર્તિ મંદિરમાં રહે છે પણ અન્નકુટ તથા એવા બીજા અવસરે મૂર્તિને દેવગ્રહમાંથી બહાર પધરાવવામાં આવે છે તથા સર અવસરે ઠાકોરજીને પારણે તથા હિંદોળે ઝુલાવે છે તથા અબીલ ગુલાલ છાંટવામાં આવે છે. ઋતુ તથા પ્રસંગને અનુસાર જાડા પાતલા, રંગ રંગના તથા સારા ભારી વસ્ત્રો પહેરાવવામાં આવે છે. વલ્લભી સંપ્રદાયની બાલકૃષ્ણની મૂર્તિ ઉપરાંત કેટલાક હરમાનના, કેટલાક મહાદેવના, કેટલાક માતાના તથા કેટલાક લક્ષ્મીનારાયણના ખાસ ભક્ત છે. ગુજરાતના પ્રાચીન ઇતિહાસ પરથી જણાય છે કે આપણી જ્ઞાતિ મૂળથીજ ધર્મ પ્રત્યે ઘણી આસ્થા-વાળી હતી અને દ્રવ્યનો ઉપયોગ મૂખ્યતઃ ધર્મના કાર્યમાં કરતી. પોરવાડોના હાથે શ્રીમાળમાં બંધાવેલા તથા જીર્ણોદ્ધાર થયેલા કેટલાક દેવાલયો પોરવાડોની ધાર્મિક વૃત્તિની સાક્ષ્ય અદ્યાપિ પણ આપે છે. વસ્તુપાળ, વિમળ, ધનાશાહ વિગેરે પોરવાડોએ આબુ, ગિરનાર વિગેરે સ્થળોએ ઘણા 'જીન' મંદિરો બાદશાહી ખર્ચે બંધાવ્યા છે અને આજે પણ તે પ્રખ્યાત જાત્રાના સ્થાન થઇ પડયા છે. આબુના વિશ્વવિખ્યાત દેલવાડાના આરસપહાણના દેવાલયો બંધાવનાર વસ્તુપાળ અને તેજપાળ પોરવાડ વણિક હતા. આ જ્ઞાતિમાં આ ધાર્મિક શ્રોત હજુ પણ વહ્યા કરે છે એ આનંદની વાત છે. ચાલીશ વર્ષ પહેલા શેઠ મોરારભાઇ વીજભુખણદાસ માલવી તરફથી મુંબઇમાં ભુલેશ્વર આગળ બંધાયલું શ્યામસુંદરજીનું મંદિર, સુરતની કુંજ ગલી આગળનું દેવસ્થાન, રાંદેરમાં પારેખ કુટુંબે બંધાવેલું લક્ષ્મીનારાએણનું મંદિર, સુરતમાં વિલંદાવાડ તથા શાહપુરના લક્ષ્મીનારાયણ તથા દમણના મહાલક્ષ્મીના મંદિરો આપણી નાની સરખી પેટાન્યાતની ધાર્મિક ભાવનાના સ્તુત્ય સ્મારકો છે. પોરવાડ જ્ઞાતિના દ્રવ્યનો વ્યય દેવ મંદિરો પાછળજ એકલો થાય છે એમ નથી. દાનશીલ શેઠ મોરારભાઇ માળવીની મીલકતમાંથી શ્રી ડાકોરની તથા સુરત સ્ટેશન ઉપરની તથા ગુપ્તેશ્વરની ધર્મશાળાઓ, ડુમસનું આરોગ્ય ભુવન તથા સુરતની સ્ત્રી છોકરાની ઇસ્પીતાલ બંધાવવામાં આવી છે. તેની પૂર્વે શેઠ નાગરદાશે સુરતમાં અશ્વિનીકુમાર કાંઠાના સ્મશાન આગળ ડાઘુઓને બેસવા માટે એક ધર્મશાળા બંધાવી આપી હતી. અન્ય ધનાઢય કુટુંબોએ પણ ન્યાતની સારી સેવા કરેલી છે. સુરતમાં શેઠ નાગરદાસે બંધાવેલી બ્રહ્મપૂરી (બીમપોરી)માં આવેલી એક વિશાળ વાડી તેના વંશજે જ્ઞાતિના વ્યવહાર માટે ભેટ આપી છે તેજ પ્રમાણે મુંબઇમાં શેઠ મોરારભાઇના વારસો શેઠ ત્રિભોવનદાસ, મનુભાઇ અને નટવરલાલ તથા શેઠ ઘેલાભાઇ મનોરદાસની એકત્ર સહાયતાથી "મોરારબાગ" જેવું એક ભવ્ય મકાન ન્યાતને માટે લગભગ એક લક્ષ રૂપીઆ ખર્ચી તૈયાર કરવામાં આવ્યું છે. જ્ઞાતિનું ૨૪૦૦૦ રૂપીઆનું કેળવણી ફંડ તથા રૂ. ૨૫ હજારનુ નિરાશ્રિત ફંડ તથા સુરત મુંબઇમાં ચલાવ-વામાં આવતી લાએબ્રેરી એ આ જ્ઞાતિનું ગૌરવ બતાવે છે. સુરત સાર્વજનિક હાઇ સ્કુલ ફંડમાં તથા હોસ્ટેલ માટે તેમજ કોલેજના હોલ માટે આ ન્યાતના આસામીઓએ સારી સારી રકમો કહાડી આપી છે. પોરવાડો ધર્મ પ્રત્યે આસ્થા બતાવી આચાર વિચાર ધર્માનુસાર રાખે છે તથા દેવ પ્રત્યે સારી ભક્તિ બતાવે છે. ૫૦ વર્ષ પહેલાં આપણી

જ્ઞાતિના ઘણાં કુટુંબોમાં રાજ સેવાઓ હતી અને હાલ થોડેક ઠેકાણે હજી પણ છે. સ્ત્રી પુરૂષો મંદિરે જઇ બાલકૃષ્ણજીની સમાસમાની ઝાંખી કરતાં તથા શાક પાન ફુલ વિગેરેની સેવાઓ કરી હાથ પવિત્ર કરતાં. મહારાજ પ્રત્યે પણ પૂજ્ય લાગણી હતી. તેઓને દેવ તરીકે માનતા અને મંદિરે જઇ તેમના ચરણસ્પર્શ કરતાં તથા મહારાજ પાસે નાના બાળકોને કંઠી બંધાવી અથવા બ્રહ્મસંબંધ અપાવી કાન ફુંકાવી, ઓટણ વિધી કરાવી અથવા શુભ અશુભ પ્રસંગોએ ઘેર પધરાવી નાણાંની ભેટ કરતાં. સ્ત્રી પુરૂષો ભાગવત, ગીતા, નારાયણ કવચ, બસો બાવન અથવા ચોરાશી વૈષ્ણવની વાર્તાઓ વિ૦ ધર્મ ગ્રંથો વાંચતાં તથા ઠાકોરજીના ભજન તથા ધોળો ગાતાં. રવીવારે તથા પર્વણીએ નદી કે દરીએ નહાતાં. જયન્તિ તથા વ્રતના દીવસોએ અપવાસ કરતાં, જાગરણ કરતાં તથા તીર્થ સ્થળે જાત્રા કરતાં. કેટલાક પાકટ ઉમરના માણસો મરજાદ લેતાં. વખતના વહેવા સાથે તથા કેલવણીના પ્રતાપે જ્ઞાતિના સ્ત્રી પુરૂષમાં અંધશ્રદ્ધાળુત્વ ઓછું થયું છે.

---

## પ્રકરણ ૫ મું.

### સાંસારિક તથા સામાજિક રીતરીવાજો.

અગીઆરમા સૈકા પહેલાના આપણી ન્યાતના વિવાહાદિ રીતરીવાજો જાણવાને આપણી પાસે કોઇપણ સાધન નથી. પરંતુ તે વખતના રીતરીવાજો કાંઇક વધારે સરળ અને શાસ્ત્રાનુસાર હશે એમ લાગે છે. રા. ગોવિંદભાઇના ગુજરાતના પ્રાચીન ઇતિહાસમાં લખ્યું છે કે અણહીલવાડ રાજાઓના વખતમાં લગ્નાદિ વ્યવહારમાં રાજાઓમાંજ ક્વચિત સ્વયંવરની રીત જણાય છે બાકી પરણવાની રીત તો હાલના જેવીજ છે. સંપુટ ભંગાવવો, પોંકવું, અણવર લઇ જવા, “ આવ્યો આવ્યો, ચૌટડાના ચોર લાખેણી લાડી લઇ ગયોરે ” એવી મતલબના ગીતો ગાવાં, ધોળ ગાવાં અને માટી લાવવામાં શકુન માની પ્રસ્તુતારંભે તે લાવવી વિગેરે બધા રીવાજો હાલના જેવાજ હતા. મામાની પુત્રી પરણવાનો ચાલ હશે એમ માલમ પડે છે કારણ કે ગ્રહરિપુ મોસાળની કન્યા સાથે પરણેલો હતો. પરંતુ આ વ્યવહાર મોહોટે ભાગે ક્ષત્રિય–રજપુતોમાં પ્રચલિત હતો. બ્રાહ્મણ તથા વાણિઆઓમાં આ વ્યવહાર તરફ સાધારણ રીતે અણગમો બતાવવામાં આવતો અને આવા લગ્નોની વિરૂધ્ધ લોકમત હતું. વિધવાઓએ ચર્મ ઓઢી વૈધવ્ય પાળવાનો રિવાજ હશે એમ જણાય છે. વિમળ પ્રબંધના કર્તાએ વિમળ ( ૧૦૨૨–૧૦૬૪ )ના લગ્નની રીત વર્ણવી છે તે પરથી જણાય છે કે તે વખતે લગ્નના આરંભમાં વડી પાપડ કરવા, ધાન્ય વીણવા, માંડવો બંધાવવો, સારા બેસણા કરવાં, કંકુત્રિઓ મોકલવી, ન્યાતવરો કરવો, ખુંપ મુકવો, જાનરણી કાઢવી, સામૈયું લાવવું, પરણેલા જોડાને, વૃદ્ધોને, વડીલોને, પૂજ્યોને અને દેવને પગે લાગવાનું, માંગણો વિગેરેને દાન આપવાનું તથા સગા સંબંધીઓને પહેરામણી આપવાનું એ બધા રીતરીવાજો હતા. શ્રીમાળ પુરાણ પરથી જણાય છે કે અસલ કલવા (કુલેક્રમકરણ) નો રીવાજ હતો. આ પરથી એમ લાગે છે કે ૧૧ માં સૈકાના લગ્નાદિ તથા સામાજિક રીવાજો કેટલાક સમયોચિત સુધારા વધારા શીવાય હાલના જેવાજ હતા. આપણા હાલના રીતરીવાજો જે કેટલાક સમયોચિત સુધારા વધારા સાથે ચાલ્યા આવ્યા છે તેમાં

કેટલાક શાસ્ત્રને આધારે અને કેટલાક સમયોચિત રૂઢીને આધારે બંધાયલાં છે. કેટલાએક રીવાજો દેશકાળની સ્થિતિને અનુસરતાં ન થવાથી તેમાં ધીમે ધીમે સુધારો થતો જાય છે અને કેટલાએક રીવાજો કાળક્ષેપ કરનાર તથા ખોટા ખર્ચ વધારનારા જણાતા તેને પડતાં મૂકવામાં આવે છે. હવે આપણે આપણા કેટલાક અગત્યના રીવાજો તપાસીએ

**વિવાહ અને તેને લગતા કેટલાક રિવાજો.**—લગ્ન પહેલાં વર કન્યાનાં વિવાહ–વેવીશાળ–સંબંધ કરવામાં આવે છે. આ રીત વર કન્યાને એક બીજાના ગુણદોષ જાણવાના તથા પરસ્પર હેતભાવ વધારવાના પ્રસંગ મળે તે માટે અથવા સારા વર કન્યા ઝડપી લેવાની ઉત્કંઠાથી અથવા નાના વર કન્યાના વિવાહ કરી માતપિતા લ્હાવો લે એ ધારણાથી કરવામાં આવે છે.

**વિવાહ–(વેવીશાળ)–વ્યવહાર:**—કન્યાનો બાપ ન્યાતમાંથી પોતાની છોકરી માટે ખપે એવા સારા છોકરાઓના જન્માક્ષર મંગાવી તેની સાથે પોતાની છોકરીના જન્માક્ષર જોવડાવે છે. છોકરા છોકરીના ગ્રહ મળતા આવે છે તો છોકરીવાળા વિવાહનું માંગુ કરે છે અને જો બન્ને વર કન્યા વાળાને રીતભાતમાં અથવા બીજો કોઇ મતફેર ન હોય તો સારો દીવસ જોષી પાસે જોવડાવી તે દિવસે કન્યાના પિતા અથવા તેમના તરફથી કોઇ મોભાદાર શખસ વરના વડીલને વિવાહ (વેવીશાલ) સંબંધ થયાની નિશાની દાખલ એક રૂપીયો આપે છે. આજ લગભગ ત્રીશેક વર્ષ થયાં આમન સામન લખતો કરવાનો રીવાજ પડેલો છે. રૂપીયો આપતી વખતેજ વરને કન્યાના વડીલ તરફથી આપવાની પેહેરામણી (સામા) ની રકમ તથા કન્યાને વરના વડીલ તરફથી આપવાની પલ્લાની રકમ બંને પક્ષવાળાઓ વચ્ચે નકી કરવામાં આવે છે. એમ ઠરેલી રકમ "ન્યાત શીરસ્તે" કહેવાય છે. તેમાંથી લગ્ન વખતે પેહેરામણી તથા પલ્લું ભરતી વેળાએ દરેકમાંથી રૂપૈયા પચીશ પચાશ ઓછા કરવામાં આવે છે. ત્યારબાદ અનુકુલ વખતે મુહૂર્ત જોઇ ચાલ્લાંનો વિધિ થાય છે એટલે વરવાળાને ઘેર સગાવહાલાં તથા ન્યાતના સંભાવિત ગૃહસ્થોને આમંત્રણ કરી એકઠા કરવામાં આવે છે અને કન્યાવાળા તરફથી બે છોકરાઓ સાથે પતાસાનો પડો, પાન અને છુટા પતાસા મોકલવામાં આવે છે. વરના વડીલને કન્યા તરફનો પ્રતિનિધિ પતાસાનો પડો તથા રૂપૈયો આપે છે અને નકકી થયેલ રીતભાત કહી સંભળાવે છે અને વિવાહ ન્યાતના દફતરમાં નોંધવામાં આવે છે. કોઇ વાર લગ્ન કયે સ્થળે કરવાં તેનો પણ કરાર થાય છે. થોડા વર્ષ પહેલાં વરની પહેરામણી ઉપ્રાંત વાગો એટલે કપડાં માટે રૂા. ૨૦ થી રૂા. ૧૦૧) સુધીની રકમ વિવાહ સમયે વરને આપવામાં આવતી હતી. કન્યાવાળાને ઉંચા ખાનદાન અથવા શ્રીમંત ઘરમાં પોતાની કન્યા આપવાની ઉત્કંઠા હોય તો વાગાને નામે મોહોટી રકમો આપતાં. પરંતુ આ જ્ઞાતિ સામાન્ય રીતે પલ્લુ કે પહેરામણી અથવા વાગાની રકમ વધારવાની સામે સખ્ત અણગમો ધરાવે છે અને પંચે ઠરાવ કરી આવી રીતે આડકત્રી રીતે વરવિક્રય કરવા સામે પ્રતિબંધ કર્યો છે અને તેની ચોકસ હદ ઠરાવી છે.

વિવાહ–વેવીશાળ ઘર મેળે થયા છતાં ચાંલ્લા થઇ પંચના દફતરમાં જ્યાં સુધી નોંધાય નહિ ત્યાં સુધી પંચ તેની ખબર લેવા આનાકાની કરે છે. પંચમાં એ માટે ખાસ દફતર રાખવામાં આવ્યું છે અને તેમાં લાગો આપી આવા કરાર નોંધાવવામાં આવે છે. સુરતમાં પંચના લક્ષ્મીનારાયણના મંદિરમાં મોટે ભાગે ચાંલ્લાનો આ વિધિ થાય છે. જન્માક્ષર

જોઇ વિવાહ કરવાનો રીવાજ ધીમે ધીમે ઓછો થતો જાય છે અને બીજ વરના જન્માક્ષર જોવામાં આવતા નથી. કેટલાએક વર્ષ પૂર્વે કોઇ સારી સ્થિતિનો પુરૂષ રંડાતો ત્યારે કન્યાવાળા સ્મશાનમાંજ નવા વિવાહ માટે રૂપીયો આપતા હતા. આગળ સ્રીના મરણના તેર દિવસની અંદર રાંડનાર આસામીનું બીજે ઠેકાણે વિવાહનું ચોકડું ન ગોઠવાય તો રખડી જવાનો ભય રહેતો. ઇશ્વર કૃપાએ આ નિષ્ઠુર રીવાજો બંધ પડયા છે. મંદવાડની પથારી ઉપર, સ્મશાન ચિતાપર કે સારણાના પિંડ ઉપર નવા વિવાહની વાત બંધ થઇ છે અને મરણ પછી કંઇક કાળેજ નવા સંસારની ખટપટ શરૂ થાય છે. પૂર્વે જ્યાં સુધી ચાંલ્લા થતા નહી ત્યાં સુધી વરકન્યા એક બીજાને ત્યા જમવા જતા નહી પણ હાલમાં તે પ્રતિબંધ નીકળી ગયો છે.

હિંદુ શાસ્ત્રાનુસાર પિત્રાઇઓમાં અને મોસાળ તથા મસીઆઇની ચોક્કસ પેઢી સુધી વિવાહ કરવાનો નિષેધ છે. તેમજ પિત્રાઇની છોકરીઓની છોકરીઓ પણ લેવાતી નથી. પિત્રાઇઓ તથા મોસાળના અડીના સગપણ શીવાએ હવે આ પ્રતિબંધ ધીમે ધીમે છૂટતો જાય છે અને અસલ જે નજીકનું સગપણ ગણી તેની કન્યાઓ લેવામાં બાધ ગણાતો તેવી કન્યાઓ હવે છુટથી લેવાય છે. સાધારણ રીતે કન્યા આપવા લેવાનો વ્યવહાર સુરતી દશા પોરવાડનો ચોરો એટલે જે આસામીઓનું એ ન્યાતમાં લહેણું હોય તેમનીજ વચ્ચે હોય છે. આ ચોરામાંથી કન્યા ન મળે તો દમણ, ભરૂચ, જંબુસર, નંદરબાર, ખાનદેશ, કાશી, ઔરંગાબાદ વિગેરે સ્થળના દશા પોરવાડના ચોરામાંથી કન્યા લાવવાનો બાધ નથી. દશા પોરવાડ શીવાએ અન્ય ન્યાતોના ચોરામાંથી પણ કન્યા લાવવાની છૂટ છે પરંતુ તેવી કન્યા લાવનારને ન્યાતમાં થોડો ઘણો દંડ આપવો પડે છે. શક પડતી વાતમાં આ ન્યાત કન્યા કઇ ન્યાતની છે તે ખાત્રી કરવા ચાંપીને તપાસ કરે છે અને જે સ્થળની કન્યા હોય ત્યાંની ન્યાતનું અથવા ત્યાંના સંભાવિત ગ્રહસ્થોનું પ્રમાણપત્ર માગે છે અને જરૂર જણાતા તે સ્થળે ન્યાતના આસામીઓને મોકલી તપાસ કરાવે છે જ્યારે કન્યા લાવવાની આવી રીતે છૂટ છે ત્યારે પોતાની કન્યા સુરતી દશા પોરવાડના ચોરા બહાર આપી શકાતી નથી અને તેવા કૃત્ય સામે આ ન્યાતે મોટા દંડ તથા લાંબો વખત ન્યાત બહાર રાખવાની કડક શાસન ઠરાવી સખત પ્રતિબંધ નાંખ્યો છે. સુશિક્ષિત અને વિદ્વાન ગૃહસ્થોની આગેવાની હેઠળ ચાલતા મુંબઇના પંચે થોડા વર્ષ ઉપર ન્યાતના નિયમોનો જે ખરડો તૈયાર કર્યો છે તેમાં પણ આવી રીતે રૂા. ૫૦૦૧) સુધીનો ઘણો ભારે દંડ પરચોરામાં કન્યા આપનાર માટે ઠરાવ્યો છે. પરિણામ એ આવ્યું છે કે જે બીજા ચોરાઓમાંથી કન્યા મળતી હતી તે ચોરાવાળાઓએ પોતાના યુવાનોને કન્યા મળવામાં અડચણ ન પડે તથા સ્વમાનને ખાતર સામા ઠરાવ કરી આ ચોરાને કન્યા આપતી બંધ કરી છે. દાખલા તરીકે જંબુસર, નંદરબાર વિગેરે સ્થળોએથી કન્યા લાવનાર પાસેથી અથવા કન્યાના માબાપો પાસેથી ત્યાંના પંચ તરફથી ભારે દંડ લેવામાં આવે છે. ન્યાતમાં યુવાન સ્રીઓના અકાળે થતા મોહોટી સંખ્યાના મરણોથી અને પરચોરામાંથી કન્યા લાવવાનું બહુ મોઘું અથવા કહો કે લગભગ અશક્ય થઇ પડયું છે તેથી કંઇક અંશે ન્યાતમાં કન્યાની અછત જણાવા લાગી છે. આથી થોડા વર્ષ ઉપર જ્યારે કન્યાના માબાપને માગું કરવું પડતું હતું અને મોહોટી પહેરામણી તથા વાગા આપવાં પડતાં હતા તેને બદલે હાલમાં કન્યાને માટે વરના બાપને પૂછપરછ અને કહેણ કરવા પડે છે, પહેરામણી મુકાવવા માંડી છે અને પલ્લાની રકમમાં તથા રીતભાતમાં વધારો થયો છે.

સુરતી દશા પોરવાડના ચોરામાં દાખલ કરવાનો એટલે જેને લેણું ઘાલવાનો અધિકાર કહેવાય છે તે અધિકાર અધાપિ સુરતની પંચ પાસે છે. એ પંચના ભૂતકાળના અધિકારીઓએ દીર્ઘ દૃષ્ટિ ન બતાવતાં તથા ન્યાતીજનોની સંખ્યા વધવાથી ન્યાતને દરેક રીતનો લાભ રહે છે એ નિયમ ભૂલી જઇ પરચોરાના આસામીઓ આ ન્યાતમાં દાખલ થવા ઇચ્છા બતાવે તો તેની પાસેથી મોહોટી રકમ (રૂા. ૧૦૦૦ સુધી)નો દંડ લઇ ન્યાતનું ભંડોળ વધારવાના પ્રયત્નો કર્યા તેથી કરીને સ્થળે સ્થળે આ ચોરાનો અધિકાર વધવાને બદલે, ન્યાતિલાઓની સંખ્યામાં ઉમેરો થવાને બદલે અને આ ચોરાનો વ્યવહાર ફેલાવવાને બદલે તે સંકુચિત થયો. આ ચોરામાં દાખલ થવા ઇચ્છનારાઓએ કંટાળીને છૂટા ચોરા ઉભા કર્યા અથવા બીજા ચોરામાં દાખલ થયા છે. આના પરિણામ કેટલા અનિષ્ટ આવ્યા છે તે ધીમે ધીમે પણ મક્કમ રીતે દેખાવા માંડ્યા છે. આ દુષ્પરિણામ દૂર કરવા માટે નીચે લખેલા ઉપાયો સૂચવવામાં આવે છે. (૧) પરચોરાની કોઇ પણ વણિક ન્યાતની કન્યા લાવનાર પાસેથી દંડ ન લેતાં તેને આવા કામ માટે ઉત્તેજન આપવું. (૨) લેણું ઘાલવાની એટલે કે ન્યાતના ઘરો વધારવાની બાબતમાં ઉદાર વૃત્તિ અને દીર્ઘદૃષ્ટિ બતાવવી અને જ્ઞાતિ ફંડમાં પૈસા વધારવાને બદલે કુટુંબો વધારવા તરફ વધારે લક્ષ આપવું. (૩) મુંબઇની પંચના આગેવાનોએ મુંબઇમાં પોરવાડોના જે જુદા જુદા ટોળાના આસામીઓ હોય તેઓ એક બીજાના સમાગમમાં વધારે અને વધારે આવતા થાય તે માટે ભગિરથ પ્રયત્નો કરવા અને બને તો પોરવાડો, ગુજ્જર તથા શ્રીમાળીઓ જેઓ એકજ સ્થળેથી આવ્યા છે જેમના એકજ કુળદેવી, કુળગોર તથા રીતભાત છે તેમનું સંમેલન-કોનફરંસ ભરવા તજવીજ કરવી કે જેથી કરીને સમાજ ઉન્નતિના કેટલાએક ઘણા અગત્યના અને લાભના કાર્યો નાના ટોળા કરી શકતા નથી તે એકત્ર થઇ હાથ ધરાય. આ કામમાં મુંબઇનું વાતાવરણ, શિક્ષણ અને સામગ્રી ઘણા અનુકુળ છે અને માત્ર વીરલ આગેવાનોનીજ ખોટ છે. (૪) કન્યા લેવી પણ આપવી નહિ એવી સ્વાર્થી અને આપમતલબી વ્યવસ્થાથી અંતે બીજા ચોરાઓની દીલસોજી ગુમાવી આપણને ખમવું પડે છે માટે આ વ્યવસ્થામાં ફેરફાર થવો જોઇએ એવી લોકલાગણી ઉત્તેજીત કરવી. અન્ય સ્થળે વૈશ્નવ અને શ્રાવક પોરવાડોમાં કન્યા આપલેનો વ્યવહાર છે. આ ચોરામાંથી પરચોરામાં કન્યા આપનારના દિકરાઓ આપણી ન્યાતમાં હજી હૈયાત છે અને હાલનો પ્રતિબંધ અરધી સદી જેટલોજ જુનો છે તે હવેના કાળમાં વધુ વખત ટકવો જોઇએ નહી. (૫) સ્ત્રી વર્ગની શારિરીક સ્થિતી સુધરે તથા તેમના નાની ઉમરમાં થતાં મરણો ઓછાં થાય તે માટે ઉપાયો યોજવા. આ વિશયમાં અન્ય સ્થળે નિબંધ છાપવામાં આવ્યા છે તે તરફ ધ્યાન ખેંચીએ છીએ. *

વિવાહ પ્રકરણ તરફ પાછા વળતા આ ચોરામાં કન્યાવિક્રય તથા સાટાપાટાનો રીવાજ નથી એ જણાવતાં ખુશાલી થાય છે. થોડા વર્ષ પૂર્વે સાટામાં કન્યા આપનાર આસામીને જન્મ પર્યંત ન્યાત બહાર રાખી આ ન્યાતે કડક દાખલો બેસાડયો છે. પહેરામણી, પલ્લા તથા રીતભાતની રકમો મીજાનસર નક્કી કરી તે બાબતના

---

* આ પ્રકરણમાં યોગ્ય ચર્ચા સાથે જે અતિ મહત્વની સૂચનાઓ રા. મંગળદાસ ઇચ્છારામ તરફથી કરવામાં આવી છે તે પર સુરત અને મુંબાઇના પંચો દીર્ઘદૃષ્ટિથી વિચાર કરશે એવી આશા છે. ચુ. મો. દ.

નિયમો છપાવી મુંબઇ અને સુરતની પંચે બહાર પાડયાથી વરવિક્રયનો પણ સદાને માટે પ્રતિબંધ થયો છે.

અસલ નાની ઉમરે વિવાહ–વેવિશાળ થતા હતા અને નાના બાળકોના વહુવર બેસાડવામાં આવતાં. તે વખતે વર કન્યાના ગુણદોષ જોવાને બદલે તેમના માતપિતાની સમૃદ્ધિ તથા પ્રતિષ્ટા તરફ વધારે ધ્યાન આપવામાં આવતું. હવે વેવીશાળ તથા લગ્ન માટે ઉમર મોડી થતી જાય છે. કેલવણીનો ફેલાવો વધતાં મેટ્રીક સુધી અભ્યાસ કર્યા શિવાએ વિદ્યાર્થી અથવા તેના માબાપો વેવીશાળ કરવા ઇચ્છતા નથી અને તેજ પ્રમાણે કન્યાના માબાપોમાં પણ વધારે ધીરજ આવતી ગઇ છે. બાર વર્ષની અંદરની કોઇ પણ બાળા હાલમાં આ ન્યાતમાં પરણેલી નથી અને સાધારણ રીતે ચૌદ વર્ષ અથવા તેથી વધુ વયની બાળાઓજ લગ્ન લાયક ગણાય છે. માબાપોના કુળ તથા પ્રતિષ્ઠા જોવાને બદલે વેવીશાળ કરતી વખતે કન્યાના સ્વરૂપ અને આવડત હોશીઆરી તથા વરની સમૃદ્ધિ, વિદ્વતા અને શારીરિક પ્રકૃતિ તરફ વધુ ધ્યાન આપવામાં આવે છે. વર કન્યાની પસંદગીમાં તેમની ઇચ્છા તથા સંમતિ લેવાનો પ્રસંગ ધીમે ધીમે આવતો જાય છે. એક વખત વેવીશાળ ન્યાતને દફતરે નોંધાયા પછી સબળ કારણ વિના તે તોડી શકાતા નથી અને તે બાબત પંચમાં વિચાર કરવામાં આવે છે. પહેરા પહેરામણી તથા રીતભાતોના છાપેલા નિયમો હોવાથી સ્થળ સંકોચને લીધે તે વિગતો અત્રે આપવામાં આવી નથી.

**વિવાહ–વેવિશાળ પછીની રીતભાતો:**—પહેલવહેલા સાધારણ રીતે ચાંલ્લા થયા પછી વર કન્યાને એક બીજાને ત્યાં નોતરવામાં આવે છે તેને "આવતા જતા" કહે છે. આ પ્રસંગના શુકનની અંદર કંસાર કરે છે અને વર કન્યાને મકાને સગા વહાલાં એકઠા થઇ મોંજોણામાં એટલે વર કે વહુનું પહેલી વખતે મ્હોં જોઇ ભેટ આપે છે. કેટલેક ઠેકાણે દાગીના કે વસ્ત્રોની ભેટ આપવામાં આવે છે, પરંતુ સાધારણ રીતે રોકડ રકમ આપવામાં આવે છે. એવી રીતે કન્યાને જે રકમ ભેટ મળે તેથી ત્રેવડી રકમ વરવાળા તરફથી આપવામાં આવે છે. આ બાબતમાં કેટલીએક વખત મતફેર અને કંકાશ થતો તે દૂર કરવા સુરત અને મુંબઇના પંચે નિયમો કરી છપાવ્યા છે. આ નિયમો એક સરખા થવાની જરૂર છે. આવતા જતા થયા પછી વર તથા કન્યાને સાસરેથી વાર તહેવાર તથા સારા પ્રસંગોએ જમવા નોતરવામાં આવે છે. સાસરીઆના સગાઓ પણ પ્રસંગે પ્રસંગે તેમને નોત્રી યથાશક્તિ નાણું આપે છે.

**અલુણાની ફુરાળ:**—છોકરીઓની ગોરવ આવે છે તે પ્રસંગે વરવાળા તરફથી કન્યાને ત્યાં "ફુરાળ" મોકલવાનો રીવાજ છે. તે વખતે મોહોટો આડંબર મુંબઇમાં કરવામાં આવે છે. સગા સ્નેહીમાંથી મોટી સંખ્યામાં સ્ત્રી વર્ગને નોતરવામાં આવે છે; ફળ ફળાદી–મીઠાઇ, સૂકો મેવો તથા ગોરવમાં ખપતા શાકભાજી થાળાઓમાં રચી શુશોભિત કપડાથી ઢાંકી નોકરોને માથે ચહડાવી ઢાઠમાઠથી કન્યાને ત્યાં મોકલવામાં આવે છે. કેટલેક ઘરથી પોતાની મોટાઈ બતાવવા મોટી સંખ્યામાં આવા થાળાઓ અને નોકરોની હારની હાર કરી મોકલવામાં આવે છે. કન્યાવાળા તેવીજ ઠાલી મોટાઇમાં આ "ફુરાળ" (!) જે એક છોકરીને બદલે પંદર વીશેક છોકરીઓની ગોરવ માટે પૂરી પડે એટલી હોય છે તેમાં ઘરની સામગ્રી ઉમેરી ગોરણી જમાડે છે. વધતી જતી મોંઘવારી અને ટૂંકી થતી કમાણીના વખતમાં આ રીવાજ જેમ બને તેમ ઓછો થવો જોઇએ. શ્રીમંત ઘરોમાં સાધન

હોવાથી આવા રીવાજો શરૂ થાય અને સાધારણ પંક્તિના આસામીઓને દેખાદેખી તથા ઘરના સ્ત્રી વર્ગના કંકાશને લીધે તેની પાછળ તણાવવું પડે એમાં ન્યાતની આર્થિક હાની થાય છે. સુરતમાં આ ખોટા આડંબર તથા ખાલી ડાડ નથી. ફરાળની સાથે રોકડ નાણા પણ મોકલવામાં આવે છે તથા કન્યાને માથે ફૂલો ગુંથાવી વાડી ભરાવી સગાસ્નેહીઓમાં ફેરવવામાં આવે છે અને તેઓ નાની રકમોથી કન્યાનો સત્કાર કરે છે. આજ પ્રમાણે પણ ઓછા આડંબર અને ખર્ચથી વટસાવિત્રીના વ્રત વખતે ફરાળ તથા નાણાં મોકલવામાં આવે છે.

**ઉત્તરાયનની ગાગર:**—સક્રાંત—ઉતરાણને દીવસે કન્યા સગાસ્નેહીઓને લઇ સાસરે જાય છે અને ઘઉંથી ભરેલો તથા રેશ્મી કપડાથી ઢાંકેલો ત્રાંબાનો હાંડો સાસરે વડીલને પગે લાગી અર્પણ કરે છે અને સાસરાના સગાઓને નાણાની રકમ આપી પગે લાગે છે. પૂર્વે દરેક સંક્રાંતે બે હાંડા–ગાગર લઈ જવાનો રીવાજ હતો તે નીકળી જઇ હવે માત્ર એકજ વખત એકજ ગાગર લઇ જવામાં આવે છે. લગ્ન પહેલાં આ ક્રિયા નહી થઇ હોય તો લગ્ન પછી પણ એક વખતે આવી રીતે ગાગર લઈ જવી પડે છે.

**અન્ય વ્યવહાર:**—હોળી, દીવાળી, બળેવ વિગેરે તહેવારો ઉપર પણ વર કન્યાને વસ્ત્ર, અથવા મોહોટે ભાગે રોકડ નાણાની રકમોની રીત કરવાનો રીવાજ છે. મધ્યમ વર્ગને ભારી ન પડે તેવી રીતે બન્ને ઠેકાણેની પંચોએ રકમ નક્કી કરી આ રીતભાતોના નિયમો છપાવ્યા છે.

**લગ્ન અને તેને લગતા કેટલાક રીવાજો:**—લગ્ન ક્રિયા પવિત્ર અને ધાર્મિક સંસ્કાર છે. મનુષ્યના જીવનમાં લગ્ન એક અગત્યનો તથા આનંદનો પ્રસંગ છે. તે કારણથી લગ્નની ક્રિયાઓ ધાર્મિક હોવા ઉપરાંત દંપતિને આનંદજનક તથા કુટુંબને માટે ભાવજનક રાખવામાં આવી છે. લગ્ન કન્યાના પિતાને ઘેર થાય છે અને તેના મોસાળ તરફથી આવેલા અથવા માતપિતાએ પોતપોતાના ગજાસંપન્ન કરાવેલા આભૂષણ જેવા કે હાથમાં સુવર્ણની પટીઓવાળો દાંતનો ચુડો, કલ્લાં અથવા સાંકળા, ડોકમાં કાળી ગાંઠી અથવા મંગળસુત્ર, કંઠી, છેડો વિગેરે, નાકમાં મોતીની વાળી, (હવે હીરાની જડ પણ ઘાલવામાં આવે છે), કાનમાં ચોકડાં, લવંગીયાં, વિગેરે, પગમાં ચાંદીના કલ્લાં અને પગની આંગળીઓમાં છવીટીયાંથી શણગારી, સુતરાઉ સફેદ તથા કીનારીપર કંકુવાળુ લુગડું અને ચોળી પહેરાવી કપાળે કંકુનો ગાજરીયો કરી છુટા કેશ રાખી કન્યાને તૈયાર કરવામાં આવે છે. વરરાજા પોતાને ઘેરથી જરીના જામા પટકા તથા પાઘડી તથા રેશમી પીતાંબર પહેરી, હાથમાં નાળીએર રૂપૈયો સાત પાન તથા સાત સોપારી લગ્ન પત્રિકા વિગેરે (પોસ) રાખી ઘોડે બેસી આવતા. હાલ થોડુંક થયું વરરાજા સફેદ વસ્ત્ર તથા લાલ પાઘડી પહેરી સાદા કપડામાં ચાલતા શાહજન મહાજન સાથે કન્યાને માંડવે જવાનો પ્રચાર પડતો જાય છે. વરરાજા માંડવે પોહોચે એટલે પ્રથમ કન્યાને ઉપર પ્રમાણે વસ્ત્રાભૂષણ સહિત તેના મામા તેને સ્નાન કરાવી માતાની પૂજા કરાવી ઘીના પાત્રમાં પોતાનું મોઢું જોતી બેસાડી રાખી હોય ત્યાંથી ઉંચકીને (હવે કન્યાઓ મોટી ઉમ્મરે પરણતી હોવાથી હાથે દોરીને) કન્યાના કુળ ગોરના હાથમાં એક પિત્તળની ઝારી ઉપર શ્રીફળ રાખી તેને આગળ કરી લઇ આવે છે (પધરાવે છે.)

પ્રથમ ગોર, તેની પાછળ કન્યા અને તેની પાછળ મામો એમ વરરાજાની ચાર પ્રદક્ષિણા કરે છે. આ ક્રિયાનો અર્થ વરરાજાની યોગ્યતાની પરીક્ષાનો હોવો જોઇએ. પ્રદક્ષિણા પછી વર અને કન્યાની વચ્ચે એક અંતરપટ ધરી રાખી કન્યાના મુખમાંથી પાનની પીચકારી કરાવવામાં આવતી (જાણે કે વર પોતાને પરણવા માટે આટલો ખટાટોપ આદરી એના ઘર સુધી આવ્યો માટે કન્યા તેનો વિનોદ કરતી હોય) અને પછી કન્યા વરના ગાલ ઉપર ધીમેથી તમાચા મારતી (આ પણ એક પ્રકારનો વિનોદજ છે.) આ ક્રિયાઓ હવે દૂષણ રૂપ ગણાવા લાગી એટલે શિક્ષિત સુધરેલાં કુટુંબોમાં પ્રદક્ષિણા કીધા પછી કન્યા પાસે વરને વાંકી વળી પ્રણામ કરી સ્વાગત કરાવવામાં આવે છે અને કન્યા વરરાજાને તિલક કરી વરમાળ આરોપે છે. કન્યાને ત્યાર પછી ઘરમાં દેવી–માતા પધરાવ્યા હોય ત્યા આગળ પુનઃ લઇ જઇ બેસાડવામાં આવે છે. ત્યારબાદ કન્યાની માતા અથવા માતાનું પદ રાખનાર કોઈ સ્ત્રી વરરાજાને તિલક કરી નાના રમકડાં જેવાં કે લાકડાની રવાઇ, ત્રાક, સાંબેલું વિગેરે પોકણાંથી પોંકી ઇડી પીડી ઉતારી માટીનો સંપુટ ભંગાવી તથા જળનો લોટો ઢોળી નજર ઉતારે છે અને પોતાના વસ્ત્રનો પદર પકડાવી કરી તેમાં વરની પોસ લઇને હાથ પકડી લગ્ન ક્રિયાના સ્થળ ઉપર લઇ જઇ માહેરાંમાં એક પાટલા ઉપર પૂર્વાભિમુખ બેસાડે છે. આ લગ્ન વિધિનો ગુઢાર્થ સ્થળસંકોચને લીધે આપી શકતા નથી. માહેરૂં સાધારણ રીતે લાકડાના ચાર સ્તંભ ઉભા કરી તેના ઉપર છાપરાંને ઠેકાણે રેશમી પાનેતર બાંધેલા ચોકઠાનું બનાવવામાં આવે છે. માહેરામાં કન્યાને તેના સાસરીયાં તરફથી કેટલીક જણસો તથા નાણાંની રકમો પહલાં ઉપરાંત રીતભાતો તથા મોહોજોણા તરીકે ભેટ આપવામાં આવે છે. આ રીતભાત સ્ત્રીને વિપત્તી વખતે આર્થિક સાહાય્યનું સાધન કરી આપવાના ઉદ્દેશથી દાખલ થઇ છે અને તે સારી છે. લગ્નની **ધાર્મિક ક્રિયાઓ**માં માતા વળાવવા, ગણપતિ-પૂજન, મંડપમુહૂર્ત, ગ્રહશાંતિ વિગેરે તથા માહેરામાં થતા કન્યાદાન, હસ્તમેલાપ, છેડા છેડી, સપ્તપદી (મંગળફેરા), લાજા હોમ, અશ્મારોહણ, ધ્રુવ તથા અરૂન્ધતી દર્શન, ચારૂભક્ષણ (કંસાર ખાવા)નો સમાવેશ થાય છે. પૂર્વે લગ્નપ્રસંગે વર કન્યાની આંખમાં મેશ આંજવામાં આવતી તથા દાંત રંગવામાં આવતા, આ રિવાજો હાલમાં નિકળી ગયા છે. પીઠી ચોળવાનો રિવાજ પણ ઘણો ઓછો થયો છે. **આનંદજનક ક્રિયાઓ**માં વરકન્યાને પીઠી ચોળવાની, વાને ઘાલવાની, સલોકા (શ્લોક) ભણાવવાની રીતભાતો તથા મોહોજોણાં કરવાની, કોરડા કોરડી મરાવવાની, એકીબેકી રમાડવાની, કાંકણ દોરા છોડવાની, તથા એક વસ્ત્રે નહાવા વિગેરે ક્રિયાઓનો સમાવેશ થાય છે.

શાસ્ત્રમાં વર્ણવેલી સુંદર ઉચ્ચ ભાવનાની પ્રતિજ્ઞા વર કન્યા ચોરીમાં બોલે તેને શ્લોક બોલવા કહે છે. કાલે કરીને આ પ્રતિજ્ઞાને બદલે હાસ્યજનક અને ટુંકી બુદ્ધિની સ્ત્રીઓને હસાવે એવા મેણા ટુચકાઓ બોલવામાં આવે છે. વર તરફથી આવા શ્લોક–સલોકા બોલવાનું બંધ થયું છે. કન્યા માટે કેટલેક સ્થળે મૂળ સંસ્કૃત પ્રતિજ્ઞાની ભાવના સાચવી ગુજરાતીમાં સુંદર કાવ્યની અંદર ભાષાંતર કરીને કન્યાઓ પાસે બોલાવવામાં આવે છે. આ રૂઢી સર્વમાન્ય થાય તો લગ્ન ક્રિયા યોગ્ય મહત્તા સહિત સિદ્ધ થાય. **ભાવદર્શક ક્રિયાઓ** એટલે કે સગપણની પિછાન કરતી ક્રિયાઓમાં વરરાજાની બેહેન તરફથી થતી ઘોડાની લગામ ઝાલવાની, લુણ ઉતારવાની, બારણું વાસવાની, આમણુસામણુ કલવો લઇ જવાની, મોસાળાની, ફોઇ પાસે ગોત્રજ ઘરો ભરાવી મંડાવવાની, પાણી છંટામણી, નાક ખેંચવાની,

જણા મુકાવવાની, માહેરૂં જોવડામણી, હાથે વાળો વાટવાની, વરઘોડાના તેડા કરવાની, દુધ પાણી વિગેરે ક્રિયાનો સમાવેશ થાય છે.

કન્યાના પલ્લામાં વધારો થાય તે માટે કેટલીક રીતભાતો થાય છે તેમાં કન્યાને મોટે ભાગે રોકડ નાણાની ભેટ મળે છે તે અર્થે થતી રીતભાતોમાં કાળી ગાંઠી તથા ઘરચોળાની રીત, ચમકળીની રીત (આ રીત લગભગ નીકળી ગઇ છે), લુગડાની રીત, મોજોણાંની રીત, હોળી, દીવાળી તથા બળેવની રીત, કંશાર ખવડાવવાની, શ્લોક ભણાવવાની, ચોટલો હોળવાની વિગેરે રીતોનો સમાવેશ થાય છે.

લગ્ન પ્રસંગે વર અથવા કન્યાવાળા પોતાની ગુંજાશ પ્રમાણે ધામધુમ કરે છે. નાળીયેર વ્હેંચે છે. કેટલાક આસામીઓ વરઘોડા અગાઉ ન્યાતી જમણ કરે છે જેને ઘોડા ન્યાત કહે છે. કોઇ કોઇ કુટુંબમાંથી વાસણનું અથવા શાકરનું લ્હાણું થાય છે. કન્યાવાળા ન્યાત સાથે અથવા છુટું કુમારૂં જમણ આપતા. કુમારા જમણમાં વરવાળાઓને જમાડવામાં આવતા અથવા મીઠું મોહોડું કરાવવાનો એટલે કે ખાંડ ફકાવવાનો રીવાજ હતો. કુમારા જમણ આપવાનો રીવાજ હવે ઓછો થતો જાય છે. કન્યાવાળા ગોરવનું જમણ ન્યાત સાથે અથવા છુટું આપે છે. કેટલાક કન્યાવાળાઓ વરના પિતાને માંડવા ખર્ચ આપે છે એટલે કે લગ્નસમારંભ શરૂ થતાં તે સંપૂર્ણ થતા સુધીનો વરવાળાને જે કાંઇ ખર્ચ થાય તે કન્યાવાળા આપે છે અથવા તેને બદલે નકરો ઉચક રકમ આપે છે. હમણામાં થએલા લગ્નમાં જાનનો સર્વ ખર્ચ કેટલાએક કન્યાવાળાઓએ આપ્યો છે. કેટલાએક શ્રીમંત કુટુંબોએ પૂર્વે ત્રાંબાના ઘડાની ચોરીઓ કરી તે ઘડા બ્રાહ્મણ તથા ફોઇઓને ભેટ આપ્યા હતા. કેટલાએક કુટુંબોએ છોકરીને સાસરવાસામાં ઘર સંસારની સામગ્રી ફરનીચર તથા વાછરડા સાથની ગાય વિગેરે ભેટ આપેલા સાંભળવામાં આવ્યા છે. લગ્નના કોઇ પણ વ્યાવહારિક વિષયમાં અથવા ન્યાતિ જમણ કરવુંજ જોઇએ એવો જ્ઞાતિ તરફનો કોઇ પણ રીતનો અંકુશ નથી. કોઇ પણ આસામી કંકુને કન્યા આપી લગ્ન કરી શકે છે. પૂર્વે લગ્ન પ્રસંગે ફટાણા ગીત ગવાતાં અને તેમાં સ્ત્રી પુરૂષો આનંદ પામતા પરંતુ હવે તે બંધ થયા છે. કોઇ સ્ત્રીને ગોરવ બાંધતા અથવા છોડતાં આવડતું નહીં તો તેની હાંસી થતી. વળી ગોરવ વખતે વરવાળા વાસણ સંતાડતા ત્યારે કન્યાવાળા ગોરવ વખતે દીવેલના તથા રૂના ભજીઆ ખવડાવી આનંદ માનતા. પ્રસંગવશાત આવા વિનોદથી આનંદને બદલે કલેશ ઉભો થતો તેથી આ વિનોદ વ્યવહાર બંધ કરવામાં આવ્યો છે. લગ્નના ગીતો બધા વનરાજ ચાવડાના પુસ્તકમાં આપવામાં આવ્યા છે તેજ ગવાય છે ક્વચિત ક્વચિત નવા ગીતો દાખલ થયા છે પરંતુ આવા આનંદજનક પ્રસંગે આવા ગીતો તદ્દન બંધ થતા જાય છે અને ઉત્સાહ કમી થતો જાય છે એ શોકજનક છે.

**લગ્નની મોસમ:**—લગ્નની મોસમ ઘણું ખરૂં કાર્તિકથી તે ફાગણ શુદ પાંચમ સુધી અને વૈશાખમાં હોય છે. ચૈત્રમાં તેમજ જેઠથી તે આશો સુધી લગ્ન થતા નથી. દેખાદેખી, સગા સ્નેહીઓનો મોટો જથ્થો આવી શકે એ વિચારથી અને કંઇક કરકસરના હેતુથી લોકો ઘણું ખરૂં એક મુહૂર્તે સામટા લગ્ન રાખે છે. કોઇ કોઇ વખતે ન્યાતમાં એકજ દહાડે અથવા એકજ અઠવાડીયાંમાં ૨૦ થી ૨૫ ચોરીઓ થાય છે અને એક મહિના સુધી લોકોને ઘેર ફરતા ફરતી ન્યાતી જમણોને લીધે રાતના રસોડાને તાળું

પડે છે. ત્રણેક વર્ષ થયા યુનીવરસીટી તરફથી આગલો વખત અકટોબર નવેંબરનો બદલી માર્ચ એપ્રીલમાં પરીક્ષા લેવામાં આવે છે. તેને માટે તૈયારી કરવાને વિદ્યાર્થીને કાંઇ પણ અડચણ કે રોકાણ રહિત બે માસ મળવા જોઇએ તેમાં વિઘ્ન આવતાં પરીક્ષામાં યશ મળતો નથી અથવા તો વિદ્યાર્થીઓ ચાલાક અને હોંશીઆર હોવા છતાં લગ્નસરાની અડચણ નડતાં નીચે નંબરે પસાર થાય છે તેથી તેની ભવિષ્યની ઉન્નતિને જાયુકની હાની થવાનો સંભવ રહે છે. માટે વિદ્યાર્થીઓના લગ્ન કરવાનો પ્રસંગ આવે ત્યારે લગ્ન ક્રીસ્ટમસ–માગસર, પોસ અથવા એપ્રીલ, મે–વૈશાખ માસમાં બને ત્યાં સુધી લેવા એવી અમારી ભલામણ છે.

**વરઘોડો:**—વરરાજા ઘોડે બેસીને અને જરીના જામા પાઘડી પહેરીને પરણવા જવાનો રીવાજ ચાલ્યો આવે છે. નાની ઉમરના કે પાકટ ઉમરના માણસોને પરણવા જતા એક સરખી રીતે આ પ્રમાણે શૃંગારીને જવું પડતું. પંદરેક વર્ષ ઉપર સુરતમાં એક જ્ઞાતિ ગૃહસ્થે ચાલતા પરણવા જવાની ઇચ્છા કરી હતી પરંતુ તે વખતે ન્યાતી ભાઇઓના સખ્ત અણગમા આગળ તેનું કંઇ ચાલ્યું નહિ અને આખરે ઘોડાપર બેસી સાદે લુગડે પરણવા ગયા હતા; છતાં સાદે લુગડે પરણવા જઇને રીવાજ ભંગ કર્યો તે માટે પંચ મળી એમને શાસન આપ્યું હતું તેમજ ભવિષ્યમાં રીવાજ ભંગ કરનાર માટે ભારે દંડ ઠરાવ્યો હતો. પાંચેક વર્ષ પહેલાં સુરતના પંચે ઠરાવેલી ભારે રકમનો દંડ આપીને પણ એક યુવાન વરરાજાએ સાદા કપડામાં ચાલતાં પરણવા જવાનું પસંદ કર્યું હતું. મુંબઈમાં પાંચ વર્ષ થયા ન્યાતના કાંઇ પણ વિરોધ વગર લગ્ન કરનાર સાદા પોશાકમાં ચાલતા પરણવા જતા થયા છે. લોકમત જોઇ સુરતમાં પણ હવે આ પ્રતિબંધ નરમ કરવામાં આવ્યો છે અને માત્ર રૂપૈયા અગીઆરનો દંડ લેવામાં આવે છે. અસલ સુરતમાં નવાબી અમલ દરમ્યાન વરઘોડાની પાછળ જાન રાણીઓ ગાડીમાં બેસીને જતી પણ સં. ૧૯૩૨ (સને ૧૮૭૬) પછી સ્ત્રીઓ ચાલીને જાય છે.

**લગ્નનો ચોરો:**—સુરતી દશા પોરવાડ જ્ઞાતિમાં ચોકસ સ્થળેજ લગ્ન કરવા બાબતમાં જ્ઞાતિ પ્રતિબંધ રહ્યો નથી. પ્રથમ સુરત શીવાય બીજે ઠેકાણે કન્યા હોય ત્યાં લગ્ન કરવા વિષે કાંઇજ પ્રતિબંધ નહી હતો. સં. ૧૯૨૮ માં આ નિયમમાં કાંઇક ફેરફાર કરવાના સુરતના પંચના પ્રયત્નને અંગે સુરત તથા મુંબઇના પંચો વચ્ચે ખટપટ ઉઠવા પામી હતી. બંને ઠેકાણે તડો પડી તકરારમાં કડવાસ પણ આવી હતી પરંતુ દૂરદર્શી અને સુજ્ઞ જ્ઞાતિજનોના વિચારો આખરે સ્વીકારવામાં આવ્યા અને આ ન્યાતમાં સુખેથી ગમે ત્યાં પોતાની કન્યાનાં લગ્ન કરવા ન્યાતિજનોને સંપૂર્ણ સ્વતંત્રતા મળી છે.

**લગ્નની વય:**—પ્રાચીન કાળમાં શાસ્ત્રાનુસાર વરનું વય પચીસનું અને કન્યાનું સોલ વર્ષનું થયા બાદ લગ્નો થતાં. દેશ પરતંત્ર થતાં પરદેશીઓની અયોગ્ય રાજ્યનીતિને લીધે આપાપોએ કન્યાને જેમ બને તેમ વહેલી પરણાવવા માંડી અને ઉંચ વર્ણમાં કન્યાને નાની ઉમરે પરણાવાના શાસ્ત્ર અને રીવાજ નીકળ્યા. કોઇ કોઇ વખતે કન્યાના લગ્ન ઘણી નાની ઉમરે થતાં. પાંચ વર્ષની કન્યાના લગ્ન આ ન્યાતમાં થયેલા સંભળાયા છે. માત્ર ત્રણજ દાયકા ઉપર મોટામાં મોટી કન્યા ૧૧ વર્ષથી

વધારે થતી નહી અને તે ઉમરમાં બાળકીઓને પરણાવવા માટે માતપિતાને મોહોટી ચિંતા રહેતી. પરણાવ્યા પછી બાળકી સાસરે કયારે જાય તે માટે વેવાણોમાં મોહોટો કલેશ થતો અને રજસ્વળા થતાં પહેલાં બાળકીઓને સાસરે વિદાય કરવામાં આવતી. આ બાબતમાં હાલ ઘણો સુધારો થયો છે અને સાધારણ રીતે ચૌદ વર્ષની વય થાય ત્યાં સુધી કન્યાના લગ્ન કરવામાં આવતાં નથી. તા૦ ૧૦ મી જાનેવારી ૧૯૧૭ સુધીનું આ ન્યાતનું વસ્તિપત્રક તૈયાર કરવામાં આવ્યું છે તે જોતાં જણાય છે કે આ ન્યાતમાં બાળ લગ્નનો હવે બીલકુલ પ્રચાર નથી. છોકરાઓ ૧૬ વર્ષ સુધીના અને છોકરીઓ ૧૨ વર્ષ સુધીની બધીજ કુમારી છે અને ૧૫ વર્ષ સુધીની ૫૩ બાળાઓમાં માત્ર ૧૩ જ પરણેલી છે.

**એક પર બીજી સ્ત્રી :**—આ ન્યાતમાં એક સ્ત્રી હૈયાત હોવાં છતાં કોઇ પણ કારણસર બીજી સ્ત્રી પરણી શકાતી નથી. ભૂતકાળમાં એક બે શ્રીમંત ગૃહસ્થોએ સબળ કારણસર એક સ્ત્રી પર બીજી લાવવાનો પ્રયત્ન કર્યો હતો પરંતુ પંચે મકકમ રહી એવા કાર્યનો નિષેધ કરી તેમને બીજું લગ્ન કરતાં અટકાવ્યા હતા.

**પુર્નલગ્ન :**—સોલંકી રાજાઓના વખતમાં પોરવાડમાં પુર્નલગ્ન થયેલાં જણાય છે. અશ્વરાજ ( આશરાજ ) કુમારદેવી નામની બાળ વિધવાને પરણ્યો હતો અને આ સંબંધથી વસ્તુપાળ અને તેજપાળ જેઓએ પાછળથી રાજ્યમાં મોટી પદવિઓ મેળવી અઢળક ધન ખર્ચી આબુપરના દેલવાડાના ભવ્ય આરસનાં મંદિર બંધાવ્યા છે તે જન્મ્યા હતા એમ જૈન પૂસ્તકો ઉપરથી જણાય છે, આમ છતાં સાધારણ રીતે પુર્નલગ્ન અને નાતરાના લગ્નોનો નિષેધ હતો અને છે.

**સંસારિક સ્થિતિ :**—આ જ્ઞાતિના તા૦ ૧ લી જાનેવારી ૧૯૧૭ સુધીના તૈયાર કરેલા વસ્તિપત્રક પરથી આ જ્ઞાતિની લગ્નાદિક સ્થિતિ (ઉમર તથા જાતિવાર) નીચે પ્રમાણે છે.

પુરૂષ ( ૪૯૩ )      સ્ત્રી ( ૪૦૩ )

| | કુમારા (૨૭૯) | પરણેલા (૧૭૪) | વિધુર (૪૦) | | કુમારિકા (૧૪૨) | પરણેલી (૧૭૪) | વિધવા(૮૭) |
|---|---|---|---|---|---|---|---|
| ૧–૧૦ વર્ષના | ૧૧૭ | એકજવાર (પંથવર)–૧૨૯ | | ૧–૧૦ વર્ષની | ૯૬ | ૦ | ૦ |
| ૧૧–૧૫ ,, | ૪૯ | | | ૧૧–૧૫ ,, | ૪૦ | ૧૨ | ૧ |
| ૧૬–૨૦ ,, | ૪૫ | બીજીવાર ૩૫ | | ૧૬–૨૦ ,, | ૬ | ૪૦ | ૩ |
| ૨૧–૨૫ ,, | ૩૪ | ત્રીજીવાર ૮ | | ૨૧–૨૫ ,, | ૦ | ૩૧ | ૯ |
| ૨૬ ,, | ૩૪ | ચોથીવાર ૨ | | ૨૬–૩૦ ,, | ૦ | ૨૨ | ૭ |
| | | | | ૩૧ થી ઉપર | ૦ | ૬૯ | ૬૭ |
| | ૨૭૯ | ૧૭૪ | | | ૧૪૨ | ૧૭૪ | ૮૭ |

ઉપરના કોઠા ઉપરથી આપણે જોઇ શકશું કે ૪૯૩ પુરૂષોમાંથી પંદર વર્ષ સુધીના ૧૬૬ બાળકોને બાદ કરીએ તો બાકીના ૩૨૭ લગ્નને યોગ્ય પુરૂષોમાંથી ૧૨૯ એકજ વખત, ૩૫ બીજી વખત, ૮ ત્રીજી વખત અને ૨ ચોથી વખત એમ ૧૭૪ પરણેલા ગૃહસ્થો છે.

૨૩૬ કુટુંબની ન્યાતમાં ૩૨૭ ( ૪૯૩–૧૬૬ ) વિવાહ યોગ્ય માણુસોમાં માત્ર ૧૭૪ પુરૂષો વિવાહિત સ્થિતિ ભોગવે છે અને ૪૦ વિધુર (રંડાયેલા) પુરૂષો છે. ૧૨૯ એકજ લગ્નનું સુખ ભોગવતાં અખંડ જોડા સાથે સરખાવતા એકથી વધુ વખત પરણેલાઓના જેટલી વખત લગ્ન થયા છે તેની છુટી ગણુત્રી કરીએ તો ૯૭ (૩૫+૧૬+૬+૪૦ વિધુર) દાખલાઓમાં સ્ત્રીઓના અકાળ મૃત્યુથી કંઢગી વખતે સંસાર બગડેલા માલમ પડે છે, એટલે કે ૧૦૦ અખંડ જોડાએ લગભગ ૭૫ ટકાનું પ્રમાણુ રંડાયલા પુરૂષોનું આવે છે. આ સ્થિતી શારીરિક પ્રકૃતિ તથા સંસાર વ્યવહારમાં ઘણી અસંતોષકારક લેખાય. જો ઉપર જણાવેલા ૯૭ ખંડિત કુટુંબોમાં ૮૭ વિધવાઓની સંખ્યા ઉમેરીયે તો કુલ્લે સરવાળો ૧૮૪ રંડાયલા સ્ત્રી પુરૂષોનો આવે છે. અને જો આ સંખ્યાની આ જ્ઞાતિના એકજ લગ્નનું સુખ ભોગવતા ૧૨૯ અખંડિત જોડાની સાથે સરખામણી કરશું તો આપણુને સહજ માલમ પડશે કે આ જ્ઞાતિ શારીરિક સમૃદ્ધિમાં ઘણી દુઃખી છે. સ્ત્રી વર્ગમાં નાની ઉમરના મરણોથી એથી પણુ વધારે ભયંકર પરિણામો આવ્યા છે. મોટે ભાગે ફરીથી પરણુવા લાયક ૪૦ વિધુરો અને અવિવાહિત ૨૭૯ પુરૂષોમાંથી ૧૫ વર્ષ સુધીના ૧૬૬ બાળકોને બાદ કરીએ તો ૧૧૩ પરણુવા લાયક પણુ કુમારા મળી કુલ્લે ૧૫૩ લગ્નના ઉમેદવારોને માટે ૧૪૨ કુમારી કન્યાઓમાંથી દશ વર્ષ સુધીની ૯૬ બાળકીઓને બાદ કરીએ તો બાકી માત્ર ૪૬ કન્યાઓ વિવાહ કરવા લાયક રહે છે. આ આંકડાનો અર્થ એટલોજ થાય છે કે મોટે ભાગે સારા રળતા કમાતા ૧૧૭ ઉમેદવારો જન્મભર વાંઢા રહેવાના. **પરણુવા લાયક સ્ત્રી પુરૂષોની સંખ્યા ધ્યાનમાં લઇએ તો પાંચ પુરૂષમાંથી માત્ર ત્રણુ પુરૂષ પરણુ-વાની આશા રાખે અને બાકીના બેને સ્ત્રી મેળવવાના ફાંફા પડે.** એક નાની જ્ઞાતિમાં આવી મોટી સંખ્યા અવિવાહિત જીંદગી ગુજારે એ જ્ઞાતિની અધોગતિનું ચિન્હ ગણુાય. આથી જ્ઞાતિની વસ્તિ ઘટવાની, કુછંદ વધવાનો, લક્ષ્મીનો દુરૂપયોગ થવાનો તથા પોતાના પેટના બાળકો ઠેકાણે પાડવાની માતપિતાની ચિંતામાં વધારો થવાનો પ્રસંગ ઉભો થાય છે. આવા પ્રસંગોમાં પરજ્ઞાતિમાંથી કન્યા લાવનાર આસામીઓને આપણા પંચ ઉત્તેજન તથા સુબારકબાદી આપવાને બદલે જે હાંસથી તેઓને કનડે છે તે જોઇ અફસોસ તથા કંપ થાય છે. આ જ્ઞાતિની શારીરિક સ્થિતિ કેટલી ચિંતા ઉપજાવનારી છે તે બતાવવા માટે સ્ત્રીઓના આંકડા તપાસીએ. ૧૭૪ પરણેલી સ્ત્રીઓ અને ૮૭ વિધવા એટલે સ્ત્રીઓમાં ચોથે ભાગે વિધવા છે તેમાં વિશ વર્ષની અંદર ૪ વિધવા છે. આ આંકડા ઉપરથી પુરૂષ વર્ગમાં નાની ઉમરમાં મરણુનું પ્રમાણુ મ્હોટું આવે છે એવું સિદ્ધ થાય છે અને નિરાધાર અને સદા દુઃખી વિધવાની મોટી સંખ્યા જ્ઞાતિમાં હસ્તી ધરાવે છે. આ વિધવાઓનો મુખ્ય વ્યવસાય અટલોજ કે પરતંત્ર હોય તો સાસરે કે પીએર ગદ્ધાવૈતરૂં કરવું અને સ્વતંત્ર હોય તો મંદિરે મંદિરે ભટકવું અને કુથલી કરવી. જ્યાં ત્યાં હિણુાતી આ કમનશીબ સ્ત્રીઓને સ્વતંત્ર સાધન કે આવક–પહલાંની નાની રકમ ઉપ્રાંત–કાંઇ પણુ હોતા નથી. તેઓ સુરતમાં કણીયાઓને ત્યાંથી દાળ વિણુવા અથવા કાછીયાને ત્યાંથી પાપડી ફોલવા લાવી તથા મુંબઇમાં હોરાઓને ત્યાંથી ટોપી ભરવા અથવા આબખી કંદોરા ગુંથવાનું કામ લાવી પોતાના ટુંક આવકમાં કંઇક નિર્જીવ વધારો કરે છે. તેમની સ્થિતિ સુધારવા સમજુ જ્ઞાતિવર્ગની ફરજ છે. ઇશ્વરકૃપાએ શારીરિક સ્થિતિ સુધારવા અંગબળની કસરત માટે સભા તરફથી ફંડ ઉભું કરવામાં આવ્યું

છે. પરંતુ તેનો ઉપયોગ પુરૂષવર્ગ માટે થશે. સ્ત્રી વર્ગની સ્થિતિ સુધારવા જે સુચના કરવામાં આવી છે તે નિબંધ વિભાગમાં છપાઇ છે તે તરફ વાંચકનું ધ્યાન ખેંચીએ છીએ.

**સીમંતોન્નયન, છઠો રહેવાનું તથા અગૃાહણી (અઘરણી)**—ગર્ભ ધારણ કર્યા પછી ગર્ભિણી સ્ત્રીને એને પીએર રહેવા મોકલવાનો રીવાજ છે. આ પ્રસંગે ગર્ભિણી સ્ત્રીને પીએરમાં મેદી ચોપડવામાં આવે છે અને આ ક્રિયા માટે ગર્ભિણી સ્ત્રીને ગર્ભ રહ્યા પછી છઠ્ઠે મહિને પીએર મોકલવામાં આવે છે તેથી આ રિવાજને "છઠો રહેવાનું" એમ કહેવાતું હોય. આ વ્યવહારમાં બે લાભ હતા. પહેલો ગર્ભ એ કુટુંબમાં મોહોટો અગત્યનો બનાવ હતો અને કુટુંબી મિલ્કત પર તેથી ગંભીર અસર થતી. તેવી વખતે એવા ગર્ભ માટે બને તેટલી જાહેરાત આપવાની જરૂર હતી. બીજું, છઠ્ઠો રહ્યા પછી ગર્ભિણી સ્ત્રી ઘણું ખરૂં પીએરમાં રહી પોતાના શરીર તથા ગર્ભનું પોષણ કરી શકતી. કમનશીબે હાલમાં છઠ્ઠો રહેવા તથા ગર્ભિણીને મેદી ચોપડવાને સીમંત કરવા પહેલાં કોઇ પણ અનુકુળ મહિને મોકલવામાં આવે છે આ પ્રસંગે ગર્ભિણી સ્ત્રી પીએરમાં માત્ર એકજ રાત્રિ રહી પાછી સાસરે જાય છે. તે વખતે સાસુને માટે પગેલાગણાના રૂપૈયા લઇ જાય છે. આ પ્રમાણે એક સારી વિધિનો ખરો લાભ નષ્ટ થયો છે. સાતમે અથવા નવમે મહિને ગર્ભિણી સ્ત્રીનું અગૃહિણી (સીમંતોન્નયન) કરવામાં આવે છે. સીમંતોન્નયન એ લગ્નની માફક એક ધાર્મિક સંસ્કાર છે. સ્ત્રીઓને માટે આ ઘણો મહત્વનો તથા આનંદનો પ્રસંગ છે અને તેને ખુશ રાખવાને બનતા પ્રયત્નો કરવામાં આવે છે. ગર્ભિણી સ્ત્રીના પીએરથી વાજતે ગાજતે મોસાળું કાઢવામાં આવે છે. મોસાળા સાથે ગર્ભિણી સ્ત્રીને સારા સારા વસ્ત્રો તથા અલંકારો પહેરાવી તથા માથે ફુલની વાડી ભરાવી ગાડીમાં બેસાડી પીએરથી સાસરે મોકલવામાં આવે છે. કોઇ કોઇ કુટુંબોમાં સસરાના ઘર આગળ કંકુના ડામી ડગલાં ભરાવવામાં આવે છે. દીયેર પાસે ભુસટ (તમાચા?) મરાવી તથા નણંદ પાસે ગાખડી બંધાવી તેમને અમુક રકમ ભેટ આપવામાં આવે છે. મોસાળા વખતે ગર્ભિણી સ્ત્રીનો ખોળો ભરી સાસરા તથા પીએર તરફથી સારા સારા વસ્ત્રો તથા દાગીનાની ભેટ આપવામાં આવે છે તથા ગર્ભિણી સ્ત્રીના પીએર તરફથી જમાઇને યથાશક્તિ દાગીનો કે રોકડ રકમ ચાંલ્લો કરી આપવામાં આવે છે. આ ચાંલ્લાની રકમ ઓછી વધતી પડતાં ન્યાતમાં ઘણા કલેશો થતા હતા, પણ હવે તે બાબતમાં નિયમો થવા પછી તે બંધ પડ્યા છે. આ પ્રસંગે ગર્ભિણી સ્ત્રીના સાસરીઆ તરફથી જ્ઞાતિ જમણ અપાય છે. અસલ સીમંત ઉપરાંત પંચમાસીનું જુદું જમણ અપાતું પણ હાલમાં પંચમાસીનું જમણ કોઇ કરતું નથી. છેલ્લા ૧૦—૧૫ વર્ષ થયાં સીમંત પાછળ ન્યાતી જમણ અપાતું લગભગ બંધ થયું છે; ફક્ત થોડાક સગા વ્હાલાઓને જમાડવામાં આવે છે અને વાજતેગાજતે મોસાળું કહાડવાને બદલે ખોળો ભરતી વખતેજ પીએરીઆ તથા સગાસ્નેહીઓ તરફથી વસ્ત્રાલંકાર અથવા રોકડ રકમ ગર્ભિણી સ્ત્રીને તથા જમાઇને ભેટ આપવામાં આવે છે. પહેલી પ્રસુતિ (સુવાવડ) પીએર ગમે તેવું ગરીબ કે સાધન રહિત હોય છતાં લોકલાજને ખાતર પણ પીએરીઆ કરે છે. મુંબઇમાં માણુસ તથા સગવડ પડતી જગ્યાને અભાવે સુવાવડ ખાનગી ઓસ્પીટલોમાં કરવાનો પ્રચાર વધતો જાય છે. બાળકનો જન્મ થયા પછી છઠ્ઠી માંડી નામકરણ (નામ પાડવાનો) સંસ્કાર થાય છે તે વખતે

ફોઇ તથા બાપના કુટુંબ તરફથી બાળકને દાગીના, કપડાં તથા રોકડની ભેટ મળે છે અને ફોઇને નામ પાડવા બદલ સામી ભેટ મળે છે.

**મુંડણ:**—પાંચમે, સાતમે અથવા નવમે વર્ષે છોકરાને ચૌલસંસ્કાર (મુંડણ) કરાવવામાં આવે છે. કોઇ કોઇ કુટુંબમાં ફોઇ ભત્રિજાના તેના માબાપથી છાના વાળ લેવડાવે છે. કેટલાક કુટુંબમાં મુંડણ વખતે લગ્નની માફક ગ્રહશાંતિ વગેરે કેટલીક ક્રિયાઓ કરવામાં આવે છે તથા જ્ઞાતિ જમણ કરવામાં આવે છે.

**નિશાળગરણુ:**—નિશાળગરણુ એટલે છોકરાંને નિશાળે પ્રથમ બેસાડતી વખતે બ્રાહ્મણોમાં જનોઇ પ્રસંગે જેવી ધામધુમ કરવામાં આવે છે તથા વરઘોડો કહાડવામાં આવે છે તે પ્રમાણે ધામધુમ કરવાનો કેટલાએક સ્થળે વ્યવહાર છે પરંતુ તેવો વ્યવહાર આ જ્ઞાતિમાં ઝાઝો જણાતો નથી.

**મરણ ક્રિયા:**—જ્યારે કોઇનું અવસાન થાય છે ત્યારે તેની પાછળ બે ક્રિયા થાય છે, એક સાંસારિક અને બીજી ધાર્મિક. સાંસારિક ક્રિયામાં (૧) સ્ત્રીઓનું રડવા કુટવાનું, (૨) મોકાણુ લઇ જવી. (૩) ઉઠમણું ઉઠાડવું, કાણુ માંડવી, પાથરણું નાંખવું, વિગેરે વ્યવહારો કરવામાં આવે છે. ધાર્મિક ક્રિયામાં (૧) અગ્નિ સંસ્કાર, (૨) વાસ કાઢવો, (૩) ગરૂડપુરાણ શ્રવણ (૩) દશાથી તેરમા સુધીનાં તથા ઉનમાસિક, માસિક, ત્રિમાસિક, છમાસિક, સંવત્સરિ તથા સંક્રાતિ, રૂષિપંચમી તથા દરો અષ્ટમીના તર્પણ તથા શ્રાદ્ધ તથા દાન–શય્યાદાન કરવામાં આવે છે. મરણને દિવસે અથવા તેને બીજે દિવસે ઉઠમણાની ક્રિયાની અગાઉ જો સ્ત્રીનું મરણ હોય તો તેને પીયેર તરફથી, અથવા પુરૂષનું મરણ હોય તો તેના સાસરા અથવા મોસાળ તરફથી, તેને ઘેર "વાસ" કાઢવા ખીચડી તથા ઘી (લસ) બજારમાંથી ખરીદ કરી મોકલવામાં આવે છે. બારમાને દિવસે ઉપર જણાવેલા સંબંધીઓ તરફથી તેમજ શ્રાદ્ધ કરનારના સાસરા તથા મોસાળ તરફથી સ્ત્રીનું મરણ હોય તો પિત્તળના બાર વાટકા તથા પુરૂષનું મરણ હોય તો પિત્તળના બાર લોટા અથવા રોકડ તથા તેરમાને દીવસે પાઘડી અથવા રોકડ શોક નિવૃત્તિ માટે ભેટ દાખલ આપવામાં આવે છે. મરણના પ્રસંગ પર બ્રહ્મભોજન ઉપરાંત આજથી ૩૦ વર્ષ પહેલાં આ ન્યાતમાં વૃદ્ધ તેમજ યુવાનના મરણ પછવાડે તેરમાનેજ દિવસે ન્યાતિ ભોજન કર્યા વગર છુટકો થતો નહિં. પ્રસિદ્ધ શેઠ રામદાસ મામાને ઘેર લાલભાઇ શેઠના એકના એક પુત્ર પોતાના લગ્ન પછી એક વર્ષમાં તેર ચૌદ વર્ષની બાળ વિધવા મુકી યુવાન વયે ગુજરી ગયેલા તેમના તેમજ ઘણા બીજા યુવાન ન્યાતિ બંધુઓ માબાપની હૈયાતિમાં દેવલોક થયેલાં તેમના તેરમાનું જમણ તેર દિવસે કરવામાં આવ્યું હતું. મુંબઇમાં એક ગરીબ ન્યાતીલા પાછળ તેના ભાઇએ શેર બજારમાંથી ઉધરાણું કરી તેરમાને દિવસે લાડુનું ન્યાતિ ભોજન કીધું હતું. સુવાવડી સ્ત્રીઓ તેમજ અકસ્માતથી ગુજરેલાઓના પણ તેરમા ફરજ જાણી કરવામાં આવતાં. સ્ત્રીઓની પાછળ તેના સાસરા તરફથી એક અને પ્રસંગવશાત્ પીયેર તરફથી એક એમ બે જુદાં જુદાં ન્યાતિ ભોજનો અપાતાં. વખત જતાં યુવાન સ્ત્રીપુરૂષોના અકાળ મરણ વખતે તેરજ દિવસમાં ન્યાતિ ભોજન કરવાનો વ્યવહાર અત્યંત નિર્દય અને અયોગ્ય છે એમ સુશિક્ષિત પુરૂષોને લાગવા માંડયું અને એવા જમણ બંધ કરવા માટે તેઓ પંચમાં પ્રયત્ન કરવા લાગ્યા. શેઠ પરભુદાસ વકીલના જન્મવૃત્તાંત ઉપરથી જણાશે કે તેમણે કરેલાં

આવા પ્રયત્નમાં તેઓ ફળીભુત થયા નહોતા. ત્યાર બાદ સંવત ૧૯૪૯ માં સ્વ. શેઠ જેકીશનદાસ અટ્ટાવાળાએ યુવાનીના ઉત્સાહમાં આ વિષયમાં આગેવાની લીધી અને પોતાના જેવાજ વિચારવાળા આસામીઓને એકઠા કરી છાપા છપાવી પંચમાં ચર્ચા ચલાવવા માંડી, વાત શૂરપર ચડી અને સુરત મુંબઇના પંચોમાં તડો પડયા. શેઠ જેકીશનદાસના અવશાન પછી સંવત ૧૯૫૦ (સને ૧૮૯૪)માં સુરત તથા મુંબઇના પંચે ૪૦ વર્ષની સ્ત્રી અને ૪૫ વર્ષની વયની અંદરના સ્ત્રી પુરૂષના મરણનું ન્યાતી જમણ નહીં કરવું એવો ઠરાવ કર્યો. હાલમાં કોઇ પણ વયની ઉમરના ન્યાતિલાના મરણ પાછળ મુંબઇમાં ન્યાતી જમણ કરવાનો રીવાજ જુજ અપવાદ શીવાય બંધ થયો છે. કુટુંબીજનના પ્રાસંગિક શ્રાદ્ધ ઉપરાંત કેટલેક સ્થળે દૌહિત્રો દાદાજી પાછળ આજો (આસો સુદ) પડવો સારે છે. આ સારણાનો નિયમ કપરો હોવાથી તે બહુ પ્રચલિત નથી.

મરણ પાછળ રડવાનો હાનિકારક રીવાજ ગુજરાતની બીજી ન્યાતોની માફક આ ન્યાતમાં પણ પ્રચલિત છે. આગળના વખતમાં સહવાર સાંજ પાથરણાં નંખાતા તથા બેફાટ રાજીયાં કુટાતાં તથા ગવાતાં અને તેથી મરનારના સ્નેહી સ્ત્રીવર્ગની પ્રકૃતિ બગડતી. આ રીવાજ ધીમે પણ મક્રમ રીતે ઓછો થતો જાય છે. સહવારનાં પાથરણાં બંધ થયાં છે. મરણને દીવસે મામાદેવીનાં ગંદા પાણીમાં સ્ત્રીવર્ગ સ્નાન કરતો અટકયો છે. સ્હાંજના પણ છ છ મહીના પાથરણાં રહેતાં તે ઓછાં થયાં છે અને રાજીયાં બંધ થયાં છે. ખાસ ઘરીના મરણ વગર પરગામના મરણના સ્નાન માંડવાનું તથા કાણે જવાનું બંધ થયું છે. મરનારનાં સ્નેહીઓ શોક પાળે છે અને કેટલોએક વખત શુભ અવસરોમાં ભાગ લેતા નથી તથા સારા વસ્ત્રાલંકારો પહેરતા નથી. મરનારથી વય કે કદમાં નહાના કુટુંબીઓ—પુરૂષો—તેની પાછળ દશમાને દીવસે મૂછો મુડાવે છે. માતપિતા શીવાય બીજા આસામી પાછળ મૂછ આપવાની જરૂર નથી એ વિષે પંચમાં વારંવાર ચર્ચા ચાલે છે અને ભૂતકાળમાં એક વખતે લાંબો વખત સુધી આ પ્રશ્ન ઉપર તડ રહ્યા હતા. હાલ લોકમત મૂછ આપવાની વિરૂદ્ધ થતું ગયું છે. માતપિતા શીવાય અન્ય પિત્રાઇઓ પાછળ મૂછ આપવામાં ગઇસઇ કરવામાં આવે છે અને પ્રસંગ આવતાં પંચ તરફથી આ વ્યવહારમાં છૂટ મુકવાનો સંભવ પાસે આવ્યો છે.

પૂર્વે વિધવા સ્ત્રી ગમે તે વયની હોય તોએ તેને તેના પતિના મરણના દશમાને દીવસે કેશ વપન કરાવવા—વાળ ઉતરાવવા—પડતા તથા ચુડો કે બંગડી ઉતરાવાતા. ત્યાર પછી તેને સાદા વસ્ત્રો પહેરવા તથા નિર્માલ્ય જીંદગી ભોગવવી પડતી. ક્રમે કરીને બાળ વૈધવાઓને કેશ વપનમાંથી મુક્ત કરવામાં અને તેમને વસ્ત્રાલંકાર પહેરવાની તથા શુભ અવસરોમાં ભાગ લેવાની છુટ મળી અને હવે ઉમરે આવેલી સ્ત્રીઓને પણ કેશ વપન કરાવવાની ફરજ પાડવામાં આવતી નથી. મરનારના વય, કદ અને સંબંધ પ્રમાણે નિકટનો પુરૂષ વર્ગ, શોકના ચિન્હ દાખલ લીલી, ભુરી, કાળી તથા ધોળી પાઘડી બાંધે છે તથા સ્ત્રીઓ થોડો વખત કાળાં લુગડાં પહેરે છે. મરનાર શ્રીમંત હોય તો તેની પાછળ વાસણનું લ્હેણું કરવામાં આવે છે તથા દોહિત્રનું લ્હેણું પણ થાય છે.

**નસંતાનનું મરણ:**—પુરૂષ વર્ગમાં કોઇ નસંતાન ગુજરી જાય છે ત્યારે તેની મીલકતની વ્યવસ્થા સાધારણ રીતે તે વિભકત હોય ત્યારે તેની વિધવા કરે છે અને

અવિભક્ત હોય ત્યારે તેના કુટુંબીઓ કરે છે. હિંદુ-શાસ્ત્રમાં સંપૂર્ણ રજા હોવા છતાં અને કંઇક અંશે આજ્ઞા કરેલી હોવા છતાં જો મરનારનો વંશ સાચવવા દત્તક પુત્ર લેવામાં આવે તો તે માટે આ ન્યાતમાં વિચિત્ર વિરોધ બતાવવામાં આવે છે. અને દત્તક લેનાર, દત્તક પુત્ર, તથા દત્તક આપનારને પંચ સાશન કરે છે તથા ન્યાત બહાર પણ મુકે છે. પંચના આવા ઠરાવથી દત્તક વિધિ કાંઇ રદ થતી નથી. શાસ્ત્રાનુસાર અને કાયદાપુર્વક ઔરસ પુત્રના જેટલાજ દત્તકને હક મળે છે. માત્ર આવા પ્રસંગોએ ન્યાતને મોટી રકમનો દંડ લઇ પોતાની મિલ્કત વધારવાની સંધિ સાંપડે છે અને તેવી રકમ કમનશીબે ખાણીપીણી કે ઉત્સવ કરવામાં વપરાય છે. શાસ્ત્ર વિરૂદ્ધના આવા વર્તનથી આયંદે ન્યાતનેજ ખમવું પડે છે. ન્યાતમાં વખતો વખત વિગ્રહ ઉત્પન્ન થવાનો સંભવ રહે છે એટલુંજ નહિ પણ દંડ દાખલ ઉત્સવના ખર્ચને માટે વ્યાજ પુરતું ન થાય એવી નાની રકમ દત્તક આપનાર લેનાર પાસેથી લઇ દર વર્ષે ઉત્સવ કરવાનું ન્યાત માથે લે છે. આથી ખુટતી રકમ ન્યાતને પોતાના ભંડોળમાંથી અથવા ઉજાણી કરનારને ગીરેથી આપવી પડે છે. આવી રીતે આડકત્રી રીતે ન્યાતપર અથવા ન્યાત ભાઇ ઉપર આવા ઉત્સવો લેવાથી વાર્ષિક મોટા કર પડે છે. શાસ્ત્ર વિરૂદ્ધ જઇ દત્તક લેનાર આપનાર પાસેથી દંડ લઇ ઉત્સવ સ્થાપવાજ હોય તો પુરતી રકમ લેવાની સંભાળ રાખવી જોઇએ.

નસંતાન-સ્ત્રીઓના મરણ પાછળ પૂન્ય દાન માટે તેના સાસરીઆ તથા પીઅેરીઆ વચ્ચે વારંવાર કડવો કંકાશ થાય છે. મરનારને પેટે બાળક હોય ત્યારે તો બન્ને પક્ષ કંઇક ભવિષ્યનો વિચાર કરી સમજુતીથી કામ લે છે પણ બાળક ન હોય તો મોટે ભાગે કલેશ થાય છે. મુંબઇ તથા સુરત બન્ને સ્થળના પંચ તરફથી આ બાબત નિયમ ઘડવામાં આવ્યાં છતાં આ કલેશ ચાલુ છે એ ઘણી દીલગીરીની વાત છે. સ્ત્રીના ગુજરવા પછી લગ્ન, સીમંત ઇત્યાદી પ્રસંગોએ પીઅેર તરફથી જે કાંઇ વસ્ત્રાભૂષણ થયા હોય તે તથા કન્યાદાનમાં અપાયેલાં આભૂષણો પણ શાસ્ત્રવિરૂદ્ધ જઇ પીઅેરીઆ પોતે લઇ જવા માંગે છે અને ભલું હોય તો પોતાના ઘરમાં વાપરી કહાડે છે અથવા તો ખોટી મોટાઇ બતાવવા બાળક મોટું થઇ પરણે તે વખતે એજ ચીજો તથા અલંકારોમાં થોડા વખતને અનુસરીને ફેરફાર કરી મોસાળામાં આપે છે. પીઅેરીઆ શરમને માર્યે ન માંગે તો સાસરીઆ તે ચીજો વપરાસમાં લે છે અને ધણી નવી સ્ત્રી પરણે તો નવી ધણીઆણી તે વાપરે છે. બન્ને ઠેકાણેથી સગીર બાળકનો લાભ કોઇ જોતું નથી અને આવી ચીજો વેચી રોકડ કરી બાળકના લાભ માટે વ્યાજે મુકવાનો કમનશીબે વ્યવહાર નથી. પછી વાંધો પલ્લાની રકમ માટે ચાલે છે. શાસ્ત્રાનુસાર તથા કાયદા પ્રમાણે આ પલ્લાનું કુલ માલિક બાળક છે અને તેના લાભ વિરૂદ્ધ વ્યવહાર કરવાનો તેના બાપ અથવા મોસાળીઆને અધિકાર નથી. છતાં રૂઢી તેથી જુદીજ છે અને બાળકનો લાભ ઘણો ઓછો ધ્યાનમાં રાખવામાં આવે છે. ન્યાતના મોટા ભાગની આર્થિક સ્થિતિ મધ્યમ છે. જો પલ્લાની આખી રકમ બાળક માટે છુટી વ્યાજે મૂકવામાં આવે અને બીજા લગ્ન માટે ધણીને નવું પલ્લું આપવું પડે તો તે તેના સાધન બહાર વાત થાય અને ફરી વેવિશાળ કરતા સાધન વગર રખડી પણ જાય. બીજી બાજુથી ધર્મઘેલા મોસાળીઆ બાળકનો લાભ ન જોતાં બાઇ પછવાડે પલ્લામાંથી પૂન્યદાનની રકમ કઢાડાવવા માટે હોંસાતોસી કરે છે. પરીણામે તોડજોડ થતા કંઇક રકમ પૂન્યદાન માટે છુટી કાઢવામાં આવે છે

અને બાકીની રકમ બાપને સોંપવામાં આવે છે. આ પ્રમાણે સગીર બાળકનો સ્વાર્થ કોઇ સાચવતું નથી. આ વ્યવહાર કાયદા વિરૂદ્ધ છે અને હવે લોકો સમજણા થએલા હોવાથી કોર્ટ દરબાર જઇ ભવિષ્યમાં પૈસા બરબાદ કરે અને અણગમતો ન્યાતીલાઓના સાધારણ લાભની વિરૂદ્ધ ફેસલો થાય તે પહેલા બન્ને પંચોએ આ માટે સ્પષ્ટ નિયમો કરવાની જરૂર છે.

બાઇ બાળક મૂકયા વગર ગુજરી જાય ત્યારે તો વેવાણોની જીભને પૂર છૂટ મળે છે અને કંકાશ વધે છે. પુણ્યદાનની બાબતમાં ઘણીજ અણઘટતી માંગણીઓ કરવામાં આવે છે. જે ગરીબ ધણીનું કઢંગી વખતે ઘર ભાંગ્યું હોય તે આ બાબતની વઢવાડ જાહેર થાય તો નવું ઘર કરતાં રખડી જઇશ એમ સમજી મોટે ભાગે અન્યાયને તાબે થાય છે. ઘણા પ્રસંગમાં પંચ આગળ આ વાત લઇ જવામાં આવે છે. બાઇની પાછળ તેના મોક્ષને માટે ધર્મદાન થવું જોઇએ એ વાત ઠીક પરંતુ તે ધર્મદાન પીયેરીઆઓ કરે અથવા તે ફરમાવે તે પ્રમાણેજ થાય એ અન્યાય છે. વળી ધણી પોતાની ટુંકી ગુંજાશમાં ખરા દુઃખની વખતે દરેક ક્રિયા પોતાને ખર્ચે કરે તે તો ગણત્રિમાં લેવાને પીએરીઆ ના પાડે એ અન્યાયને માથે તોરો અને એ ધર્મ નહી પણ અધર્મ કહેવાય!! આવા અન્યાયથી વંશપરંપરા વિખવાદ રહે છે તેમજ ટુંક ગુંજાશવાળા અને આબરૂ ખાતર બ્હીને ચાલનાર આસામીઓને અન્યાય થાય છે. ધર્મદાનની રકમ પંચે નિયમો ઘડી નકકી કરી છે પણ તેનો ખર્ચ કોણ અને કોના કહેવાથી કરે તથા તેમાં ક્રિયાકર્મની રકમ શા માટે ન સમાય તે બાબત પંચે સ્પષ્ટ શબ્દોમાં નિયમ ઘડવા જોઇએ. સગીર બાળકોને ભોગે માત્ર કીર્તિલોભથી જે મ્હોટી રકમો પલ્લામાંથી ધર્માદા માટે છૂટી કહાડવા ઠરાવ્યું છે તે કાયદા વિરૂદ્ધ અને સગીર બાળકના લાભ વિરૂદ્ધ છે. બાળક મૂકી જનાર બાઇ અને નસંતાન બાઇની પાછળની ધર્મની રકમમાં બહોળો ફેર રહેવો જોઇએ. ઉપર ઉઠાવેલા પ્રશ્નો ઉપર બન્ને પંચોએ પૂખ્ત વિચાર કરી તાકીદે નિયમો કરવાની જરૂર છે.

---

## પ્રકરણ ૬ ઠું.

### ન્યાતિ પંચ–બંધારણ, મિલકત, વ્યવસ્થા, વિગેરે.

**ન્યાતના ઉત્સવો–ઓચ્છવોઃ–**પૂર્વે ન્યાતના અધિકારીઓ ઉદાર ગૃહસ્થો પાસેથી અથવા વંશ વારસ વગરના આસામીઓ પાસેથી નાણાની સારી જેવી રકમો ન્યાતમાં વખતોવખત ઉત્સવો–ઉજાણી થાય તે માટે કઢાવવામાં મોટી ઉલટ બતાવતા હતા. પરીણામે મુંબઇમાં દશ ઉત્સવો તથા સુરતમાં અગીઆર ઉત્સવો માટે જાથુકના ફંડ થયાં છે. આ ઉજાણીઓ બે પ્રકારની છે. એક તો મરનાર સ્ત્રી પુરૂષોની મરણતિથિએ બ્રહ્મ ભોજન તથા જ્ઞાતિ ભોજન થાય એ હેતુથી આપવામાં આવી છે. બીજા ઉત્સવો શુભ અવસરના દીવસોએ અથવા દેવ જયંતી પર એટલે કે હોળી, રામનવમી, શ્યામ સુંદરજી તથા મહાલક્ષ્મી માતાના ઉત્સવો નિમિત્તે આપવામાં આવ્યા છે. મુંબઇની ઉજાણીઓની વિગત મુંબઇની ન્યાતના નિયમોના ખરડામાં આપેલી છે. આ ઉજાણીઓ વારા પ્રમાણે અથવા ઉછાંછળી કરીને વહેંચવામાં આવે છે. ઓચ્છવમાં પર ન્યાતના વણીકો નોતરેથી આવી શકે છે. ઉજાણીને માટે પંચે

કરેલી રકમ ઉજાણી કરનારને આપવામાં આવે છે અને ખર્ચમાં ખુટકો પડે તો ઉજાણી કરનારને ગીરોમાંથી પૈસા ભરવા પડે છે.

**ન્યાતિ ફંડ તથા મિલકત:**—આ ફંડ ઉજાણીના રૂપીઆ, દંડ, દાપું તથા સારા માઠા અવસરે ભેટ મળેલા રૂપીઆ અને તેના વ્યાજનું બનેલું છે. આ ફંડ પંચ તરફથી વખતો વખત નિમાતા ટ્રસ્ટીઓના હાથમાં રહે છે અને તેઓ ન્યાતિ ઠરાવ પ્રમાણે ફંડની લેવડ દેવડ તથા બીજી વ્યવસ્થા કરે છે તથા યોગ્ય વખતે ફંડનો હિસાબ ન્યાતમાં રજુ કરે છે તથા છપાવી ન્યાતમાં વહેંચે છે.

**જ્ઞાતિ પંચ:**—સુરતમાં અને મુંબઇમાં ભૂતકાળમાં જ્ઞાતિના પંચ–શાહજનાનો વ્યવહાર હાલની માફક વ્યવસ્થિત નહોતો અને પંચનું કામકાજ મોટે ભાગે એક હાથે અધિકારીઓના જહાંગીરી દોરથી થતું હતું. પંચની સભામાં વગવાળો, બોંય ચહડાવી મોટે ઘાંટે બોલનારો કે બાંગડ ફાવતો. કેટલાક પ્રસંગે ન્યાતે પંચના વહીવટ બહારની એટલે કે ખાનગી લેવડદેવડ, ખાનગી વ્યવહારની તથા કોર્ટની સત્તાની કેટલીક બાબતોનો ફેંસલો કર્યો છે અને કોઇ કોઇ પ્રસંગે શાસ્ત્ર વિરૂદ્ધ તથા કાયદા બહાર ઠરાવ કરેલા છે. પંચની અંદર તકરારની ગરમીમાં હાથોહાથ થવાના પ્રસંગો પણ (ઇશ્વર કૃપાએ માત્ર જુજ વખતે) ઉભા થયા હતા. થોડા વર્ષ થયા મુંબઇમાં આ વિષયમાં નિયમો તૈયાર કરી છપાવવામાં આવ્યા છે અને પંચનું કામ નિયમસર વધારે સારી વ્યવસ્થાએ ચાલે છે; છતાં સુશિક્ષિત વર્ગ પંચમાં હાજરી આપવામાં બેદરકાર રહી ચાલુ સ્થિતિ સુધારવા માટે પ્રયત્ન કરતા નથી એવી ફર્યાદ છે. જ્ઞાતિનું કાર્ય જ્ઞાતિ પંચ (જ્ઞાતિબંધુઓના સમુહને પંચ કહેવામાં આવે છે.) દ્વારા ચાલે છે. આ પંચના મુખ્ય કાર્યો નિચે પ્રમાણે છે:—

(૧) હિંદુ શાસ્ત્ર તથા રૂઢિ સમ્મત ખાનપાનાદિ તથા વિવાહાદિના તથા બીજા સાંસારિક અથવા સામાજીક આચારો તથા વ્યવહારોના નિયમોનું યોગ્ય રીતે પાલન કરવું.

(૨) ઉપર જણાવેલાં નિયમોનું કોઇ પણ ન્યાતિ બંધુ તરફથી ઉલંઘન થતાં તે સંબંધી તપાસ કરી ઉલંઘન કરનારને યોગ્ય સાશન આપવું.

(૩) ન્યાતની મિલકતની નિયમાનુસાર વ્યવસ્થા કરવી.

(૪) ન્યાતની ઉજાણીઓ કરવી. અથવા કરાવવા વ્યવસ્થા કરવી.

પંચ તરફથી એક સંભાવિત જ્ઞાતિબંધુને ન્યાતના પ્રમુખ તરીકે ચુંટી કાઢવામાં આવે છે. પૂર્વે ન્યાતની મુખ્ય વ્યવસ્થા એકાદ આદમીને ન્યાતનો શેઠ નિમી તેને સોંપવામાં આવતી હતી. આ શેઠ પોતાનો હોદ્દો જન્મ સુધી ભોગવતો અને તેના મરણ પછી ન્યાતની શેઠાઇ તેના પૂત્રને અને પૂત્રને અભાવે તેના કુટુંબીને સાધારણ રીતે અપાતી. કાલે કરીને આ વ્યવહારમાં ફેરફાર થવા માંડયો. શેઠની કારકીર્દિથી અસંતોષ પામતાં તેમને પંચે પદચ્યુત કર્યાના મુંબઇ સુરતમાં દાખલા મળે છે. ત્યાર બાદ શેઠાઇ બંધ કરી ટ્રસ્ટીઓ નિમવામાં આવે છે અને તેમાંથી એકાદ આસામીને વખતો વખત પ્રમુખ ચુંટવામાં આવે છે. તથા તેને અસલના શેઠના બધા અધિકારો આપવામાં આવે છે એટલે કે પંચ બોલાવવાનું, ન્યાતની વાડી ઉપયોગ માટે આપવાનું, પંચમાં મુખ્ય સ્થાને બેસી વહીવટ કરવાનું તથા

લોકને ત્યાં આવતા સર અવસરે જમણ માટે રજા આપવા વિગેરેનું કામ પ્રમુખનું ગણાય છે. પ્રમુખ ઉપરાંત સેક્રેટરી તથા ખજાનચી વિગેરે કેટલાક ઓપ્ધેદારો નિમવામાં આવે છે.

**ન્યાત ગોર :—** પોરવાડના ગોર શ્રીમાળી બ્રાહ્મણો છે. મુંબઇ તથા સુરતની પંચના ગોર અથવા મુખ્ય ધર્મગુરૂ સુરતી શ્રીમાળી ચોરામાંથી નિમવામાં આવે છે. આ ગોરનો દરજ્જો ઘણો મોટો રહે છે. ન્યાતિલાઓને ત્યાં આવતા દરેક સર અવસરે તે હાજર રહે છે અને તે માટે તેને દાપા મળે છે તેમજ કેટલીએક ક્રિયાઓ કરવાનો તેને એકલાને અધિકાર આપવામાં આવ્યો છે. તે ઉપરાંત ન્યાતના એક અધિકારી દાખલ ન્યાતમાં ઉજાણીના નોત્રા દેવાનું, ન્યાતનું પંચ મળવાની ખબર આપવાનું, જમણ તથા પંચમાં વ્યવસ્થા રાખવાનું, ન્યાતમાં લહેણું વહેંચવાનું તથા એવું બીજું ન્યાતનું કામકાજ તથા હોમ હવન કરાવવા વિગેરે કામ એવા નિયત થયેલા ગોર અથવા ગોરાણીને સોંપવામાં આવે છે. ન્યાત તરફથી મળતી અમુક રકમમાંથી તથા ન્યાતિબંધુઓમાં થતા શુભ અશુભ પ્રસંગોએ બાંધેલા લવાજમ અથવા દાપામાંથી તથા ન્યાતિલાઓ તરફથી મળતી યજમાન વૃત્તિથી તેઓ પોતાનું ગુજરાન ચલાવે છે. અસલ ન્યાતનુ ગોરપદ વંશપરંપરાથી ચાલતું આવતું હતું પણ હાલમાં ન્યાત કોઇ પણ લાયક શ્રીમાળી બ્રાહ્મણને ગોરપદે નિમી શકે છે. એક બાહોશ અને ચંચળ ન્યાતના ગોર અથવા ગોરાણીનું ન્યાતના સ્ત્રી પુરૂષોમાં ઘણું મોટુ માન હોય છે અને વિવાહ સંબંધ કરાવવામાં તેઓ ઘણા ઉપયોગી થઇ પડે છે. ન્યાતના ગોર તથા કુલગોરો શ્રીમાળી બ્રાહ્મણો છે. તેઓ ન્યાતમાં મોટો લાગવગ ધરાવે છે. તેમની કેલવણીની સ્થિતિ અસંતોષકારક છે. સ્વ: ગોરાણી બાઇ હરિગંગાએ પોતાની મીલકતમાંથી પોતાની ન્યાત માટે સુરતમાં મંદીર તથા વાડી બંધાવી આપ્યા છે અને હવે એ લોકોમાં કેલવણી ફંડ ઉભું થાય તો તેમની સ્થિતિ ઘણી સુધરે માટે યજમાન દાખલ આ ન્યાતના સમૃદ્ધિવાળા આસામીઓને શ્રીમાળી બ્રાહ્મણની ન્યાતને ઘટિત આર્થિક સહાય્ય કરી શાસ્ત્ર તથા આધુનિક વ્યવહારને લાયક કેળવણી મળે તે માટે વ્યવસ્થા કરવાની તથા અન્ય રીતે તેમની સ્થિતિ સુધારવાની ભલામણ કરવામાં આવે છે.

**ન્યાતિ દંડ વીગેરે શિક્ષા :—** શાસ્ત્ર વિરૂદ્ધ વર્તનાર અથવા ન્યાતના ચાલતા આવેલા રિવાજોનું ઉલંઘન કરનારને અથવા બીજી કોઇ પણ રીતે પંચના વાંકમાં આવનારને ન્યાતના પંચ તરફથી શિક્ષા કરવામાં આવે છે. આ શિક્ષા મુખ્યત્વે કરીને બે પ્રકારની હોય છે. ન્યાત બહાર ( ન્યાતિ વ્યવહાર બંધ કરવાની કે સર્વ ખાનપાન વિગેરે વ્યવહાર બંધ કરવાની ) અને નાણાની અમુક રકમનો દંડ ભરવાની; કેટલીક વખતે ઘીનો દીવો કરવા વિગેરેની નજીવી શિક્ષા પણ પંચ કરે છે. ન્યાત બહાર મુકવાની રીત નીચે પ્રમાણે છે:– કોઇ આસામીને ન્યાત બહાર મુકવા માટે ઠરાવ કરવામાં આવે તે ઘટતી રીતે ન્યાતના દફતરમાં નોંધવામાં આવ્યા પછી બીજે કે ત્રીજે દિવસે ન્યાતબહાર મુકાએલા ગૃહસ્થનું ઘર ટાળી ન્યાતનો ગોર આખી ન્યાતમાં ન્યાતને ખર્ચે પતાસા વહેચી તે ન્યાતિ ગૃહસ્થનો વ્યવહાર બંધ કર્યાની ખબર ન્યાતિજનોને આપે છે. જ્યાં સુધી આ આસામીનો અમુક રીતિનો વ્યવહાર બંધ કરવામાં આવ્યો હોય ત્યાં સુધી તેની સાથે તેવો વ્યવહાર કોઇ પણ ન્યાતિલું કરી શકતું નથી તથા કોઇ પણ ન્યાતિજન તેમની સાથે કોઇ પણ પ્રકારનો

ન્યાતિલા તરિકેનો વ્હેવાર રાખી શકતો નથી. ન્યાતબહારની શિક્ષા મોટે ભાગે મોટા ગુનાહને માટે હોય છે અને નાના ગુનાહને માટે નાણાનો દંડ કરવામાં આવે છે. આ દંડ કેટલી રકમનો લેવો તેનો કોઇ પણ પ્રકારે નિયમ નથી. ગુનેહગારની શક્તિ તથા ગુનાહના પ્રમાણમાં દંડ લેવામાં આવે છે. આ દંડ સાજનાના ફંડમાં જમે થાય છે. ન્યાતબહારની શિક્ષા નાના મહોટા–ગંભીર તથા નજીવા વાંકને માટે વગર વિચારે વારંવાર કરવામાં આવવાથી તેની અસર ત્રુટી ગઇ છે. સારી સમજ વાપરી મુંબઇના પંચે શાસન માટે નિયમો ઘડયા છે અને નાના મોટા વાંક માટે ઉતર ચહડની શીક્ષા નક્કી કરી છે. વધુ વિગતો આગળ મુંબઇ અને સુરતના પંચના ઇતીહાસના પ્રકરણમાં આપવામાં આવી છે.

## પ્રકરણ ૭ મુ.

## ન્યાતની રહેણીકરણી.

**પહેરવેશ:**—નરસિંહ મેહેતાની હુંડી અને મામેરાના કાવ્યમાં સામળશા શાહુકાર તથા દોશી દામોદરના સુંદર વર્ણનમાં પ્રેમાનંદ કવિએ ભૂતકાળમાં આપણો વાંણીકાનો પહેરવેશ કેવો હતો તે તથા સ્ત્રીવર્ગના વસ્ત્રાલંકારનો સારો ચિતાર આપ્યો છે. તદ્ઉપરાંત આ પુસ્તકમાં જ્ઞાતિબંધુઓના જે ભિન્ન ભિન્ન ચિત્રો આપવામાં આવ્યાં છે તે ઉપરથી પણ આપણા ભૂતકાળના અને હાલના પહેરવેશમાં કેવો ફેરફાર થયો છે તે પ્રત્યક્ષ થાય છે; છતાં અત્રે તે વિષે જે લખાણ કરવામાં આવ્યું છે તે બોધક અને આનંદ આપનારૂં થઇ પડશે એવી આશા છે:—સુરતમાં આવ્યા પછી આપણો પોષાક સાદો હતો અને આપણે સઘળા હાથે વણેલા તલબદા ખાદી તથા દોટીના જાડાં લુગડાં પહેરતાં. પુરૂષો બહાર જતી વખતે સારા ઘટ્ટ કુમાશનું કોરવાળું ધોતીઉં, ગોળ ભરીનું પડદાવાળું વચમાં એક બંધવાળું બદન, તેનાપર ઘેર વગરનો ઘુંટી સુધી પહોંચે તેવો હાથ જેટલી બાંહેનો જામો (નીમો) અને તેના ઉપર પોહોળો ઘેરાવવાળો, હાથ કરતાં દોઢેક ગજ વધારે લાંબી બાંહેનો, ડાબી બાજુએ પોહોલા બંધવાળો જામો, કમર ઉપર વિંટવાની પીછોડી ને રૂતુ પ્રમાણે તેના ઉપર શાલ અથવા દોપટા તથા માથે વાણીયાશાહી છત્રિમાંજ તોરો ખોશી બંધાવેલી સુતરાઉ કાચા રંગની અથવા છીંટની (બંદરી) પાઘડી પહેરતા. પગમાં ચાંચવાળા નરમ જોડા પહેરતા. જામાની લાંબી બાંહેની હાથ ઉપર ચુડ ચહડાવી દેતા. પાછળથી જામા તથા જામાને બદલે એક ફક્ત બે પડદાના બંધવાળો લાંબી બાંહેનો અંગરખોજ પેહેરવાનો ચાલ પડયો હતો તોપણ કોઇ મોટા માણસની મુલાકાત વેળાએ અથવા સરકારની કચેરીમાં જતી વખતે અથવા તેમ પ્રસંગે અંગરખા ઉપર જામો પેહેરવામાં આવતો હતો. અસલી જમાનામાં વસ્ત્રો કરતાં ઘરેણાંમાં વધારે નાણું રોકવામાં આવતું અને પુરૂષો સરઅવસરે રેશમી અથવા કસબી વસ્ત્રો પહેરવા ઉપરાંત ગુંજાસ પ્રમાણે કેડમાં, કોટમાં, કાનમાં, હાથમાં (અને કેટલાક નાકમાં) સોના, રૂપા, મોતી અથવા હીરાના જાડા પાતળાં ભારી તથા હલકા દાગીનાઓ પહેરતા. પુરૂષો અડધું માથું બોડાવતા તથા લાંબી ચોટલી રાખતા. કપાળે ઉભું તીલક ત્રિપુંડ અથવા ચાંદલો પોતાના ધર્મને અનુસરીને કરતા. વાણીયાસાહી પાઘડીના બંધેજ વિગેરેમાં

ધીરે ધીરે ફેર પડતો ગયો અને સુમારે પચાશેક વર્ષ થયા કાચા રંગની પછાડી તોરો મુકેલી પાઘડી પહેરવામાં આવે છે.

સ્ત્રીઓના પહેરવેશમાં લાંબા ઘટ્ટ કુમાશના જાડા સાલ્લાઓ, મોટી ચણવાળાં અને લાંબા ઘેરવાળા જાડા ચણીયાઓ તથા કોણી નીચેની બાંયવાળી ગળાપુર કસવાળી ચોળીઓ અથવા કાંચળીઓ પહેરતા હતા. શુભ પ્રસંગે મોટા પટાની અથવા ઝીકની ભરેલી રેશમી સાડીઓ પેહેરતા. આ ઉપરાંત ગુંજાસ પ્રમાણે હાથે સોના ચાંદીની બંગડી, સાંકળાં, કડાં, વાંક, ડોકમાં કાળીગાંઠી, પાટીયા, કંઠી, નાકમાં મોતીની વાળી, પગમાં ચાંદીના કલ્લા અથવા અડાશીયાં, પગની આંગળીએ છ વીટીયાં, માથામાં ચાક, વેણી, અથવા ફુલબોરીયાં વિગેરે પેહેરતાં તથા કપાળે મોતી અથવા હીરાના ચાંદલા ટીકા અથવા દામણીઓ ચોડતાં. લગ્ન પ્રસંગે તારા ટપકીનું કપાળે ચાંદન કરવાનો પણ ચાલ હતો. શોભાને સારૂં સ્ત્રીઓ હાથે, હોઠે, ગાલે, તથા કપાળે છુંદણી પડાવતાં, દાંત રંગતા, મેંસ આંજતા તથા ગોળ કંકુનો અથવા હીંગ-લોકનો ચાંલ્લો કરતા. હાલમાં આપણો પહેરવેશ બદલાયો છે અને બદલાતો જાય છે. પુરૂષો બારિક મલમલના ધોતીઆ પહેરે છે અને સાદી બાંયના બદન તથા ચુડી બાંયના અંગરખાને બદલે કફવાળાં બદન અથવા લાબાં ખમીશ તથા હાથપુર બાંયના અંગ્રેજી ઢબના ટુંકા ડગલા તથા અર્ધા ડગલાઓ (હાફકોટ)નો ઉપયોગ કરે છે. પાટલુનનો પહેરવેશ દીન પરદીન યુવાન પ્રજામાં વધતો જાય છે. પીછોડી કે શાલ લેવાનો રીવાજ લગભગ નીકળી ગયો છે. વાણીઆશાહી પાઘડીનો વપરાસ ઓછો થતો જાય છે. અને તેને બદલે કાયસ્થ, બ્રાહ્મણી તથા મુંબાઇશાહી ઉભી પાઘડી વપરાવવા માંડી છે. હાલમાં માથાંનો પોષાક મોટે ભાગે હંગેરીયન અને ખેંગલોર ટોપીઓ (કેપો) તથા સાહેબ લોકોની હેટો (ઉભી ટોપી) થઇ છે. ચાલુ સાલમાં કેટલાક "ગાંધી કેપ" પહેરવા લાગ્યા છે. કોલર, નેક ટાઇ પણ દાખલ થવા લાગ્યા છે. ચાંચવાળા જોડાને બદલે સ્લીપર, ચંપલ, દક્ષિણી જોડા, બુટ તથા શુઝની પ્રથા વધી છે. માથાપર ધારી રાખવાનો રીવાજ બંધ થયો છે અને આખા માથા પર વાળ રાખવામાં આવે છે. ચોટલીઓ ધીરે ધીરે ઓછી થતી જાય છે. પુરૂષોમાં શરીરપર દાગીના પહેરવાનો રીવાજ નીકળી ગયો છે, ફકત કોઇ કોઇ હાથની આંગળીએ વીંટી તથા ડોકમાં સોના મઢેલ તુલસીની કંઠી પહેરે છે. સોનાના બટન, સોનાના ઘડીઆળ વિગેરેનો પહેરવેશ વધ્યો છે. યુવાન પુરૂષોમાંથી મોટે ભાગે તિલક અથવા ચાંલ્લા કરવાનો રીવાજ નિકળી ગયો છે. થોડાએક યુવાનો સાહેબ લોકોની માફક મૂછ રાખતા નથી.

સ્ત્રીઓમાં જાડા સાલ્લાને બદલે બારીક વિલાયતી અથવા મથુરા, જયપુરી કે બંગાળી છાયલો તથા મલમલ તથા વાયલના લુગડાંઓ તથા ગવનો, ઉઘાડા ગળાની અડધી બાંયની ચોળી તથા આખી બાંયના પોલકા તથા તંગ ચણીઆનો પ્રચાર થયો છે. શુભ પ્રસંગે મોટા પટાની જાડી સાડીને બદલે બારીક રેશમની કે જીકની કોરની સાડીઓ થઇ છે. ભારે કીમતી દાગીનાનો પ્રચાર પણ ઓછો થયો છે અને નાજુક ઘાટના દાગીનાઓ પહેરાય છે. શુભ પ્રસંગ વગર નાકે વાળી ઘાલવાનું ઓછું થયું છે અને હીરા માણેકની જડથી કામ લેવાય છે. પગના અડાશીયા તથા કડાંઓ લગભગ નીકળી ગયા છે. સ્ત્રીઓના પહેરવેશની વિશેષતામાં જોડા પહેરવાનો તથા છત્રી લેવાનો ચાલ નીકળ્યો છે.

સુરતમાં સ્ત્રીઓ કપાળે કર્મનો અને નાકે ધર્મનો એવા બે ચાંલ્લા કરે છે. હાલમાં છુંદણાં, દાંત રંગવાનો તથા મેંશ આંજવાનો રીવાજ નીકળી ગયો છે.

બાળકો ભૂતકાળમાં સુતરાઉ, રેશમી અથવા જરીના કપડાંની ઇજારો અથવા સુરવાળો તથા એવાંજ કપડાંના બે પડવાળાં બંધના અંગરખાઓ અને ઉંચી દીવાલની જાતજાતની લાંબી અથવા ગોળ ટોપીઓ પહેરતાં. છોકરાઓ ઘણું ખરૂં સાત આઠ વર્ષની વય સુધીજ સુરવાળો અથવા ઇજારો પહેરતાં, ત્યાર પછી ધોતીઆ પહેરવા માંડતા અને બાર તેર વર્ષની વયે પાઘડી પેહેરવાની શરૂઆત કરવામાં આવતી. નાના છોકરાના પહેરવેશમાં બહુ ફેર પડયો નથી પણ જાડા કપડાંને બદલે ઝીણા થયા છે. બંધાને બદલે પાટલુન અને બદનને બદલે ખમીશ તથા ડગલા થયા છે અને મોટી ઉમર સુધી પાઘડી પહેરવા માટે આનાકાની કરવામાં આવે છે.

**ખાનપાનઃ**—૧૮ મી સદીમાં લોકોના ખોરાકને માટે એદલજી પટેલ સુરતની તવારીખમાં લખે છે કે જો કે સોંઘવારી ઘણી હતી છતાં લોકોને પૈસો બહુ વહાલો હતો. હિંદુ લોકો ઘરમાં ઘણું કરીને જાડા ચોખાનો ભાત, દાળ, કઢી તથા શાક ખાતા. લગ્નના દિવસમાં પણ આજ જમણ હતું પણ તવંગર લોકો ગોળ તથા ઘઉંના લોટની ગોળપાપડી ખવડાવતા, ઘી, માખણ તથા દુધ સસ્તું છતાં ઘણુંજ ઓછું વાપરવામાં આવતું. વરામાં ખાંડ જવલેજ વાપરવામાં આવતી. ૧૯ મા સદીના ખોરાકમાં અને આપણા હાલના ખોરાકમાં બહુ ફેરફાર થયો નથી. ફકત ઘેરના જમણનો વખત ૧૨ ને બદલે ૧૦ નો થયો છે અને સહવારમાં ટાઢા રોટલા તથા દુધ અથવા છાશને બદલે ચા, કાફી તથા કોકો ધુસ્યા છે. તંબાકુની બીડી પાંતરા ચાલુ રહ્યા છે તેમ સીગરેટ તથા ચીરૂટ પણ દાખલ થઇ છે. હુકકો નિકળવા માંડયો છે અને ભાંગ નિકળી ગઇ છે. વરાના જમણવારો ચાલુ છે પણ પકવાનમાંથી ગુંદર પાક, અમૃત પાક, મહેસુર, મોહનથાળ નિકળી ગયા છે. મીઠાઇમાં માવો અને ઘુઘરા ગયા છે. વળી માલપુડા દુધપાક, જલેબી, કેળાપોળી, ખરરીપોળી, અને શીરાપોળીના જમણો બંધ થયાં છે.

**કરકસરઃ**—આપણે અસલથી કરકસરને માટે જાણીતાં છઇએ; પણ લગ્ન વિવાહ, તેરમા, અઘરણી અથવા સારે ટાંણે આબરૂ સાચવવા યા મેળવવા ગોતાળ બનતા, અને કેટલીક વખતે શક્તિ ઉપરાંત પણ ખર્ચ કરતાં અને કરજદાર થતાં. હાલમાં બીજી કોમોની નકલ કરવાથી તથા તેમના સહવાસને લીધે આપણા ચાલુ રોજના કેટલાક ખર્ચમાં ઉડાઉપણું આવ્યું છે. કપડામાં ફેશનને માટે આપણે ખોટો ખર્ચ કરીએ છીએ. દેખાદેખાથી આપણી સાહેબી, જરૂરીયાતો તથા મોજશોખો વધ્યા છે. તેમજ બીડી, સીગરેટ પીવા, નાટકો, સિનેમા જોવા જવું, વિગેરેથી તથા દરજીની શીલાઇ, નોકરોના પગાર અને ડાકટરના બીલોથી આપણો દરરોજનો પરચુટણ ખર્ચ વધી પડયો છે. અસલ પાંચ માણસનું એક કુટુંબ રૂ. ૨૦૦) નો વાર્ષિક પેદાશમાં આનંદ કરતું હતું; હાલમાં તેટલાંજ માણસના કુટુંબને રૂ. ૧૦૦ નો માસીક ખર્ચ પુરતો નથી તેનું મુખ્ય કારણ વધતી જતી મોંઘવારી અને સાહેબી છે. આ બાબત ધ્યાનમાં રાખી લગ્ન, સીમંત વિગેરે પાછળના ખરચ તથા ઉજાણીઓ પાછળની શોભા ઉપર તેમજ દરરોજના મોજશોખના ખર્ચ ઉપર મોટો કાપ મુકવો જોઇએ.

**મોજશોખ:**—અસલ આપણા વડીલો મોજમજાહના શોખિન હતા નહિં એમ ધારવું ભૂલભરેલું છે. ખરી રીતે આપણા ઘરડાઓએ જે મોજમજાહ ભોગવી છે તે મોજમજાહો સાચી અને કાયમની હતી અને તે આપણે જોવા પણ પામ્યા નથી. અગાઉની મોજમજાહના સ્મારકો મુંબઇમાં સચવાયા નથી પણ તે સ્મારકો સુરતના બાળકો તથા યુવકોમાં સચવાઇ રહ્યાં છે. પાંચ વર્ષથી માંડીને તે પંદર વર્ષ સુધી બાળકો ગીલ્લી દંડા, ગેડી, જગુદાવ, છાપાદાવ, ચક્રભીલ્લુ, આટાપાટા, ઘોડા કુદાવવાની, હરમાનની પુછડી ફેરવવાની, લખોટા, ભમરડા વિગેરે ની રમતો રમતા. વળી નાના મોટા પાના, સોટકા, ગંજીફો, સેત્રંજ, ચોપાટ વિગેરે જુદી જુદી રમતોમાં આનંદ માનતા. સંક્રાંત પર કનકવા ચગાવવાનો શોખ તદન ન્યારો હતો. હોળીના તહેવારોમાં ગુલાલ તથા રંગ ઉરાડતાં, રસ્તે જતાં માણસની છેડ આંગળી કરતા, થોંસા લાપડ કરતા તથા હોલીચકલે વેંગણની અને કોઇ વાર ઢાલ સોટાની મારામારી કરતા. નવરાત્રીમાં ગરબા ગાતા. સુરતના આપણી ન્યાતના શેઠીઆઓ સારા વસ્ત્રો પહેરી, બળેવના, ગોકળ આઠેમના, શ્રાવણ મહિનાના, તથા છડીના મેળાઓ જોવા પાલખીમાં કે ગાડીમાં કે ઘોડા પર બેસી જતા અને મેળો જોઇ વાડી વજીફે મિજબાનીઓ ઉડાવતા. હાલમાં આપણી મોજમજાહનો રંગ ફેરવાઇ ગયો છે. શારીરીક બળની રમતોની ટેવ છુટી ગઇ છે. અને અંગ્રેજી ઢબની રમતોમાં પણ જોઇએ તેવો ઉત્સાહ લેવાતો નથી. ક્રીકેટની રમત સારી છે પણ ઘણે થોડે અંશે રમાય છે. ટેનીસ તથા બેડમીંટનની રમતોને માટે પણ તેવુંજ છે. હરવા ફરવાનો તથા ઉજાણીએ જવાનો જોઇએ તેટલો ઉત્સાહ દેખાતો નથી. પાના, સોકટા, સેત્રંજ, વીગેરે બેઠી રમતનો શોખ વધ્યો છે. હાલની મોજમજાહમાં નાટકો તથા સીનેમેટોગ્રાફ તરફ વધારે ધ્યાન અપાય છે. શારીરિક સંપત્તિ વધારનારી પણ કઇંક મહેનત આપનારી કસરતો તરફ યુવાન વર્ગ જે બેદરકારી બતાવે છે તે ખેદજનક છે. પરીણામે નાની ઉમરેજ તેમની કાયા નિર્બળ પડી જાય છે અને તેના કડવા ફળ પોતે તથા કુટુંબીજનો ભોગવે છે. આ વિષયમાં થોડું થયા જાગૃતિ આવી છે. સ્ત્રીઓ મર્યાદાસર મોજમજાહથી વેગળા હતા નહિ. નવરાત્રિના સ્ત્રીઓના ગરબામાં તેઓ ઉત્સાહથી ભાગ લેતા વળી તેઓ આમલી પીપળી (Picnic) કરતાં.

**મર્યાદા અને મહલાજો:**—ભૂતકાળમાં યુવાન વર્ગને વડીલોની મર્યાદા ઘણી ઝીણવટથી સાચવવી પડતી. વડીલોમાં ઘરનાંજ વડીલો નહી પણ સગાવહાલા તથા ન્યાતીલાનો પણ સમાવેશ થતો. પુત્ર પિતાની આજ્ઞા બહાર ક્વચીતજ જતો. વળી જાહેર સભામાં કે મિજલસમાં નાના માણસોથી વડીલો સાથે બેસી શકાતું નહી પણ દૂર અદબ વાળીને બેસવું પડતું તથા વાતચીતમાં ઘણોજ વિવેક અને સભ્યતા સાચવવી પડતી. વડીલના દેખતાં પતિ અથવા પોતાના બાળકો સાથે હસાતું બોલાતું નહી. પુરૂષોની માફક નાની વહુઆરૂને વડીલોનો મહલાજો સાચવવો પડતો. વડીલોના દેખતા ઉઘાડે માથે બેસી શકાતું નહી, પરાયો મરદ આવતાં ખુણે ખાંચરે ભરાઈ જવું પડતું તથા મરદ બેઠા હોય ત્યારે આગલા ખંડમાં જઇ શકાતું નહી. વડીલોના દેખતાં પતિ સાથે વાતચિત થઇ શકતી નહી તેમજ તેની સાથે કોઇ પણ પ્રસંગે એકલા બહાર જઇ શકાતું નહોતું. નાની વહુઆરૂ પર સાસુ નણંદોનો કરપ વિશેષ હતો. પત્નિથી પતિ સાથે ઉંચે સ્વરે બોલાતું નહી અને પતિની દરેક ઇચ્છા મને કે કમને સાચવવી પડતી. એકત્ર કુટુંબની પ્રથા

ઓછી થઇ દેશકાળને બળે ક્ષુદ્ર ક્ષુદ્ર કુટુંબ થવા માંડયા પછી મર્યાદા અને મહલાજો ઓછો થઇ સ્વતંત્રતા તથા સ્વાશ્રય વધવા માંડયા છે.

**પોરવાડના ગુણો**:–વિમળ પ્રબંધમાં લખ્યું છે કે પોરવાડને અંબાજીએ સાતદુર્ગ આપ્યા તેથી તેમનામાં સાત ગુણ આગળ પડતા હતા. (૧) પ્રતિજ્ઞા નિર્વાહ. (૨) સ્થિર પ્રકૃતિ. (૩) પ્રૌઢ વચન. (૪) પ્રકર્ષ પ્રજ્ઞા. (૫) પ્રપંચજ્ઞતા. (૬) પ્રબળ મનોબળ. (૭) પ્રભુતાકાંક્ષા. આ પ્રમાણે प्राग्वाटे पुटसप्तकम् । એટલે પ્રાગવાટ (પોરવાડ) માં સાતપુટ છે. હાલના પોરવાડોએ આ ગુણો પ્રાપ્ત કરવા તથા પુષ્ટ કરવા પ્રયત્ન કરવા જોઇએ.

**કેલવણી**:—આગળ જણાવ્યું તેમ પોરવાડો ક્ષત્રિય હોઇ ક્ષાત્રકર્મ કરતા ત્યાં સુધી તેમની કેલવણી શસ્ત્ર અસ્ત્રને લગતી રહેતી. વાણિજ્યમાં પડયા પછી માત્ર વ્યાપારી કેલવણી લેવા લાગ્યા એટલે કે આંક, નામુ અને કાગળપત્રો લખવા વાંચવા જેટલું જ્ઞાન તેમના ધંધા માટે પૂરતા ગણવામાં આવતાં; છતાં પોરવાડોમાં કેટલાએક કવી અને લેખકો થઇ ગયા છે. જૈન ધર્મપ્રસારક સભા તરફથી પ્રસિદ્ધ કરવામાં આવેલા વસ્તુપાળ ચરિત્ર પરથી જણાય છે કે વસ્તુપાળ પોતે કવી તથા સાક્ષર હતા, અને નરનારાએણ નામનું કાવ્ય રચ્યું હતું. ખંભાતના શ્રાવક કવિ રૂષભદાસ દશા પોરવાડ હતા અને એમને ઘણા કાવ્યો લખ્યાં છે. આ ન્યાતના પુરુષો તદન નિરક્ષર તો નહોતા. સાધારણ રીતે મહેતાજીની નિશાળમાંથી જરૂર જેટલું ગુજરાતી લખવા વાંચવાનું અને આંક તથા નામા જેટલું ભણી કોઇ સારી વેપારી પેઢીમાં શીખાઉ દાખલ જોડાતા અને ત્યાં વેપાર સંબંધી માહિતી મેળવતા. આ સિવાય બીજી કોઇ દિશામાં આપણે કેલવણી લીધી હોય એમ દેખાતું નથી. કન્યાઓને ભણાવવામાં આવતી નહી. આ સ્થિતિ અંગ્રેજી રાજ્ય થયા પછી પણ લાંબો વખત ચાલી હતી. પશ્ચાત ન્યાતમાં અંગ્રેજી કેલવણીનો પ્રચાર વધ્યો છે. કારણ કે વ્યવહારમાં અંગ્રેજીનું શિક્ષણ આવશ્યક થઇ પડયું છે. હાલમાં આપણી જ્ઞાતિ આધુનિક કેલવણીની બાબતમાં ઘણી આગળ વધી છે, અને પુરુષો જુદા જુદા વિષયમાં સારી કેલવણી લેતા થયા છે. કન્યાઓ પણ ગુજરાતી ઉપરાંત હાઇ સ્કૂલના ધોરણોનો અભ્યાસ કરે છે, એ આ જ્ઞાતિના ઉદયનું શુભ ચિન્હ છે. કન્યા કેલવણીની બાબતમાં અમારે કહેવું જોઇએ કે પિતાઓ કન્યાઓને વિદ્યા સંપાદન કરાવવા માટે ઉત્સાહ બતાવે છે એ આનંદની વાત છે, પણ આ કેળવણી આપવાની સાથે ઘરસંસારમાં ઉપયોગી થઇ પડે એવા પાકશાસ્ત્ર, ભરતગુંથણ, સંગીતશાસ્ત્ર, નિતિશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, વિગેરેનું જ્ઞાન આપવાનું વિસારી દેવામાં આવે છે તે યોગ્ય નથી. તા૦ ૧ લી જાન્યુઆરી ૧૯૧૭ સુધીના તૈયાર થયેલા વસ્તિપત્રક પ્રમાણે આ ન્યાતમાં નીચે પ્રમાણે કેળવાયલા સ્ત્રી પુરુષોની સંખ્યા તે તારીખે હતી:—

એમ. એ., એલ એલ. બી. તથા સોલીસીટર ૧; બી. એ. એલ એલ. બી. ૭; એમ. એ. (બીજા) ૨; બી. એ. (બીજા) ૧૦; એમ. બી. બી. એસ. ૧; એલ. એમ. એન્ડ એસ. ૫; એલ. સી. ઇ. ૧; એલ. એમ. ઇ. ૧; એલ. ઇ. ઇ. ૧; હાઇ કોર્ટ પ્લીડર ૨; ડીસ્ટ્રીકટ પ્લીડર ૧; ડીગ્રી વગરના અંડરગ્રેજ્યુએટ ૩૪; તે સીવાય સાધારણ કેલવણીવાળા જુદા; સ્ત્રી વર્ગમાં મેટ્રીક્યુલેટેડ ૧; હાઇ સ્કુલ કેલવણીવાળા ૪૭; અન્ય કેલવણીવાળા ૧૯૫; આ સંખ્યામાં ત્યાર પછી મોટો વધારો થયો છે. ન્યાતમાં કેલવણીનો ફેલાવો કરાવવામાં તથા વિદ્યાર્થીઓ

ઉચ્ચ અભિલાષા રાખી અભ્યાસ ચાલુ રાખે તેવા સભા તરફથી સતત પ્રયત્નો થાય છે. બાઇ દયાકોર વિદ્યોત્તેજક ફંડની આવકમાંથી ઉચ્ચ કેળવણી માટે બહોળે હાથે મદદ અપાય છે. સ્ત્રી કેળવણી માટે તેવાજ ભગીરથ પ્રયત્નો કરવામાં આવે છે. બાળકીઓને અભ્યાસ માટે ઇનામો આપવા ઉપરાંત ભરત, ગુંથણ, સીવણ, વિગેરે સંસારોપયોગી જ્ઞાનનો ફેલાવો થાય તે માટે ખાસ શ્રમ લેવાય છે. તેમજ મુંબઇ તથા સુરતમાં તેમને લાયક બોધક પુસ્તકોનું સુંદર પુસ્તકસંગ્રહ (લાયબ્રેરીઓ) ચલાવવામાં આવે છે.

**વ્યાપાર, હુન્નર, ઉદ્યોગ:**—સુરત આવ્યા પછી આપણા જ્ઞાતિલાઓ મુખ્યત્વે કરીને જુદા જુદા ધંધા વ્યાપારમાં પડયા અન વેપારી દુકાનમાંજ શિખાઉ દાખલ રહી વેપાર શીખી રહ્યા પછી પોતે પણ તેવો ધંધો ઉપાડતા. આપણી ભૂતકાળની જાહોજલાલીનું આ એક મુખ્ય કારણ છે. જ્ઞાતિનો થોડોક ભાગ ખાનગી ચાકરીમાં હતો અને નહી જેવો ભાગ સરકારી ચાકરી કરતો. ધંધાઓમાં આપણી જ્ઞાતિનો મોટો ભાગ સુરત જ્યારે મુખ્ય બંદર હતું ત્યારે આરબની દલાલી તથા ઇરાન અરબસ્તાનના વેપારમાં કમીશન એજન્ટનો તથા શરાફનો ધંધો કરતા હતા. કોઇ કોઇ કુટુંબો ગાંધીનો ધંધો કરતા; તેનાથી થોડો ભાગ મોદી અને સરઇયાનો ધંધો કરતો હતો. વળી કોઇ કોઇ લાકડાનો, ઘીનો, કાપડનો, ચોખાનો, ચોકસીનો, ઝવેરીનો, નાણાવટીનો, શરાફીનો, રૂનો, આડત તથા દલાલી વિગેરેનો ધંધો કરતા. વૈદ, ડાકટર, તથા વકીલનો ધંધો પણ હતો. ખાનગી ચાકરીમાં ફક્ત વેપારી દુકાનમાં મુનીમગીરી અથવા મહેતાગીરી કરતાં. સરકારી (નવાબી) ચાકરીમાં એક ગૃહસ્થ ખાનવજીર થયા હતા. અંગ્રેજી કેળવણી લેવા માંડી ત્યારથી નોકરીઆત વર્ગ વધવા માંડયો અને સરકારી નોકરી માટે પ્રયત્ન થતો. સરકારી નોકરીવાળાઓમાં ફોજદાર, કીલ્લાવાળા, ટીજોરર (ટ્રેઝરર અથવા તીઝોરીવાળા), કલાર્ક, દેસાઇગીરીવાળા વિગેરે કુટુંબો હતા. ૧૮ મી સદીના પાછલા ભાગથી સુરતનો વ્યાપાર પડવા માંડયો. ઇ. સ. ૧૮૧૮ પછી કેટલાક જ્ઞાતિ ગૃહસ્થો મુંબઇ આવી વ્યાપાર કે ખાનગી કે સરકારી નોકરી કરવા લાગ્યા. વ્યાપારમાં રૂનો અને મારફતીઆનો કેટલાક ધંધો કરતા. હાલમાં મુંબઇ અને સુરતમાં નોકરીઆત માણસોની સંખ્યા વધારે છે. સને ૧ લી જાન્યુઆરી ૧૯૧૭ સુધી તૈયાર કરેલા વસ્તીપત્રક પરથી જણાય છે કે આ ન્યાતના આસામીઓ નીચે પ્રમાણે જુદા જુદા ધંધામાં છેઃ—સરકારી નોકરી ૩૦; ખાનગી નોકરી ૧૦૩; વ્યાપાર, વકીલાત, અથવા ડાકટરી ધંધો ૬૬; વ્યાજુ, સટો ઇત્યાદી ૪૮; ખેતી ૭. = ૨૫૪.

**આર્થિક સ્થિતિ:**—પોરવાડ અસલથીજ મોટે ભાગે દ્રવ્યવાન હતા તેનું એકજ કારણ હતું કે ક્ષાત્ર કર્મ છોડયા પછી વ્યાપારમાં પડયા હતા. આબુ, ગિરનાર તથા શત્રુંજયના પર્વતો પર બંધાએલા શ્રાવકોના દહેરાં પોરવાડોની શ્રીમંતાઇ તથા દ્રવ્યની ખાત્રી હજી પણ આપે છે. સુરત આવ્યા પછી પણ ન્યાતનો મોટો ભાગ ઘણી સારી સ્થીતિમાં હતો અને ઘણા કુટુંબો દ્રવ્યવાન લેખાતાં. અસલ સુરતમાં આ જ્ઞાતિમાં ઘણા લક્ષાધિપતિ કુટુંબો હસ્તી ધરાવતા હતા અને વ્યાપારી પુરૂષોના સમુહમાં મોટી આંટ ધરાવતા હતા. જ્ઞાતિની મુળ પુંજી એક કરોડ રૂપીઆ ઉપરની ગણાતી. શેઠ રંગીલદાસ કરસનદાસ લીમડીએ આજથી સો દોઢસો વર્ષ પર થયેલા આ જ્ઞાતિના કેટલાક લક્ષાધિપતિ શેઠીયાઓના નામો આપ્યા છે તે નીચે પ્રમાણે છેઃ—

દયાળ માળવી ૧૨ લાખ. હરીભાઇ ઝવેરી ૧૨ લાખ. નાગર ડાહ્યુ ૮ લાખ. નથુમીર ૮ લાખ. ખુસાલ દેશાઇ રૂા. (૧૭૦૦૦)ની વાર્ષિક આમદાની. પત્તારાજા ૨ લાખ. માનકોરમા ૨ લાખ. લાલભાઇ લીમડી ૨ લાખ. નારણ ટેકરીવાળા ૫ લાખ. રામદાસ મામા ૭ લાખ. શંભુ ગોવન ૨ લાખ. પરભુદાસ વકીલવાળા ૧ લાખ. ખુશાલ મોદી ૧ લાખ, વિગેરે.

આ જ્ઞાતિની શ્રીમંતાઇનો ખ્યાલ આપતાં એક રમુજી વાત શેઠ રંગીલદાસ કરશનદાસે નિચે પ્રમાણે કહી છે. એક વખત ઔરંગઝેબ બાદશાહ તરફથી એક ઘોડેસ્વાર નનામી અને સ્વીકારનાર માણસના નામ વગરની ચાર લાખ રૂપીયાની હુંડી લઇ હાલ શાહપોરના નામથી ઓળખાતા મોહોલ્લામાં આવ્યો, અને શાહપોરના ચકલામાં જ્યાં કેટલાક ન્યાતના શેઠીઆઓ ટોળુંવાળા ટોળટપ્પા તથા એક બીજાના સુખ દુઃખની વાતો કરતા આનંદ વિનોદમાં બેઠા હતા ત્યાં આગળ આવી એક ન્યાતિ ગૃહસ્થના હાથમાં આ હુંડી મુકી અને કહ્યું કે "હું ગામેગામ રખડયો પણ આ હુંડી સ્વીકારનાર મને મળ્યો નથી." વ્યાપારમાં વિલક્ષણ તથા દીર્ઘ દ્રષ્ટીવાળા આ વણિકોએ આ હુંડી સ્વીકારવી કે કેમ તે માટે માંહોમાંહે કેટલોક વખત વિચાર કર્યો અને આખરે આ હુંડી કોઇ મોટા માણસે પત જોવા મોકલાવી છે માટે સ્વીકારવી આ પ્રમાણે એકમત થયા પછી આ શેઠીયાઓમાંથી કોઇએ એક લાખ તો કોઇએ પચાસ હજાર એમ કરી ચાર લાખ રૂપીયા ઘેરથી ઉંચકી લઇ આવ્યા અને પેલા સ્વારને કહ્યું કે "આ હુંડી અમે સ્વીકારીએ છીએ અને આ રૂપીયા તમે લઇ જાઓ." તે સ્વારે પોરવાડોનું પત જોયું અને વિવેકથી તે નહી લેવા જણાવ્યું. "પત" ન છોડે એવા પોરવાડોએ તે નાણા લઇ જવા માટે સ્વારને આગ્રહ કર્યો ત્યારે તે સ્વારે ગાડા મંગાવી રૂપીયાના કોથળાઓ તેમાં ભર્યા અને ગાડાને એક ચક્કર મરાવી પાછો શાહપોરમાં લાવ્યો અને ઉપકાર સહિત તે નાણા પોરવાડને પાછા સોંપ્યા. પોરવાડની આ શાહ વૃત્તિની ઔરંગઝેબ બાદશાહને ખબર પડી ત્યારે તે ખુશ થયો. અને પોરવાડોને ઇનામ માંગવા કહ્યું ત્યારે પોરવાડોએ લખી મોકલાવ્યું કે અમારી શાહવટને લીધે આ મહોલ્લાને "શાહપુર" (શાહ માણસોનો મોહોલ્લો) તરિકે પ્રસિદ્ધ કરો. ઔરંગઝેબ બાદશાહે આ ઇચ્છા કબુલી અને ત્યારથી આ મોહોલ્લો "શાહપુર"ના નામથી પ્રસિદ્ધ થયો છે. આ લોકવાયકા ઉપરથી એમ માનવાને કારણ રહે છે કે કોઇ મુસલમાની સુબા, નવાબ, કે એવાજ કોઇ અધિકારીને ગરજ વખતે આર્થિક સહાયતા આ મોહોલ્લાના શાહ વ્યાપારીઓએ કરેલી અને તે ઉપરથી શાહપોરનું ખાસ નામ આપવામાં આવેલું. સુરતની પડતી થવા સાથે કેટલેક અંશે પોરવાડોની આર્થિક સ્થિતિ બગડી અને દ્રવ્યથી પણ ઘસાયા. શેઠ જેકીશનદાસ વ્રિજભુખણદાસે સન ૧૯૧૬ ની આખેરી સુધીનું વસ્તિપત્રક તૈયાર કર્યું છે તેમાં જણાવ્યા પ્રમાણે ૨૫ ઉપર કુટુંબો એક લાખ રૂપીયાની ઉપરની મુંડીવાળા છે. (છેલ્લાં ત્રણ વર્ષમાં ત્રણ ચાર વધુ કુટુંબો લાખ રૂપીયાની ઉપરની મુંડીવાળા થયા છે). તેમણે જ્ઞાતિની કુલ પુંજી લગભગ ૬૨ લાખ રૂપીઆની આંકી છે, જેમાંથી અડધી રકમ એટલે ૩૧ લાખ રૂપીઆ થોડાજ ધનાઢય કુટુંબમાં છે. બાકીની રકમ જ્ઞાતિબંધુઓમાં ઓછે વત્તે વહેંચાયેલી છે. એક કુટુંબની સરેરાસ એવરેજ પુંજી રૂા. ૨૪૦૦૦) એક માણસની સરેરાસ–એવરેજ પુંજી રૂા. ૬૦૦૦)–કુલ્લે વાર્ષિક સરેરાસ ઉપજ રૂા. ૬૦૦ અને એક માણસની ઉપજ રૂા. ૧૫૦ થાય છે. ધનાઢય (રૂા. ૨૫૦૦૦ થી વધારે પુંજીવાળા)ની સંખ્યા ૨૯,

વચલા વર્ગના (૧૦૦૦૦–૨૫૦૦૦)ની પુંજીવાળાની સંખ્યા ૫૨, ગરીબ (રૂ. ૧૦,૦૦૦ થી નીચેના) વર્ગની સંખ્યા ૧૫૫ છે. આ ઉપરાંત જ્ઞાતિના પંચોની સ્થાવર જંગમ મીલકત આશરે રૂ. ૨ાા લાખની છે.

**શારીરિક સ્થિતિ:**—અસલ પોરવાડો ક્ષાત્ર કર્મ કરતા તે વખતે શારીરિક બળ સારૂં હતું એમાં સંશય નથી. વળી તે વખતે બ્રહ્મચર્યાદિ ચાર આશ્રમોનું પરિપાલન નિયમ પ્રમાણે થતું. વૃત્તિ સાત્ત્વિક હતી તેમ નીતિ સારી સચવાતી; પણ તેરમા સૈકામાં જૈન ધર્મના પ્રચારથી લોકોમાં જીવદયા વધી અને દયાની સાથે યુદ્ધ આદિ ક્રુર ગણાતા કર્મનો અભાવ પેસતો ગયો અને પોરવાડોએ વાણિજ્ય સ્વીકાર્યું. મુસલમાની રાજ્યકાળમાં તેમની રાજ્યનીતિને લીધે બાળલગ્ન, કજોડા, વિગેરે અનિષ્ટ રિવાજો દાખલ થયા અને તેને લીધે બ્રહ્મચર્યાશ્રમનું પરિપાલન નિકળી ગયું. છતાં આપણા ઘરડાઓ મજબુત બાંધાના, ઉંચા તથા કદાવર હતા, અને લાંબુ આયુષ્ય ભોગવતા. ઘણા માણસો ૯૫ વર્ષ સુધી જીવતા હતા એમ વડીલ વર્ગનું કહેવું છે. આપણા ઘરડાઓની સારી શારીરિક સંપત્તિનું કારણ એ કે તેઓ નિયમિત કસરત કરતા હતા, અને રાણપોરમાં ભાણા ભટના તાલીમખાનામાં પટ્ટા ખેલતા. તેમનું ખાન પાન પૌષ્ટીક હતું. હાલમાં આપણું શારીરિક બળ આપણી કેટલી સ્વચ્છંદાઇ, વહેમી બુદ્ધિથી, મુર્ખ બંધનોથી, આરોગ્યતાના નિયમની અજ્ઞાનતાથી, અંગ કસરતના અભાવથી તેમજ મોજમજાહથી ખોઇ બેઠા છીએ. સ્ત્રીઓના પણ પુરુષોના જેવા અથવા તેનાથી વધારે બુરા હાલ છે. અસલ ઘંટી દળીને, ટાંકા-કુવાના પાણી લાવીને તથા ઘર-ખટલાના કાર્યમાં ઘુમીને સ્ત્રીઓ પુષ્ટ રહેતી. સ્ત્રીઓને હાલમાં વ્યાયામ જેવું કાંઇ રહ્યું નથી. બાલ્યપણમાં બેઠા બેઠા પુસ્તકો વાંચવાની કેળવણી, યુવાવસ્થામાં વિભક્ત કુટુંબમાં એખલા ધણીધણીઆણીનું ટુંકુ ઘરખટલાનું કામ, તેમાં પણ પરચુરણ કામ માટે નોકર ઘાટી જોઇએ, કપડા શીવવા માટે દરજી જોઇએ અને સગાસ્નેહીઓને ત્યાં અરસપરસ મદદ કરવા માટે તેમજ વ્યવહારમાં જવા આવવાનો અભાવ અને નવિન વિચારોના નવિન નિયમો પ્રમાણે વર્તન કરવા જેટલા માનસિક સામર્થ્યનો અભાવ એટલે એમની શારિરિક સંપત્તિનું શું પુછવું? જ્ઞાતિના જમણોમાં સ્ત્રીની પંગત પર નજર નાખીશું તો આપણી જ્ઞાતિની સ્ત્રીઓને માટે ભાગે ફીકવડી, નબળી અને રોગી જોઇશું; આખેડ તથા હૃષ્ટપુષ્ટ સ્ત્રીઓની હાજરી નહિ જેવી દેખાશે. આ નિર્બળ હાડપિંજર માતાને કુખે પડતા નબળા શરીરવાળા, ફીક્કા તથા દીનપ્રતિદીન કદમાં ટુંકા થતા બાળકો એ આપણી પોરવાડની ભવિષ્યની ન્યાત!! આવા સંજોગમાં જ્ઞાતિને અસાધ્ય રોગ લાગ્યો છે એમ કહેવામાં શું ખોટું છે? છેલ્લા વસ્તિપત્રક પરથી જણાય છે કે કુલ્લે ન્યાતના ૮૯૬ જીવોમાં ૮૭ વિધવા એટલે સોએ દશ ટકાનું પુરુષના મરણનું પ્રમાણ. આજ બતાવી આપે છે કે સ્ત્રી વર્ગની એકલાનીજ નહી પણ પુરુષ વર્ગની શરીર સંપત્તિ પણ નિર્બળ છે અને દીવસે દીવસે તેમાં બગાડો થવાનો ભય છે. જુબીલીના મહોત્સવ વખતે ન્યાતના સ્ત્રી, પુરુષ તથા બાળકોની મુંબઇ તથા સુરતમાં છબીઓ પડાવવામાં આવી હતી. તેની નકલ આ પુસ્તકમાં અન્યસ્થળે આપી છે તેમાં નજરે પડતા શારીરિક નમુના ઉપરથી સહજ માલમ પડશે કે અમારા ઉપરના લેખમાં લેશ પણ અતિશયોક્તિ નથી. આ નિર્બળના દુર કરવા માટે નિબંધ વિભાગમાં ચર્ચા કરવામાં આવી છે એટલે તે ઉપર અત્રે વધુ વિવેચન કર્યું નથી.



સ્નેહ સંમેલન-સુરત, સન ૧૯૨૧.

**જ્ઞાતિના ઇલ્કાબવાળા પુરુષો :**—આપણી જ્ઞાતિના ઇલ્કાબવાળા પુરુષો નીચે પ્રમાણે છે:—૧. સ્વ. નાગરદાસ ડાહ્યુ: પાલખી નશીન (નવાબ તરફથી પાલખીઓ ભેટ મળેલી અથવા પાલખીએ ફરવાની રજા મળેલી). ૨. સ્વ. નથુમીર: પાલખી નશીન. ૩. સ્વ. ચંદુલાલ મથરાદાસ: રાવ સાહેબ. ૪. સ્વ. દામોદરદાસ વિજભુખણદાસ: રાવ બહાદુર. ૫. શા. ત્રીભોવનદાસ નરોત્તમદાસ માળવી: કૈસરે હિંદના સુવર્ણપદક. ૬. સ્વ. ચુનીલાલ શાહ: કૈસરે હિંદના ચાંદીના પદક.

પોરવાડનો આ ઇતિહાસ તૈયાર કરવામાં લેખકને શા. મંગળદાસ ઇચ્છારામ મહેતા તરફથી જે કીંમતી સહાય, સૂચના તથા ખબરો મળી છે તેની સાભાર નોંધ લઉં છું.

# સુરતી દશા પોરવાડ ન્યાતના જુદા જુદા સ્થળના પંચનો ઇતિહાસ.

---:*:---

**સુરત અને રાંદેર:**—સૂર્યપૂત્રી તાપી નદીના મુખ ઉપર બે મુખ્ય બંદરો રાંદેર અને સુરત આવેલા છે. પહેલું બંદર રાંદેરનું અને ત્યાર પછી સુરતનું બંદર થએલું એમ ઐતિહાસિક લેખો ઉપરથી માલમ પડે છે. રાંદેરનું બંદર ક્રસ્વીસન પૂર્વે બે સદી પહેલા જાણીતું હતું. સુરતનું બંદર ત્યાર પછી થએલું જણાય છે. મી૦ એદલજી ખરશેદજી પટેલની સુરતની તવારીખ પરથી ગુજરાત ગેઝેટીઅર–સુરત વિભાગ, નર્મગદ્ય તથા ગુજરાત સર્વસંગ્રહમાં આપેલી સુરતની મુખ્તેસર તવારીખ પરથી જણાય છે કે ઇસ્વીસનથી ચોથી સદીથી તે દસમી સદી સુધી સુરત સૂર્યપુર નામે ઓળખાતું હતું અને તે વખતે આબાદ હતું. ત્યાર પછી કોઇ કુદરતી અથવા રાજકિય અથવા વ્યાપારિક પરિવર્તનને લીધે તે ઉજડ થઇ ગયું. આવી અવસ્થામાં તે ત્રણેક સૈકા સુધી રહ્યું. તેરમી સદીમાં સુરત એક નાનુ ગામડું હતું અને આ પ્રદેશને રાંદેરના સોદાગરો 'માછીવાડા'ને નામે ઓળખતા અને તેમાં માછીઓ તથા હલકી વર્ણના વસવાયા લોકોની વસતી હતી. આ સદી પછી તેનું નામ બદલાઇ 'સુરત' પડયું. ઇ. ૧૫૪૩ માં જ્યારે સુરતનો કિલ્લો બંધાયો ત્યારે સુરત 'સુરત બંદર મુબારક' એ નામે ઓળખાતું. સૂર્ય ઉપરથી સુરત અને સૂર્ય પતિ રન્નાદે ઉપરથી રાંદેર કહેવાયું એમ લોક વાયકા છે પરંતુ તે કાલ્પનિક ભાસે છે. અસલ હિંદુ રાજાઓના વખતમાં આ બંદરો ઝાઝા ખીલેલા હોય એમ જણાતા નથી અને તેનું મુખ્ય કારણ હિંદુ રાજ્યોના વખતમાં પરદેશની મુસાફરી તરફના વિરોધ અને અભાવ હતા તથા મોટે ભાગે દેશના અંદરના ભાગો વચ્ચેનો વેપાર ધંધો ખીલવવા તરફજ રાજ્ય તરફથી ધ્યાન આપવામાં આવતું. ગુજરાતમાં મુસલમાન રાજ્ય થયું અને સુરતમાં સુબાનું થાણું થયું તે પહેલા કારેમજના હિંદુ રાજાઓની સત્તા હેઠળ આ બન્ને બંદરો હતા તે વખતે રાંદેર વધારે ચઢતી સ્થિતિમાં હતું અને ધનાઢય તથા ઉજળી વસ્તી રાંદેરમાં હતી. રાંદેરમાં અસલ પોરવાડોની સારી સંખ્યા હતી અને શ્રાવક પોરવાડોએ મંદીરો પણ બંધાવેલા. આ ન્યાતના પોરવાડોએ વેપાર અર્થે ત્યાં વસવાટ કરેલો અને તેઓ નાણાવટી તથા શરાફનો ધંધો કરતા તથા નાણા ધીરધારના ધંધામાં ખેડુતો પાસેથી ખેતરો મેળવી તે ગણોતે ખેડાવતા. પોરવાડો મહોટે ભાગે પારેખ ફળીઆમાં અથવા તેની આસપાસના લત્તામાં એક જથ્થે રહેતા. તેમના તરફથી લક્ષ્મીનારાયણનું દહેરૂં બંધાવવામાં આવ્યું હતું અને તેના નિભાવમાં શા૦ મોરારભાઇ ભીજવલભદાસ રાંદેરીઆના વડીલ પારેખ કુટુંબે એક વજીફો કહાડી આપેલો જેની આવક હજુ પણ તે મંદીરના નિભાવમાં જાય છે. રાંદેરમાં વાણીઆઓની વસ્તી ટુંકી હોવાથી કન્યા વ્યવહાર શીવાય બાકી બીજો વ્યવહાર ખાસ કરીને જમણો વિગેરે સમસ્ત મહાજનના થતા. ઇ. સ. ૧૨૯૭માં સુરત હિંદુ વહિવટદારોના હાથમાંથી ખીલજી મુસલમાનોના હાથમાં ગયું અને કેટલાક વર્ષો બાદ સુરતમાં તઘલખ મુસલમાનોનો અમલ રહ્યો. ઇ. ૧૪૦૩–૧૫૭૩માં સુરતનો કારભાર અમદાવાદના મુસલમાનોના હાથમાં ગયો. ઇ. સ. ૧૫૭૩માં સુરત મોગલ બાદશાહ અકબરના હાથમાં આવ્યું અને આ સમય પછી સુરતની ચઢતી થઇ. ઇ. સ. ૧૭૩૩ સુધી મોગલ બાદશાહનો અમલ રહ્યો અને ત્યાર પછીથી તે ઇ. સ.

૧૭૫૯ સુધી નવાબોના અને ત્યાર પછી અંગ્રેજોનો અમલ થયો. ઇ. સ. ૧૮૦૦માં અંગ્રેજો સુરતમાં સર્વોપરી થયા ત્યાં સુધી સુરત વ્યાપાર તથા કીર્તિમાં ઝળકતું રહ્યું. મુસલમાની રાજ્ય અમલમાં મક્કે હજની જાત્રાએ જનાર માટે એ મુખ્ય બંદર થઇ પડયું અને ઇરાન, અરબસ્તાન તથા આફ્રીકાનો વેપાર એ બંદરેથી ખીલવા માંડયો. કીલ્લો બંધાયો અને માછીમારના ઝુંપડા નીકળી જઇ મુસલમાન શાહ વેપારીના વાડી બંગલા તથા વખારો બંધાવા માંડયા. રાંદેરની વસ્તિ ધીરે ધીરે સુરત આવવા માંડી. પંદરમી સદીની શરૂઆતમાં સુરતમાં ઘણીજ થોડી વસ્તિ હતી. સન ૧૫૩૦ માં જ્યારે પોરટુગીઝ—ફીરંગી લોકોએ સુરત બાળ્યું ત્યારે એ શહેરમાં દસ હજારની વસ્તિ ધારવામાં આવતી હતી. પ્રો. જદુનાથ સરકારના શીવાજીના ઇતિહાસમાં સુરત ઉપર શીવાજીએ પહેલો હુમલો સન ૧૬૬૪ માં કર્યો તે વખતે સુરત કેવી સ્થિતિમાં હતું તેનું મનોરંજક વર્ણન આપ્યું છે. તે વખતે તેની વસ્તિ બે લાખની ધારવામાં આવી છે. નદીના કાંઠા ઉપર પાકાં મકાનો બાંધી તેમાં ધનાઢ્ય આસામીઓ રહેતા હતા, બાકી શહેરમાં તો મોટે ભાગે વાંસની તટીની છાણની લીપેલી દીવાલોવાળા ઝુંપડા હતા. અને કોઈ પણ મોહોલ્લામાં ભાગ્યેજ બે કે ત્રણ ઘરો પાકાં બાંધેલાં જણાતાં. રસ્તા વાંકાચુંકા અને સાંકડા હતા. તે વખતના રસ્તાનો કંઇક ખ્યાલ હાલ નાણાવટ અને મોગલશરાહની વચ્ચે નવલશાના કોઠાવાળી ગલી-ખુંચીઓની ભૂલાભૂલામણી આવેલી છે તે જોયાથી આવશે. નવલશા તથા હીરાશા તે વખતે ધનાઢ્ય વણીક શેઠીઆ અને માહાજનમાં ગણાતા અને તેમની દરેકની પાસેથી શીવાજીએ અગીઆર લાખ રૂપીઆ કહડાવેલા. નવલશાના કોઠા અને મોગલશરાહ વચ્ચેના ભાગમાં અને ત્યાર પછી મોગલશરાહ (ઓવાડીઆ) માં પૂર્વે પોરવાડો મોટે ભાગે રહેતા હોય એમ જણાય છે. મોગલશરાહમાં ઇરાન, આરમીનીઆ તથા આફ્રીકાના "મોગલ" વેપારીઓ આવતા અને મોટે ભાગે પોરવાડો "આરબ-દલાલ" દાખલ ઘોડા, કરીઆણુ, રેશમ, મોતી વીગેરેની મોહોટી દલાલી કરતા તથા આડત અને શરાફીનો ધંધો કરતા તથા બે પૈસે સુખી હતા. ન્યાતની શેઠાઇ કહાડી નાંખવામાં આવી ત્યાં સુધી તે મોગલશરાહમાં રહેતા કુટુંબમાં હતી. નાણાવટમાં શરાફોની પેઢી હતી અને ત્યાં મોટે ભાગે દિસાવળ વાણીઆ મોટા શરાફો હતા અને તે ન્યાતમાં અદ્યાપી માહાજનની શેઠાઇ છે તેઓની વસતી હતી. છુટાછવાયા પોરવાડો નાણાવટ તથા તેની આસપાસની શેરીઓમાં રહેતા અને કયાંતો નાણાવટી અથવા તો તેના મુનીમ ગુમાસ્તા દાખલ કામ કરતા. એવીજ એક દીસાવળ વાણીઆની પેઢીનો વહીવટ તથા વેપાર પોતાને ત્યાં આવતાં રામજીની પોળવાળા ગોવન ભાઇશાવાળા પોતાને ચીનાઇ કહેવડાવવા લાગ્યા. નાણાવટના મધ્ય ભાગમાં પ્રખ્યાત રામદાસ મામાવાળાની પેઢીના ભવ્ય મકાન આવેલા હતા. નાણાવટમાંના તેમના વેપાર ઉપરાંત ઠાકોરજીની રાજસેવાના મોહોટા સમારંભને લીધે તેઓ લોકમાં સારા જાણીતા થયા હતા. એ પેઢીના દીકરી જમાઇઓ તથા મેહેતા ગુમાસ્તાને આજુબાજુની શેરીઓમાં ઘર લેવડાવી વસાવવામાં આવ્યા હતા. યુરોપીઅન વેપારીઓ સુરતમાં આવ્યા પછી અને ખાસ કરીને પોરચુગીઝ ચાંચીઆઓ અને કોલાબાના આંગ્રીઆના ત્રાસથી સુરતનો આરબ વ્યાપાર તુટયો અને તેને બદલે યુરોપીઅન કંપની સાથનો વ્યાપાર શરૂ થયો. વિલંદાની કોઠી સ્થપાયા પછી વિલંદાવાડ વસ્યું અને વિલંદા તથા અન્ય યુરોપીઅન વ્યાપારીઓની દલાલી તથા આડત કરનારા વ્યાપારીઓ તે બાજુએ આવી વસ્યા તેમાં પોરવાડો મોટા

જઈને ત્યાં આવી રહ્યા. પોતાનું લક્ષ્મીનારાયણનું મંદીર સ્થાપ્યું અને એ મંદીરમાં પંચ વીગેરે મેળવતા તથા લગ્ન વિવાહાદિક ક્રિયાઓ વખતે એ મંદીરને લાગા આપી તેના ખર્ચ માટે આવક કરી આપી હતી. શીવાજીના ત્રીજી વખતના હુમલા પછી સુરતનો વ્યાપાર તદન નષ્ટ થયો અને સન ૧૮૧૩ માં અંગ્રેજી વ્યાપારી કંપનીએ પોતાનું મુખ્ય મથક સુરતને બદલે મુંબઇ કર્યું તથા યુરોપની અંદર થએલા વિગ્રહમાં અંગ્રેજોએ પોર્ચ્યુગીઝ, વિલંદા તથા છેવટે ફ્રેંચોનો પરાજય કર્યાથી તે દેશની કંપનીઓનો વેપાર પણ બંધ થયો એટલે વિલંદાવાડ તથા તેની આસપાસના વ્યાપારીઓની જાહોજલાલી તુટી. કાલે કરીને મુગલીશરાહ તથા વિલંદાવાડના પોરવાડો શાહપોરમાં જઇને વસ્યા અને વિલંદાવાડની પોરવાડની વસ્તી એટલી બધી ઓછી થઇ કે લક્ષ્મીનારાયણના મંદીરનો ખર્ચ મેળવવાની મુશ્કેલી થઇ પડી. એ ખર્ચને પહોંચી વળવા માટે વિલંદાવાડના લક્ષ્મીનારાયણના મંદીરના વહીવટદારોએ ન્યાતના પંચને અરજી કરી કે સમસ્ત ન્યાતના લક્ષ્મીનારાયણના દાપા વિલંદાવાડ અને શાહપોરના મંદીરોમાં સરખે ભાગે વેહેંચી આપવા, પરંતુ શાહપોર વિભાગના વિરોધને લીધે આ અરજી મંજુર થઇ નહીં અને વિલંદાવાડના મંદીરની અવ્યવસ્થા થવા માંડી. હાલ એ મંદીર તદન બીસ્માર હાલતમાં છે. દેવમંદીરને સહાય કરવી જોઇએ એમ સમજી તે તરફના મોહોલ્લાવાળાઓ હાલ તે મંદીરની વ્યવસ્થા ચલાવે છે અને મોહોલ્લાવાળાઓ તરફથી કેટલાએક વર્ષ સુધી સ્વ. રા. ચુનીલાલ શાહે એ મંદીરની સંભાળ રાખી હતી. બાઇ દયાકોર માલવીના ધર્માદા ટ્રસ્ટ ખાતાંઓમાંથી આ મંદીરને દર વર્ષ મદદ કરવાનો તેમના વારસોએ પ્રબંધ કરેલો છે તે પ્રમાણે એ મંદીરને મળ્યું જાય છે. બાઇ ફુલકોર તે શેઠ હરજીવનદાસ જગજીવનદાસનાં વિધવાએ સન ૧૮૯૭ (સં. ૧૯૫૩) ની સાલમાં મુંબઇના પંચને એક ઉજાણીના સ્થાયી ફંડની રકમ આપી ત્યારે એ ઉજાણીને દીવસે મુંબઇ પંચે આ મંદીરને માટે નાની સરખી ભેટ જમવા આવનાર પાસે લેવાનો મજકુર બાઇની અરજ ઉપરથી ઠરાવ કર્યો હતો. કમનશીબે આ ઠરાવને અંગે ઉપજતી રકમ બહુજ થોડી આવે છે.

પોર્ચુગીઝોએ સુરત બાળ્યું તથા શીવાજીએ ત્રણ વખત સુરત લુટ્યું તે વખતે નવાબના લશ્કરની નબળાઇ પ્રત્યક્ષ થઇ અને નદીના કાંઠા ઉપર રહેનાર ધનાઢય વ્યાપારીઓએ પોતે કેટલા જોખમમાં રહેતા હતા તે જોઇ લીધું. તે સાથે મોગલો તથા આરબોનો વ્યાપાર તુટ્યો એટલે મુગલીશરાહની બાજુમાં વસતા વ્યાપારીઓ શેહેરની અંદરના ભાગમાં રહેવા માટે સગવડ કરવા લાગ્યા. હાલ શેહેરના મધ્યમાં દેખાતો શાહપોરનો લત્તો તે વખતે સુરતના એક છેડા ઉપર લગભગ કોટના એક છેડા ઉપર એક બાજુએ પારસીઓની માછલીપીઠ, બીજી બાજુએ ગોલાઓની ગોલવાડ અને ત્રીજી બાજુએ ચકલા નામનો મુસલમાનવાડો એવા લત્તામાં વેરાન જગ્યા હતી, ત્યાં પોરવાડના ધનાઢય વ્યાપારીઓની નજર ગઇ અને તેઓએ એ જગ્યા ધીમે ધીમે વેચાતી લઇ તેમાં પોતાની વસ્તિ કરવા માંડી. નાગરદાસ ડાહ્યાના વડીલો તે વખતે ઘણા ધનાઢય ગણાતા. તેમનો આડત તથા દલાલીનો મોટો વ્યાપાર હતો તથા તેમને હસ્તક લાખો રૂપીઆની ઉથલપાથલ થતી અને માત્ર આડત હકસાઇમાંજ વર્ષે એક લાખની આવક કરતા. આ શેઠીઆઓની જંગી હવેલી શાહપોરમાં હતી. તેમનીજ પડોશમાં અસલ ભરૂચના ગાયકવાડી રાજ્યના દેશાઇ જેના કુટુંબો હાલ પણ ગાયકવાડી રાજ્યમાં દેશાઇગીરીની જમીનો ધરાવે છે તે દેશાઇ કુટુંબ હાલ આમાના કુટુંબથી ઓળખાતા

પણ તે વખતના ધનાઢય દલાલ તથા લીમડીથી આડત તથા શરાફીનો ધંધો કરવા સુરત આવેલા લાલભાઈ લીમડીના કુટુંબીઓ પણ શાહપોરમાં આવી વસ્યા. રેશમની દલાલીને માટે જાણીતું થયેલું 'શંભુ ગોવન' નું કુટુંબ પણ આ સમયે શાહપોર પાસે બ્રહ્મપુરી (ભીમપોરી) માં આવી વસ્યું. આવી રીતે શાહપોરમાં પોરવાડની વસતી વધવા લાગી અને વિલંદાવાડ તુટતાં ત્યાંની વસ્તિ પણ ધીમે ધીમે શાહપોર તરફ વળી. એવું કહેવાય છે કે શેઠ નાગરદાસના ઘરની પાસે મુસલમાનવાડો હોવાથી કાગડા વીગેરે પક્ષીઓ ત્યાંથી ન ખપતી ચીજો લાવી એમના વાડા તથા અગાશીમાં નાંખતાં તેથી કંટાળી તેઓએ અડોસ-પડોસની જગ્યા વેચાતી લઇ તે જગ્યાઓ તોડી પડાવી ત્યાં જમણવાર વીગેરે કાર્યો માટે વાડી બંધાવી પ્રસંગોપાત લોકોને વાપરવા આપતા. એમના છેલ્લા વંશજ હરકીસનદાસ પોતે પૂત્ર વગર ગુજરી જવાના એમ છેલ્લા મંદવાડ વખતે તેમણે જાણ્યું ત્યારે તેમની ધણીઆણીના આગ્રહથી એ વાડી ન્યાતને ભેટ આપી ગયા તે આજે પણ "નાગર ડાહ્યા"ની વાડી દાખલ ઓળખાય છે. આ વાડીને થોડા વર્ષ ઉપર ન્યાતમાં ઉઘરાણું કરી સમરાવવામાં આવી છે. તે ઉપરાંત શાહપોરમાં પણ લક્ષ્મીનારાયણનું મંદીર બાંધવામાં આવ્યું હતું અને તેની આવક માટે તે લત્તામાં વસતા પોરવાડોએ પોતાને ત્યાં આવતા સરઅવસરે લાગો આપવાનો ઠરાવ કર્યો તે અદ્યાપી અપાય છે. મુંબઇની પંચે પણ આ મંદીર માટે ઓરડી દીઠ વાર્ષિક ભેટ લેવાનો ઠરાવ કર્યો છે તેમજ મુંબઇમાં વસતા ન્યાતિબંધુઓએ એક ઉઘરાણું કરી એક ફંડ ન્યાતને સોંપ્યું છે. આવી રીતે ન્યાતની વાડી તથા દેવમંદીર થવાથી અને ધનાઢય કુટુંબનો વસવાટ થયા પછી શાહપોર સુરતના પોરવાડની વસ્તિનું કેંદ્ર થઇ પડયું છે અને આ એકજ મહોલ્લામાં એ ન્યાતની લગભગ પોણી વસ્તિ રહે છે. એક વખતે શાહપોરનું વહીવટદાર પંચ ન્યાતના સમસ્ત પંચથી જુદું હસ્તી ધરાવતું હતું.

લોકવાયકા એવી છે કે પોરવાડ વ્યાપારીઓ શાહપોરમાં આવી વસ્યા તે વખતે એ મોહોલ્લાનું નામ શાહપોર તરીકે ઓળખાતું નહોતું. એક વખતે સાંજે આ વ્યાપારીઓ કામધંધેથી પરવારી વિનોદવાર્તા કરતા એકઠા બેઠા હતા ત્યાં આગળ ઔરંગજેબ બાદશાહનો સવાર એક નનામી ચાર લાખ રૂપીઆની હુંડી તેના શીકારનારનું નામ લખ્યા વગરની લઇને આવ્યો અને આ વ્યાપારીઓ સમક્ષ રજુ કરી કહ્યું કે હું ગામેગામ ફર્યો પણ કોઇ શરાફ આ હુંડી શીકારવાની હીમત કરી શકયો નહી તેથી હું સુરત આવ્યો છું. "તમારામાંથી આ હુંડી સીકારનાર કોઈ છે?" કરી પ્રશ્ન પૂછયો. વ્યાપારમાં વિચક્ષણ તથા દીર્ઘદ્રષ્ટિવાળા વ્યાપારીઓએ પોતપોતાનામાં મસલત કરી જોખમ ફાળે પડતું માથે લઈ હુંડી શીકારવા કબુલ કર્યું અને સ્વાર પાસે ગાડાં મંગાવી રૂપૈઆ ગણી આપ્યા. સ્વારે રૂપૈઆના ગાડાં ભરી ગામમાં ચક્કર મારી પાછો આવી આ શાહ વ્યાપારીઓની હિંમત ઉપર આફ્રીન કરતો રૂપૈઆ પાછા સોંપ્યા તથા બાદશાહને આ વાતથી વાકેફ કરશે એમ જણાવી ચાલતો થયો. થોડેકાળે બાદશાહ તરફથી ખરીતો આવ્યો અને તેમાં તેમને ઇનામ માટે લખ્યું: "અમારો મોહોલ્લો શાહપોર કહેવાય" એ શીવાય અમને બીજું કાંઇ ઇનામ જોઇતું નથી એવી તેમની માંગણી ઉપરથી "શાહપોર" નામ પડયું. આ લોકવાયકામાં અતિશયોક્તિ હોય તે બાદ કરતાં એમ તો ભાસે છે કે, પોરવાડ વ્યાપારીઓએ સુરતના નવાબ અથવા એવાજ કોઇ અમલદારને કોઇ વખતે નાણાંની સારી

મદદ કરી હોય અને તેણે આભારની લાગણીથી આ લત્તાને શાહપોરનું નામ આપ્યું હોય. આ લત્તો મીરજાસામીના ચકલાથી વધતો વધતો માછલીપીઠ સુધી લંબાયો છે. સુરતમાં વખતો વખત આગ, રેલ તથા ધરતીકંપથી મોટું નુકશાન થયું છે પરંતુ ઈશ્વર કૃપાએ શાહપોરમાં નહિ જેવુંજ નુકશાન થયું છે.

**માછલીપીઠ તથા સૈયદ પરૂ:**—જ્યારે પોરવાડની વસ્તી માટે શાહપોરનો લ્હેણો નાનો પડવા લાગ્યો ત્યારે પોરવાડો ધીમે ધીમે બાજુના લત્તામાં એટલે કે માછલીપીઠ અને લુહારપોળમાં રહેવા ગયા. સૈયદપરામાં ઇ. સ. ૧૬૮૧ સુધી માત્ર ખેતરાં હતાં અને સૈયદ એદ્રુસના વડીલોએ એ પરૂં વસાવ્યું તથા મસીદ બંધાવી ત્યાર પછી ત્યાં વસ્તી થવા માંડી. એ પરામાં આ ન્યાતના થોડાએક કુટુંબો રહે છે.

**ધાર્મિક વૃત્તિ:**—આ ન્યાતના પોરવાડો વૈશ્નવ હોઇ લગભગ બધાજ વલ્લભિ સંપ્રદાયના પૃષ્ટીમાર્ગના અનુયાયી છે છતાં બીજા દેવ દેવીઓ તરફ વિરોધ નથી અને કૂળદેવી મહાલક્ષ્મી તરફ મોટી આસ્થા ધરાવે છે. મુંબઇમાં મહાલક્ષ્મીનું પ્રખ્યાત મંદિર એ નામની ટેકરી ઉપર છે ત્યાં ભાદરવા વદ ૮ ને દિવસે પંચને ખર્ચે હોમહવન કરવામાં આવે છે અને તેમાં ભાગ લેવાને મોટો ખર્ચ કરીને કુટુંબકબીલા સાથે ન્યાતિજનો જાય છે. સુરતમાં માતાનું મંદિર ન હોવાથી લક્ષ્મીનારાયણના મંદિરમાં આજ મીતીએ હવન કરવામાં આવે છે. બન્ને ઠેકાણે તે દિવસે ઉત્સવ ઉજાણી કરવામાં આવે છે. એજ પ્રમાણે દમણમાં પણ ન્યાતગોરને ત્યાં માતાનું સ્થાનક હતું ત્યાં તે દિવસે જેને ઉજાણી આપવામાં આવે તે આસામી પોતે હવન કરવા બેસતો. સુરતમાં પોરવાડો વ્યાપારને લીધે મોટી સમૃદ્ધિ અને સાધનવાળા થતા ગયા તેમ તે વલ્લભિ સંપ્રદાયના નેકની ઠાકોરજીની રાજસેવા ઘણાખરા સમૃદ્ધિવાળા કુટુંબમાં રાખવામાં આવતી. એમ કહીએ તો ચાલે કે લગભગ છેલ્લાં ૧૦૦ વર્ષ યાને ત્રણ પેઢી સુધી કોઇ પણ કુટુંબમાં બે પૈસા પ્રાપ્ત થાય તો મોહોટાઇનું અને પ્રતિષ્ટાનું લક્ષણ બતાવવા પોતાને ઘેર રાજસેવા લેવામાં આવતી તથા ઘરની વિધવા સ્ત્રીઓ અને સંતાન વગરની સ્ત્રીઓ પાસ્ટ મરજાદ લેતાં. આ કુટુંબો મોટા મોટા મનોરથો કરતામાં તથા તેમાં સગાં–સ્નેહીઓને તેડવામાં એક બીજા સાથે હરીફાઇ કરતાં હતાં અને તે પાછળ દર વર્ષે મોટો ખર્ચ રાખતાં હતાં. આવા મરજાદી અને રાજસેવાના મનોરથો માટે પ્રખ્યાત થએલા કુટુંબોમાં નાગરડાહ્યુ, નારણુ ટેકરીવાળા, માનકોરમા, નારણદાસ બાવા, હરીભાઇ ભગત, રામદાસ મામા તથા દયાળ માળવીવાળા નજરે પડે છે. સમૃદ્ધિ તથા મોટી આવક નષ્ટ થયા પછી પણ કેટલાક કુટુંબમાં માત્ર લોકલાજે અને ચાલતો વહીવટ અટકાવવો નહિ એ વિચાર કે અવિચારથી આ મનોરથો કરજ કરીને પણ ચાલુ રાખવામાં આવતાં અને તેથી કેટલાએક કુટુંબોની પાયમાલી થએલી. તે ઉપરાંત માહારાજોનાં મંદિરોમાં આ ભાવિક ભકતો તરફથી પુષ્કળ નાણું ભેટ તરીકે ગએલું. મરજાદી સ્ત્રીઓના ટોળાં પોતાનો પુરસદનો મોટો વખત મંદિરમાં કહાડતાં અને તેના વહીવટમાં પણ ભાગ લેતાં. કેટલાએક વર્ષ ઉપર સુરતના મોટા મંદિરના સગીર માહારાજના વાલી દાખલ સુરતના કલેકટરે કેટલીએક સ્ત્રીઓને મંદિરમાં દાખલ થતી અટકાવવા માટે મનાઈ હુકમ કહાડેલો. તેમાં પોરવાડ સ્ત્રીઓનાં નામો પણ હતાં. અશ્વનિકુમારપર આવેલી શ્રી આચાર્યજીની બેઠકમાં મનોરથ વધારવા એક પોરવાડ બાઇએ ગામ પરગામ ફરી મોટું ફંડ ઉભું કર્યું હતું.

સુરતમાં આ જ્ઞાતિમાં એક ભજન મંડળી સાંડક વર્ષ પર નીકળી હતી અને દર અગીઆરસે તથા સરઅવસરે તે મંડળી શાહપોરના લક્ષ્મીનારાયણના મંદિરમાં મળતી અને ત્યાં ઇશ્વર ભજન કરતી.

**પંચનો વ્યવહાર:**–આવા ધર્મચૂસ્ત વાતાવરણમાં ઉછરેલા સુરતના પોરવાડો સ્વભાવેક રીતે સુધારાવધારા તથા નવીન વિચારના વિરોધી અને અસલ આચાર વિચારને ચીવટાઇથી વળગી રહેનાર હતા. પંચમાં ઝીણા ઝીણા વ્યવહારને લગતા પ્રશ્નો ઉપર લાંબી અને ગરમ તકરારો ચાલતી. દાખલા તરીકે ન્યાતની અંદર જમવા આવનાર ગંજીફરાક કે રેશમી ખમીસ પહેરીને આવે તેની વિરૂદ્ધ વર્ષો સુધી ચર્ચા ચાલતી; સાદે વસ્ત્રે પગે ચાલીને લગ્ન કરવા જનારને એક વખતે મ્હોટો અને હજુ પણ નાનો દંડ આપવો પડે છે. આર્યસમાજની રૂઢી પ્રમાણે સીમંત વિગેરે વિધિ કોઇ કોઇ કુટુંબે મુંબઇમાં કરી છે તે બાબતમાં મુંબઇના પંચે કાંઇ પણ કનવાર કરી નહોતી, પરંતુ એજ રૂઢીએ સુરતમાં લગ્ન કરાવનાર આસામીઓને સુરતમા પંચ બહાર કરવામાં આવ્યા હતા. એકાદ બે દાખલામાં લગ્ન ઉતાવળે કરવાની કેટલાંએક કન્યાના માબાપોને ફરજ પાડવામાં આવી હતી. દફતરની ગેરહાજરીમાં પંચના કાર્યોની તપસીલવાર અને મીતીવાર ખબર અમો આપી શકતા નથી. ઉપર પ્રમાણે સુરતની પંચમાં હાલની પ્રજાને વિચિત્ર લાગે એવા કોઇ કોઇ પ્રસંગે ઠરાવો થએલા છતાં સાધારણ રીતે પુર્વે સુરતના પંચનું મુખ્ય કાર્ય ન્યાતની નીતિરીતી ઉપર મજબુત ચાંપ રાખવાનું હતું અને તેનો ભંગ કરનાર ગુન્હેગાર રંક કે રાય, વગવાળો કે એકલદુકલ, બધાનો સરખો ઇન્સાફ કરવામાં આવતો. એકાદ લખપતિશ્રીએ પોતાના પુત્રની સ્ત્રી ચિત્તભ્રમ હોવાથી તેને માટે એક ઉપર બીજી સ્ત્રી લાવવા યત્ન કર્યો પરંતુ પંચ તરફનો વિરોધ જોતાં એ યત્ન તેમને છોડી દેવો પડયો હતો અને ન્યાતમાં એક પતિવ્રત સચવાઇ રહ્યું છે. પરણેતરને ઘરમાં નહીં રાખનાર પુરૂષોને ન્યાતબહારનું સાશન આપી સ્વચ્છંદી થતા અટકાવવામાં આવ્યા છે. "ન્યાત માબાપ છે" એ વાયકા પ્રમાણે સાંસારિક રીવાજોમાં નિર્બળને પંચનો આશ્રય હતો. ન્યાતના ફંડમાંથી સેંકડો રૂપૈઆ ભરી એક ન્યાતિ બાઇને દીવાની જેલમાંથી છોડવી આ પંચે પોતાનું કર્તવ્ય બજાવ્યું હતું. સંવત ૧૯૨૮ માં પરદેશ રહેતા ન્યાતીલાઓએ પુર્વે અવસરો સુરતમાંજ કરવાનો તથા પરચોરામાં કન્યા ન આપવાનો સુરતની પંચે ઠરાવ કરેલો તેથી શું અનિષ્ટ પરિણામ આવ્યાં છે તે ઉપર આગળ જતાં વિવેચન કરવામાં આવશે એટલે તેને લગતી ચર્ચા અત્રે કરવામાં આવી નથી. આ ચર્ચા ઉપર સમજુ ન્યાતિ જનોએ ગંભીરાઇથી વિચાર કરવાનો છે અને ફેરવાએલી સ્થિતિમાં પોતાના બચ્ચાંઓનાંજ લાભ માટે આ સંકુચિત રીતિમાં કેવો અને કેટલો ફેરફાર કરવો જોઇએ તે ઉપર દીર્ઘદ્રષ્ટિથી વિચાર કરશે એવી આશા છે. સુરતની પંચને નવાં લેહેણાં બાંધવાનો અધિકાર છે અર્થાત પરચોરાના આસામીઓને આ પંચના સભ્ય બનાવવાનો અધિકાર છે. આ કિંમતી હક વાપરવાને બદલે તે જેમ બને તેમ ઓછો વપરાય તો ન્યાતનું ગૌરવ તથા મોહોટાઇ છે એમ કમનશીબે માન્યતા હતી અને પરચોરાના આસામીઓ જ્યાં સુધી દંડ તરીકે રૂ. ૧૦૦૦) થી વધુ ભરે નહિ ત્યાં સુધી તેને પંચમાં લેવા નહિ એવો અહંભાવ હતો; પરિણામે આ પંચમાં જોડાવવા ઇચ્છનાર આસામીઓએ નિરાશ થઇ બેજા ચોરા સાથે વ્યવહાર બાંધ્યો છે, સુરતના પંચનો અધિકાર ગામેગામ ફેલાતો અટક્યો અને ન્યાત મોહોટી થવાને બદલે ટુંકી થવાનો ભય આવી પડયો છે. આ વિષયમાં

પણ દેશ કાળ તથા સ્થિતિ જોઇ વિવેક અને સાદી સમજથી ચાલુ વ્યવહારમાં ફેરફાર કરવા ન્યાતિજનોએ તત્પર થવું જોઇએ એમ અમારી માન્યતા છે. દમણના રહેવાશીઓ મોહોટે ભાગે આ ચોરામાં જોડાયા પછી તેમની સાથે ભ્રાતૃભાવ અને સંપથી સમાન ગણવાને બદલે ભિન્ન ભેદ રાખવામાં આવે છે તેથી પ્રસંગોપાત કલેશ અને વિગ્રહ ઉભો રહે છે તે દૂર કરવા માટે પગલાં લેવાં જોઇએ. આવા આસામીઓને કન્યાઓ પુરછુટથી અને વગર વાંધે આપવામાં આવે છે અને બીજા મુખ્ય વ્યવહારમાં ભિન્ન ભેદ રાખવામાં આવતો નથી પરંતુ તેમના વંશજોનાં છૂટાં લેહેણાં નોંધતી વખતે તેમણે વધારે રકમ આપવી જોઇએ એવો સુરતના પંચમાં કંઇક પક્ષપાતિ ઠરાવ કરવામાં આવ્યો છે તે વધુ વખત ચાલુ રહેવો જોઇએ નહિ એમાંજ આ પંચને લાભ છે એમ અમો ધારીએ છઇએ. આવો ફેરફાર થશે તોજ હાલ તળ સુરતી અને દમણીની જુદી ટીપો રાખવી પડે છે તેની જરૂર રહેશે નહિ અને એકસંપ તથા એખલાસમાં વધારો થશે, તથા હાલ આવા ભિન્નતા બતાવનાર ઠરાવને તાબે થઇ નવાં લેણાં નોંધાવવાને બદલે લેણાં પડતાં મુકવાનું કેટલાએકનો કુટુંબોએ સત્યાગ્રહી નિશ્ચય કર્યો છે તે દૂર થશે. મુંબઇ તથા અન્ય સ્થળેથી લગ્ન કરવા આવનારને માટે સ્થળો મેળવવાનું દિવસે દિવસે સુરતમાં વિકટ થતું જાય છે અને તેથી કરીને જે હોંસથી પોતાને વતન લગ્ન કરવાને માટે પરગામ રહેનાર આ પંચના આસામીઓ આવતા તે હોંસ આવી અડચણને લીધે નરમ પડી જવાનો સંભવ છે, માટે વખતસર ચોની ઘરોની કિંમત વધી જાય તે પહેલાં એકાદ બે ઘર આવા પ્રસંગ માટે ભેટ બક્ષીસમાં મેળવી શકાય અથવા સગવડ પડતી કિંમતે ખરીદી શકાય તે માટે તજવીજ થવી જોઇએ. ટૂંક સાધન અને આવકવાળા સુરતનિવાસીઓ માટે સુરતની નજદીક હવાફેર માટે સેનીટરીઅમ વગર મોટી અડચણ પડે છે. ખાસ નોકરી ધંધો છોડી તથા પૂરતા માણસો સાથે લઇ જવાય તોજ આજારી આસામીઓ માળવી કુટુંબે સ્થાપેલા ડુમસના સેનીટેરીઅમનો લાભ લઇ શકે છે પરંતુ મોટે ભાગે તેવી સગવડ ન હોવાથી ન છૂટકે ડુમસનો વિચાર માંડી વાળવો પડે છે. સુરતની આસપાસ અદ્યાપી સારી હવાપાણીવાળી જગ્યા સસ્તી કિંમતે મળે છે તેટલાં ચાલુ એકાદું મકાન કોઇ પરોપકારી ગૃહસ્થ તરફથી બંધાય તો ન્યાતમાં થતાં અકાળ મરણો તથા અશક્તિ અને માંદગીઓ અટકાવ થઇ શકે. પંચની વાડી સુધારી હાલ તેનો જે સંકુચિત મર્યાદામાં ઉપયોગ થાય છે અને વર્ષનો મોટો ભાગ તે નિરૂપયોગી ખાલી પડી રહે છે તે કરતાં વધારે સારા ઉપયોગ માટે તેને તૈયાર કરવી જોઇએ. વિદ્યાર્થી વર્ગ પરીક્ષા તથા અન્ય વખતે તેમાં એકાંત અભ્યાસ કરી શકે તે માટે તેમાં પુસ્તકો રાખવાને તથા બેસવા ઉઠવા સારૂ ઘટતો સરસામાન મુકાવવો જોઇએ. એ વાડીથી થોડે દૂર ખુલ્લી હવામાં કસરત થાય એવી રમતગમત માટે સારી ખુલ્લી જગ્યા આવી છે. વિદ્યાર્થીઓના અભ્યાસને લાયકના ફરનીચર ઉપરાંત કસરતનાં સાધનો વાડીમાં રાખવામાં આવે તો જુવાન તથા બાળકો તેનો ઉપયોગ આ ખુલ્લી જગ્યામાં ઓછે ખર્ચે તથા મહેનતે કરી શકે એમ છે. સુરતના પંચની શેઠાઇ, ટ્રસ્ટીઓનો વહીવટ, ઉજાણીઓ વિગેરેની વ્યવસ્થા અન્યસ્થળે મુંબઇ પંચની વિગત આપવામાં આવી છે તેને વધતે ઓછે અંશે મળતી આવે છે. સુરત તથા મુંબઇ પંચના અરસપરસના સંબંધનો ઉલ્લેખ હવે પછી આપવામાં આવશે તેથી અત્રે તે વિશે વિવેચન કરવામાં આવ્યું નથી. સુરતના પંચના નાણાંનો વહીવટ વધારે સંતોષકારક સ્થિતિ ઉપર મૂકાવો જોઇએ એવી અમારી સૂચના છે. પૂર્વે પંચનાં નાણાં

દરેક કુટુંબમાં વધતાં ઓછાં વ્હેંચી આપવામાં આવતાં અને તેઓ દર વર્ષે ઠરાવેલું વ્યાજ આપતા હતા તેમાંથી ઉજાણી વગેરે ન્યાતનો ખર્ચ નીકળતો. કાળે કરીને આ કુટુંબો કાળ-ચક્રમાં સપડાયાથી ન્યાતની પુંજીનાં આવી રીતે મુકાયલાં મુદલ નાણાં કેટલેક ઠેકાણે ડૂબ્યાં અને કંઇક કમનશીબ દાખલામાં આવાં નાણાં ઉઘરાવવા જતાં મુદલ નાણાં ન અપાયાથી ન્યાતનાં આગેવાન અને સંભાવિત કુટુંબના વારસોને પંચબહાર મૂકવાનો દિલગીરી ભરેલો પ્રસંગ પણ આવેલો. આ કડવા અનુભવ પછી પંચનાં નાણાં ખાનગી આસામીઓને ત્યાં ન મુકતાં જોઇંટ સ્ટોક કંપનીના શેરો, ડીબેનચરો વિગેરેમાં રોકવામાં આવે છે. મુંબઇની માફક સુરતમાં પણ અગીઆર ઉજાણીઓ થાય છે અને તેને માટે સ્થાયી ફંડ થયાં છે અને તેની આવકમાંથી ઉજાણીઓ ચાલુ રાખવાનું પંચે માથે લીધું છે. તેવાં નાણાં આવી અચોક્કસ જામીનગીરીમાં રોકવા મુંબઇ પંચમાં તો સલાહભરેલું ધારવામાં આવ્યું નથી. આવી જામીનગીરીઓનાં વ્યાજ કોઇ વખત વધારે અને કોઇ વખત ઓછાં આવે છે. તેના ભાવમાં પણ એજ પ્રમાણે વધારો ઘટાડો રહે છે અને વખતે કંપની ડૂબે તો નાણાં જવાનો ભય રહે છે, તેથી વધારે સધ્ધર જામીનગીરીમાં નાણાં રોકવા માટે વ્યવસ્થા થાય તો ભવિષ્યની પ્રજા ઉપર અણધાર્યો બોજો પડે નહી. મુંબઇ પંચ માટે આગળ ચાલતા જે સૂચનાઓ કરવામાં આવી છે તે આ પંચને પણ લાગુ પડે છે અને તે સૂચના ઉપર એ પંચ પણ પ્રસંગ આવતાં વિચાર કરશે એવી આશા છે.

સ્વ. નારણદાસ ટેકરીવાળા તરફથી ભાદરવા વદ ૮ ની ઉજાણીના ખર્ચ માટે ચૌટામાં આવેલી જે સ્થાવર મીલકત આપવામાં આવી છે તે આજે કીમતી થાપણ થઇ પડી છે અને તેના ઉપર બંધાવેલી દુકાનો તથા ચાલ સારી આવક પેદા કરે છે. બાકીની ઉજાણીનાં સ્થાયી ફંડના રૂપીઆ ઘણા થોડા લેવાએલા હોવાથી ભવિષ્યમાં હેરાન ન થવાય તે માટે અગમચેતીનાં પગલાં લેવાની જરૂર છે. કેટલીક ઉજાણીનાં સ્થાયી ફંડ માટે પુરતાં નાણાં પહેલેથીજ તે ઉજાણી આપનાર ધણી પાસેથી નહિ લેવાની કરવામાં આવેલી ભૂલ ભવિષ્યમાં ન થાય તે માટે પણ સાવચેત રહેવું જોઇએ.

**સ્વ. મણીલાલ લાયબ્રેરી:**—ઉજાણીઓ કરાવવી તથા ન્યાતની રૂઢી વિરૂદ્ધ વર્તન કરનારને સાશન કરવાના પંચના બે સનાતન ઉદ્યમ ઉપરાંત ન્યાતીજનોના લાભનાં કાર્યો આ પંચે ટૂંક વખત થયાં ઉપાડી લીધાં છે એ તેમને ઘણું શોભાભરેલું છે. વિદ્યોત્તેજનને માટે પંચે ઠરાવ કરી કેટલાએક વર્ષ ઉપર લાગો નાખ્યો હતો. સ્વ. ભાઇ મણીલાલ લાલભાઇ મોદીના સ્તુત્ય પ્રયાસથી સ્થાપવામાં આવેલી લાયબ્રેરી અથવા પુસ્તક સંગ્રહ તથા વાંચનાલય પંચે ચલાવવાનું માથે લીધું છે તથા દર વર્ષે પોતાના ફંડમાંથી સારી જેવી રકમ તેના નિભાવ માટે આપે છે તથા પોતાનાં મકાનમાં ભાડું જતું કરી એ લાયબ્રેરી માટે સગવડ કરી આપી છે. ભાઇ મણીલાલના સ્વર્ગવાસ પછી તેમનાં વિધવા બાઇ ફૂલકોરે દીર્ઘદ્રષ્ટિ અને ઉદાર વૃત્તિથી મરનારની મીલકતમાંથી આ લાયબ્રેરી—પુસ્તકસંગ્રહ અને વાંચનાલય માટે સારી જેવી રકમ કહાડી આપી આ સંસ્થાને ચિરાયુ કરી છે. સારાં સારાં જાહેર છાપાઓ મંગાવી ન્યાતિજનોનેજ એકલાને નહિ પણ સુરતની સમસ્ત પ્રજાને વાંચવાની છૂટ રાખવામાં આવી છે તથા પુસ્તકોનો કીમતી સંગ્રહ રાખી તે પુસ્તકો ન્યાતિજનોને વાંચવા માટે આપવામાં આવે છે. વિદ્યાવિલાસીજનો આ સંસ્થાને નાણાં તથા

પુસ્તકોની ચાલુ ભેટ આપ્યા જાય છે એ આનંદની વાત છે. ભરૂચનિવાસી સ્વ. અમૃતલાલ રણછોડ રાયજીવાળાએ એ પુસ્તકાલયને સંગીન સહાય કરી છે તેમજ સ્વ. બાઇ લાડકોર તે શેઠ લલ્લુભાઇ ધરમદાસ ખાનવજીરનાં પત્નિએ પોતાના વીલથી રૂા. ૫૦૦) આ લાયબ્રેરીમાં ઉપયોગી પુસ્તક સંગ્રહ રાખવા માટે આપવા ફરમાવ્યું હતું તે પ્રમાણે તેમના એકઝીક્યુટરોએ પુસ્તકો આપ્યાં છે.

**સભા પ્રત્યે સહાનુભૂતિ:**—સભાના જુબીલીના મેળાવડા વખતે પંચે ઠરાવ કરી સભાને રૂા. ૧૨૫ બક્ષીશ કર્યા છે તે એમનો સભા પ્રત્યેનો ચાહ તથા ભાવ બતાવે છે. આ ઉદાર ભેટ સભાએ સાભાર સ્વીકારી છે. લડાઇ દરમ્યાન તથા ત્યાર પછી જે સખત મોંઘવારી ચાલે છે તેવા વખતમાં ટૂંક સાધનના કુટુંબોને નિરાશ્રિત ફંડમાંથી સહાય કરવા માટે વખતો વખત ઠરાવ કરવામાં આવ્યા હતા પરંતુ ઉત્સાહી સ્વયંસેવકોના અભાવને લીધે આ ઠરાવોનો અમલ થયો ન હતો.

**નિરાશ્રિત ફંડ:**—સવંત ૧૯૬૪ (સને ૧૯૦૮) માં શેઠ મોરારભાઇ વ્રીજભુખણદાસની પેઢી તરફથી સુરતના પંચને રૂા. ૧૧૦૦૦) ની રકમ તથા રા. ત્રીભોવનદાશ નરોતમદાસ માળવી તરફથી રૂા. ૧૫૦૦૦) મળી કુલ્લે રૂા. ૨૬૦૦૦) ની રકમ શેઠ મોરારભાઇ વ્રીજભુખણદાશના નામથી મુંબઇ, સુરત તેમજ અન્યસ્થળોએ વસતા ન્યાતિજનોના લાભાર્થે લેખકની સૂચના ઉપાડી લઇ એક નિરાશ્રિત ફંડ સ્થાપવા માટે આપવામાં આવી છે. કાળે કરી આવા ફંડની અગત્યતા સમજતાં અન્ય ઉદાર ન્યાતિ શેઠીઆઓ તેને જરૂર વધુ સહાય કરશે એમ આશા છે. આ ફંડની વ્યવસ્થા કરવામાં કેટલીએક અડચણ ઉભી થઇ છે તે જ્યારે આપણા ભાઇઓ ઉદાર ચિત્ત રાખી, સેવા ધર્મના સિદ્ધાંતો સમજશે, એક બીજા ઉપર વિશ્વાસની લાગણીથી જોશે તથા અધિકાર માટેની નિરર્થક ખેંચાખેંચી છોડશે તે વખતે ઘણી સહેલાઇથી એ અડચણનો નીકાલ થઇ જશે એમ લેખકનું માનવું છે. તે દરમ્યાન છેલ્લાં પાંચ વર્ષમાં જે કારમી મોંઘવારી ગઇ તેમાં આ ફંડની આવકનો ઉપયોગ થયો નહિ તેથી લેખક તથા તેના મિત્રોને સ્વભાવિક રીતે ક્લેશ થયો હતો.

**પરચુરણ સખાવતો.**—જાહેર પ્રજાના લાભની સખાવતોમાં બાઇ દયાકોર ઓસ્પીટલ, સુરત સાર્વજનિક કેળવણી મંડળને અંગે સ્વ. કલ્યાણદાશ નાનાભાઇના નામથી હોસ્ટેલ, રા. માળવી તરફથી સ્થાપવામાં આવેલું સ્કોલરશીપ ફંડ, હાઇ સ્કૂલને માટેની લેબોરેટરી તથા સ્વ. શેઠ મોરારભાઇ વ્રીજભુખણદાશના નામના સુરત કોલેજનો હોલ તથા સ્ટેશન ઉપરની ધર્મશાળા, સ્વઃ શેઠ નાગરદાશ ડાહ્યા તરફથી આપવામાં આવેલી સ્મશાનની જગ્યા, સ્વ. ગબલદાશ ડાહ્યાભાઇ પેમાસ્તર તરફથી કતારગામમાં સ્થાપવામાં આવેલાં પરબ તથા વિસામો, રા. વ્રીજભુખણદાશ મથુરાદાશ તરફથી હનુમાન પોળમાં ઉભા કરવામાં આવેલી પાણીની ટાંકી, સ્વ. રાવસાહેબ ચંદુલાલ મથુરાદાશના નામથી તૈયાર થતું નરસીંગ હોમ, સ્વ. ગુલાબદાશ લાલદાશ નાણાવટી, ડાહ્યાભાઇ ત્રીભોવનદાશ તથા છગનદાશ ગુલાબદાશ વકીલના તરફથી આપવામાં આવેલાં સ્કોલરશીપના ફંડો, વિગેરે.

**આર્થિક સ્થિતિ:**—આગળ જણાવ્યું તેમ આ પંચના આગેવાનો એક વખતે પરદેશી વ્યાપારીઓની દલાલી, આડત તથા શરાફી મુખ્ય ભાગે કરતા હતા અને એજ કારણસર

“ આરબદલાલ, આગા, સીધા પોરવાડ ” વિગેરે આડનામ કે અટકથી કેટલાક કુટુંબો ઓળખાતાં હતાં. કેટલાએક નાણાવટી, ઝવેરી, ચોકસી, સરૈઆ, તેલાટ, મોદી, કાપડીયા અને ગાંધીનો ધંધો કરતા હતા. એકાદ બે કુટુંબ જીનીંગ ફેકટરીના માલીક હતા. આ ઉપરાંત કેટલાક કોરટમાં વકીલનો ધંધો કરતા અને બાકીના મુનીમગીરી કે ગુમાસ્તાગીરીમાં હતા. નવાબી કે સરકારી નોકરીમાં જુજ આસામીઓ હતા. તેમાં ખાનવઝીરના કુટુંબે નવાબીમાં અને દેશાઇ કુટુંબે ગાયકવાડીમાં સારો અધિકાર અને મોભો ભોગવ્યા હતા. શાહપોરમાં રહેવા આવ્યા પછી ગોલવાડના ગોલાઓને વ્યાજે નાણા ધીરતા અને તેમાં બાઇઓ તથા અપંગ કે અશકતનું ઘેર બેઠા ગુજરાન ચાલતું હતું. નાની મુંડી વ્યાજે ધીરતા અને તેના વ્યાજમાંથી તથા દાણો આવતો તેમાંથી તેમનો શાંતિથી નિર્વાહ ચાલતો. ગોલવાડની છેલ્લી આગ પછી મ્યુનીસીપાલીટીએ રસ્તો પહોળો કરવાને માટે ગોલવાડ ત્યાંથી ખસેડી ત્યારથી આ વ્યાજુકો ધંધો બંધ થયો છે. પૂર્વે આ ન્યાતની મીલકત ૧૧ કરોડ રૂપૈયાની અંકાતી અને નીચે જણાવેલા કુટુંબો ધનાઢયમાં ખપતાં (૧). દયાળ માળવી ૧૨ લાખ, (૨) હરીભાઇ ઝવેરી ૧૨ લાખ, (૩) નાગરડાધુ ૮ લાખ, (૪) નથુમીર ૮ લાખ, (૫) ખુશાલ દેશાઈ વાર્ષીક આવક રૂા. ૧૭ હજારની, (૬) માનકોરમા ૨ લાખ, (૭) લાલભાઇ લીમડી ૨ લાખ, (૮) નારણ ટેકરીવાળા ૫ લાખ, (૯) રામદાશ મામા ૭ લાખ, (૧૦) શંભુદાસ ગોવનદાસ ૨ લાખ, (૧૧) પરભુદાસ વકીલવાળ ૧ લાખ, (૧૨) ખુશાલદાશ મોદી ૧ લાખ, વિગેરે. શેઠ જેકીસનદાશ ત્રીજ-ભુખણદાસ તરફથી આ ન્યાતનું સ. ૧૯૧૬ ની આખેરી સુધીનું વસ્તી પત્રક તૈયાર કરવામાં આવ્યું છે તેમાં જે ન્યાતની ચાલુ આર્થિક સ્થિતિ અડસટી છે, તે વસ્તી પત્રકનો ઉતારો પૂરવણીમાં આપવામાં આવ્યો છે તે વાંચેથી માલમ પડશે.

**વિદ્યાર્થી સંમેલન:**—વિદ્યાર્થી જીવનને પોષણ મળે અને ભવિષ્યમાં તેમને લાભ થાય એવા સંસારિક, ધાર્મિક, નૈતિક તથા કેળવણીને લગતા વિષયો ઉપર ચર્ચા તથા વાદ-વિવાદ ચલાવી પોતાના જ્ઞાનમાં વધારો કરવા, વકતૃત્વ શક્તિ વધારવા તથા ભવિષ્યમાં જાહેર પ્રજા તથા સમાજની સેવા કરવા ઘટતી શક્તિ આવે તેનું જ્ઞાન તથા શિક્ષણ મેળવવા યુવાન વર્ગ તરફથી વખતો વખત વિદ્યાર્થી સંમેલન ઉભું કરવામાં આવે છે પરંતુ તેમને વડીલો તરફથી ઘટતી આર્થિક સહાય તથા દોરવણી કરવામાં આવતી નથી એ ખેદજનક છે. આવી સહાય વગર આ સંમેલનનું કાર્ય વખતો વખત મંદું પડ છે અને તેને સજીવન કરતાં પુશ્કળ શ્રમ પડે છે. સુરતની અંદર હવે આર્ટ્સ કોલેજ થઇ છે એટલે બાહોશ અને વિદ્યાવિલાસી યુવકો વધુ સંખ્યામાં સુરતમાં રહેતા થશે તેથી સંમેલન માટે સારા કાર્યકર્તાઓ તથા ઉમંગી સભાસદો મળવાને અડચણ પડશે નહિ. વડીલ વર્ગ સંમેલન તરફ પોતાનો ધર્મ બજાવતા રહેશે તો ભવિષ્યમાં તે ન્યાતિ લાભના ઉત્તમ કાર્યો બજાવી શકશે. શારીરિક કેળવણી માટે કસરત તથા રમતગમતનાં સાધનોનો સારો ભંડાર તેને હસ્તક સોંપવો એવી અમારી વધુ ભલામણ છે.

**દમણ:**—પશ્ચિમ હિંદના જાણીતા બંદરોમાં દમણનું બંદર પણ પ્રખ્યાત છે. અરબી સમુદ્રનો નાનો ફાંટો ખાડી રૂપે અંદર ફંટાઇ સમુદ્રના અચોક્કસ તોફાન તથા જોખમમાંથી વહાણોને નિર્ભય રાખે એવું ઇશ્વરદત્ત દમણનું વિશાળ અને સુંદર બંદર છે. સમુદ્રની

ખાડી દમણને બે વીભાગમાં વેહેંચી નાખે છે. ઉપલા ભાગને મોહોટી દમણ કહે છે અને આગળના પારને નાહાની દમણ કહે છે. દમણ બંદર પૂર્વે નગર હવેલીના કોળી રાજાને તાબે હતું. પોર્ચુગીઝ પ્રજાના કુશળ નાવિકોએ બંદરની ખરી કીંમત આંકી અને ત્યાં પોતાનું થાણું કર્યું. મોટી દમણમાં જબરદસ્ત મોહોટો કીલ્લો બંધાવ્યો અને તેમાં સુંદર મેહેલો તથા મકાનો અમલદાર વર્ગ તથા ફીરંગી પ્રજાના રહેઠાણ માટે બંધાવ્યાં તથા પાણી વિગેરેની સુંદર સગવડ કરી છે. સામે પાર નાનો કીલ્લો બાંધી ખાડી ઉપર પોતાનો કબજો મજબુત કર્યો છે. દમણની જાહોજલાલી ફીરંગી રાજ્યના અમલથી શરૂ થઇ અને અફીણ વીગેરે કેટલાએક માલ ઉપર અંગ્રેજી સરહદમાં મોટી જકાત નાખવામાં આવી ત્યારે વેપારીઓ મોટી સંખ્યામાં દમણમાં આવી બહોળો વેપાર કરવા લાગ્યા. પાછળથી ફીરંગી રાજ્યની પડતી થઇ, તેનાં વહાણો ફરતાં બંધ થયાં અને વેપાર નષ્ટ થયો. દમણ તાબેનાં જુદા જુદા ગામો ઘણાં ફળદ્રુપ છે પરંતુ કમનસીબે એક જગ્યામાં નથી અને વચમાં અંગ્રેજી સરહદ આવી જાય છે અને તેનાં નાકાં ઉપર સખત જાપતો તથા મોટી જકાત રાખવામાં આવ્યાં છે એટલે દમણ રાજ્યનાં ગામોમાં અરસપરસ અવરજવર તથા વેપાર તદ્દન બંધ થઇ ગયાં છે. છેવટે પ્લેગ–મરકીને લીધે ગામના લોક બહાર છાપરા નાંખી વસતા હતા તે વખતે રાજ્યની ગેરવ્યવસ્થાને લીધે જાનમાલની પૂરતી સંભાળ લેવામાં આવતી નહી અને પ્રજા અસંતુષ્ટ અને બેચેન થઇ હતી તે પ્રસંગનો લાભ લઇ અંગ્રેજ સરકારે દમણ સ્ટેશનની લગોલગ વાપી ગામ વસાવ્યું એટલે ગામનો મોટો ભાગ ત્યાં આવી વસ્યો છે.

વૈશ્નવ તથા જૈન પોરવાડની અસલ વસ્તી આસરે ૪૦૦ વર્ષ ઉપર નાની દમણમાં પહેલાં થઇ અને તેની પાછળ શ્રીમાળી ગોરોનાં કેટલાંએક કુટુંબ આવી વસ્યાં. આ ન્યાતના પોરવાડો વેપાર તથા નાણાવટીનો ધંધો કરતા હતા અને નાની દમણના બજારની આજુ બાજુના બંગલામાં રહેતા હતા. બે એક કુટુંબ ગામને નાકે માલ લઇ પોઠો આવતી હતી તેની દલાલી તથા આડતનો ધંધો કરતા હતા અને ગામને નાકે ખારી વાડીમાં ઘર માંડી રહ્યા હતા. મોટી દમણના કીલ્લા પછવાડે પહેલા ખેતીકારો રહેતા હતા. તેને નાણા ધીરવાનો મુખ્ય ધંધો આ ન્યાતનાં કુટુંબોને હસ્તક હતો અને તેમાં સારી પેદાશ હતી. મોટી દમણમાં ચૌટામાં તથા ભીંતવાડીમાં આ ન્યાતની સુંદર હવેલીઓ હતી.

પહેલવહેલા પંચની શેઠાઇ નાની દમણવાળાં કુટુંબમાં હતી. નાની દમણમાંજ માહાલક્ષ્મીનું મંદિર સ્થાપવામાં આવ્યું હતું અને ભાદરવા વદ ૮ ને દીવસે ઉજાણી થતી અને ઉજાણી કરનાર આસામી હવન કરવા બેસતો. તે ઉપરાંત બીજી પણ એક ઉજાણી ઉઘરાણું કરી કરવામાં આવતી. કાળે કરીને મોટી દમણવાળા કુટુંબો વધારે સમૃદ્ધિવાળા થયા અને ત્યાં વસ્તી વધવા માંડી એટલે પંચ ત્યાં મળવા લાગ્યું અને ત્યાંના એક કુટુંબને શેઠાઇ અપાઇ. બે શેઠના કુટુંબોની હરીફાઇને લીધે કેટલોએક વખત ન્યાતમાં કલેશ રહેલો. અંતે મોટી દમણવાળાં કુટુંબને મહાજન શેઠની પદવિ મળવાથી પંચની શેઠાઇ તેમને ત્યાંજ કાયમ થઇ. પાછળથી પંચના ચોપડા તેમને હસ્તક રહ્યા પરંતુ પંચના વાસણો બીજા કુટુંબને સાચવવા માટે આપવામાં આવ્યા હતા તથા પંચનાં નાણાં જુદાં જુદાં કુટુંબોમાં વ્યાજે વેહેંચી આપવામાં આવ્યાં હતાં;

પ્રતિવર્ષે તેનું જે વ્યાજ આવે તેમાંથી અને ખૂટતા-પડતાં ઉઘરાણું કરી ઉત્સવો કરવામાં આવતા હતા. દમણ બંદરની અને તેની સાથે તેની પ્રજાની પાયમાલી થતાં આ રૂપીઆ મોહોટે ભાગે ડુબી ગયા છે.

કેટલાંએક કુટુંબો સુરતથી અને કેટલાંએક કુટુંબો ખંભાત વિગેરે સ્થળેથી દમણમાં વસ્યા હતા અને લાંબો વખત સુધી તેમને સુરત પંચનાં કુટુંબો સાથે કન્યા આપ લે કરવાનો વ્હેવાર હતો. પાછળથી સુરત પંચના અધિકારીઓએ પર ચોરામાં કન્યા આપવા ઉપર ધીમે ધીમે અટકાવ નાંખવા માંડયો અને સં. ૧૯૨૮ માં પર ચોરામાં મુદલ કન્યા આપવી નહી એવો ઠરાવ થયો તેથી દમણના વતનીઓ જેઓનો લગ્ન વ્યવહાર મોટે ભાગે સુરત સાથે હતો તેઓ અડચણમાં આવી પડયા. અંતે કેટલાંએક કુટુંબોએ નાણાંની મોટી રકમો આપી સુરતની પંચમાં પોતાના નામ દાખલ કરાવ્યાં. બાકીનાઓ કાઠીઆવાડ તથા ખંભાતના ચોરામાં દાખલ થયા અને દમણનું પંચ છિન્નભિન્ન થઇ ગયું. મુંબઇ વસ્યા પછી દમણથી લગભગ આ ન્યાતના બધાંજ કુટુંબ મુંબઇ આવી વસ્યા છે. એકાદ બે કુટુંબ સુરત ગયાં અને હાલમાં દમણની બાજુનાં પરામાં એક કુટુંબ વસે છે જેનો સુરતની પંચ સાથે કાંઇ વ્યવહાર નથી તેને બાદ કરીએ તો આ ન્યાતની હવે દમણમાં મુદલ વસતી રહી નથી. દમણ પંચનાં વાસણો શેઠ લલુભાઇ નરશીદાશ કાપડીઆ પાસે તેમનાં દમણનાં મકાનમાં છે અને તેનો કાંઇ ઉપયોગ થતો નથી તેને બદલે એ પંચના વસતા સરવે ભાઇઓ એકત્ર મળી તેમને એ વાસણો મુંબઇ પંચને ભેટ આપવા અધિકાર આપે એવી અમારી નમ્ર સૂચના છે.

## મુંબઇનું સુરતી દશા પોરવાડ પંચ.

**મુંબઇમાં પોરવાડ કયારે આવ્યા, કયાં વસ્યા વિગેરે.**—મુંબઇમાં આ ન્યાતનું પહેલું કુટુંબ કોણ અને કયારે આવ્યું તેની નોંધ મળતી નથી. આ ટાપુમાં અંગ્રેજી રાજ્ય સ્થપાયું તે પહેલાં તેમાં વસ્તી માત્ર માછીમારની હતી અને ફીરંગીઓની પૂર્વે ધારાપૂરી અને તેની આજુબાજુના પ્રદેશના રાજાની તેના ઉપર હકુમત હતી. તે વખતે આ શહેર સાત ટાપૂમાં વેહેચાયલો હતો. અને પ્રાચીન નિશાની ખાસ કોઇ સ્થળ હેયાત હોય તો પાયધુનીનું નાકું તથા ચોપાટી આગળથી રીજ રોડ ઉપર જવાનો સીડી રોડ જેની બાજુમાં હવે ડુંગર ઉપર ઢળતો સુંદર બગીચો બનાવવામાં આવ્યો છે, તે અને તેના નીચલા ભાગ ઉપર આવેલું મારૂતીનું દેવળ તથા મથાળે આવેલું દહેરૂં જેનું જુનું મકાન ફેરવી હવે રોનકદાર મકાન બાંધવામાં આવ્યું છે તે આજે પણ ઓળખી શકાય છે. વખતના વહેવા સાથે અને વસ્તી વધતાં સરકાર, મ્યુનીસીપાલીટી તથા ખાનગી સાહસથી ખાસ કરીને શેર મેનીઆ વખતે ઉભી થયેલી કંપનીઓના પ્રયાસથી આ સાત ટાપૂઓ એકત્ર થઇ નવા રસ્તા તથા બંદરો તથા મકાનો બંધાઇ આ શહેરમાં ઓહોળો સુધારો વધારો થયો છે. તેમાં પ્લેગ પછી સ્થપાએલા ઇમપ્રૂવમેંટ ટ્રસ્ટે ગરીબ રહેવાશીને ભોગે શહેરની શોભામાં મોટો વધારો કર્યો છે. (જુઓ એડવર્ડ્સ તથા એનથોવનનો મુંબઇ ટાપૂનો ઇતીહાસ.) શિવાજી અને ત્યાર પછીના મરાઠાઓએ લૂંટફાટ કરી સુરત શહેરની પાયમાલી કરી અને મુંબઇના ઉજ્જડ પણ સુંદર બંદર ધરાવનાર ટાપૂઓ અંગ્રેજ રાજ્યને દાયજામાં મળેલા તેમાં પોતાની કોઠી ઇસ્ટ ઇંડીઆ કંપની લઇ ગઇ ત્યારથી મુંબઇ શહેરની

પ્રખ્યાતિ, પ્રગતિ તથા સમૃદ્ધિનો પાયો નંખાયો. મુંબઇમાં ગુજરાતી ઉચ્ચ વર્ણની વસ્તીમાં વેપાર અર્થે શરૂઆતમાં સાહસિક કાઠીયાવાડી તથા કચ્છી પ્રજા આવી, ખંભાત, ભરૂચ, સુરત, રાંદેર, દહેણું, સચીન, તારાપોર તથા વસઇના બંદરોમાંથી પણ વેપારી વર્ગ ખેંચાઇ વસવા લાગ્યો. સઘળા વ્યાપારીઓ પ્રથમ કોટમાં બઝારગેટવાળા મોહોલ્લામાં તથા આસપાસ વસતા હતા. સને ૧૮૩૧ ની કોટની આગ પછી કીલ્લા–કોટ બહાર શેહેરમાં હિંદુ લોકની વસ્તી થવા લાગી હતી અને લુહારચાલી, માંડવી વિગેરે વિભાગોમાં વસ્તી વીખરાઇ. વસ્તી વધતા સાધનવાળી તથા શરીર સુખાકારીની કાળજી રાખનારી પ્રજા વધીને હાલ જ્યાં અબ્દુલ રહેમાન સ્ટ્રીટ આવેલી છે અને જે તે વખતે તે ભાગનું નાકું ગણાતું હતું ત્યાં રહેવા આવી. ત્યાં વૈશ્નવ જૈન વિગેરેનાં અસલ મંદીરો હતાં. કોટમાં બઝરગેટ, ફીયર રોડ વીગેરે સ્થળે પણ ગુજરાતીની વસ્તી હતી પરંતુ ત્યાં કોટની આગ પછી આ ન્યાતના આસામીઓ વસેલા જણાતા નથી. પાયધુની આગળનો રસ્તો બંધાઇ ભુલેશ્વરનો મોહોલ્લો ખીલ્યો અને ત્યાં આગળ દેવસ્થાનો તથા સરઅવસર કારણ માટે કામે લાગે તેવી વાડીઓ સારી સંખ્યામાં બંધાવાથી એ લત્તો ઉંચ વર્ણની ગુજરાતી વસ્તીનું કેંદ્ર થઇ પડયું છે અને એ લત્તા-માંજ આ ન્યાતની મુખ્ય ભાગે વસ્તી છે. છેલ્લા પંદર વર્ષમાં તેમની વસ્તીનો ફેલાવો શહેરના બીજા ભાગો ગીરગામ, કાંદાવાડી, બાણુલનાથ વિગેરે તથા પરાંઓમાં દાદર, સાંતાક્રુઝ, વિલેપારલા, કાંદિવલી તથા માલાડ વિગેરે સુધી થયો છે અને મુંબઇની પંચની સત્તામાં શહેરના રહેવાશીઓની સાથે પરાંના રહેવાશીઓ પણ આવી જાય છે.

**મુંબઇનું અસલનું પંચ અને તેમાં થએલા વિભાગો**–અસલ વસ્તી ટૂંકી હોવાથી આ ન્યાતનું જુદું પંચ નહોતું પરંતુ એક બીજામાં ઓળખાણ પીછાન વધે અને સુખે દુઃખે પ્રદેશમાં સહાય મળે એ હેતુથી અને ખાસ કરીને શ્રીમાળીગોરો સામાન્ય ગોર હોવાથી પોરવાડનાં જુદાં જુદાં ટોળાં વખતો વખત એકઠાં મળતાં અને પોતપોતામાં ઉઘરાણું કરી વાર તહેવારે ઉજાણી કરતાં તે વખતે એક બીજાનાં સમાગમમાં આવતાં. મોટે ભાગે પોતાને ત્યાં આવતા સરઅવસરના પ્રસંગો લગ્ન, સીમંત કે મરણ પછવાડેનો ખર્ચ પોતપોતાને વતન સગાસ્નેહીઓમાં જઇ કરતા. પોરવાડનાં જુદાં જુદાં ટોળામાં રોટી વ્હેવાર હોવા છતાં કન્યા વ્હેવાર ઓછો હતો. તે વખતે રેલગાડી કે સ્ટીમરનું સાધન નહોતું, વહાણ કે પગ રસ્તે મુસાફરી કરવામાં આવતી અને પરદેશ મુસાફરી ઘણી વિકટ તથા સાહસની ધારવામાં આવતી. તેવા પ્રસંગે સગાસ્નેહીને મુંબઇમાં તેડવા પરવડે નહીં પણ પોતેજ વતન જઇ દરેક લગ્નાદિ વ્હેવાર મોહોટે ભાગે કરતા. છતાં લગભગ પોણોસો વર્ષ ઉપર આ ન્યાતમાં મુંબઇની અંદર લગ્ન ખર્ચ થયાના દાખલા છે. જો આ જુદાં જુદાં પોરવાડનાં ટોળાંમાં લગ્ન વ્હેવાર વધુ છૂટથી કરવામાં આવતો હોત તો એ ટોળાંઓ હાલ છિન્નભિન્ન થઇ નાની નાની ન્યાતો થઇ પડી છે તેમ થતે નહિ. પૂર્વે દશા પોરવાડનાં જુદાં જુદાં ટોળાંમાં કન્યા આપ લે કરવાનો વ્હેવાર હતો અને એવી રીતે પરચોરામાં કન્યા આપનારના કુટુંબો આજે પણ આ પંચમાં છે. પરંતુ પાછળથી સં. ૧૯૨૮ માં સુરતની સુરતી દશા પોરવાડ ન્યાતનાં પંચે પરચોરામાં કન્યા ન આપવાનો ઠરાવ કર્યો અને બીજા પંચોએ પણ ત્યાર પછી તેવાજ ઠરાવો કરી આવા નાના કકડા અથવા નાની ન્યાતો થવાનું સુલભ કરી આપ્યું છે. પૂર્વે આ પંચના આસામીઓ ભરૂચ, જંબુસર, નંદરબાર, દહેણું, ઔરંગાબાદ, કાશી વીગેરે સ્થળેથી કન્યા લાવતા હતા. તેમાં

હવે વિઘ્નો પડતા જાય છે અને તે સ્થળની કન્યા લાવનારને તે સ્થળના પંચોમાં મોટા દંડ અથવા મોટી સંખ્યાના જમણુ તથા લાહાણા આપવા પડે છે અને કન્યા લાવવી મોંઘી પડે છે.

ઉપર જણાવ્યું તેમ સ્થળ સ્થળના પક્ષની લાગણી ઉત્પન્ન થવા પછી પંચના કારભારની અને પંચમાં કોણ મોટું અને કોનું વધારે ચાલે એ તકરાર ઘુસી. એટલામાં સુરતી પક્ષ બીજા લોકોને ત્યાં જમવા જાય પણ પોતાને ત્યાં આવતાં કાર્ય દર વખતે સુરત જઇ કરે તે બાબત જાહેરમાં મેહેણું થયું અને ખંભાતી અને સુરતી પક્ષ વચ્ચે કલેશ ઉત્પન્ન થયો. પરિણામે ખંભાતી પક્ષ–પટણી તથા અમદાવાદી પોરવાડોને લઈ જુદો થયો. અને બીજી બાજુએ વીશા પોરવાડ તથા દશા પોરવાડના સુરતી, દમણી, ભરૂચી, જંબુસરી, દહેણુંવાળા, નંદરબારી, બરાનપુરી વીગેરે પક્ષો એકત્ર રહ્યા. સં. ૧૯૨૭ માં વીશા પોરવાડનો સુરતના મહાજનમાંથી બહિષ્કાર થતા તેમને મુંબઇના પંચમાંથી પણ છુટા કરવામાં આવ્યા અને બાકીના પક્ષો અદ્યાપિ એકત્ર રહ્યા છે, પરંતુ તેમાં મોહોટે ભાગે વસતી સુરતી પક્ષની અથવા સુરતના ચોરામાં દાખલ થએલા અન્ય સ્થળના પોરવાડોની હોવાથી આ પંચે મુંબઇની સુરતી દસા પોરવાડ ન્યાતનું નામ ધારણ કર્યું છે. ખંભાતી પોરવાડો છુટા થયા પછી લાંબો વખત સુધી તેમનામાં સંપ જળવાઇ રહ્યો પરંતુ થોડા વર્ષ પૂર્વે એજ અધિકારની તકરાર અને મોટમનાં ફાંફાંમાં તેમાં કુસંપ પેદા થઇ અમદાવાદી તથા પટણી ટોળાઓ છુટા પડી દરેકે નવું પંચ કર્યું છે. ચીંચણ તારાપોરવાળા પોરવાડોનો સંબંધ કાઠીઆવાડ સાથે હોવાથી એ લોકોનું ટોળું અસલથી જુદું અને ઘોઘારી પોરવાડોની સાથે રહ્યું છે.

**મુંબઇનું સુરતી દશા પોરવાડ પંચ:**—કાળે કરીને વસતી વધતી ગઇ તથા પોરવાડના જુદાં જુદાં ટોળાં કન્યા વ્હેવારના ચોરા પ્રમાણે છુટાં પડતાં ગયાં ત્યાર પછી આ પંચમાં મોટે ભાગે સુરતી પક્ષના પોરવાડો અથવા એ ચોરામાં દાખલ થએલા દમણ, ભરૂચ, જંબુસર તથા દહેણુ વીગેરે સ્થળના પોરવાડો હોવાથી આ પંચે સુરતી દસા પોરવાડ ન્યાત અથવા પંચ એ નામ ધારણ કર્યું જો કે તેમાં સુરતી નહી એવા બીજા ચોરાના પોરવાડો અસલથી તે હાલ સુધી છે. આ પ્રમાણે પંચ થયા પછી સુરતના પંચ સાથે તેઓ ધાડો સંબંધ રાખવા લાગ્યા અને મુંબઇ પંચના અંગભૂતો મોટે ભાગે સુરત પંચના પણ અંગભૂતો હોવાથી વરવ્હેવાર, સાશન વિગેરે બાબદમાં પત્રવ્હેવાર ચલાવી અરસપરસ મોભો સાચવી વ્યવહાર ચલાવવા લાગ્યા. મુંબઇ પંચના ચોપડા સં. ૧૯૪૨ ના સાલથી મળે છે, તે અગાઉના ચોપડા પંચના દફતરમાં નથી, એટલે તેની આગળની તપસીલ બારીકાઇથી આપવી અશક્ય છે; છતાં તેનાં ઘણા વર્ષો પૂર્વે મુંબઇનું પંચ હૈયાતીમાં હતું. પંચ પાસે ઉજાણીઓ માટે રોકડ ફંડ સંવત ૧૯૭૩ માં પ્રથમ થયું એટલે તે વખતે ન્યાતનાં ફંડનું વ્યવસ્થા પત્ર—લખાણ જેને પાછળથી ટ્રસ્ટડીડ દાખલ જણાવવામાં આવ્યું છે તે કરવામાં આવ્યું હતું અને તેને અનુસરી પંચના શેઠ ઉપરાંત ટ્રસ્ટીઓ નીમી ન્યાતની પૂંજીનો તથા પંચનો વહીવટ કરવામાં આવતો હતો. પરિશીષ્ટમાં આપેલી યાદી ઉપરથી માલમ પડશે કે ત્યાર બાદ પંચના વહીવટના નિયમો તૈયાર કરવા વારંવાર કમીટીઓ નીમવામાં આવતી પરંતુ સં. ૧૯૬૭ સુધી તેવી કોઇ કમીટીએ નિયમોનો ખરડો તૈયાર કર્યો હોય એમ જણાતું નથી. સં. ૧૯૬૭ માં આવા નિયમો તૈયાર કરી છપાવી ન્યાતીબંધુઓમાં વહેંચવામાં આવ્યા.

છે અને પંચનો વહીવટ સાધારણ રીતે એ નિયમોને અનુસરીને ચાલે છે. સં. ૧૯૩૩ ના સાલનું ટ્રસ્ટડીડ પંચના દફતરમાં મળતું નથી. સુરતી દશા પોરવાડનું જુદું પંચ થયા પછી મુંબઇમાં સૌથી જુના રહેવાશી દાખલ શેઠ ગંગાદાસ શીવલાલ અને તેમની હૈયાતી બાદ તેમના પુત્ર શેઠ માણેકલાલને પંચના શેઠ નીમવામાં આવ્યા હતા. શેઠ માણેકલાલ ગુજર્યા તે વખતે તેમના પૂત્ર શેઠ રણછોડદાસ પુખ્ત ઉમરના ન હોવાથી અને ત્યાર પછી લોક વિચારમાં ફેરફાર થવાથી પંચની શેઠાઇ કહાડી નાંખવામાં આવી છે અને તેને બદલે ટ્રસ્ટીઓમાંથી એકને પ્રમુખ નીમી શેઠના અધિકારો તેમને સોંપવામાં આવ્યા છે. શેઠના અધિકારમાં પંચ એકઠું કરવાનાં, તેની સભાના પ્રમુખ-સ્થાને બેસી તેની વ્યવસ્થા સાચવવાનાં, ન્યાતના દફતર, વાસણકુસણ વીગેરે ન્યાતની અસક્યામત પોતાની પાસે રાખવાનાં વિગેરે કાર્યો સમાઇ જાય છે. પંચના શેઠને તેમની અરજ ઉપરથી અથવા ન્યાત શીરસ્તા વિરૂદ્ધ વર્તન કરવા માટે તેમના ઓદ્દા ઉપરથી ખસેડવાનો અધિકાર પંચે રાખ્યો હતો અને ત અધિકારનો વખતો વખત અમલ કર્યાનો અને શેઠને પંચની શેઠાઇ ઉપરથી ખસેડવાના ઠરાવો મલી આવે છે તેમજ પાછળથી પંચનાં નાણાંનો વહીવટ શેઠને એખલાને ન સોંપતા તેમની સાથે ટ્રસ્ટીઓ નીમી તેમના સત્તા તથા અધિકાર ઉપર ઓહોટો કાબુ મુકવામાં આવ્યો હતો.

**ન્યાતગોર:**—ન્યાતગોર શ્રીમાળી બ્રાહ્મણના સુરતી ચોરામાંથી નીમવામાં આવે છે. ગોરપદું અત્યાર સુધી સાધારણ રીતે સાઠેક વર્ષ થયાં એક કુટુંબમાં ચાલ્યું આવે છે, પરંતુ વંશ-પરંપરાના હક ન સ્વીકારતાં પોતાની પસંદગી ઉપર અને તેને કારણ વશાત ખસેડવાનો દરેક હક પોતે રાખી પંચ ગોર નીમે છે. આ ગોરને અસલ વખતમાં મેહેનત બદલે કાંઇ પગાર આપવામાં આવતો નહી પરંતુ ન્યાતમાં ફરી પંચભાગ લેવાનું, લગ્ન, સીમંત તથા મરણક્રીયા વખતે અમુક લાગા (ડાપા) તથા પંચો તથા જમણવારોનાં નોત્રા દેવા માટે અમુક રકમ આપવાનું નક્કી કરી તેનાં ગુજરાનનું સાધન કરી આપ્યું હતું. બાહોશ અને મહેનતુ ગોરો ન્યાતમાં મોટો મોભો તથા લાગવગ ધરાવતા. કંઇકના ઘર મંડાવતા અને કંઇકના ઘર ઉપડાવતા. એ ગોરોની વિરૂદ્ધતા ખેંચી લેવા કોઇ હીંમત કરતું નહી અને જમણવારમાં વ્યવસ્થા રાખવામાં એમનો ઘણો કરપ રહેતો તેમજ સર અવસરે ન્યાતગોરો મોટી રકમની દક્ષિણાઓ મેળવતા. પંચનાં કામમાં ન્યાત શેઠના તેઓ મંત્રિ જેવા હતા. પંચ તથા જમણના નોત્રા ન્યાતગોર મારફતે દેવાતા. ન્યાતગોરની ગેરહાજરીમાં લગ્ન વીગેરેની ક્રિયાઓ આગળ ચાલી શકતી નહી. ઘેરે ઘેર જનાર આ ગોર ન્યાતની રૂઢી વિરૂદ્ધ વર્તન કરનારની ખબર ન્યાતના શેઠને આપી તેનો પંચમાં ઇન્સાફ કરાવતો. કમનશીબે ન્યાતગોરનો મોભો અસલના જેવો રહ્યો નથી. તેની આજીવિકાનાં સાધન હાલની મોંઘવારીમાં પૂરતા ન જણાયાથી તેમને પંચના ફંડમાંથી વાર્ષિક લવાજમ બાંધી આપવામાં આવ્યું છે. એકાદ ટ્રસ્ટીને પ્રમુખ તથા બીજા કોઇ ટ્રસ્ટીને મંત્રી નીમવાથી પણ ગોરના કામમાં તથા પદવિમાં ઘટાડો થયો છે. સુરતી શ્રીમાળી બ્રાહ્મણોની ન્યાતમાં ગોરપદા તરફ ધીમે ધીમે અભાવો થતો જાય છે અને બીજા સ્વતંત્ર ધંધા અથવા નોકરી ઉપર તેમનું લક્ષ ખેંચાયું છે. જે ન્યાતમાંથી ગોર કરવાના હોય તેમની ધાર્મિક તથા નૈતિક કેલવણી તરફ આ ન્યાતે લક્ષ આપવું જોઇએ અને તેને માટે ઘટતી સહાય કરવી જોઇએ. તેવું કાંઇ થતું નથી એ

દિલગીરીની વાત છે. સ્વભાવિક રીતે અભણ અને અણુઘડ ગોર તરફ નવીન વિચાર અને કેલવણીવાળાનાં શ્રદ્ધા તથા માન ઘટતાં જાય છે.

**પંચનું કામકાજ:**—સાધારણ રીતે ઓચ્છવો વેહેંચવા, ન્યાતની પૂંજીના વખતો વખત ટ્રસ્ટીએ નીમવા, ટ્રસ્ટીએ તરફથી ન્યાતના ફંડને લગતી જે મંજુરી માંગવામાં આવે તે ઉપર વિચાર કરવા, ન્યાતની રૂઢી વિરૂદ્ધ વર્તન કરનારને શાસન કરવા તથા ન્યાતિ-લાના સાંસારિક ઝગડામાં વચ્ચે પડવા પક્ષકારમાંથી કોઇ અરજ ગુજારે તો તેનો શાક્ષી પૂરાવો લઇ તથા બંને પક્ષની હકીકત સાંભળી નીવેડો કરવાનું એ પંચનું મુખ્ય કામકાજ છે એમ ન્યાતના મુખ્ય ઠરાવોની યાદી પરિશિષ્ટમાં આપેલી છે તે ઉપરથી પ્રત્યક્ષ થશે. સાંસારિક ઝગડામાં ન્યાતનું કામ મોટે ભાગે ફોજદારી કોર્ટ જેવું રહેતું. રૂઢી વિરૂદ્ધ ગુન્હો થતો અટકાવવાના કાંઇ પણ પગલાં લેવાતાં નહી. તેમજ સબળ કારણોસર ચાલતી આવેલી રૂઢી બાજુ મૂકવા અથવા નવી રૂઢી દાખલ કરવાની રજા પંચ તરફથી પહેલેથી ભાગ્યેજ આપવામાં આવતી. ચોક્સ ચાલુ રૂઢી વિરૂદ્ધ કોઇ વર્ત્યું હોય તો તે રૂઢીનું પાલન કરવા ખાતર તેવા આસામીને શાસન કેમ કરવું એજ ચિંતા ન્યાતનું પંચ રાખતું. મોટે ભાગે ન્યાત બહાર અને પાછળથી નાની મોટી રોકડ રકમ દંડ તરીકે લઇ અથવા પ્રાયશ્ચિત વિગેરે શુદ્ધિ કરાવી ન્યાતમાં તેને પાછો દાખલ કરવો એજ શાસનની સત્તા પંચ પાસે છે. વારંવાર ન્યાત બહારનું શાસન નાના કે મોટા ગુન્હાને માટે ઢંગધડા વગર થવા લાગ્યું તેથી તેનાં જે અસલ નૈતિક તથા સાંસારિક અસર તથા ભય રહેતાં તે હવે જતાં રહ્યાં છે અને ન્યાત બહાર થવું એ સુધરેલાની નિશાની અને નૈતિક ધૈર્યની અચૂક સાબીતી દાખલ ગણવામાં આવે છે. ન્યાતના પંચમાં ઇન્સાફ કરવાની તથા શાસન કરવાની પદ્ધતિમાં ફેરફાર થવાની જરૂર છે.

ન્યાતના લાભના, ન્યાતિલાઓની ઉન્નતિના તથા ન્યાતનાં દુઃખ નિવારણનાં કાર્યો હાથ ધરવા તરફ પંચને અભાવ હતો અને આ કાર્યો પંચની બાહાર પરોપકારી વ્યક્તિઓએ ખાનગી રીતે કરી લેવાં જોઇએ એમ સમજવામાં આવતું તેથી કરીને પણ ઉછરતી પ્રજામાં પંચનાં કાર્ય તરફ અભાવ અને બડબડાટ રહેતો. કાળે કરીને પંચના વ્યવહારમાં સુધારો થવા માંડયો છે અને ફોજદારી ઇન્સાફ કરવામાંજ પોતાનું સામર્થ્ય વાપરી ન દેતાં ન્યાતોન્નતિનાં કાર્યો તરફ પંચની પ્રવૃત્તિ થઇ છે એ ખુશી થવા જેવું છે. મુંબઇની પંચમાં કેલવણી ફંડનો વહીવટ કરવામાં આવે છે અને એ ફંડમાંથી એક વિદ્યાર્થીને અભ્યાસ માટે ઇંગ્લંડ મોકલવા માટે સ્કોલરશીપ સુદ્ધાં આપવામાં આવી છે. ન્યાતની વાડી મોરારબાગમાં પુસ્ત-કાલય રાખવામાં આવ્યું છે તેમજ બહારગામના તથા મુંબઇના વિદ્યાર્થીઓને એકાંતમાં અભ્યાસ કરવાની દરેક સગવડ કરી આપવામાં આવી છે. માંદાઓની માવજત માટે સામાન્ય ઉપયોગી સરસામાન રાખવામાં આવ્યો છે તેમજ ધાર્મિક તેમજ સંસ્કૃત કેલવણીનો ફેલાવો કરવા માટેનાં ફંડોનો પણ ન્યાત હાલ વહીવટ કરે છે. નજદીકના ભવિષ્યમાં ન્યાતોન્નતિનાં શું કાર્યો પંચે કરવાનાં છે તે ઉપર હવે પછી વિવેચન કરીશુ.

**ન્યાતની ઉજાણીઓ, તેના લાભ તથા ગેરલાભ:**—આગળ જણાવ્યું તેમ ઉજાણી-ઓને લીધેજ મુંબઇમાં વસતા પોરવાડો એક બીજાના સમાગમમાં આવતા અને ઉજાણીને લીધેજ મુંબઇમાં પંચો સ્થપાયાં. કેટલાંએક ટોળાં જુદાં પડયાં પછી પણ ઉજાણીઓ કાયમ

રહી. જાથુકના ફંડની ગેરહાજરીમાં ઓરડી દીઠ નાનું સરખું ઉઘરાણું કરવામાં આવતું અને ઉછામણી કરી જે હોંસીલો આસામી ઓછી રકમે ઉજાણી કરવાનું માથે લે તેને ઉજાણી આપવામાં આવતી. ઉજાણીઓમાં ગરીબ વર્ગ બચી જતો અને હોંસથી લીધેલી ઉજાણી મોટા આનંદ તથા ધામધુમથી કરવામાં આવતી. શરૂઆતમાં હોળીની ઉજાણીઓ-માંથી પ્રથમની ત્રણુમાં માત્ર મરદ તથા બાળકોને નોત્રાં થતા. સ્ત્રીઓ ઘેર રહેતી. આવી માત્ર મરદની હોળીની એક ઉજાણી માટે સ. ૧૯૪૩ સુધી માત્ર રૂ. ૭૫) આપવામાં આવતા તે વખતે મુંબઇની ન્યાતમાં સુમારે ૧૦૯ કુટુંબો હતાં. સ. ૧૯૪૬ થી બધી ઉજાણીઓમાં મરદો તથા સ્ત્રીઓને નોતરવાનો ઠરાવ થયો હતો.

ઉજાણીઓનું પ્રથમ સ્થાઇ ફંડ સ્વ: શેઠ કલ્યાણદાસ નાનાભાઇના વીલની રૂએ મળ્યું. તેમના વીલમાં ફરમાવ્યા પ્રમાણે ચોક્કસ ફરજંદારીની આવકમાંથી માહાલક્ષ્મી માતાની ઉજાણી ભાદરવા વદ ૮ ને દીને કરવામાં આવે છે. ધીમે ધીમે શીવરાત્રીની ઉજાણી સીવાય બાકીની નવ ઉજાણી તથા જમણવારો માટે પંચના કારભારીઓની ઉલટ અને પોરવાડ ભાઇઓ તથા સન્નારીઓની ઉદારતાને લીધે સ્થાઇ ફંડો પંચને મળ્યાં છે અને આવાં જાથુ-કનાં ફંડની મુદ્દલ રકમ રૂ. ૩૧,૧૯૧–૧૫–૬ ની થઇ છે. મોંઘવારીને લીધે શીવરાત્રીની ઉજાણી ચાલુ સાલ સં. ૧૯૭૭ ના સાલથી કહાડી નાંખવામાં આવી છે. ઉજાણીનાં કાયમ ફંડ થતાં ઘર દીઠ ઉઘરાણું કરવાનો ત્રાસ ઓછો થયો, પરંતુ બે કે ત્રણ ઉજાણી શીવાય બાકીની ઉજાણીનાં જાથુકનાં ફંડના રૂપીઆ ઓછા લેવામાં આવેલા હોવાથી આવક ઓછી થાય છે, અને ખરચમાં ખુટની રકમ વધતી જાય છે જે ઉજાણી લેનારને ગીરોથી આપવી પડે છે તેથી કરીને આડકત્રી રીતે ન્યાતિલાઓ ઉપર મોહોટો કર પડે છે. પૂર્વે ઉજાણીઓ ઉછાછણી યાને લીલાઇ બોલાવી હોંસથી ઓછી રકમે લઇ લોકો કરતા હતા. ખર્ચ વધતાં ગયાં અને ઉજાણીની સંખ્યા વધી એટલે આ હોંસ આપોઆપ ઓછી થઇ અને વારા પ્રમાણે ફરજીઆત ઉજાણી દરેક ઘરમાંથી થવી જોઇએ એવી પ્રથા ઉભી થઇ. આ પ્રમાણે ફરજીઆત ઉજાણી થવાથી જે લોકોને ઉજાણી લેવાનું પરવડે એવું નહોતું તેઓ પંચના અધિકારી-ઓને ત્યાં ધક્કા ખાવા લાગ્યા અને તેમને માથે ઉજાણી આવતાં વિલંબ થાય તે માટે લાગવગ લગાડવા માંડયા, અધિકારીઓને આથી એક જાતની સત્તા તથા મોહોટાઇ મળવા લાગી અને તેનો ઉપયોગ કહો કે દુરૂપયોગ બીજા સંસાર વ્યવહારમાં પણ થવા લાગ્યો. આ ત્રાસ ઓછો કરવા ઉજાણીના રૂપીઆ વધારવા માટે વારંવાર પંચમાં માંગણી થવા માંડી પરંતુ તેથી પોતાની સત્તા તથા મોટમ ઓછાં થાય એમ હોવાથી અધિકારીઓએ તેને મચક આપી નહી. અંતે જાહેર પત્રોમાં લેખ આવવા માંડયા એટલે એવા લેખ લખનારનું નામ શોધી કહાડી તેને શાસન કરવાનો પંચમાં તેઓએ ઠરાવ કરાવ્યો અને તે માટે કમીટી નીમી આ કામ માટે ન્યાતિ ફંડમાંથી પૈસા ખરચવા અધિકાર અપાયો. તેથી ડરી ન જતાં સામાવાળાઓએ પોતાની ચળવળ ચાલુ રાખી. ન્યાતના અધિકારીઓએ વળી નાની રકમમાં એક નવી ઉજાણી લેવાની તજવીજ કરી, પંચ ન બોલાવતાં ઉજાણી માટે લોક જમવા બેઠું હતું ત્યાંજ તે વાત જાહેર કરી પંચની મંજુરી માંગી. તે વખતે તેની વિરૂદ્ધ જુવાન પક્ષે મોટો કોલાહોલ મચાવ્યો અને "એવી ઉજાણી લઇ ઘરના હાંલ્લાના ગીરવી મુકવા નથી" એમ ધાંટો પાડી બોલવા લાગ્યા—અધિકારીઓએ પંચની મંજુરી મળી છે

એમ ગણી લીધું, પરંતુ પંચમાં ધુજારો શરૂ થયો અને અંતે લેવા ધારેલી રકમમાં સારો જેવો વધારો થયો ત્યારેજ એ ઉજાણી લેવાનું મંજુર થયું. ત્યાર પછી એ ઉજાણીનાં જાથુકનાં ફંડ લેવામાં આવ્યાં છે પરંતુ તાત્કાળિક તથા ભવિષ્યનો વીચાર રાખી સારી જેવી રકમ રૂ. ૫૦૦૦) અથવા તેથી ઉપર દરેક ઉજાણી માટે લેવામાં આવ્યા છે. ઉજાણીના ખર્ચના રૂપીઆ વધારવા કારભારીઓ સામા થયા એટલે યુવાન પક્ષે જ્યાં સુધી રૂપીઆ વધારી આપવામાં ન આવે ત્યાં સુધી પંચને ખરચે આંકડાથી અધિકારીઓ પોતેજ ઉજાણી કરે એવો ઠરાવ લાવ્યા. અંતે કમીટી નીમાઇ અને તેમની ભલામણથી થોડા થોડા રૂપીઆ વધારવામાં આવ્યા. રૂપૈયા વધારવાની ચળવળ ચાલુજ રહી અને વખતો વખત રૂપીઆ વધારવામાં આવ્યા છે. પૂર્વે જ્યારે સં. ૧૯૪૩ માં સરેરાસ એક ઉજાણી પાછળ રૂ. ૧૦૦)નો થતો ત્યારે હાલમાં સં. ૧૯૭૬ માં અગીઆર ઉજાણી પાછળ ન્યાતના ફંડમાંથી વાર્ષિક ખર્ચ રૂ. ૩૩૬૭)નો થયો હતો અને તે ઉપરાંત પ્રુટની વાર્ષિક રકમ આશરે ૭૦૦) ની થાય છે જ્યારે ઉજાણીની મુદ્દલ કાયમ પુંજી માત્ર રૂ. ૩૧૧૯૧ ની છે. આ બાબતમાં રૂ. ૨૫૦૦) ની રકમ ન્યુ ઓરીએંટલ બેંકીંગ કોરપોરેશનમાં અને રૂપૈયા પાંચ હજારથી વધુ રકમ માહીમના ઘરના મારગેજમાં ડુબી તે હીસાબમાં લઇએ તો ઉજાણીઓને લીધે ન્યાતિ ફંડ તથા ખાનગી આસામીઓ ઉપર કેટલો બોજો પડે છે તેનો કંઇક ખ્યાલ ન્યાતિભાઇઓને આવશે તથા ભવિષ્યમાં પુરતી રકમ લીધા વગર ઉજાણી લેવામાં કેટલો જોખમ રહેલો છે તે પણ ધ્યાનમાં આવશે. ઉજાણીઓનાં જમણમાં ફેરફાર કરવાનું, તેમાં માત્ર પુરૂષોનેજ અથવા સહ કુટુંબને નોત્રાં મુકવાનું, પ્રસંગવશાત ઉજાણીઓ બંધ કરવાનું તેમજ તેનાં જાથુકનાં ફંડની વ્યવસ્થા કરવાનું દરેક કાર્ય પંચે પોતાની મુનસફી ઉપર રાખ્યું છે અને તેના કુલ સ્વતંત્ર માલેક તથા મુખ્તીઆર દાખલ પોતાની મુનસફી ઉપર પંચમાં ઠરાવ કરી આ કાર્ય બીન તકરારે તથા કોઇના પણ વરવાંધા વગર કરે છે. માત્ર સં. ૧૯૭૪ ના સાલથી ઉજાણીનાં કાયમ ફંડો આપી જનાર આસામીઓને ત્યાં ઉજાણીને દીને ઢાંક્યું મોકલવાનો ઠરાવ કર્યો છે.

ઉજાણીના ખર્ચના રૂપીઆ વધારવાની લડતમાં જેમ વર્ષો ગયાં તેમ ઉજાણીના વારા નક્કી કરી તેનું રજીસ્ટર કે ચોપડી તૈયાર કરાવવા માટે પણ મોટો શ્રમ લેવો પડયો હતો. હવે વારા નક્કી થઇ જવાથી પક્ષાપક્ષી કરવાનું કે અધિકારીઓના કાલાવાલા કરવાનું બંધ થયું છે.

**ન્યાતના ટ્રસ્ટીઓ (અધિકારીઓ):**—બીજાં કોઇપણ કાર્ય કરતાં ઉપર જણાવેલા કારણસર ઉજાણી આપવાની બાબદમાં તથા ટ્રસ્ટીઓ–અધિકારીઓ નીમવાની બાબદ ઉપર પંચમાં જોઇએ તે કરતાં વધારે અગત્યતા અપાતી. અને ટ્રસ્ટીઓ દૂર કરવા, નવા કરવા તથા કારભારૂં લેવા આપવા માટે મોટી ખટપટો થતી. કોઇની પણ લાગણી દુખાયા વગર પંચનો ઇતિહાસ લખવો કઠણ છે તેમ સભાની જુબીલીના શુભ પ્રસંગે કોઇનું પણ મન ન દુભાય તે માટે સભા આતુર છે. છતાં જુબીલીનું પુસ્તક છપાય અને તે વખતે હાથમાં રહેલાં સાધનોનો ઉપયોગ ન કરતાં પંચનો ઇતિહાસ તેટલાજ કારણસર ન લખવો એ વાસ્તવિક દીસતું નથી, અને તેથીજ ચોક્કસ મહત્વની બાબતો ઉપરજ વિવેચન કરવાનો વીચાર રાખ્યો છે અને બાકી સાં. ૧૯૪૨ થી ન્યાતના દફતરો મળે

છે તે ઉપરથી મહત્વના ઠરાવોની મીતીવાર યાદી તૈયાર કરી પરિશીષ્ટમાં આપી છે જે ઇતીહાસનો ભાવ રાખનાર સંશોધકને ઉપયોગી થઇ પડશે તેમજ આગલા ઠરાવો ક્યારે અને કેવા પ્રસંગમાં થયા તે બાબત ભવિષ્યની પ્રજાને સંભારણું કરી આપશે. આ યાદીમાં વખતો વખત ઉજાણીઓ વેહેંચવાના તથા નવા ટ્રસ્ટીઓ નીમવાના ઠરાવો, જો કે તે તે પ્રસંગોએ તે મહત્વના ગણાતા અને કોઇ વખત તે બાબદમાં મોટી હોંસાતોંસી તથા રંગ જામતા પરંતુ હવે એ ઠરાવો અગત્યના ન હોવાથી તેને બાદ કરવામાં આવ્યા છે. ટ્રસ્ટીઓના અધિકાર માટે કેવી આતુરતા અને રકઝક રહેતાં તે આ યાદી ઉપરથી માલમ પડશે. બે ટ્રસ્ટીઓને ચોપડા ન્યાતમાં રજુ ન કરવા માટે ન્યાત બહાર મુકવામાં આવ્યા હતા. એક ટ્રસ્ટીને આવાંજ કામ માટે બહિષ્કારની શિક્ષા કરવામાં કેમ ન આવે તે માટે મહિનાના મહીના સુધી તકરારો ચાલી હતી. પંચના શેઠની પાસેથી પણ ચોપડા કહાડી લઇ ટ્રસ્ટીઓને ચોપડા સોંપવામાં આવ્યા હતા. આવી હાલમાં નજીવી જણાતી તકરારોએ તે વખતે પંચમાં મોટો વીખવાદ દાખલ કર્યો હતો.

પોતાની સત્તા જમાવવા માટે પંચના અધિકારીઓએ ઉજાણીના ખર્ચના રૂપીઆ વધારી આપવા તથા વારાની ટીપ નક્કી કરવા જેમ આનાકાની બતાવી હતી તેવાજ હેતુથી પંચનો દરેક ઠરાવ સર્વાનુમતેજ થવો જોઇએ એવો તેમણે મમત લીધો હતો. અધિકારીઓ કોઇ ઠરાવની વિરૂદ્ધ પડે તો તે સર્વાનુમતે થયો નથી અને બીજા વિરૂદ્ધ પડે તો તેની પરવા નહી એવા સંજોગોમાં પોતાનું ધાર્યું કરવામાં તેઓ ફાવતા. મહાશ્રમે વધુ મતે ઠરાવ થાય એ નિયમ સ્વીકારવામાં આવ્યો હતો. હવે પાંચમાં જાહેર સભાના આધુનિક નિયમો ઉપર કામ ચાલે છે. પંચનો વખત નક્કી કરવા માટે વખતો વખત ઠરાવ થયા છે છતાં સ્હાડા નવ વાગાથી જરૂર પડે તો મોડી રાત સુધી પંચનું કામ ચાલે છે. ટ્રસ્ટીઓને દર ત્રણ વર્ષે નિમવાનો પંચમાં ઠરાવ છે પણ કમનશીબે ન્યાતિ ભાઇઓની ન્યાતિ કાર્ય તરફની બેદરકારીને લીધે તેનો અમલ થતો નથી અને એકના એક ટ્રસ્ટીને લાંબો વખત સુધી ટ્રસ્ટી દાખલ કાયમ રાખી તેને અધિકારના મદમાં અને તેનો દુરપયોગ કરવાની લાલચમાં નાંખવામાં આવે છે. ન્યાતના શ્રેયને ખાતર તથા દરેક ન્યાતીલો સમાજ સેવાનું કામ કરતા શીખે તથા હોંસ ધરાવે તે માટે ટ્રસ્ટીઓની નિમણુક ભિન્નભિન્ન આસામીઓમાંથી દર ત્રણે વરસે થવીજ જોઇએ એટલુંજ નહીં પરંતુ ચોક્કસ ખાસ કારણો શીવાએ એકના એક આસામીને લાગલાગટ બે કરતાં વધુ વખત ટ્રસ્ટી નીમવા નહી તેમજ જુદા જુદા ટ્રસ્ટ ફંડો હોય તેમાં બધા ફંડના એકના એક આસામીઓને ટ્રસ્ટી ન નિમતાં પૃથક પૃથક આસામીઓને ટ્રસ્ટી નીમવા જોઇએ તોજ ન્યાતનો વહીવટ ચોખ્ખો, સરળ અને પ્રમાણિક રહેશે તેમજ ટ્રસ્ટીઓના કામમાં સ્ફુરતા તથા હોંસ પ્રત્યક્ષ થશે.

**સાંસારિક [illegible] વિગેરે**—પરઘોરામાંથી કન્યા લાવવા તથા આપવા બાબદમાં પંચ તપાસ રાખે છે અને પરઘોરામાં કન્યા આપનાર કે લેનાર આસામીઓને પ્રસંગ પ્રમાણે નાની મોટી રકમના દંડની શીક્ષા કરવામાં આવે છે. પરઘોરામાંથી કન્યા લાવવાની જેટલી છૂટ છે તેટલી પરઘોરામાં કન્યા આપવાની છૂટ નથી એટલુંજ નહી પણ સં. ૧૯૨૮ ના ઠરાવ પછી તેવો વ્યવહાર કરનારને કડક શીક્ષા કરવામાં આવે છે. છતાં ઇન્સાફની અંદર પણ રહેમ

નજર બતાવવામાં આવે છે અને ગરીબ ગુન્હેગારોને આવા વાંક માટે પણ માત્ર નામનો દંડ લઇ પાવન કરેલા એમ યાદીમાંથી જણાઇ આવશે. વીવાહ ઓછંડવામાં પણ સબળ કારણ છે કે નહી તે પંચ બારીકીથી તપાસે છે. પરંતુ એવું સબળ કારણ હોય છતાં પહેલેથીજ વીવાહ ઓછંડવાની મંજુરી આપવાની હજુ પંચે હીમત બતાવી નથી. માત્ર વીવાહ ઓછંડાયા પછીજ સબળ કારણ તપાસવાની ધાંધલ ચાલે છે. ધણીધણીઆણી વચ્ચેની તકરાર, પલ્લાં-પેઢી બાબતમાં મતફેર વિગેરે ઝઘડામાં પંચને અરજ થતાં ઇન્સાફ કરવામાં આવે છે. આસરે પીસતાલીસ વર્ષ ઉપર એક ગ્રહસ્થે પોતાનો ભાઇ ગુજરી જતાં તેની બાળ વિધવાના કેશ કઢાવવા ના પાડી તે ઉપરથી તેને ન્યાત બહાર મૂકી કેશ વપન કરાવવાની પંચે ફરજ પાડી હતી. થોડાં વર્ષ થયાં આ વિચારોમાં ફેરફાર થયા છે. પહેલાં બાળ વિધવાઓને કેશ વપનમાંથી મુકત કરવામાં આવી, ત્યાર પછી ચાંલ્લા શીવાયનો સોભાગ રહેવા દઇ સર અવસરે ન્યાતિ ભોજન વિગેરેમાં ભાગ લેવા દેવામાં આવ્યો અને હવે ગમે તે ઉમરની તથા સંતતીવાળી વિધવા કેશ આપે છે કે નથી આપતી તેની પંચ કનવાર કરતી નથી અને તેમની પોતાની મુનસફી ઉપર રહ્યું છે. અધિકારીઓનો દોર તૂટયા પછી કોઇના પણ કાલાવાલા કર્યાં વગર મળતા આવા ઇન્સાફથી મોટો ખર્ચ તથા કોરટ દરબારના ધક્કા બચે છે. પંચ એક લવાદ કોરટમાં ફેરવાય તો ન્યાતીલાઓને મોટો લાભ થાય.

**મુંબઇનું વણિક મહાજન:**—મુંબઇના વણિક મહાજનની શેઠાઇ વંશપરંપરા કપોળ ન્યાતના રૂપજી ધનજીના ખાનદાનમાં રહેતી. એ શેઠાઇ બદલવા બાબદ કેટલીએક વખત તજવીજ થઇ હતી. એક વખત સં. ૧૯૪૮ માં ખંભાતી પોરવાડ ન્યાતિના સ્વ. શેઠ જગમોહનદાસ ભાઇશેઠની આગેવાની હેઠળ એક વણિકે દારૂ પી ધાંધલ કરવા માટે કોરટમાં દંડ થએલો તેનો માહાજનમાં ઇન્સાફ કરવાની બાબતમાં અને બીજી વખત સં. ૧૯૬૧ માં મોઢ વણીકના એક તડના શેઠ ભાઇદાસ નરોતમદાસની આગેવાની હેઠળ મી૦ મુળજી બારભાયા ઇંગ્લંડ જઇ આવ્યા તેમને પાવન કરવા કે નહી એ તકરારમાં માહાજનની શેઠાઇ બદલવા તજવીજ થઇ હતી. બન્ને વખતે ન્યાતોનો વધુ મત નવા માહાજન તરફ ઢળ્યો હતો.

**પંચમાં તડ**—ગમે તેવી તકરારમાં ગરમાગરમી આવે છતાં સાધારણ રીતે પંચનો વહિવટ નિયમસર ચાલતો હતો અને વધુ મતનો નિયમ સ્વીકારાયો નહીં ત્યાં સુધી જુદા જુદા વિચારવાળાઓને સમજાવી એકમતના કરવા માટે વખત આવે આખી રાત ગાળી પંચ સર્વાનુમતે ઠરાવ કરતી. પરંતુ કોઇ કોઇ વખતે બન્ને પક્ષના મક્કમ રહે એટલુંજ નહી પણ પોતાનાજ મત પ્રમાણે ચાલવા મમત કરે તો પંચમાં તડ પડતાં એટલે દરેક વિચારવાળા પોતપોતાનાં જુદાં પંચ કરતા, નવા ત્રસ્ટીઓ નીમતા, નવા ગોર કરતા અને ન્યાતની મીલકત પોતાને કબજે લેવા કોઇ કોઇ વખત કોરટ દરબાર કરી પૈસાની હાની પણ કરતા. આવાં તડમાં અસલના વખતમાં એટલો મમત રહેતો કે એક બીજાની વહુ દીકરીઓ આવતાં જતાં બંધ થતાં અને ખાનગી વ્યવહારમાં પણ અંટસ તથા ખલલ દાખલ થતાં. પિત્રાઇના મરણ પાછળ મોટી વયના પણ નાના કદના મરદે મૂછ આપવી કે નહી તે સવાલ ઉપર ન્યાતિમાં ઘણેક વખત ભાંજગડ ઉભી થઇ હતી અને મૂછ ન આપ-

નારને બહાર મૂકી મૂછ આપવાની ફરજ પાડવામાં આવી હતી. ત્રીજી વખતની તકરાર મુંબઇથી શરૂ થઇ સુરતમાં તેના છાંટા ઉડયા અને ત્યાં આ પ્રશ્ન ઉપર તડ પણ પડયાં હતાં. મૂછ આપવાનો સવાલ ધાર્મિક નહિ પણ માત્ર રૂઢીને લગતોજ છે. માતા પિતા સિવાએ મૂછ આપવા માટે શાસ્ત્રકારો કે ટીકાકારોમાં લેખ નથી. માત્ર દેવલ નામના એકજ ટીકાકારનો આવી રીતે બધા પિત્રાઇઓને મૂછ આપવાનો ઉલ્લેખ છે. જમાનો તથા વિચારો ફેરવાતા જાય છે. વણિકોની અન્ય કોમોમાં પણ એક વખતે અગત્યનો ગણાતો આ પ્રશ્ન નિર્જીવ ગણાતો થયો છે અને આવી રીતે મૂછ ન આપનાર આસામીને માટે ફર્યાદ કરનાર કે સાંભળનાર હોતું નથી. આ ન્યાતમાં પણ આ પ્રશ્ન ઉપર બીજી ન્યાતોની માફક છૂટ મુકાવી જોઇએ. ન્યાતમાં એક તડ સ. ૧૯૫૦ માં મરણુ પાછળ તેરમાનાં જમણુ બંધ કરવાના પ્રશ્ન ઉપર પડયાં હતાં. તેમાં અંતે કેટલાએક મહીનાના ઝઘડા પછી યુવાન મરણો પાછળ તેરમાનાં જમણુ કરવાં નહી તથા કોઇ પણ તેરમાનું જમણુ સોળ દીવસમાં કરવું નહી એવી રીતનો નીકાલ થયો હતો. સ. ૧૯૬૪ માં વિવાહ ઓછંડવાના મોકદ્દમા દાખલામાં ઇન્સાફ કરવાનો અધિકાર સુરત પંચ કે મુંબઇ પંચનો છે તે ઉપર બીજી વાર બંને ઠેકાણે તડો પડયાં હતાં અને તેનો નિકાલ બે વર્ષે લવાદ મારફતે કરવામાં આવ્યો હતો.

**સમુદ્રપાર મુસાફરી અથવા પરદેશગમનનો પ્રશ્ન:**—હિંદી પ્રજાનો વ્યવહાર તથા રાજાઓનો રાજ્યક્રમ દેશના અંદરના વિભાગોમાં ચાલતા રાજ્યના નિયમ ઉપર બંધાએલો હતો. કોસ્ટાના—કાંઠે કાંઠેના બંદરો વચ્ચે નાવિકોને હસ્તક વેપાર ચાલતો પણ તે કાંઇ મોટો નહોતો. કાળું પાણી ઓળંગી પરદેશ વેપાર કરવા સામે અભાવ હતો અને એવો વેપાર ખીલવવાની પોતાની ફરજ છે એમ રાજાઓ તરફથી પણ સમજવામાં આવતું નહી. તે છતાં પશ્ચિમમાં સીંધ, કચ્છ અને કાઠીયાવાડ તથા દક્ષિણમાં મલબાર, મદ્રાસ તથા અન્ય સ્થળના વતનીઓ આપબળથી પૂર્વમાં સીંગાપોર સુધી અને પશ્ચિમમાં આફ્રીકામાં અને અરબ્બી સમુદ્રના બંદરો સુધી વેપાર ચલાવતા હતા, છતાં મોટે ભાગે વેપાર પરદેશી વેપારી તથા નાવિકોને હસ્તક હતો. સાધારણ રીતે હિંદી પ્રજા દેશમાંજ એક યા બીજા ભાગમાં વ્યાપાર ચલાવતી. પૂર્વે મુસાફરીનાં સાધનોની અગવડને લીધે વ્યાપાર અથવા જાત્રા અર્થે દૂર સુધીની મુસાફરી કરવી જોખમભરેલી તથા સાહસિક ગણાતી. તેવી મુસાફરીમાંથી પાછા ફરનારે જાણ્યે અજાણ્યે ધર્મ કે રૂઢી વિરૂદ્ધ આચરણ કર્યું હોય તેના મોચન માટે પ્રાયશ્ચિત્ત કરી "હાથ જોડ" ની ન્યાત કરવાનો અર્થાત પોતાનાં એવાં કૃત્યો માટે ન્યાતની માફ માંગી પોતાને ત્યાં જમવા તેડી પોતાને પાવન કરવાની વિનંતિ કરવા જેવો પ્રથા હતો. દેશના અંદરના ભાગમાં મુસાફરી કરવા માટે જો એવો વ્યવહાર હોય તો "કાળાં પાણી" કાપી પરદેશ મુસાફરી કરનાર જેને આચાર, વ્યવહાર કે આભડછેટ સાચવવાની મુદલ પણ સગવડ ન હોય તેની બાબતમાં વધારે સખ્તાઇથી કામ લેવાય એ સ્વભાવિક છે. છતાં સીંધ, કચ્છ, કાઠીઆવાડ વીગેરે સ્થળની ઉંચ્ચ વર્ણોમાં આવી મુસાફરી સાધારણ હોવાથી એક બાજુએ સીંગાપોર અને બીજી બાજુએ ઇરાની કે અરબ્બી સમુદ્રના બંદરો તથા આફ્રીકા ખાતે વ્યાપારે જનારને ખાસ પ્રાયશ્ચિત્ત કે ખર્ચ કરવા પડતાં નહી. આ ન્યાતના એક આસામી સ્વ. ભાઇ રતીલાલ નરોત્તમદાસ સં. ૧૯૫૨ (ઇ. સ. ૧૮૯૬)માં આફ્રીકામાં નાતાલ જઇ આવ્યા હતા તેમને તે સાલમાં વૈશ્નવ માહારાજની આજ્ઞા લઇ ટુંક ખરચમાં

મુંબઇની પંચે વગર ખટપટે પાવન કરેલા, તેજ પ્રમાણે સં. ૧૯૬૦ (ઇ. સં. ૧૯૦૪) માં ન્યાતના એક આસામી ભાઇ મોહનલાલ કિલ્લાવાળા ચીન મુસાફરી કરી આવેલા તેને ન્યાતે પ્રાયશ્ચિત્ત આપી પાવન કરવાનો ઠરાવ કરેલો તે પ્રમાણે તે આસામીએ પ્રાયશ્ચિત્ત પણ કરેલું પરંતુ તેનો ન્યાતિ વ્હેવાર શરૂ થાય તે પહેલાં ન્યાતના બીજા આસામી સ્વ. ભાઇ ઠાકોરદાસ રાંદેરીઆ પેરીસ વ્યાપાર અર્થે ગએલા તે પાછા આવ્યા તેની સાથે શ્રીમાળી સોરની ન્યાતના એક ગ્રહસ્થ પણ ગએલા હતા. આ સમયે મુંબઇના વણિકોમાં મી૰ મૂળજી બારભાયા સોલીસીટરના વિલાયતના પ્રવાસને અંતે મહાન વિગ્રહ ઉભો થયો હતો અને તેને લીધે ચીન અને આફ્રીકાની મુસાફરી કરી આવનારને સેહેલાઇથી પ્રાયશ્ચિત્ત આપનાર આ ન્યાતના પંચને પેરીસ જનારને પ્રાયશ્ચિત્ત આપવા માટે વિરૂદ્ધતા દર્શાવવા ફરજ પડી અને મહીનાઓ સુધી આ બાબતમાં વારંવાર પંચ એકઠાં મલી કડવી તકરારો ચાલવા માંડી. પ્રાયશ્ચિત્ત આપી પેરીસ જનારને ન્યાતમાં પાવન કરવાનો યુવાનોનો આગ્રહ હતો અને આફ્રીકા, ચીન અને પેરીસનું કાળું પાણી એકજ છે અને દરેક ઠેકાણે સરખા આભડછેટ છે છતાં પેરીસ જનારને પાવન ન કરવો એ અન્યાય છે એ એમની તકરાર હતી. યુવાન ટોળાની આગેવાની ભાઈ દેવીદાસ દેશાઇ (હાલ સોલીસીટર) તથા લેખકને લેવી પડી હતી. નોકરીને અંગે લેખકનું રહેવાનું પૂને હતું. પંચ મળવાનું હોય ત્યારે મોઢેથી ખબર મળે છતાં ભાઇ દેવીદાસ પૂને તાર કરતા અને લેખક પૂનાની ઓફીસમાંથી બહારો બહાર સાંજની ગાડીમાં નીકળી સીધા પંચમાં હાજરી આપે અને મોડી રાત સુધી પંચનું કામ ચાલે તે ખલાસ થયે મળસ્કાંની ગાડી પકડવા ખાતર ઉંઘ કહાડયા વગર સ્ટેશન ઉપર જઈ બપોરના ઓફીસ ટાઇમે સીધા ઓફીસમાં જાય એટલે બે દીવસે ઘરનું મહોડું જોવાનું થાય. આવી રીતના કેટલાએક પ્રસંગ આવ્યા અને ન્યાતમાં તડ પડશે એવી ધાસ્તી ઉત્પન્ન થઇ. છેવટે બીજી ન્યાતોના વિચાર પુછાવી આ બાબતનો નિર્ણય કરવાનો ઠરાવ થયો અને પત્ર છપાવી બાજાં પંચો તથા ન્યાતો ઉપર મોકલવામાં આવ્યા. સ્વભાવિક રીતે કોઇ પણ પંચે પ્રત્યુત્તર વાળ્યો નહી અને ન્યાતમાં પાછો વીખવાદ ઉભો થવાનો પ્રસંગ આવ્યો; એટલામાં મી૰ મુળજીને તેમની મુંબઇની ન્યાત કે મુંબઇનું મહાજન પાવન કરી શકયું નહી તેમને સુરતના માહાજને સરદાર ઇશ્વરદાસ સ્ટારની કુનેહથી ત્યાંના વૈશ્નવ મહાજને પોતાના પક્ષમાં લઇ પ્રાયશ્ચિત આપી પરદેશગમનના દરવાજા સદાને માટે ખુલ્લા કર્યાં. તે દરમ્યાન ભાઇ ઠાકોરદાસ મરકીના પંજામાં સપડાઇ સ્વર્ગવાસ પામ્યા. ભાઇ મોહનલાલ કિલ્લાવાળાને એ ઠરાવ પ્રમાણે ન્યાતે પાવન કર્યા. મુંબઇમાં માહાજન આજે લગભગ વીશ વર્ષ થયાં ગાઢ નિદ્રા ભોગવે છે તેમજ માણેક કોમના સુધારા વધારામાં અંતરાય નાખનાર આવા માહાજનોને સજીવન કરવા કોઇ ઇચ્છતું પણ નથી. પરદેશગમનના પ્રશ્નનું નિરાકરણ થયા પછી આ ન્યાતમાંથી સારી સંખ્યામાં સમુદ્રપાર મુસાફરી કરી આવ્યા છે એ ન્યાતિભાઇઓનાં સાહસ તથા વ્યાપારી બુધ્ધીનું લક્ષણ છે. આ ઉત્સાહ કાયમ રહે એવું અમો ઇચ્છીએ છઇએ તથા પ્રવાસ કરી આવનારાઓનું અનુકરણ ભવિષ્યની આ ન્યાતની પ્રજા તરફથી દેશોન્નતિ વિદ્યાહુન્નર અને વ્યાપારની વૃદ્ધિ માટે કરવામાં આવશે એવી અમે આશા રાખીએ છીએ.

| સાલ. | મુસાફરી કરનારનું નામ. | મુસાફરીના સ્થળ તથા હેતુ. |
|---|---|---|
| ૧૮૯૧ | રતીલાલ નરોતમદાસ. | નોકરી અર્થે આફ્રીકામાં નાતાલ. |
| ૧૯૦૩-૪ | મોહનલાલ પરમાનંદદાસ. | નોકરી અર્થે ચીન. |
| ૧૯૦૩-૪ | ઠાકોરદાસ મોરારદાસ ચંદેરીઆ. | વ્યાપાર અર્થે પેરીસ. |
| | ચીમનલાલ છબીલદાસ ચીનાઈ. | નોકરી અર્થે આફ્રીકામાં. |
| ૧૯૧૦ થી ૧૪ | ઇશ્વરલાલ ભોગીલાલ દમણીઆ. | વિજળીના હુન્નરનું જ્ઞાન મેળવવા તથા અભ્યાસ માટે ઇંગ્લંડ. |
| ૧૯૧૫ થી ૧૬<br>૧૯૧૬ થી ૧૭<br>૧૯૨૦ | પરશોત્તમદાસ ઇચ્છારામ મેહેતા ત્રણ વખત. | વ્યાપાર અર્થે જાપાન અને કોલંબોથી જાપાનના બંદરો. |
| ૧૯૧૫ | કેપ્ટન (ડાકટર) કંચનલાલ વીઠલદાસ તોલાટ (સન ૧૯૧૮ થી અદ્યાપ હીંદના ફ્રંટીઅર સુધી લશ્કરી નોકરી ઉપર). | સ્ટીમરના ડાકટર દાખલ રંગુન, પીનાંગ, સીંગાપોર, હોંગકોંગ, શેંઘાઈ, (ચીન) કોચીન, કોબી તથા ઓસાકા (જાપાન). |
| ૧૯૧૫-૧૬ | સૌ. લીલાવતી પરશોત્તમદાસ ઇચ્છારામ. | પોતાના પતિની સાથે સીંગાપોર, ચીન તથા જાપાન. |
| ૧૯૧૬ થી ૨૦ | કેપ્ટન (ડોકટર) મુગટલાલ દામોદરદાસ મુનીમ. | લશ્કરી ડોકટર દાખલ બસરા, કુટ, બગદાદ, મોસલ, રમાડી, બેબીલોના (મેસોપોટેમીઆ). |
| ૧૯૧૭ થી ૨૦ | કૃષ્ણલાલ જમનાદાસ વાંસદાવાળા. | વ્યાપાર અર્થે બંદરઆબાસ તથા મસ્કત. |
| ૧૯૨૦ | હરીલાલ દારકાદાસ મોદી. | વ્યાપાર અર્થે જાપાન, કેનેડા, યુનાઈટેડ સ્ટેટસ (અમેરીકા), ઇંગ્લંડ તથા યુરોપ (પૃથ્વિ પ્રદક્ષિણા). |
| ૧૯૨૦ | ચીમનલાલ કેરસનદાસ. | ધંધા અર્થે ઇંગ્લંડ. |
| ૧૯૨૦ | રમણલાલ ભગવાનદાસ તોલાટ. | સીવાલ સરવીસનો અભ્યાસ કરવા ઇંગ્લંડ. |
| ૧૯૨૧ | નગીનદાસ કરશનદાસ દેશાઇ.<br>ચંપકલાલ ચંદુલાલ લીમડી. | વ્યાપાર અર્થે બેહેરીન (અરબસ્તાન.) |

ઉપરોકત ગૃહસ્થોમાંથી જેઓની છબીઓ અમો મેળવી શકયા છઇએ તે આ પુસ્તકમાં આપવામાં આવી છે. પ્રાયશ્ચિતનો ખર્ચ ભારી ન પડે તથા તેનાથી ત્રાસ ન થાય તે માટે ગોરનાં દાપાં વિગેરે ઘણીજ સામાન્ય રકમનાં નકકી કરવામાં આવ્યાં છે અને વિધિ જેમ બને તેમ સાદી અને સરળ રાખવામાં આવી છે. આવા ઠરાવથી જુના વિચારનાને સંતોષ અને નવા વિચારવાળાને પરદેશગમનની છુટ પ્રાપ્ત થઇ છે.

**સુરત અને મુંબઈના પંચો વચ્ચેનો સંબંધઃ—**આગળ જણાવી ગયા તેમ મુંબઇનું પંચ એક વખતે પોરવાડાનાં જુદા જુદા ટોળાઓનું બનેલું હોવાથી

## સમુદ્રપાર પર્યટન કરનાર સાહસિકો.



| | | |
|---|---|---|
| ૧. રમણલાલ તોલાટ. | ૨. ચીમનલાલ ચીનાઈ. | ૩. હરીલાલ મોદી. |
| ૪. કૃષ્ણલાલ વાંસદાવાળા. | ૫. સ્વ. ઠાકોરદાસ ગાંદલાઆ. | ૬. મોહનલાલ ફીદલાવાળા. |
| ૭. પરશોત્તમદાસ મેહેતા. | ૮. સ્વ. રતીલાલ કલાર્ક. | ૯. ઈશ્વરલાલ રમણીઆ. |

સુરતના પંચથી અસલથીજ અલગ અને સ્વતંત્ર છે. એ ટોળાંઓ છૂટાં પડયા પછી મુંબઇની પંચે સુરતી દશા પોરવાડ ન્યાત અથવા પંચનું નામ ધારણ કર્યું અને સુરતના એજ ન્યાતના પંચ સાથે સંબંધ રાખવા માંડયો. મોટે ભાગે બન્ને ઠેકાણે એકજ ચોરાના આસામીઓ હોવાથી આ સંબંધ ગાઢો થયો. રીતભાત તથા વ્હેવાર નક્કી કરવામાં એક બીજાની મસલત થવા લાગી અને એક ઠેકાણે મહત્વનો ઠરાવ થાય તો બીજે ઠેકાણેનાં પંચનાં દફતર ઉપર લેવા તેની નકલ મોકલવામાં આવતી અને તે ઠરાવ તેજ પંચે કર્યો હોય તેમ તેને માન અપાતું. ઉપર વર્ણવેલી મરણ પાછળ મૂછ આપવાની તકરાર ઉભી થઇ ત્યારે સં. ૧૯૩૨ માં બે પંચો વચ્ચે અથડામણ ઉભી થઇ હતી અને તેને લીધે સુરતનાં પંચમાં તડો પડયાં હતાં. છેવટે એ ભાઇએ નમતું આપ્યા પછી એ તકરારનો નિવેડો આવ્યો. સુરતી પોરવાડો પોતાને ત્યાં આવતા લગ્નાદિ પ્રસંગો ઘણુંખરૂં સુરત જઇ પોતાને વતને કરતાં છતાં અન્ય સ્થળે કરવાનો પ્રતિબંધ નહોતો અને મુંબઇમાં તે પ્રમાણે લગ્નાદિ કાર્યો કરવામાં પણ આવેલાં પરંતુ સં. ૧૯૨૮ માં સુરતના પંચે ઠરાવ કર્યો કે તે પંચના લેણાદારોએ પોતાની કન્યાઓનાં લગ્ન સુરતમાંજ કરવાં તથા શુભાશુભ પ્રસંગો અથવા તેનાં અંગનાં ન્યાતિ ભોજનો અન્ય સ્થળે કરે છતાં પાછું સુરતમાં ન્યાતિ ભોજન કરવુંજ જોઇએ. મુંબઇવાળાઓએ સ્વભાવિક રીતે આ ઠરાવની વિરૂદ્ધ પડી તે કબુલ કરવા ના પાડી અને જે ગૃહસ્થો સાધારણ રીતે સુરત જઇ લગ્ન કરે તેવાએ પણ શૂરમાં આવી મુંબઇમાં પોતાની કન્યાઓનાં લગ્નો કર્યાં તથા ન્યાતિ ભોજનો કર્યાં. પરિણામે સુરત મુંબઇનાં પંચે એક બીજા સાથેનો વ્યવહાર બંધ કર્યો. આ ઝઘડો અંતે લવાદીથી પત્યો અને મુંબઇના રહેવાસી મુંબઇમાં લગ્નાદિ સમારંભો કરે અને જમણ કરે તે માટેનો વાંધો દૂર કરવામાં આવ્યો. સુરત અને મુંબઇનાં પંચના અધિકારીઓ વચ્ચે સત્તાની તકરાર ત્યાર બાદ ઉભી થઇ. ન્યાતના અધિકારી થઇ પરમાર્થને ખાતર સ્વાર્થનો ભોગ આપી ન્યાતના નમ્ર સેવક થઇ તેનાં લાભનાં કાર્ય કરવાં એવી પોતાની ઉત્તમ ફરજ છે એમ પંચના અધિકારીઓ ન સમજતાં આવી રીતનો અધિકાર મળતાં પોતાનાં સત્તા અને મોટમ માને છે. ન્યાતિભાઇઓ તેમને ઘેર પ્રસંગે પ્રસંગે ધક્કા ખાઇ તેમની મહેરબાની મેળવવા પ્રયત્ન કરે અને એ સત્તાનો લાભ અન્ય સંસારિક વ્યવહારમાં પણ લેવામાં આવે એવો મદ તથા અહંતા જ્યાં કારભારીઓમાં ધુસે ત્યાં ન્યાતની અધોગતી થાય છે. ન્યાતિ લાભનાં કાર્યને બદલે ન્યાતીલાઓની સ્વતંત્રતા ઉપર બેડી જકડવાનો વ્યવહાર શરૂ થાય છે, નજીવાં કારણસર ન્યાતમાં વિખવાદ તથા કલેશ ઉત્પન્ન થાય છે, તથા દેખાદેખીથી બીજાઓ પણ એ અધિકાર પ્રાપ્ત કરવા ખટપટ ઉઠાવી ન્યાતની સુલેહશાંતિ નષ્ટ કરે છે. આવાજ અધિકારના મદને લીધે સુરત અને મુંબઇના પંચમાં કલેશ તથા તકરાર અદ્યાપિ થતાં આવે છે એવું લેખકનું અંગત મત છે. ન્યાતની સેવા કરનારને અધિકારનો મદ કે અહંતા પ્રાપ્ત થતાં નથી, પોતાના કલા પ્રમાણે ન્યાતે ચાલવુંજ જોઇએ એવો મમત રહેતો નથી અને અધિકાર મેળવવા તથા ગમે તે ખટપટે તે જાળવવા માટે પ્રયોજન હોતું નથી. પરંતુ સ્વાર્થ, મોહોટાઇ અને સત્તાને ખાતરજ ન્યાતના અધિકારી બનારની મનોવૃત્તિ જુદીજ રહે છે. ન્યાતની રૂઢી તોડનાર તથા ન્યાતી નિયમો ઉલંઘન કરનાર આસામીઓનો ઇન્સાફ સુરતનું પંચ કરે કે મુંબઇનું પંચ તે માટે આ બન્ને પંચો વચ્ચે વારંવાર વાંધા પડે છે. બન્ને પંચો ઉપર જણાવેલા સંજોગોમાં

એકબીજાથી સ્વતંત્ર હોવા છતાં તથા અરસપરસ માનને ખાતર એક બીજાના ઠરાવ દફ્તરે લેવાના લાંબો વખત થયા રીવાજ હોવા છતાં ચોક્કસ પ્રસંગોએ તેથી ઉલટી રીતે વર્તન થવાથી બે પંચો વચ્ચે કડવાસ ભરેલો વિગ્રહ ઉભો થાય છે તેમાં એક અથવા બીજા સ્થળના ન્યાતભાઇઓના લાભ ગેરલાભ તરફ દૃષ્ટિ ભાગ્યેજ થાય છે. આ ખટપટમાં માત્ર બન્ને સ્થળે કોના હાથમાં આવા સાશનનો અધિકાર રહે તેનો દુરાગ્રહ તથા મમત કારણભૂત થએલાં છે એમ ઉંડો વિચાર કરતાં તથા ઠરાવો વિગેરે તપાસી જોતાં લેખકનો અંગત મત થયો છે. આ અધિકારનો મદ છૂટે અને માત્ર ન્યાતની સેવા બજાવવા તથા ઉન્નતિ કરવા માટે અધિકારીઓની વૃત્તિ થાય તો આવી ક્ષુલ્લક સત્તાને ખાતર બન્ને પંચને અથડાવી મરાવવાનું કોઇ પણ સમજુ અધિકારી મન કરે નહી. સ્વ: ભાઇ દેવીદાશ ભગવાનદાસને સ. ૧૯૫૬ માં કેટલાએક આસામીઓએ ઠગી હલકી વર્ણની બાઇને શ્રીમાળીની કન્યા જણાવી પરણાવેલી અને તેને પૈસા ટકાથી પાયમાલ કરેલા તેના ઉપર દયા લાવી મુંબઇના પંચે ઉદાર વૃત્તિથી નામનો દંડ લઇ પાવન કરેલા તે ઠરાવ સુરતના પંચે કબુલ કર્યો નહી અને તેને ઇન્સાફ માટે સુરતમાં બોલાવેલા. તે ઉપરથી મુંબઇની પંચે સુરત પંચની વાડીના અફાના રૂપીઆ અટકાવેલા અને સુરત પંચે તે ઉપરથી લેણુ કહાડી મુંબઇવાળાના લેણા કાપવા પ્રયત્ન કરેલો. ઇશ્વર કૃપાએ સમજુ આસામીઓએ વચ્ચે પડી આ કલહનો ટૂંકમાં નિવેડો આણ્યો અને ભાઇ દેવીદાસનો મુંબઇ પંચે કરેલો ઠરાવ અમલમાં આવ્યો અને સુરત પંચની વાડીના રૂપીઆ મુંબઇમાં ઉઘરાવી મોકલવામાં આવ્યા હતા. આવીજ તકરાર સં. ૧૯૬૪ માં પાછી ઉભી થઇ. વિવાહ ઓછંડવાના પ્રશ્નમાં મુંબઇ પંચનો ઠરાવ સુરત પંચે કબુલ કર્યો નહી અને બન્ને ઠેકાણે લાંબો વખત સુધી તડ પડયાં તથા વિરોધ રહ્યો તે અંતે લવાદથી બે વર્ષે પત્યો. આવીજ તકરાર આર્યન બ્રધરહુડના જમણના કોલાહલ વખતે સં. ૧૯૬૯ (સન ૧૯૧૩) માં પાછી ઉભી થઇ અને કમનશીબે તે તકરાર અદ્યાપિ ખડી છે. સભાએ શાણપણથી પહેલેથીજ ન્યાતની તકરાર કે ખટપટથી અલગ રહેવાનો નિયમ સાચવ્યો છે અને હાલની તકરારમાં માથું મારવા માંગતી નથી તેમજ સભાને અંગે આવી તકરારોનો કેવી રીતે નીવેડો લાવવો તે માટે સૂચના કરવાનું ડહાપણ ભરેલું અમે ધારતા નથી. માત્ર ઐતિહાસિક દૃષ્ટીએજ આ વિષય અત્રે ચર્ચ્યો છે. વખત જતાં, મમત તથા કડવાસ ઓછાં થતાં સમજુ ન્યાતિલાઓ આ નિર્જીવ બાબતોનો બાહોશી અને સાદી સમજથી નિવેડો આણશે એમ અમારી શ્રદ્ધા છે.

**મુંબઇની આ ન્યાતની વસ્તી**—આવી વસ્તિની ગણત્રી વારંવાર થતી નથી પરંતુ ભેટ વિગેરેની ટીપો રાખવામાં આવે છે તે ઉપરથી માલમ પડે છે કે સં. ૧૯૪૩ માં મુંબઇમાં આ ન્યાતના ૧૦૯ કુટુંબો હતાં. સં. ૧૯૭૩ માં ૧૨૩ કુટુંબો હતા. એટલે કે આપણે અજ્ઞાનતાથી ધારીએ છીએ તેવો મુંબઇમાં આ ન્યાતની વસ્તિમાં વધારો થયો નથી. જ્યારે સુરતમાં દેખીતી રીતે ઘટાડો થયો છે. આ ઉપરથી પોતાની સ્થીતી સુધારવા ન્યાની ભાઇઓ ઉપાય લેશે એવી આશા છે.

આ શીવાય બીજા વિષયોની ચર્ચા ચલાવવાનું સ્થળ ભાવને લીધે મોકુફ રાખી નજદીકના ભવિષ્યમાં પંચ તરફથી શું કાર્યો તાકીદે થવા જોઇયે તે ઉપર ધ્યાન ખેંચીએ છીએ:—

૧. ન્યાતના દફતરોની મુદલ સંભાળ લેવામાં આવતી નથી તથા ઐતિહાસિક દૃષ્ટિએ તેની કીમત શું છે તેનો ખ્યાલ મુદલ કરવામાં આવ્યો નથી એ અસંતોષકારક છે. વ્યવસ્થિત રીતે ન્યાતના ચોપડાઓ નીચે પ્રમાણે રખાવવા જોઇએ.

(ક) પંચના ઠરાવની ચોપડી.

(ખ) ટ્રસ્ટીઓની મીનીટ બુકની ચોપડી.

(ગ) કમીટીની મીનીટ બુકની ચોપડી.

(ઘ) પંચના નાણાં વ્યાજે રોકવામાં આવે તેના ઓચરીઆના રજીસ્ટરની ચોપડી જે પ્રતિ વર્ષે ઓડીટર ઓચરીયા તપાસી પોતાને હાથે મેળવીને નોંધે.

(ચ) રોજમેલ ખાતાવહી અને નોંધ તથા સરવાયું અને ઓડીટરનો પ્રતિવર્ષનો શેરો.

૨. હીસાબ પ્રતિવર્ષે તૈયાર કરવો અને ઓડીટરો નીમી તેમની પાસે તપાસાવવો અને તેજ વખતે ઓડીટરોએ વાઉચર, ઓચરીયા વિગેરે તપાસી પ્રતિવર્ષે તેને લગતી ચોપડીમાં નવી નોંધ પોતાને હાથે તપાસી લખવી તેમજ જુના ચોપડાઓ તપાસી તેની પણ નોંધ કરવી.

૩. જુના ચોપડાઓ સાચવવાની ખાસ સંભાળ લેવી. કોરટ દરબારમાં પુરાવા દાખલ ગએલા ચોપડાઓ પાછા મંગાવવાનું ધ્યાન રાખવું તથા ઉધાઇ વિગેરે જીવાતથી તેનો નાશ થાય નહી તે માટે તજવીજ રાખવી.

૪. પત્ર વ્યવહારની ફાઇલ રાખવામાં આવતી નથી તેને માટે ફાઇલો કરવા.

૫. ટ્રસ્ટીઓની ચુંટણી વખતો વખત અધિકારીઓની બદલી કરીને ઉપર સૂચવ્યા પ્રમાણે કરવી.

૬. ન્યાતની ઉજાણીઓની રકમ વખતો વખત વધારવી પડે છે. આ કામ માટે નિયત કરેલી મુદ્દલ પુંજી માત્ર ૩૧,૦૦૦) ને આશરેની છે, જ્યારે વાર્ષિક ખર્ચ લગભગ રૂ. ૪,૦૦૦) નો એટલે કે આઠમે ભાગે થવા જાય છે. ગોર, પટેલ વિગેરેને મુસારા આપવા પડે છે અને તેમાં વધારો કરવાના પ્રસંગ આવશે. ન્યાતના વધતા જતા કામને માટે મેહતો રાખવાની ભવિષ્યમાં જરૂર પડશે. વાડી જેવા મકાનના રંગ રોગાન, ઇલેક્ટ્રીક તથા ગેસ ફીટીંગ વિગેરે રીપેર માટે વખતો વખત સેંકડો નહી પણ હજાર રૂપીઆની ઉપર રકમના ખરચ માટે પ્રસંગે પ્રસંગે જોગવાઇ કરવી પડશે. માટે ન્યાતના જાથુકના ફંડમાં સંગીન વધારો થાય નહી ત્યાં સુધી ન્યાત ફંડમાંથી થતાં વધતા જતાં ખર્ચ ઉપર બારીક ચોકસાઇ અને જાપતો રાખવો જોઇએ.

૭. જુદા જુદા સ્થળના પોરવાડો સુરત તથા મુંબઇની પંચમાં જોડાય તે માટે દરેક સવળતા તથા છૂટ કરી આપવી.

૮. ન્યાતના અધીકારીઓ તથા આગેવાનોએ ફોજદારી સત્તા–શાસન કરી દંડ વિગેરે લેવાની હોંસ ઓછી રાખી ન્યાતિ લાભના કાર્યો તરફ લક્ષ દોડાવવું. ખાસ કરીને કન્યા આપલેની બાબતમાં છૂટ મુકવી. ઇન્સાફ માટે તથા શાસન માટે ચાલુ જમાનાને અનુસરતા નિયમો ઘડવા. દેશ કાલ પ્રમાણે રૂઢીમાં ફેરફાર થવા દેવો. લગ્નાદિ પ્રસંગોએ ખર્ચ ઓછો કરવાની ન્યાતિલાઓને ટેવ પાડવી. યુવાન સ્ત્રીઓના અકાળ મરણ વધ્યા છે તે અટકાવવા

માટે ઉપાયો યોજવા. પુરૂષ તથા સ્ત્રીઓની શારીરિક સંપત્તિ દુર્બળ થતી જાય છે તે સામે ઉપાયો લેવા અને શ્રીમાળ નગરમાં એક વખતે સાથે વસતા તથા એક બીજા સાથે વ્હેવારમાં આવતા શ્રીમાળી, પોરવાડ તથા ગુજર વાણીઆઓમાં સમાગમ વધે અને ભલે પંચ છૂટા રહે પરંતુ બીજી રીતે એકત્ર થઇ ખર્ચાળુ તથા મહત્વના કાર્યો જેવાકે બોરડીંગ સ્કૂલ, સુવાવડખાના, વિદ્યાભ્યાસ તથા કળા કૌશલ્યનું જ્ઞાન લેવા પરદેશ જવા માટેની સ્કોલરશીપો, પોતાના વ્યાપાર કે કારખાનામાં રાખી લાયક પણ સાધન રહિત યુવાનોને કેળવી તૈયાર કરવા વિગેરે દેશોન્નતિના સત્કાર્યોની યોજનાઓ ભિન્નભિન્ન ટોળાના ધનાઢ્ય આગેવાનો એકઠા મળી કરી શકે તે માટે કોનફરંસ વિગેરેની યોજના કરવી. આવા કાર્યથીજ ન્યાતની ઉન્નતિ થશે અને દેશ કાળને અનુસરી સાંસારિક વ્યવહારમાં ફેરફાર કરવા માંટે કોઇ દેવાંશી આગેવાન બહાર પડશે ત્યારે તેની આગેવાની હેઠળ હરોળમાં યુવાન, સમજુ તથા સંસ્કારી પોરવાડો બહાર પડશે. આ અમારૂં સ્વપ્ન સત્ય કરવા માટે હે પ્રભુ! તારી કૃપાની આકાંક્ષા છે!!

મુંબઇના પંચના ઇતિહાસની સમાપ્તિ કરતાં પંચના શેઠ અને ટ્રસ્ટી સ્વ. શેઠ શ્રીજ-મોહનદાસ કરશનદાસે સમયસૂચકતા વાપરી ધનાદ્યની શેહમાં દબાયા વગર ન્યાતની વાડી બંધાવવા માટે જે કાર્યદક્ષતા બતાવી હતી તે માટે તથા વાડી બંધાતી વખતે તથા ત્યાર પછી તેની સુવ્યવસ્થા રાખવા માટે તથા ન્યાતના હીસાબકીતાબ, ચોખ્ખુ નામુ તથા પત્ર-વ્હેવાર નમુનેદાર સ્થિતિ ઉપર લાવવા માટે ન્યાતના સેક્રેટરી સ્વ. શેઠ નગીનદાસ જમના-દાસ લાલાનું સાભાર સ્મરણ કરીએ છીએ.

મં. હ. મે.

# સુરતી દશા પોરવાડ હિતેચ્છુ સભાનો ટૂંક ઇતીહાસ.

**સભાના ઉત્પત્તિઃ**—સન ૧૮૯૪ માં સ્વઃ ભાઇ વીઠલદાસ છબીલદાસ પસ્તાકીઆ નામના એક યુવાન વિદ્યાર્થીને આ સભા સ્થાપન કરવાનો વિચાર સૂઝયો હતો. આ ભાઇ સમૃદ્ધિ કે સાધન વિનાના ટૂંક કમાણીવાલા કુટુંબમાં જન્મેલા હોવા છતાં બાહોશ, ચંચળ અને દઢ મનના વિદ્યાર્થી નિવડયા હતા અને તેમનું જો નાની વયમાં અકાળ મરણ થયું નહોત તો તેમની કારકીર્દી ઘણી ઉજ્વળ અને ન્યાતને લાભકર્તા થઇ પડતે. તેમણે આ સભા સ્થાપવાનો પોતાનો વિચાર પોતાના બાળસ્નેહી અને એકજ વર્ગમાં વિદ્યાભ્યાસ કરતા સ્વઃ ભાઈ ઠાકોરદાસ જમનાદાસ અને (હાલમાં ડાકટર) કલ્યાણદાસ જેકીશનદાસ દેશાઇને જણાવ્યો અને આ ત્રણ વિદ્યાર્થીઓએ એક સંપથી સભાસદો મેલવવાનો પ્રયાસ શરૂ કર્યો. આ પ્રયાસ સફળ થયો અને ઉન્હાળાની રજા ઉઘડતા સન ૧૮૯૪ ના જુન માસમાં આ સભા સ્થાપન કરવામાં આવી. નજદીકના સ્થળને અભાવે નોર્થબ્રુક સ્ટ્રીટ—કુંભારવાડામાં આવેલી નિશાળના મુખ્ય શિક્ષક જ્યેષ્ટરામની સાથે ભાઇ વીઠલદાસને ઓળખાણ હોવાથી તેમની રજા લઇ એ નિશાળના સ્થાનમાં આ સભાની પહેલી બેઠક થઈ. સ્થળ દૂર હોવા છતાં ભર વરસાદમાં કાદવ કીચડમાં થઇને પણ ઉત્સાહી સભાસદો સભામાં હાજરી આપતા હતા. સભાનું નામ સુરતી દશા પોરવાડ હિતેચ્છુ સભા રાખવામાં આવ્યું હતું અને ઉદ્દેશો નીચે પ્રમાણે નક્કી કરવામાં આવ્યા હતાઃ—

**સભાના ઉદ્દેશઃ**—"સુરતી દશા પોરવાડ વણીકોએ એક બીજા સાથે ભાઇચારો, મિત્રતા અને સહવાસ વધારવાને અને તેથી થતા લાભો એક બીજાને મળે એવો પ્રયત્ન વિવેક, વિચારથી, નીતિ, ન્યાય, સત્યતા અને પ્રમાણિકપણાથી તન, મન અને શુદ્ધ બુદ્ધિથી કરવો જેથી સંપની માંહો માંહે વૃદ્ધિ થઇ પાકી ઐકયતા ઉત્પન્ન થાય અને તેથી કેલવણી વિગેરે બીજા જે કાંઇ આ દુનીઆમાં સંસાર વ્યવહારિક લાભના અને સુખના કારણો છે તેને ઉત્તેજન અપાય અને એકમેકની મદદથી એવા સારા કામોનો પ્રતિદિન વધારો થાય અને સંપની એવી મજબુત જડ પેસે કે તન મનથી આપણા બધા બંધુઓ સંસાર વ્યવહારિક સારા માઠા કામોમાં એક બીજાને મદદ કરે અને પૂરતી રીતે ખરા અંતઃકરણથી એક બીજાના સુખ દુઃખમાં ભાગ લે. આ હેતુઓ પાર પાડવાને વાસ્તે ભાષણો કરી તથા તે ઉપર વિવેચન ચલાવી એક બીજામાં પરીચય વધારવાને માટે શ્રી સુરતી દશા પોરવાડ હિતેચ્છુ સભા સ્થાપવામાં આવી છે."

**ન્યાતની તે વખતની સ્થીતીઃ**—સુરત અને મુંબઇના પંચોમાં થોડો વખત થયાંજ કંઇક કડવા વિગ્રહ ઉપસ્થિત થયાં હતાં તેના છાંટા ન્યાતિના કુટુંબોના ખાનગી વ્યવહારમાં પણ ઉડયા હતા, તેથી એક બીજાના મન ઉંચાં રહેતાં અને અરસપરસના વ્યવહારમાં કલેશ તથા અસંતોષ રહેતો. ન્યાતમાં બાહોશ અને બુદ્ધિશાળી યુવાનો હોવા છતાં વડીલોનાં અજ્ઞાન નિરૂત્સાહ તથા સાધનના અભાવને લીધે ન્યાતમાં ઉંચી કેલવણી ઘણા થોડાજ પ્રમાણમાં ફેલાઇ હતી. સાધારણ રીતે ગુજરાતી ધોરણો તથા થોડા એક અંગ્રેજી ધોરણોનો અભ્યાસ કરી ન્યાત ભાઇઓ ધંધે નોકરીએ લાગી જતા. મોટો ભાગ નોકરીઆત હતો અને ટૂંકી આવકમાં પોતાનું

ગુજરાન કરતો. વ્યાપાર ધંધો લગભગ નહી જેવો હતો. કન્યા કેલવણીની અછત હતી અને અગીઆર વર્ષની આસપાસમાં બાળકીઓને પરણાવી દેવાની માબાપ આકાંક્ષા રાખતા હતા. સંસાર વ્યવહારમાં આગલી જાહોજલાલીના વખતથી ચાલી આવતાં પરંતુ ચાલુ સાધનમાં ભારે પડે એવા મોટા ખર્ચ રાખવામાં આવતાં હતાં અને તેમાં નોકરીઆત વર્ગને નહી પરવડે એવી રીતે કાળનો વ્યય થતો. મોટી કરકસર કરી તથા કષ્ટ વેઠી સંગ્રેલું ધન આવા પ્રસંગોમાં ખર્ચાઇ જતું અને આર્થિક સ્થિતિમાં સુધારો થતો નહી. પોરવાડ બધુંઓ ન્યાત સેવા માટે ટુંક પૂજીમાંથી પણ પૈસો કહાડી આપવા ઉત્સાહ ધરાવતા પરંતુ તેમના આ ઉદાર સ્વભાવનો ઉપયોગ સુરત અને મુંબઇમાં સારી સંખ્યામાં ઉત્સવો—ઉજાણીઓ માટે ફંડ ઉભા કરવામાં માત્ર થતો. આ ઉત્સવો સારા ઉદ્દેશથી શરૂ કરવામાં આવ્યા હતા અને ન્યાતી બંધુઓમાં સહવાસ અને ઓળખપીછાણ કરવામાં સહાય રૂપ થતાં. પરંતુ મોટે ભાગે નાની રકમનું ભંડોળ દરેક ઉત્સવ માટે લીધેલું હોવાથી અને મોંઘવારી તથા અન્ય કારણોને લીધે આ ભંડોળનું વ્યાજ ઉત્સવના ખર્ચને પહોંચી વળે તેટલું આવતું નહી જેને લીધે જેને માથે ઉત્સવ આવતો તેને મોટી રકમ ઘરમાંથી ઉમેરવી પડતી. આ કારણથી ઉજાણીઓ આનંદને બદલે કોઇ કોઇ પ્રસંગે કલેશનું કારણ થઇ પડવાનો સંભવ ઉભો થતો. આવા વાતાવરણમાં સ્વ: ભાઇ વીઠલદાસ છબીલદાસે આ સભા સ્થાપવાનો પ્રયાસ કર્યો અને આ વાતાવરણમાં જે કુસંપના તથા અધોગતિના કારણો હતાં તે દૂર કરી ન્યાતીજનો એક બીજાની ઉન્નતિમાં કેવી રીતે સહાય કરે, કેળવણીનો ફેલાવો કરી આર્થિક તથા માનસિક સ્થિતિમાં સુધારો કરે અને ન્યાતના વિગ્રહને અંગે ખાનગી કુટુંબોમાં ઉત્પન્ન થએલી કડવાસ કેવી રીતે દૂર થાય તે માટે શાંત મને વિચાર તથા ચર્ચા કરી તે માટે ઘટતા ઉપાયો યોજવા એ આ સભાનો આંતરિક ઉદ્દેશ રાખવામાં આવ્યો હતો. ન્યાતના વિગ્રહ વખતે જે બે પક્ષ પડી ગએલા તે બંને પક્ષના યુવાનો આ સભામાં જોડાયા અને સભાએ પોતાનું ન્યાતિ લાભનું તથા સંપ અને એકત્રતાનું કાર્ય પૂર ઉત્સાહથી શરૂ કર્યું. સારા કામમાં વિક્ષેપો ઘણા આવે તેમ કેટલાએક ન્યાતી બંધુઓએ મમતને ખાતર તથા સભાના ઉદ્દેશોની અજ્ઞાનતાને લીધે અને કેટલાએક ભાઇઓએ સભા ઉભી થવાથી નવા નવા પ્રશ્નો ન્યાતમાં ઉભા થશે એ ધાસ્તીથી વિરોધ બતાવ્યો હતો અને સભા વિરૂદ્ધ ચર્ચા કરવા માંડી હતી. આ વિરોધ દૂર કરવા ભાદરવા વદ ૮ ને દિવસે જ્યારે ન્યાત ભાઇઓ સહકુટુંબ સહપરિવાર મહાલક્ષ્મી ઉપર આવેલી કુળદેવી મહાલક્ષ્મીના મંદિરમાં કરવામાં આવતા હવન વખતે એકઠા થાય છે તે પ્રસંગે સભા તરફથી હસ્ત પત્ર છપાવી કેટલાએક ભાઇઓએ સખત અડચણ નાંખી તથા ધમકી આપી છતાં સ્વ: ભાઇ વીઠલદાસે જાતે નિડરતાથી આ હસ્ત પત્ર ન્યાતિજનોમાં વેંહેચ્યાં હતા.

**સભાની પ્રવૃત્તિ. સભાનું પહેલું સ્થાન કુંભારવાડામાં:**—સભામાં ન્યાતિ લાભના તથા સમાજહિતના જુદા જુદા વ્યાખ્યાનો કરવામાં આવતાં અને તે ઉપરાંત વ્યવહારિક દ્રષ્ટિએ સભાનો હેતુ પાર પાડવા માટે ન્યાતિ ભાઇઓમાં સારે માઠે પ્રસંગે સહાયતા કરવાને કીમતી વખત તથા કામને ભોગે મોટી અડચણ ખમીને પણ સભાસદો હાજર થતા. ન્યાતી ભાઇઓના રહેઠાણની નજીકમાં સભાનું સ્થાન ન મળવાથી સભાના કામને અડચણ પડતી હતી, તેમાં બ્યુબોનીક પ્લેગ પહેલ વહેલો મુંબઇમાં દાખલ થયો

તેને દાબી દઇ દૂર કરવા માટે સરકાર તરફથી જે કડક ઉપાયો યોજવામાં આવ્યા તેથી મુંબઇવાસીઓ મુંબઇ છોડી પરામાં અથવા બહારગામ ચાલી જવા લાગ્યા અને ખાસ કરી કુંભારવાડા તરફ મરકીનું જોર વિશેષ રહેતું હોવાથી સભાને પહેલા બે વર્ષ દરમ્યાન મોટી મુશ્કેલીમાંથી પસાર થવું પડ્યું હતું.

**સભાના પહેલા પ્રમુખ સ્વ: શેઠ ત્રીજભુખણદાસ** :—સભાને સદભાગ્યે સ્વ: શેઠ ત્રીજભુખણદાસ પરભુદાસ જેવા ખંતીલા, બાહોશ અને કાર્યદક્ષ પ્રમુખ પ્રથમથી મળ્યા અને સ્વ: શેઠ લલ્લુભાઇ ધરમદાસ, હરકીશનદાસ ધરમદાસ તથા ચંદુલાલ ભગવાનદાસ દેશાઈ જેવાની દીલસોજી તથા સહાય મળવાથી સભાનું કામ ધીમે ધીમે પણ મક્કમ રીતે ચાલવા લાગ્યું. સભાસદોએ મરકીના ખરા ગભરાટ વખતે ન્યાતમાંના મરકીના દરદીઓને તથા તેના સગા સ્નેહીઓને જીવને જોખમે સહાયતા આપી હતી અને જ્યારે સ્વ: ભાઇ દયાકોર તે શેઠ મોરારભાઇ ત્રીજભુખણદાસની વિધવાએ ઉદાર હાથથી મોઢ પોરવાડ પ્લેગ ઓસ્પીટલમાં ન્યાતના દરદીઓની સારવાર માટે પોતાને ખરચે ગોઠવણ કરી ત્યારે એ ઓસ્પીટલમાં ન્યાતના દરદીઓની માવજત તરફ દેખરેખ રાખવા વિગેરે કામમાં તેઓએ ઘણા ઉમંગથી ભાગ લીધો હતો. બાઇ દયાકોરને આ તેમના ઉદાર અને ધાર્મિક કાર્ય માટે ભવ્ય વગવાળો મેળાવડો કરી મુળજી જેઠા મારકીટ હોલમાં ન્યાત તરફથી માનપત્ર આપવામાં આવ્યું હતું તે વખતે તેની દરેક વ્યવસ્થા કરવાનો શ્રમ સભાના સભાસદોએ પોતે ઉપાડી લીધો હતો. સભાસદોની આ સહાય્ય બુદ્ધિને લીધે ન્યાતિજનોમાં પરસ્પર મદદ કરવાનો ઉમંગ વધ્યો હતો અને ન્યાતમાં મરકીને લીધે થએલા કોઇ પણ મરણ વખતે ભાડુતી માણસો બોલાવી શબને ઉંચકી જવાની જરૂર પડી નહોતી. સ્વ: શેઠ હરકીસનદાસ ધરમદાસ વયોવૃદ્ધ હોવા છતાં સભાના કામ તરફ દીલસોજી ધરાવતા હતા અને મરણ પર્યંત તેના સભાસદ હતા. સભાના ઉપપ્રમુખ તથા વ્યવસ્થાપક મંડળના સભ્ય દાખલ તેમણે સભાની કીમતી સેવા બજાવી હતી. સભાના મેળાવડા ફતેહમંદ બનાવવાને તથા ઇનામોની રકમ ખુટતી ત્યારે વખતો વખત ઉદાર દીલથી આર્થિક મદદ કરતા હતા તેમજ ઇનામોના જાથુકના ફંડમાં પણ તેમણે ભાગ આપ્યો છે.

**રા. વીઠ્ઠલદાસ પસ્તાગીઆનો સ્વર્ગવાસ** :—સભાની કસોટી થવાની બાકી હશે તેમ સભાએ બે વર્ષ પૂરા કર્યાં એટલામાં સભાના સ્થાપક અને બાહોશ અને ઉત્સાહી સેક્રેટરી ભાઇ વીઠલદાસ છબીલદાસ પસ્તાગીઆનો સને ૧૮૯૬ માં નાની વયમાં સ્વર્ગવાસ થયો. એમના અવસાનથી સભાને તેમજ ન્યાતને મોટી ખોટ ગઇ છે. સાધનને અભાવે ટુંકી કેળવણી લેવા છતાં સંસ્કૃત ઉદાર અને ઉચ્ચ વિચારો ધરાવતા હતા અને તે વિચારો અમલમાં મૂકવા માટે નિડરતા, ધૈર્ય અને ઉત્સાહ દર્શાવતા. તેમનો સંસાર કડવો છતાં મન ઉપર કાબુ રાખી આનંદી સ્વભાવ રાખતા અને પોતાના જેવું દુ:ખ બીજાને ભોગવવું ન પડે તે માટે પ્રયત્ન કરતા. સભાના વ્યવસ્થાપક મંડળમાં ભિન્ન ભિન્ન વિચારના આસામીઓ છતાં અને ન્યાતના વિગ્રહને અંતે ફેલાએલી કડવાસનો કંઇક અંશ બાકી રહેલો છતાં સર્વે અડચણો વચ્ચે સભાનું કામ નિષ્પક્ષપાત અને ઉદાર વૃત્તિથી ચલાવવામાં, સભાનું કામ આગળ વધારવામાં તથા સભાને સારા પાયા ઉપર મુકવા માટે સ્વ: ભાઇ વીઠલદાસે અંત્યત બાહોશીથી કામ લીધું હતું. સભાના જુબીલીના પુસ્તકમાં મુકવા તેમની તસ્વીર મળે એ વિચારથી

સુરત અને મુંબઇમાં તેમના સગા સ્નેહીઓમાં તપાસ ચલાવવામાં આવી હતી પણ કમનશીબે તેમની કોઇ તસ્વીર હાથ લાગી નથી. આશા છે કે સબળ, ધનાઢ્ય અને ઉદાર ચિત્તના સભાસદો હવે પછી ઉઘરાણું કરી સ્વ: ભાઇ વીઠલદાસના નામનું એક ઇનામ સ્થાપી સભામાં તેમનું સ્મારક રાખશે. તેમના અવસાનના દુ:ખદાયક પ્રસંગે વિદ્યોત્તેજક ફંડ ઉભું કરી તેમનું સ્મારક રાખવા માટે સભામાં લેખક તરફથી ચર્ચા કરવામાં આવી હતી પરંતુ સાધનને અભાવે તેનું કાંઇ પરિણામ આવ્યું નહોતું.

**દેશાઇ ભાઇઓનો ઉત્સાહ:**—ભાઇ વીઠલદાસના અવસાન પછી સભાનું કામ ભાઇ દેવીદાસ જેકીશનદાસ દેશાઇ (હાલ સોલીસીટર) તથા લેખકે ઉપાડી લીધું હતું. દેશાઇ કુટુંબે સભા તથા ન્યાતની અમૂલ્ય સેવા બજાવી છે. સ્વ: શેઠ જેકીશનદાસ ભગવાનદાસે ન્યાતના ટ્રસ્ટી દાખલ ઘણા વર્ષો સુધી કામ કર્યું હતું અને ત્યાર પછી તેમના વડીલ પુત્ર સ્વ: ઠાકોરદાસ જેકીશનદાસ દેશાઈએ ટ્રસ્ટી દાખલ ન્યાતના સંતોષ વચ્ચે ઘણા વર્ષ સુધી કામ ચલાવ્યું હતું. તેમના વખતમાં ન્યાતના કામમાં મંત્રી કે ખજાનચી દાખલ કોઇને નીમવામાં આવતો નહોતો છતાં મંત્રી અને ખજાનચીને ભાગે આવતી દરેક જોખમદાર ફરજ તેઓ બજાવતા હતા અને ન્યાતના ભંડોળની વ્યવસ્થા તથા બારીક સંભાળ પોતાના ગોઠીઆ ટ્રસ્ટીઓને સાથે રાખી કરતા હતા. લાંબો વખત સુધી તેઓએ સભાના ખજાનચી દાખલ તથા ત્યાર પછી ઓડીટર દાખલ સભાની તારીફ લાયક સેવા બજાવી હતી. શેઠ (હાલ ડાકટર) કલ્યાણદાસ જેકીશનદાસ દેશાઇએ સભા સ્થાપન કરવામાં સ્વ: ભાઇ વીઠલદાસને અમૂલ્ય સહાય આપી હતી અને સભાના જાહેર મેળાવડાઓમાં ઘણો આગેવાન ભાગ લેતા હતા. મુંબઇ આર્યસમાજનાં મંત્રી અને ત્યાર પછી અધ્યક્ષ દાખલ તે સંસ્થાનાં કામમાં ગુંથાવા પછી એ ભાઇને વખતને અભાવે સભાના કામમાં ભાગ લેવાનું ન છુટકે ઓછું કરવું પડ્યું હતું તે છતાં જ્યારે જ્યારે પણ પ્રસંગ મળતો ત્યારે ત્યારે નાનું મોટું સભાનું કામ તેઓ ઉપાડી લેતા. ભાઇ દેવીદાસ જેકીશનદાસ દેશાઇ સ્વ: વીઠલદાસના અવસાન પછીથી તે સન ૧૯૧૨ સુધી સભાના સ્તંભ જેવા થઇ પડયા હતા. તેમના ઉત્સાહ અને ઉદાર વિચારો તથા પ્રવૃત્તિનો ચેપ સભાના બીજા અધિકારીઓને પણ લાગતો અને તેમના વખતમાં સભાએ ઘણાં સારાં સારાં કામો ઉપાડી લીધાં હતાં. આ ત્રણે ભાઇઓએ પોતે તથા પોતાના લાગવગથી પોતાના સ્નેહીઓમાંથી સારી જેવી પૈસાની રકમ ઇનામો માટે, એકઠી કરાવી આપી હતી. સભામાં વિદ્યોત્તેજક ફંડ ઉભું કરવા માટે લેખકને તેમના તરફથી ઘણી કીમતી મદદ મળી હતી અને બાઇ દયાકોર વિદ્યોત્તેજક ફંડ સ્થપાવવામાં તેમણે ઘણો આગેવાની ભરેલો ભાગ લીધો હતો. સભાના પુસ્તકસંગ્રહ સ્થાનને અભાવે લાંબા કાળ સુધી તેમને ત્યાં સાચવી રાખવામાં આવતો હતો અને આ ત્રણે ભાઇઓ તથા તેમના સ્રીવર્ગ તરફથી આ પુસ્તકસંગ્રહની વ્યવસ્થા રાખવામાં તથા પુસ્તકો વિદ્યાર્થીઓને આપવા લેવામાં વખતો વખત કીમતી મદદ આપવામાં આવી હતી.

**ઇનામોના મેળાવડા:**—સન ૧૮૯૭ ની આખેરીએ યુનીવરસીટી—સરસ્વતી મંદિર તરફથી લેવામાં આવતી પરીક્ષાઓના પરિણામ જાહેર કરવામાં આવ્યા તેમાં લેખક બી.એ.ની પરિક્ષામાં ઉત્તીર્ણ થતાં તે પ્રસંગનો લાભ લઇ સભાએ સન ૧૮૯૮ ની શરૂઆતથી ઈનામના વાર્ષિક મેળાવડા કરવા શરૂ કર્યા. સન ૧૮૯૮ માં કેટલાએક સભાસદોએ પોત-

પોતાનામાં ઉઘરાણું કરી ન્યાતના યુનિવર્સીટીની પરીક્ષામાં વિજયી નીવડેલા વિદ્યાર્થીઓને તેમજ જયેષ્ટારામ માસ્તરે પોતાની નિશાળનું સ્થાન બે કરતાં વધુ વર્ષ વાપરવા આપ્યું તે માટે આભાર પ્રદર્શિત કરવા તેમના કેટલાએક વિદ્યાર્થીઓને ઇનામ આપ્યા હતા. આ પ્રસંગે ન્યાતનો વડીલ વર્ગ સારી સંખ્યામાં હાજર રહેલો હોવાથી વિદ્યોત્તેજક ફંડની ચર્ચા ઉપાડી લેવામાં આવી હતી અને ઘણા શેઠીઆઓએ તેમાં નાણું ભરવાની ખુશી બતાવી હતી.

**વિદ્યોત્તેજક ફંડ**:—મુંબઇમાં આ ફંડમાં નાણું ભરવાની શરૂઆત સ્વ: શેઠ ચંદુલાલ ભગવાનદાસ તથા સુરતમાં શેઠ જેકીશનદાસ મોરારભાઇ તરફથી કરવામાં આવી હતી. સભા તરફથી સન ૧૮૯૮ માં સુરત અને મુંબઇમાં ન્યાતીભાઈઓને ત્યાં લગ્ન વિગેરે પ્રસંગો આવતાં તેમને ત્યાં જઇ પૈસા ઉઘરાવવા માટે ગોઠવણ કરવામાં આવી હતી. અને આ ફંડ ઉઘરાવવામાં લેખકને ભાઇ દેવીદાસ દેશાઇ ઉપ્રાંત શેઠ ત્રીભોવનદાસ માલવી, રંગીલદાસ જમનાદાસ તથા સ્વ: શેઠ ચુનીલાલ ઘેલાભાઇ શાહ તરફથી સારો આશ્રય મળ્યો હતો. આ ફંડ ઉઘરાવતી વખતે જુદા જુદા આસામીઓ સાથે પ્રસંગ પડતા સભા બાળવયમાં હોવાથી અને અધિકારીઓ મોટે ભાગે વિદ્યાર્થીઓ હોવાથી સભાને બદલે ન્યાતના પ્રતિષ્ઠીત પુરૂષોની કમીટીને સોંપવામાં આવે તો આ ફંડ ઘણું મોટું થશે એ પ્રમાણે સુચના કરવામાં આવી તે ઉપરથી સન ૧૮૯૮ ની આખેરીએ મુંબઇ સુરતની પંચના આગેવાન પ્રતિષ્ઠીત પુરૂષોની એક કમીટી નીમી ફંડ ઉઘરાવવાની યોજનાનો ખરડો તૈયાર કરવામાં આવ્યો હતો અને કેટલાએક શેઠીઆઓની પસંદગી માટે તે ફેરવવામાં આવ્યો હતો. આ ખરડા પ્રમાણેની એક યોજના ત્યાર બાદ સન ૧૯૦૦ માં છપાવી મુંબઇ અને સુરતમાં ન્યાતિભાઇઓમાં વ્હેંચવામાં આવી હતી અને મુંબઇમાં થએલા ઇનામના મેલાવડા વખતે તેને સભા તરફથી બાહાલી આપવામાં આવી હતી. આ યોજના પૂર ઉત્સાહથી અમલમાં મુકાય તે માટે સુરતમાં પણ ચર્ચા ચલાવવા અવશ્યની ધારી સન ૧૯૦૦ ની સાલમાં સભા તરફથી સુરતમાં સ્વ: શેઠ ગુલાબદાસ જમનાદાસ વકીલનાના પ્રમુખપણા હેઠળ પહેલો વહેલો ઇનામનો મેલાવડો કરવામાં આવ્યો હતો.

**સુરતમાં પહેલો મેલાવડો**:—આ મેલાવડો ફતેહમંદ બનાવવા માટે મુંબઇથી કેટલાએક ઉત્સાહી સભાસદો ખાસ સુરત ગયા હતા અને તેમને સુરતના યુવાન વર્ગમાંથી ખાસ કરીને સ્વ: ભાઇ છગનલાલ ગુલાબદાસ વકીલના, સ્વ: ભાઇ મણીલાલ લાલભાઇ મોદી તથા ભાઇ રતનલાલ બ્રીજમોહનદાસ તેલાટ તરફથી કીમતી સહાય મળી હતી. સ્વ: ભાઇ છગનલાલ તથા મણીલાલ મરણ પર્યંત સભાના કામ તરફ દીલસોજી બતાવતા હતા અને સુરતના મેળાવડાઓમાં તન, મન અને ધનથી દરેક રીતની મદદ કરતા હતા. ભાઇ છગનલાલ પોતાના વીલમાં ન્યાતના વિદ્યાર્થીઓને સહાય કરવા માટે સારી જેવી રકમ આપી ગયા છે. ભાઇ મણીલાલે મુંબઇની માફક સુરતમાં પણ લાએબ્રેરી-પુસ્તકસંગ્રહ થાય તો ત્યાંની ન્યાતમાં પણ કેલવણી અને જ્ઞાનનો બોહોળો ફેલાવો થાય એ હેતુથી પુષ્કળ શ્રમ લઇ ન્યાતી ભાઇઓમાં ઉઘરાણું કરાવી સુરતમાં લાએબ્રેરી તથા વાંચનાલય ઉભા કર્યા છે. તેમના સ્વર્ગવાસ પછી તેમનો આ સ્તુત્ય પ્રયાસ સદા માટે કાયમ રહે તે વિચારથી તેમના વિધવા ગં૦ સ્વ: ફુલકોરબાઇએ રૂ. ૩૦૦૦) ની રકમ પુસ્તક-

સંગ્રહના કાયમ ભંડોળ માટે ન્યાતને સોંપી પોતાના પતિનું સ્મારક કર્યું છે. સન ૧૯૦૦ ના સુરતના મેળાવડા વખતે વિદ્યોત્તેજક ફંડ માટે સભાની છાપેલી યાદી બાહાલ રાખવામાં આવી હતી અને તે પ્રમાણે અમલ કરવા વગવાળી કમીટી નીમી ફંડમાં નાણાં ભરવા ન્યાત ભાઇઓને અરજ ગુજારવામાં આવી હતી. સભાનો આ પ્રયત્ન નિષ્ફળ નિવડયો હતો. લોકોને ઘેર જાતે જઇ ફંડમાં પૈસા ભરાવવા માટે કમીટીઓ તરફથી ઉત્સાહ બતાવવામાં આવ્યો નહી. સુરતના આગેવાનોએ માત્ર પંચમાં ઠરાવ કરી દરેક લગ્ન વખતે વિદ્યોત્તેજક ફંડ માટે નાનો સરખો લાગો નાંખ્યો. આ લાગાને અંગે દર વરસે ઘણીજ જુજ રકમ મળે એમ હોવાથી આ વિચાર સભાને પસંદ પડયો નહીં તેથી સન ૧૯૦૨ ના સાલથી વિદ્યોત્તેજક ફંડનું કામ સભાએ ઉપાડી લેવાનું નક્કી કર્યું. પોતાના કાર્યમાં યશ મળે તે માટે રા. ત્રીભોવનદાસ માલવીને સભાસદ થવા સમજાવ્યાથી આજ વર્ષમાં તેઓ પહેલા સભાના જીંદગી પર્યંતના સભાસદ (Life member) થયા હતા.

આ પ્રયત્નો દરમ્યાન સભાને બીજી કસોટીમાંથી પસાર થવું પડયું. માસ્તર જ્યેષ્ટારામની ગેરહાજરીમાં તેમની જગ્યાએ આવેલા બીજા માસ્તરે કુંભારવાડાની સ્કુલ વાપરવા આપવા માટે વાંધો દર્શાવ્યો એટલે થોડો કાળ સભાનું સ્થળ સ્વઃ શેઠ ડાહ્યાભાઇ ગોવનદાસને ત્યાં રાખવામાં આવ્યું. સ્વઃ શેઠ ડાહ્યાભાઇ ગોવનદાસ સભાની શરૂઆતથીજ સભાસદ થયા હતા અને તેમના અવસાન પર્યંત તેઓ તેના કાર્યમાં ઉમંગ દાખવતા હતા. સભાના વ્યવસ્થાપક મંડળના સભાસદ તથા ખજાનચી દાખલ તેઓએ સભાને ઘણી સહાય આપી હતી. તેમનો સ્વતંત્ર સ્વભાવ અને સંસારનો અનુભવ સભાના યુવાન અધીકારીઓને વારંવાર ઉપયોગી થઇ પડતા હતા.

**સભાના બીજા પ્રમુખ સ્વઃ શેઠ ગુલાબદાસ**:— સન ૧૮૯૮ ના સાલમાં શેઠ ત્રીજભુખણદાસ પરભુદાસે સભાના અધ્યક્ષસ્થાનનું રાજીનામું આપ્યું હતું અને તેમની જગ્યાએ શેઠ ગુલાબદાસ પ્રાણજીવનદાસને નીમવામાં આવ્યા હતા. સન ૧૯૦૪ માં તેમનો સ્વર્ગવાસ થયો ત્યાં સુધી તેઓએ મીલનસાર સ્વભાવ અને બાહોશીથી સભાનું અધ્યક્ષસ્થાન સાચવ્યું હતું, અને સભાના ઉત્સાહી પણ યુવાન વર્ગને ઘણી કુશળતાથી દોરવ્યા હતા. પોતે જુના વિચારના અને અંગ્રેજી કેલવણી વગરના હોવા છતાં એમણે કેળવાયલા વર્ગનો ચાહ તથા વિશ્વાસ સંપાદન કર્યા હતા. સભાના અધ્યક્ષને ન્યાતના એક ટ્રસ્ટી નિમવાનો તેમના વખતથી પ્રચાર પડયો છે જે અદ્યાપિ સચવાઇ રહ્યો છે.

**સભાનું બીજું સ્થાન પાયધુની પર**:—સ્વઃ શેઠ ડાહ્યાભાઇ ગોવનદાસનું મકાન સભાના કામને માટે નાનું પડવાથી સભાને માટે અન્ય સ્થળે મકાન લેવા તજવીજ કરવામાં આવી હતી. ભાડું ખરચી જગ્યા રાખવાનું સભાની ગુંજાસ બહાર હોવાથી રા. કલ્યાણદાસ જેકીશનદાસ દેશાઇએ પોતાનો વગ લગાડી સર મંગળદાસ નથુભાઇ કન્યાશાળા તે વખતે પાયધુની ઉપર ગોડીજીના મકાનમાં હતી તે શાળાનું સ્થાન સન ૧૯૦૧ ના સાલથી વાપરવા માટે મેળવ્યું. આ સ્થળ ન્યાતિભાઇઓના રહેઠાણની નજીકમાં હોવાથી અને દરેક રીતે સગવડવાળું હોવાથી સભાના કામને ઘણું ટેકારૂપ થઇ પડયું હતું. સને ૧૯૧૨ માં મોરારબાગ તૈયાર થયો ત્યાં સુધી આ સ્થળનો લાંબા વખત માટે સભાને પૂર

છુટથી લાભ મળ્યો હતો તે માટે સર મંગળદાસ કન્યાશાળાના ટ્રસ્ટી સાહેબોનો સભા અત્યંત આભાર માને છે.

**વર્ષારંભના મેલાવડા:**—સને ૧૯૦૧ ના સાલમાં આ સભાએ વિક્રમ સંવતના બેસતા વર્ષની ખુશાલીમાં ઇનામના મેલાવડા ઉપરાંત બીજો ન્યાતીભાઇઓનો મેલાવડો કરવાનું શરૂ કર્યું અને કાળે કરીને એ મેલાવડામાં વેદશાસ્ત્ર સંપન્ન નરહરી શાસ્ત્રી તથા અન્ય વિદ્વાન શાસ્ત્રીઓ પાસે ધાર્મિક પ્રવચન સભા તરફથી કરાવવામાં આવે છે અને તેવી રીતે ઉધરતી પ્રજામાં ધાર્મિક વૃત્તિ સતેજ રહી પોતાનો ધર્માચાર અને વ્યવહાર સમજતા રહે તેની સંભાળ રાખવામાં આવે છે. આ મેલાવડા માટે જાથુકનું ફંડ થવાની આવશ્યકતા માટે સભાના વાર્ષિક રીપોર્ટોમાં વારંવાર ધ્યાન ખેંચવામાં આવતું હતું. તે ધ્યાનમાં રાખી શેઠ મોરારભાઇ વ્રીજભુખણદાસની પેઢી તરફથી શેઠ નટવરલાલ મગનલાલના સ્મારક દાખલ જાથુકનું ફંડ સન ૧૯૨૦ ના સાલમાં આપવામાં આવ્યું છે તેના વ્યાજમાંથી સ્વ: શેઠ નટવરલાલના સ્મરણાર્થે પ્રતિવર્ષે આ મેલાવડો કરવામાં આવશે. આવી સંસ્થા અને ફંડની સુગમતા સુરત ખાતે પણ થવી જોઇએ. આશા છે કે સુરતના કોઇ સખી ધાર્મિક ગૃહસ્થ પોતાના કે કોઇ સ્નેહીના નામથી સારી જેવી રકમ કહાડી આપી તેનું સ્મારક રાખી પ્રતિવર્ષે વર્ષારંભે હરીસ્મરણની ગોઠવણ કરાવશે. સન ૧૯૦૨ માં નામદાર સ્વ: શેહેનશાહ એડવર્ડના રાજ્યારોહણની ખુશાલીમાં સભા તરફથી ભવ્ય મેલાવડો કરવામાં આવ્યો હતો અને પ્રસંગાનુસાર ભાષણોની હરીફાઇ કરાવી ઇનામો વ્હેંચી આપ્યાં હતાં.

**ન્યાતની વસ્તિની ગણત્રી:**— સન ૧૯૦૦ સુધીનાં વસ્તીપત્રક ( સેનસસ ) ના સરકારી રીપોર્ટો બહાર પડયા હતા તેમાંથી સંશોધન કરી પોરવાડની જુદે જુદે ઠેકાણે કેટલી વસ્તી છે તેનો એક ટુંકો લેખ લેખક તરફથી સભામાં રજુ કરવામાં આવ્યો હતો તેમાં જે ઉપયોગી ખબર એકઠી કરવામાં આવી હતી તેનો લાભ લઈ ભાઇ દેવીદાસ જેકીશનદાસ દેશાઇએ તા૦ ૨૩ મી ઓગસ્ટ ૧૯૦૩ ને દીને મુંબઇ અને સુરતની વસ્તિની ગણત્રીનું કામ પંચની સંમતિથી ઉપાડી લેવા માટે સભાના વ્યવસ્થાપક મંડળમાં ચર્ચા ચલાવી હતી તેમજ ન્યાતનો સવિસ્તર ઇતિહાસ તૈયાર કરાવવા માટે દરખાસ્ત લાવ્યા હતા. વસ્તિની ગણત્રીનું કામ ઉપાડી લેવામાં આવ્યું હતું. મુંબઇના પંચની સંમતિ લઈ મોટો ખર્ચ તથા મહેનત કરી વસ્તિની ગણત્રીનું કામ મુંબઇમાં પુરૂં કર્યું પરંતુ ઉત્સાહ અને કામ કરનારને અભાવે સુરતમાં વસ્તિપત્રક ભરાયા નહિ અને એ કામ ખોરંભે પડયું. સન ૧૯૧૭ ની સાલમાં શેઠ જેકીશનદાસ વ્રીજભુખણદાસે ખાનગી રીતે આ કામ ઉપાડી લીધું અને બારીક તપાસ અને પૂછપરછથી જોઈતા આંકડા તૈયાર કર્યા. તે આંકડા તથા તે ઉપરથી ન્યાતની આર્થિક તથા સાંસારિક સ્થિતીનો ચીતાર બતાવનારી એક યાદી લેખક તથા ભાઇ ચુનીલાલ મોતીલાલ તરફથી મુંબઇ અને સુરતમાં વ્હેંચવામાં આવી હતી. તેમાં ન્યાતની યુવાન સ્ત્રીઓનાં થતા અકાળ મરણ અને તેથી થતી સંસારની દુર્દશા તરફ ન્યાતિ ભાઇઓનું ખાસ ધ્યાન ખેંચવામાં આવ્યું હતું. સને ૧૯૨૦ ના સાલમાં એવીજ રીતે વસ્તિની ગણત્રી કરવાનો પ્રયાસ સુરતના બે યુવાન ભાઇ મુગટલાલ દલાલ તથા હીરાલાલ ટ્રેઝરર તરફથી કરવામાં આવ્યો હતો

અને તેમણે મોટી મહેનત લઇ સુરતમાં પત્રકો ભરાવ્યા છે પરંતુ મુંબઇમાં તેવા પત્રકો ભરાઈ આવ્યા નથી એ ઘણી દીલગીરીની વાત છે. આશા છે કે એ ભાઇઓ ખંત રાખી હાથમાં લીધેલું કામ પૂરૂં કરશે.

**ન્યાતનો ઇતિહાસ** :—ન્યાતનો ઇતિહાસ આ જુબીલીના ખાસ અંક માટે રા. ચુનીલાલ મોતીલાલ દલાલે સંશોધન કરી તથા સંખ્યાબંધ પુસ્તકો તપાસી ઉપજાવી કહાડયો છે તે આ અંકમાં છાપવામાં આવ્યો છે. આ પ્રમાણે ભાઇ દેવીદાસની ઈચ્છા લગભગ વીસ વર્ષે પાર પડી છે. સને ૧૯૦૩ ના સાલમાં લેખકનું પૂને રહેવાનું થતાં તેની તથા ભાઈ નરોત્તમદાસ છબીલદાસની જગ્યાએ સભાનું કામ મોટે ભાગે ભાઇ દેવીદાસ તથા છગનલાલ માણેકલાલ પાસે જોડીયા મંત્રિ દાખલ આવ્યું. અને સ્વ: શેઠ નગીનદાસ જમનાદાસ તથા ઠાકોરદાસ જમનાદાસ ખજાનચીના કામ ઉપર નિમવામાં આવ્યા. શેઠ ઠાકોરદાસ જમનાદાસ સભાના એક સ્થાપક હોઇ મરણ પર્યંત સભાના કામમાં ઉત્સાહથી ભાગ લેતા હતા અને વ્યવસ્થાપક મંડળના સભ્ય, મંત્રિ અને પાછળથી ખજાનચી દાખલ કીમતી સેવા બજાવી હતી. સ્વ: શેઠ નગીનદાસ જમનાદાસ સભાના પ્રથમથીજ સભાસદ અને વ્યવસ્થાપક મંડળના સભાસદ હતા અને તેમણે ઘણાં વર્ષો સુધી ખજાનચી અને પાછળથી ઓડીટર દાખલ સભાના કામકાજમાં ભાગ લીધો હતો. સભાનો હીસાબ તપસીલવાર રાખવો, તેના પૈસાનો દુરૂપયોગ ન થાય તેની સંભાળ રાખવી અને ઉઘરાવવાની બાકી રહેલી રકમ તાકીદે વસુલ થાય તે માટે તેઓ ઘણીજ કાળજી રાખતા. ન્યાતના ટ્રસ્ટી અને સેક્રેટરીની જંજાળભરી ફરજો તેમને માથે આવ્યા પછી તેઓએ સભાના વ્યવસ્થાપક મંડળમાંથી રાજીનામુ આપ્યુ હતું છતાં દરેક પ્રસંગે તેઓ સભાના અધિકારીઓને સલાહ તથા સહાય આપતા અને તેમના સન ૧૯૧૯ માં થએલા અવસાન પર્યંત સભાના તેઓ ઘણા ઉપયોગી સભાસદ નિવડયા હતા. ભાઈ છગનલાલ માણેકલાલે વિદ્યોત્તેજક ફંડને ઉત્તમ વ્યવસ્થા ઉપર મુકયું છે અને તેમના તરફથી જે ધોરણ ગોઠવવામાં આવ્યું છે તેથી ભાઇ દયાકોર વિદ્યોત્તેજક ફંડના ટ્રસ્ટીઓ અને સભાના અધિકારીઓ વચ્ચે સારો સંબંધ જળવાઇ રહ્યો છે. સભાના મંત્રિ દાખલ લાંબો વખત સુધી કામ કરી સભાના કામકાજને સુધરેલા નિયમ ઉપર મુકવામાં તેમણે આગળ પડતો ભાગ બજાવ્યો છે. સભાના વ્યવસ્થાપક મંડળમાં તથા ઉપપ્રમુખ દાખલ તેમણે સભાના ઉદ્દેશ પાર પાડવા માટે નિડરતાથી સતત પ્રયાસ કર્યા છે અને ન્યાતના ટ્રસ્ટી દાખલ તેઓ ન્યાતના કામમાં ઘણો આગેવાનીભર્યો ભાગ લે છે. આવા ઉત્સાહી અને ઉપયોગી સભાસદોને લીધેજ આ સભા પોતાનું કામ યશ સાથે કરી શકી છે. ભાઇ નરોત્તમદાસ છબીલદાસે મુંગે મહોડે વ્યવસ્થાપક મંડળમાં તથા સભાના એક અધિકારી દાખલ સભાની મહોટી સેવા બજાવી છે અને લથડતી તબીઅતે પણ સભાના વ્યવસ્થાપક મંડળમાં ચાલુ હાજરી આપી તથા ન્યાતના ટ્રસ્ટી દાખલ ન્યાતના લાભ માટે પ્રયાસ કરી પોતાના ન્યાતીલાઓ તરફના પ્રેમનો અચુક પુરાવો આપ્યો છે.

**શાળોપયોગી લાયબ્રેરી** :—સન ૧૯૦૩ સુધી સભા તરફથી વિદ્યોત્તેજન માટે યુનીવરસીટીની પરિક્ષામાં વિજયી થતા વિદ્યાર્થીઓને મુંબઇ અને સુરતમાં મેળાવડા કરી માત્ર ઇનામો આપવામાં આવતા હતા અને તે માટે ન્યાતીભાઇઓ તરફથી વિદ્યોત્તેજક ફંડમાં તથા અન્ય રીતે સારૂં નાણું ભરાતું તથા કેટલાએક મહસ્થો અને સભારી તરફથી જાહુક

ફંડો પણ કરી આપવામાં આવ્યા હતા. આવી રીતે ન્યાત તરફથી સભાને સારો આશ્રય મળતો જોઇ ભાઇ દેવીદાસ જેકીશનદાસ દેશાઇએ વિદ્યાર્થીઓને અભ્યાસમાં સહાય કરવાના ઉદ્દેશથી તેમને ઉપયોગી થઇ પડે એવાં પુસ્તકોની લાયબ્રેરી કરવી અને તેમાંથી વિદ્યાર્થીઓને જોઇતા પુસ્તકો ઉછીના વપરાસ માટે આપવા અને કામ ખલાસ થયે બીજા વિદ્યાર્થીઓના ઉપયોગ માટે પાછા લેવા તેવી યોજના સન ૧૯૦૪ ના શરૂઆતમાં રજુ કરી જે સભાએ ઉપાડી લીધી હતી. આ પુસ્તકસંગ્રહમાં વર્ષોવર્ષ વધારો કરવામાં આવે છે. આ લાયબ્રેરીમાં વિદ્યાર્થીઓના અભ્યાસમાં ઉપયોગી થાય એવા આશરે ૧૨૦૦ થી વધુ કીમતી પુસ્તકો રાખવામાં આવ્યા છે અને તેમાંથી જ્ઞાતિના યોગ્ય વિદ્યાર્થીઓને પુસ્તકો વાપરવા મળે છે. આથી કરીને ન્યાતિના વિદ્યાર્થીઓને પુસ્તકો પાછળ થતા મોટા ખર્ચનો ઉગારો થાય છે. જે શ્રીમંત વિદ્યાર્થીઓ પોતાને પૈસે પુસ્તકો ખરીદે છે તેઓ પોતાના પુસ્તકો ખપ પુરો થયે આ લાયબ્રેરીને ભેટ આપે તો તેથી ન્યાતના બીજા વિદ્યાર્થીઓને મોટો લાભ થશે. આજ સાલથી સભાને હસ્તકના ફંડનો રીપોર્ટ તથા હીસાબ છાપી ન્યાતભાઇઓમાં વ્હેંચવાનું શરૂ કરવામાં આવ્યું અને એવા રીપોર્ટ સાથે વખતો વખત લાયબ્રેરીના પુસ્તકોની ટીપ છપાવી વિદ્યાર્થીઓની જાણ માટે વ્હેંચવામાં આવી છે તેમજ તેને લગતા નિયમો તૈયાર કરી છપાવવામાં આવ્યા છે.

**સભાના ત્રીજા પ્રમુખ શેઠ ત્રિભુવનદાસ માલવી:**—સભાના અધ્યક્ષ શેઠ ગુલાબદાસ પ્રાણજીવનદાસના અકાળ અવસાનથી સને ૧૯૦૪ ના સાલમાં તેમની ખાલી પડેલી જગ્યાએ શેઠ ત્રિભુવનદાસ નરોત્તમદાસ માલવીને ચુંટી કહાડવામાં આવ્યા હતા અને સન ૧૯૦૯ ના એક વર્ષના ખાંચા સિવાય તેઓ અદ્યાપી અધ્યક્ષસ્થાને રહી ન્યાતની તથા સભાની કીમતી સેવાઓ બજાવે છે. રા. માલવીનું વધારે સવિસ્તર જન્મ વૃતાંત આજ પુસ્તકમાં છપાએલું હોવાથી સભાને અંગે તેમણે બજાવેલા કાર્યોનો અત્રે ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. સન ૧૯૦૯ ના સાલમાં સોલીસીટર રા. દેવીદાસ દેશાઇને પ્રમુખ દાખલ નિમવામાં આવ્યા હતા.

**મેળાવડામાં સ્ત્રીવર્ગની હાજરી તથા કન્યાઓને ઇનામ:**—આજ સાલથી સભાના મેળાવડામાં સ્ત્રી વર્ગને માટે ખાસ ગોઠવણ રાખી તેમને પણ નિમંત્રણ મોકલવાની શરૂઆત કરવામાં આવી હતી અને તેઓ વખતો વખત સારી સંખ્યામાં હાજર રહી સભાના કામમાં ઉત્સાહથી ભાગ લે છે. સ્ત્રી કેલવણીનો ફેલાવો થાય તે માટે શાળામાં જતી કન્યાઓને સન ૧૯૦૫ થી ઇનામો આપવા માટે ફંડ એકઠું કરવાનું શરૂ કર્યું હતું. તે વખતે ન્યાતમાં કન્યા કેલવણીનો ઝાઝો ફેલાવો નહોતો, એકાદ બે ચોપડી ભણી ન ભણી કે બાળકીઓને બાળવયમાં પરણાવી દેવામાં આવતી હતી અને તેમની બુદ્ધિનો વિકાસ થવા માટે તેમજ સંસારની ફરજો બજાવવા માટે જોઇતું જ્ઞાન મેળવવાને તેમને કાંઇ સાધન નહોતાં. આ વસ્તુસ્થિતિ સુધારવા સભાએ કમર કસી અને શરૂઆતમાં મેળાવડામાં કન્યાઓને ઇનામો આપી, સ્ત્રીવર્ગને આમંત્રણ કરી અને સ્ત્રીઉપયોગી વિષયો ઉપર ચર્ચા ચલાવી આ મહત્વનું કાર્ય ઉપાડી લીધું હતું. સ્વ: ભાઇ મગનલાલ મંછારામ તથા ભાઇ છગનલાલ ગુલાબદાસ વકીલના આ વર્ષે જીંદગી પર્યંતના સભાસદ થયા હતા. આ વર્ષના

વર્ષારંભના મેળાવડામાં વીકટોરીઆ બ્લાઇંડ સ્કુલના અંધ વિદ્યાર્થીઓને બોલાવી તેમને કેવી રીતે કેળવવામાં આવે છે તે ઉપર સ્કુલના અપંગ પ્રીન્સીપાલ ડા. નીલકંઠરાય છત્રપતી પાસે એક ઉત્તમ વ્યાખ્યાન અપાવ્યું હતું અને સ્ત્રીવર્ગે તે ઘણા ધ્યાનથી શ્રવણ કર્યું હતું. મેલાવડાને અંતે સારી જેવી રકમ એકઠી કરી સભાને નામે એ શાળાને ભેટ આપવામાં આવી હતી. સન ૧૯૦૪ ના સાલમાં ન્યાતના દાનવીર બાઇ દયાકોર તે શેઠ મોરારભાઇ ત્રીજભુખણદાસના વિધવા તથા સભાના અધ્યક્ષ શેઠ ગુલાબદાસ પ્રાણજીવનદાસના સ્વર્ગવાસ માટે શોક પ્રદર્શિત કરવા તથા તેમના કુટુંબ પર દીલસોજીના પત્રો લખવા ખાસ સભા બોલાવવામાં આવી હતી. ઇન્ડીઅન નેશનલ સોશ્યલ કોનફરન્સના તે વર્ષના મેલાવડામાં ભાગ લેવાનો સભાએ ઠરાવ કર્યો હતો અને પોતાના પ્રતિનિધિ દાખલ ડા. કલ્યાણદાસ તથા લેખકને ચુંટી કહાડયા હતા.

**સ્કૉલરશીપ ફંડની શરૂઆત:**—સન ૧૯૦૫ ની શરૂઆતથી આ સંસ્થાએ કેલવણીના કામમાં એક પગલું આગળ ભર્યું. એ સાલ સુધી પુરૂષ અને સ્ત્રી વિદ્યાર્થીઓને ઇનામમાં અભ્યાસમાં ઉપયોગી થાય તેવા પુસ્તકો આપી આ સંસ્થા સંતોષ પામતી પરંતુ ૧૯૦૪ ના મેલાવડા વખતે કેટલાએક સદ્‌ગૃહસ્થોની સહાયતાથી ઉઘરાણું ઉભુ કરી સ્કૉલરશીપ અથવા શિષ્યવૃત્તિઓ સ્થાપી તેમાંથી નિર્ધન પણ ચંચળ વિદ્યાર્થીઓને કોલેજમાં અભ્યાસ કરવાની સવળતા કરી આપવાનું સભાએ બીડું જડપ્યું અને સભાના આ ઉત્સાહને ન્યાતિભાઇઓ તરફથી ઘણો સારો ટેકો મળ્યો. શેઠ ડાહ્યાભાઇ નારણદાસ ચોખાવાળાએ આ વર્ષથી સુરતના એક વિદ્યાર્થીને પોતાને ખરચે શીખવવાનું પોતાને માથે લીધું. હતું. “ विना पुरुष कार्येण दैवं न सिध्यति ” તેમ સભાના આ કામને પ્રભુ તરફથી અનાયાસે અમૂલ્ય સહાયતા મળી.

**બાઇ દયાકોર વિદ્યોત્તેજક ફંડ:**—શેઠ મોરારભાઇ ત્રીજભુખણદાસનાં વિધવા બાઇ દયાકોરના સ્વર્ગવાસ પછી તેમના મામા શેઠ ઘેલાભાઇ મનોરદાસ તરફથી ન્યાતની ચોક્કસ સહાય મળે તો તેઓ રૂ. ૫૦૦૦૦ ની રકમ ન્યાતને આપે એવી તેમના તરફથી ઇચ્છા દર્શાવવામાં આવી હતી. ભાઇ દેવીદાસને આ વાતની ખબર પડતાં તેમની ઇચ્છા બર લાવવાનું પોતાને માથે લીધું તે એવી શરતે કે તેમની ઇચ્છાનુસાર યોજના થયે તેમણે એ અર્ધા લાખની રકમ વિદ્યોત્તેજક ફંડ સ્થાપી સભાને સોંપવી અને તેમ કરવાનું શેઠ ઘેલાભાઇએ કબુલ કર્યું. આ કામ શેઠ ત્રિભુવનદાસ માલવીની સહાયતા અને અનુમતિ વગર પાર ઉતરે એમ નહોતું એટલે ભાઇ દેવીદાસે શેઠ માલવીની મુલાકાત લીધી અને કેટલાએક ખુલાસાઓ થયા પછી શેઠ માલવીએ ન્યાતને મોટો લાભ થતો હોવાથી જોઇતી અનુમતિ અને સહાયતા આપી. ન્યાતના આગેવાનોને આ બાબતની ખબર પડતાં તેમણે વિરોધ ઉભો કર્યો અને અરધા લાખની આખી રકમ ન્યાતના પંચને મળે એવી ખટપટ કરવા માંડી; આ અરધા લાખની રકમ ન્યાતની વાડી પછવાડે તથા ઉજાણીઓ ઉડાવવામાં વાપરવાનો તેમનો વિચાર હતો. સભાની સામે ન્યાતિ પંચના અધિકારીઓને પહેલેથી સ્વભાવિક સુગ હોવાથી અને આવી મ્હોટી રકમ તેને મળે તો તેનું પદ તથા નૈતિક સત્તા વધી પડે તેની તેમને ધાસ્તી હોવાથી પંચમાં મ્હોટી જુંબેસ ઉઠી. છેવટે શેઠ ત્રિભુવનદાસ માલવી, પંચના શેઠ સ્વ: શેઠ બીજમોહનદાસ કરસનદાસ, સભાના સેક્રેટરી ભાઇ દેવીદાસ અને શેઠ ઘેલાભાઇ મનોરદાસે સલાહથી એવો તોડ કહાડયો કે શેઠ ઘેલાભાઇએ રૂ. ૫૦૦૦૦

મુંબઇની ન્યાતના પંચમાં આપવા તેમાંથી પંચે રૂ. ૨૬૦૦૦ વાડીમાં વાપરવા અને બાકીના રૂ. ૨૪૦૦૦ નું બાઇ દયાકોર વિદ્યોત્તેજક ફંડ ઉભું કરવું, તેનું ટ્રસ્ટડીડ કરવું તથા પંચ ત્રસ્ટીઓ નીમે. સભા જે વિદ્યોત્તેજક કામ માટે ખર્ચ કરવા જણાવે તથા સ્કૉલરશીપ વિગેરે આપવા ભલામણ કરે તે પ્રમાણે તે ફંડની આવકનો ખર્ચ ટ્રસ્ટીઓ કરે. આ પ્રમાણે શેઠ ઘેલાભાઇની ઉદારતા, શેઠ ત્રિભુવનદાસ માલવીનું મહોટું મન, ભાઇ દેવીદાસની કાર્યદક્ષતા અને શેઠ બ્રીજમોહનદાસની સમયસૂચકતા એકત્ર થતાં બાઇ દયાકોર વિદ્યોત્તેજક ફંડ સ્થાપન થયું, ન્યાતને લાભ થયો અને બાઇ દયાકોરનું નામ હંમેશને માટે સ્મરણમાં રહે અને તેના નામથી પૂણ્ય થયા કરે એવી એક સંસ્થા ઉભી થઇ. આ ફંડમાંથી પ્રતિવર્ષે સારી સંખ્યામાં સ્કૉલરશીપ તથા બોર્ડીંગ તથા લોજીંગનો ખર્ચ અપાય છે તથા આ ફંડમાંથી પુસ્તકાલયને માટે પુસ્તકો ખરીદવામાં આવે છે. અત્યાર સુધીમાં રૂા. ૧૧,૩૫૦–૩–૩ સ્કૉલરશીપ આપવામાં તથા રૂ. ૧૮૬૮–૧૧–૩ પૂસ્તકો ખરીદવામાં કુલ્લે રૂ. ૧૩,૨૧૮–૧૪–૬ ની રકમ ખર્ચાઇ છે. આ ફંડની સહાયતાથી ઘણા સાધન રહિત પણ ચંચળ વિદ્યાર્થીઓ ઉંચી કેલવણી મેળવે છે. ન્યાતમાં કેલવણીની જુદી જુદી શાખાનો જે ઝડપથી બહોળો ફેલાવો થયો છે અને ન્યાતના વાતાવરણમાં ઘણો ફેરફાર થયો છે તે મોટે ભાગે સભાની પ્રવૃત્તિ અને બાઇ દયાકોર વિદ્યોત્તેજક ફંડને આભારી છે. આ ફંડમાંથી એક વિદ્યાર્થીને વિલાયત જઇ વિધુતશાસ્ત્રનો અભ્યાસ કરવાને માટે રૂા. ૧૦૦૦) ની શિષ્યવૃત્તિ આપવામાં આવી હતી અને બીજા વિદ્યાર્થીને સોલીસીટરના આર્ટીકલ્સની ફી ભરવા માટે એટલીજ રકમ આપવામાં આવી હતી. દરીઆપારની મુસાફરી કરનારને બહિષ્કાર કરવાને બદલે આવી રીતે ન્યાતના ફંડમાંથી સહાય કરનાર આ ન્યાત પહેલી છે એમ ન્યાાતપંચ વાજબી અભિમાન લઇ શકે. સન ૧૯૦૬ માં આ ફંડના સ્થાપક શેઠ ઘેલાભાઇ મનોરદાસનો સ્વર્ગવાસ થયો હતો.

**પહેલું સ્નેહ સંમેલન**:—સને ૧૯૦૭ માં સભા તરફથી સ્નેહ સંમેલનનો મેલાવડો (At Home) સભાના અધ્યક્ષ રા. માલવીને ત્યાં કરવામાં આવ્યો હતો. સભાસદોની મોટી સંખ્યાએ તેમાં ભાગ લીધો હતો અને વિનોદમાં બપોર કહાડી મોડી સાંજે ફળાહાર વિગેરે લઇ વિસર્જન થયા હતા. સૌ. જમનાબાઇ માલવી તરફથી આ સ્નેહ સંમેલન માટે ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવી હતી. આજ સાલમાં સ્વ: ભાઇ ઠાકોરદાસ બાળકૃષ્ણદાસ મહેતાએ એક વર્ષમાંજ ઇન્ટર સાયન્સ, બેચેલર ઓફ સાયન્સ અને પહેલી એલ એલ. બી. ની ત્રણ પરીક્ષાઓ એક સાથે પસાર કરી ન્યાતિ ભાઇઓનો ધન્યવાદ મેળવ્યો હતો. એજ ભાઇએ સન ૧૯૦૯ ના સાલમાં સાયન્સ–વિજ્ઞાન શાસ્ત્રના અભ્યાસમાં એમ. એ. ની ડીગ્રી મેળવી હતી તેમને તથા ભાઇ દેવીદાસ જેકીશનદાસ દેસાઇ તેજ વર્ષમાં સોલીસીટરની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા તેને સભા તરફથી સુંદર મેલાવડો કરી માનપત્રો અર્પણ કરવામાં આવ્યા હતા. રા. માલવી ન્યાતમાં પહેલા એમ. એ. અને સોલીસીટર હતા. ત્યાર બાદ સ્વ: ભાઇ ઠાકોરદાસ બીજા એમ. એ. થયા હતા અને ભાઇ દેવીદાસ બીજા સોલીસીટર થયા હતા. ભાઇ ઠાકોરદાસની પછી ભાઇ રમણલાલ ચીનાઇ તથા મંગળદાસ ચીનાઇ એમ. એ. ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયા છે ભાઈ દામોદરદાસ વીઠલદાસ મહેતા સન ૧૯૧૮ માં સોલીસીટરની પરિક્ષામાં ઉત્તીર્ણ થનાર ત્રીજા ગ્રહસ્થ છે.

**જયમતિ સ્ત્રી ઉપયોગી પુસ્તકસંગ્રહ (લાયબ્રેરી)** :— સન ૧૯૦૯ માં રા. માલવી તરફથી તેમનાં સ્વર્ગસ્થ પુત્રી સૌ. જયમતિ રંગીલદાસ જમનાદાસ લાલાના પૂણ્યાર્થે "જયમતિ સ્ત્રીઉપયોગી લાયબ્રેરી" સભાને અંગે સ્થાપવામાં આવી હતી. આ પુસ્તકસંગ્રહમાં સ્ત્રીઓને વાંચવા લાયક પસંદ કરેલા સુંદર બોધક પુસ્તકો રાખવામાં આવ્યા છે. શરૂઆતમાં સ્ત્રીઓ તરફથી તેનો ઘણો સારો લાભ લેવામાં આવતો હતો પરંતુ પાછળથી તેમનો ઉત્સાહ મંદ થએલો જણાય છે એ ઉધરતી પ્રજાને માટે ઘણું ખેદયુકત છે. આશા છે કે સ્ત્રી વર્ગ તરફથી આ લાયબ્રેરી તરફ વધારે સારૂં ધ્યાન અપાશે તેમજ તેમાં નવાં પુસ્તકો ઉમેરી તેનો લાભ વધારવા માટે ઘટતી સૂચનાઓ તેમની તરફથી કરવામાં આવશે.

સન ૧૯૦૯ નું સાલ સભાને માટે કસોટીરૂપ પસાર થયું હતું. સુરત અને મુંબઇની પંચોમાં કેટલાક પ્રસંગોને લીધે કલેશ ઉભો થયો અને બંને ઠેકાણે તડાં પડયાં અને વિગ્રહ લાંબો વખત ચાલુ રહ્યો.

**જાહેર જીવનનું એક ચિત્ર.** સભાનો દ્રઢ ઠરાવ હતો કે ન્યાતના કામમાં વચ્ચે પડવું નહી તેમજ આવા કમનશીબ પ્રસંગ આવતાં અલગ રહી દરેક ન્યાતી બંધુ સાથે નિષ્પક્ષપાત રીતે વર્તવું અને જ્યાં સુધી એવો વિગ્રહ કાયમ રહે ત્યાં સુધી તેમાં પોતે સંડોવાય નહી તેની બારીક સંભાળ રાખવી. આ નિયમ ઘણો સુંદર છે પણ તેનો અમલ કરવો ઘણો વીકટ રહે છે. સભાના આગેવાનો ન્યાતની વ્યકતીઓ હોવાથી પંચના કામમાં ભાગ લે એ સ્વભાવિક છે અને તે વખતે પંચમાં પક્ષમાં ઉભા થએલાં વ્હેંચાયા છતાં સભાની અંદર તટસ્થતા સાચવવી એ ઘણું મ્હોટું મન અને ઉદાર ચિત્ત હોય તોજ બની શકે છે. આ પ્રસંગે સભાની ખરેખરી કસોટી થઇ હતી અને જાહેર જીંદગીમાં ખાનગી ખટરાગ દૂર રાખી પ્રતિસ્પર્ધિ સાથે ઉદાર બુદ્ધિથી વર્તવાનો આ પ્રસંગ આવ્યો હતો. અધ્યક્ષ રા. માલવી મુંબઇના એક પક્ષના આગેવાન હતા. લેખકના જોડીઆ સેક્રેટરી રા. ચીમનલાલ ડાહ્યાભાઇ કલાર્ક (હાલ વકીલ) ના પિતાશ્રી સુરતમાં રા. માલવીના આગેવાન વિરોધી અને સામા પક્ષના આગેવાન હતા છતાં સભાના આ બંને આગેવાનોએ મોટું મન દાખવી સભાના કામમાં જરા પણ ભિન્ન ભેદ બતાવ્યો નહોતો અને એક સરખા હેત ભાવથી તેઓએ સભાના કાર્યમાં અરસપરસ સહાય આપી હતી. જાહેર જીંદગીમાં આવી વર્તણુક બતાવવામાં આવે તો સમાજના કામ ચોખવટ અને શુદ્ધ બુદ્ધિથી થાય અને પ્રભુ તેમાં જરૂરજ યશ આપે. ન્યાતનો વિગ્રહ પતી ગયો, તે પ્રસંગની ઉશ્કેરણી સમી ગઇ અને ન્યાતી બંધુઓ ગઇ ગુજરી ભૂલી જવા લાગ્યા છે પરંતુ એ વિગ્રહને અંગે જો સભાના કામને હરકત આવતે તો તેથી ન્યાતની ભવિષ્યની પ્રજાને અનહદ ગેરલાભ થતે. સભાના સભાસદોએ આ વિગ્રહ વખતે પંચનો કલહ ઘરમાં ન આવે અને એક બીજાના સંસારમાં ખટરાગ પેદા ન થાય તથા એક બીજાના વહુ દીકરીઓ બંધ ન થાય તે માટે ઘણી સાવચેતી રાખી હતી અને સંબંધમાં આવતા દરેક આસામીને તેવીજ રીતે વર્તવા સમજુતી આપતા. પરીણામે આ વિગ્રહ વખતે આગળનો જેટલો કડવાસ કે કલેશ વિરૂદ્ધ પક્ષવાળાઓ વચ્ચે જણાયો નહોતો.

**સ્ત્રી મંડળ.** સન ૧૯૦૯ ના સાલના ઇનામના મેળાવડા વખતે આ સભાને અંગે સ્ત્રીમંડળ ઉભુ કરવા માટે ચર્ચા ચલાવવામાં આવી હતી. ત્યાર બાદ સન ૧૯૧૫ માં

રા. રતીલાલ મોતીરામ દલાલે આ વિષય ઉપાડી લીધો હતો પણ તેનું પરિણામ કાંઇ આવ્યું નહીં. સન ૧૯૨૧ માં થએલા જુબીલીના છેલ્લા મેલાવડા વખતે સ્ત્રી વર્ગ તરફથી આવા મંડળની જરૂરીઆત ઉપર વીવેચન કરવામાં આવ્યું હતું. આવું એક મંડળ ઉભું કરવું એ સ્ત્રી વર્ગના પોતાના ઉત્સાહ અને શ્રમ ઉપર આધાર રાખે છે તેમને એ કાર્યમાં સભા તરફથી દરેક સહાય મળશે એવાં આશ્વાસનની જરૂર નથી. જ્યાં સુધી એવું મંડળ ઉભું ન થાય ત્યાં સુધી મુંબઇમાં ગુજરાતી સ્ત્રી મંડળ, આર્ય સ્ત્રી સમાજ તથા ભગીની સમાજ જેવા મંડળોમાં જોડાઇ પોતાની ઉન્નતિના પ્રયાસો સ્ત્રી વર્ગ કરશે એવી આશા રાખવામાં આવે છે.

સન ૧૯૧૦ના સાલમાં મુંબઇ ઇલાકાની સોશીઅલ રીફોર્મ એસોશીએશનમાં ભાગ લેવા માટે ઠરાવ કરવામાં આવ્યો હતો અને તેમના રીપોર્ટમાં સભાની પ્રવૃત્તીનો ટુંક સાર મોકલી આપવા નક્કી કરવામાં આવ્યું હતું.

**વિદ્યાર્થી સંમેલન.** આજ સાલમાં સભાના કેટલાએક સભાસદોની સુચનાથી અને સભાના આશ્રય હેઠળ યુવાન વિદ્યાર્થી વર્ગ તરફથી એક સંમેલન સ્થાપવામાં આવ્યું હતું. વિદ્યાર્થી જીવનને રૂચતો વ્યવસાય–નિબંધો લખવા તથા વ્યાખ્યાનો આપવાનો તથા વિદ્યાર્થી વર્ગમાં ભ્રાતૃભાવ અને પ્રેમમય હરીફાઇ વધી તેમના અભ્યાસમાં ઉન્નતિ થાય એ હેતુ આ સંમેલન તરફથી રાખવામાં આવ્યો છે. આ સંમેલનના બાહોશ સભાસદોની પ્રસંગોપાત સભાના વ્યવસ્થાપક મંડળમાં અને અધીકારી વર્ગમાં નીમણુંક કરવામાં આવે છે. થોડો વખત થયાં સંમેલનના ઉત્સાહી સભાસદો સભાની પ્રવૃત્તિમાં જોડાયાથી સંમેલનના કામમાં કાંઇક મંદી આવી છે તે ઉપર યુવાન વિદ્યાર્થી વર્ગનું ધ્યાન ખેંચવામાં આવે છે. સંમેલનમાં નવા સભાસદોને દાખલ કરી ઉત્સાહી અધીકારી નીમી તેને સતેજ કરવામાં આવશે એવી આશા રાખવામાં આવે છે. સુરત ખાતે પણ આવું એક સંમેલન હસ્તી ધરાવતું સંભળાય છે પરંતુ વડીલ વર્ગની સહાય, દીલસોજી અને દેખરેખની ગેરહાજરીમાં તેના હૈયાતી લપકે ઝપકે માલમ પડે છે. હવે સુરતની કમીટી વધુ સારા પાયા ઉપર મુકાઇ છે અને સુરતમાં સભાસદોની સંખ્યા પણ વધી છે માટે તેઓ સર્વેને વિનંતી છે કે સુરતના સંમેલનને સારા પાયા ઉપર મૂકી તેને ધન વીગેરેની સહાય કરી વિદ્યાર્થી વર્ગને એ સંમેલનના કાર્યમાં વધારે ઉત્સાહી બનાવવા. આ સાલમાં ભાઇ ઇશ્વરલાલ ભોગીલાલ દમણીઆ વિદ્યુતશાસ્ત્રનો વધુ અભ્યાસ કરવા ઇંગ્લંડ ગયા તેમને સફળ સફર ઇચ્છવા માટે ઓ. શેઠ મનમોહનદાસ રામજીના પ્રમુખપણા હેઠળ હીરાબાગમાં એક વગવાળો મેલાવડો કરવામાં આવ્યો હતો તે પ્રસંગે ઓ. મી० (હાલ સર) ગોકલદાસ પારેખ, રા. બા. ડાહ્યાભાઇ હરજીવનદાસ નાણાવટી વીગેરે વણીક આગેવાનોએ વણીકોના જુદાં જુદાં ટોળાને એકત્ર કેવી રીતે કરી શકાય એ પ્રશ્ન ઉપરના વીવેચનમાં ભાગ લીધો હતો.

**બાળાઓની ભરત ગુંથણના હુન્નરમાં હરીફાઇ.:** સન ૧૯૧૧ ના સાલમાં શેહેનશાહ પાંચમાં જયોર્જના રાજ્યારોહણ વખતે ભવ્ય મેલાવડો કરી પ્રસંગોપાત બાળાઓની વિદ્યાર્થી વર્ગમાં હરીફાઈ કરાવી ઇનામો આપવામાં આવ્યાં હતાં. આજ સાલમાં કન્યા કેળવણીના વધારા માટે સભાએ એક પગલું આગળ ભર્યું હતું. નિશાળોમાં

અપાતા શીક્ષણ ઉપરાંત સંસારમાં ઉપયોગી અને શોભા રૂપ થઇ પડે એવા હુન્નર કામ જેવાં કે સીવણ, ભરત, ગુંથણ તથા ફેન્સી કામ, ચીત્ર કામ વિગેરેમાં કાશલ્યની વૃદ્ધિ થાય એ હેતુથી આવા હુન્નરના બાળાઓ તરફથી તૈયાર કરેલા નમુના મંગાવી એ હુન્નરમાં પ્રવિણ સ્ત્રીઓની કમીટી નીમી લાયક નમુનાઓ માટે ઈનામ આપવાનું શરૂ કરવામાં આવ્યું હતું. આ હરીફાઇ કન્યાઓમાં ઘણી લોકપ્રીય થઈ પડી છે અને વડીલો તરફથી ઉત્તેજન અને પૂરતી સામગ્રી તથા સાધન આપવામાં આવે તો કન્યાઓ ઘણું સુંદર કામ દેખાડી શકે એવી આશા તેઓએ ઉત્પન્ન કરી છે.

**સુરત કમીટી.** સુરતમાં આ સભાના જેવી સંસ્થા ન હોવાથી અને જે કાર્ય સભા મારફતે મુંબઈમાં થાય છે તે સુરતમાં થવું અવશ્યનું હોવાથી બન્ને સ્થળે નિયમ અને વ્યવસ્થાનુસાર એ હેતુ બર આવે તે માટે સુરતમાં વસતા સભાસદોમાંથી એક કમીટી સુરત કમીટીને નામે આ સાલથી એટલે કે સન ૧૯૧૧ થી નીમવામાં આવે છે. આવી કમીટી નીમવામાં આવી તે પહેલાં સભાના ઉત્સાહી સભાસદો પ્રતિવર્ષ સુરત જઇ ઇનામના મેલાવડા સ્થાનિક ગ્રહસ્થોની સહાયતાથી કરતા હતા તેમજ સુરતમાં લગ્નાદી પ્રસંગે વિદ્યોત્તેજક ફંડમાં નાણા ભરાવતા હતા. વારંવાર ફુરસદ ન મળવાથી આવા કાર્યમાં અડચણ અથવા વિલંબ થતાં તે દુર કરવા આ કમીટી નીમવામાં આવી હતી અને તેના સભાસદોને કાળે કરી સભાના કાર્યમાં ભાગ લેવાની સગવડ કરી આપવામાં આવી છે. આ કમીટીએ સન ૧૯૨૧ના સાલમાં ઉત્સાહ પકડી સુરતમાં સભાસદોમાં વધારો કર્યો છે. આ કમીટી ધારે તો સુરતમાં પણ સભા જેવી સંસ્થા ઉભી કરે. અત્યાર સુધી ચાલાક અને બુદ્ધીશાળી યુવાન વર્ગ ધંધા અથવા કેલવણી અર્થે સુરતમાંથી બહાર જતો હોવાથી સુરતમાં વૃદ્ધ અથવા બાળકોનીજ વસતી રહેતી અને તેથી સભા કે સંમેલન ઉભુ કરી શકાતું નહોતું એવો બચાવ કરવામાં આવતો હતો પરંતુ હવે સુરતમાં સારી સંખ્યામાં ગ્રેજ્યુએટો તથા અન્ય કેળવાએલા ગ્રહસ્થો વસે છે તથા સુરતમાં સાર્વજનિક કોલેજ નિકળ્યા પછી યુવાન વિદ્યાર્થી વર્ગ પણ સુરતમાં કાયમ રહેશે એવા કારણોને લીધે સભા અથવા સંમેલન કહાડવામાં હવે વિઘ્ન આવશે નહિં એમ લેખકનું માનવું છે. એવી સંસ્થા સાથે વળી આનંદ વિનોદ તથા વ્યાયામ કસરત માટે એક કલબ ઉભી કરી શકાય એમ છે. એવી એક સંસ્થા મારફતે સુરતના સ્થાનિક પ્રશ્નો જેવા કે કન્યા કેળવણી–નીરાશ્રીત ફંડનો થવો જોઇતો ઉપયોગ–સુરતના ન્યાતિ ભાઇઓને રહેઠાણ માટે પડતી અગવડો–વિદ્યાર્થી જીવનને પ્રોત્સાહન મળે એવી યોજનાઓ, વખત અને પૈસાના ભોગે ચાલુ રાખવામાં આવતા કવખતના કેટલાએક ન્યાતી રીવાજો અને વ્યવહારોમાં કેટલો ફેરફાર કે સુધારો કરાય અથવા પડતા નંખાય તેમજ પંચના બંધારણ તથા તેમાં ચાલતા કામકાજની રીતભાતમાં ફેરફાર કરવાની જરૂર છે કે કેમ એવા એવા વિશયો ઘણા આનંદ અને શાંત ચીત્તે ચર્ચાવી શકાય. રા. જેકીસનદાસ મોરારભાઇ જેવા ઠરેલ અને કાર્યદક્ષ પ્રમુખની દોરવણીથી સુરતની કમીટીએ સભાના કાર્યને સ્તૂત્ય સહાય આપી છે તેની અત્રે નોંધ લઇએ છીએ.

**ધાર્મિક શીક્ષણ ફંડ.** કન્યા કેળવણીનું નવું અંગ ખીલવવાનો પ્રસંગ સન ૧૯૧૧ ના સાલથી સભાને પ્રાપ્ત થયો. આ સાલમાં બાઇ દયાકોર વિદ્યોત્તેજક ફંડને સ્વ: શેઠ હરકીશનદાસ ધરમદાસ ખાનવજીર તરફથી રૂ. ૧૫૧ ) રૂપીઆ ભેટ આપવામાં

આવ્યા હતા અને શેઠ મોરારભાઇ વીજભુખણદાસની પેઢી તરફથી રૂા. ૧૦૦) બક્ષીસ આપવામાં આવ્યા હતા. આ ફંડમાંના વ્યાજમાંથી જે બાળકીઓ ભગવદ્ ગીતા કે એવાજ કોઇ ધાર્મીક પુસ્તકમાંથી નક્કી કરવામાં આવેલા પાઠો કરી પરિક્ષામાં ઉપર નંબરે આવે તેને ફંડ તરફથી સભાના મેલાવડા વખતે ઇનામો આપવામાં આવે છે. મુંબઇ અને સુરત બન્ને સ્થળે પ્રતિવર્ષે સારી સંખ્યામાં બાળકીઓ આ હરીફાઇમાં જોડાય છે એ સંતોષ જનક છે. આ ફંડમાં પાછળથી શેઠ રામદાસ ત્રીભોવનદાસ તરફથી તેમના પત્નીના પૂણ્યાર્થે તેમજ શેઠ જેકીશનદાસ મોરારભાઇ તરફથી તેમના પૂત્રના લગ્ન પ્રસંગે તેમજ શેઠ મોરારભાઇ વીજભુખણદાસ તરફથી સારી રકમો ભેટ મળી છે અને તેની આવકમાંથી પુરૂષ અને સ્ત્રી વિદ્યાર્થીઓમાં સંસ્કૃત ધાર્મીક પુસ્તકોના પાઠ કરાવી તેમાં હરીફાઇના અંદર જે ઉપર આવે તેને ઇનામો આપવામાં આવે છે. સન ૧૯૧૨ માં મુંબઈમાં ઇનામના મેળાવડા કરવાના ખર્ચ માટે જાયુકના ફંડની આવશ્યકતા હતી તે ખોટ સભાના અધ્યક્ષ રા. માલવીએ રૂ. ૪૦૦) સભાને બક્ષીસ આપી દુર કરી હતી. આ રકમ કાયમ રાખી તેની આવક આવા મેલાવડાના ખરચમાં વાપરવામાં આવે છે. સુરત ખાતેના મેલાવડા માટે આવા જાયુક ફંડની આવશ્યકતા છે તે સખી ન્યાતિ ગ્રહસ્થોના ધ્યાન ઉપર લાવવામાં આવે છે. આ સાલમાં આર્યન બ્રધરહુડ નામની સંસાર સુધારક સંસ્થા તરફથી પ્રીતીભોજન કરવામાં આવ્યું હતું અને તેમાં વણીકોની જુદી જુદી ન્યાતોના આસામીઓએ ભાગ લીધો હતો તેથી જુદી જુદી ન્યાતોમાં ખળભળાટ થયો હતો તેના છાંટા આ ન્યાતને પણ ઉડયા હતા અને એ પ્રશ્ન ન્યાતમાં ભારે કલહ ઉભો કરશે એવો પ્રસંગ ઉભો થયો હતો પરંતુ પ્રભુ કૃપાએ લાંબો વીખવાદ કરાવ્યા વગર આ પ્રસંગ દુર થયો હતો. એ પ્રસંગને અંગે સ્વ: શેઠ ઠાકોરદાસ, સોલીસીટર શેઠ દેવીદાસ અને ડાકટર શેઠ કલ્યાણદાસ જેકીશનદાસ દેશાઇ જેઓ આ સભાના ઘણા ઉપયોગી અને ઉત્સાહી સભાસદો હતા તેમને આ સભા સાથનો સંબંધ છોડવો પડયો હતો. સન ૧૯૧૩ અને ૧૯૧૫ માં ન્યાતના બે યુવકો અને સભાના બે સભાસદો ભાઇ રમણલાલ ચીનાઇ અને બીજરતનલાલ અક્કડ ન્યાતના વિદ્વાન અને આગેવાન ગ્રહસ્થ સ્વ: શેઠ ચુનીલાલ ઘેલાભાઇ શાહના પરિશ્રમથી સ્થાપન થએલી સુરત સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીમાં સ્વયંસેવક તરીકે જોડાયા હતા.

શેહેનશાહ પાંચમાં જ્યોર્જના જન્મોત્સવ પ્રસંગે સભાના અધ્યક્ષ રા. ત્રિભુવનદાસ માલવીને તેમના પરમાર્થિક કામની પીછાન કરી સરકાર તરફથી કેસરે હીન્દનો સુવર્ણ પદક આપવામાં આવ્યો તે માટે ખુશાલી દર્શાવવા તથા રા. માલવીને ધન્યવાદ તથા માનપત્ર આપવા તા૦ ૫ મી જુલાઇ ૧૯૧૪ ને દીને સમારંભ કરવામાં આવ્યો હતો તેમજ ભાઇ ઇશ્વરલાલ ભોગીલાલ દમણીઆ વિલાયતથી વિદ્યુતશાસ્ત્રનો અભ્યાસ કરી પાછા ફર્યા તેને અભિનંદન આપવા તા૦ ૨૭ મી સપ્ટેમ્બર ૧૯૧૪ ને દીને મેલાવડો કરવામાં આવ્યો હતો.

ભાઇ પરશોતમદાસ ઇચ્છારામ વ્યાપાર અર્થે જાપાન જતી વખતે સભા તરફથી તા૦ ૧૦ મી અકટોબર ૧૯૧૫ ને દીને મેલાવડો કરી તેને સફળ સફર ઇચ્છવામાં આવી હતી.

**બીજું સ્નેહ સંમેલન.** સભાનાં વીસમાં વર્ષની ખુશાલીમાં ઉત્સવ કરવા માટે સભાના આગેવાન સભાસદોએ ઉપરાણું કરી તા૦ ૨૧ મી નવેમ્બર ૧૯૧૫ ને દીને સ્નેહ

સંમેલન ( social gathering ) કર્યું હતું તેમાં સભાના સભ્યોને સહપરિવાર આમંત્રણ કરવામાં આવ્યું હતું. મોરારબાગમાં તેમનો આખો દીવસ આનંદમાં જાય તે માટે ઉત્તમ વ્યવસ્થા કરવામાં આવી હતી. સહવારમાં રમતગમતનાં સાધનો રાખી બાળકો તથા યુવાનોમાં હરીફાઇ કરાવી સુંદર ઇનામો આપવામાં આવ્યાં હતાં. બપોરના ભોજન પ્રબંધ કરવામાં આવ્યો હતો. ત્યાર બાદ સમાજ ઉપયોગી ચર્ચા ચલાવવામાં આવી હતી તે પ્રસંગે વિવાહીત સ્ત્રીઓની શારીરીક નિર્બળતા અને તેમના અકાળ મરણો તરફ તેમજ વિવાહ લાયક કન્યાઓની તેથી થતી અછત તરફ ધ્યાન ખેંચવામાં આવ્યું હતું તથા સ્ત્રી મંડળ ઉભું કરવા માટે યોજના ઘડી કહાડવાનું કામ ભાઇ રતીલાલ મોતીરામ દલાલને સોંપવામાં આવ્યું હતું. જુદી જુદી ન્યાતના વણીકો સામાજીક કાર્યો માટે એકત્ર થાય તેવું એક વણિક મંડળ સ્થાપવા માટે વીચાર ચલાવવામાં આવ્યો હતો અને તે માટે ઘટતી યાદી છપાવી જુદા જુદા વણીક મંડળો, ન્યાતો અને આગેવાનોમાં મોકલી તેમની સહાનુભૂતી મેળવવા માટે મંત્રીઓને ફરમાસ કરવામાં આવી હતી. આ યાદીના પ્રત્યુત્તર સંતોષકારક ન મળવાથી આ કામ પડતું મુકવું પડયું છે. સાયંકાળે એકઠા થએલા સમુહનો ફોટો લેવામાં આવ્યો હતો.

**યુરોપીય મહા યુદ્ધમાં પોરવાડ ન્યાતનો ભાગ.** યુરોપમાં ચાલતા મહા યુદ્ધમાં લશ્કરી ફરજો બજાવવા આ સભાના સભાસદો લેફ્ટેનન્ટ (હાલ કેપ્ટન) મુગટલાલ મુનીમ તથા કંચનલાલ તોલાટ બહાર પડયા હતા અને ભાઇ દેવીદાસ મગનલાલ દલાલ ઇંડીઅન ડીફેન્સ ફોર્સમાં સન ૧૯૧૭ માં જોડાયા હતા. ભાઇ દેવીદાસને ધન્યવાદ આપવા માટે સભા તથા સંમેલન તરફથી મેલાવડા કરવામાં આવ્યા હતા અને તેમને એક પર્સ ભેટ કરવામાં આવી હતી. સભા, વિદ્યોત્તેજક તથા ન્યાતની પૂંજીમાંથી મોટી રકમો વૉર ફંડમાં રોકવામાં આવી હતી.

**શારીરીક કેલવણી** ફંડ. સન ૧૯૧૭ માં રા. માલવીએ પોતાને ત્યાં આવેલી ઉજાણીના ખર્ચના રૂપીઆ ન્યાતમાંથી ન લેતાં તે ન્યાતને સોંપી શારીરીક કેલવણી ફંડની સ્થાપના કરી હતી. સ્વઃ શેઠ ચુનીલાલ ઘેલાભાઇ શાહને નામદાર સરકાર તરફથી તેમની પરમાર્થીક પ્રવૃત્તિઓની પીછાનમાં કૈસરે હીન્દનો ચાંદ આપવામાં આવ્યો તે માટે તેમને અભીવંદન તથા માનપત્ર આપવા ન્યાત તરફથી સારી જેવી રકમ કહાડવામાં આવી હતી પરંતુ સ્વઃ શેઠ ચુનીલાલે એવું માનપત્ર સ્વીકારવા ઉપકાર સાથે ના પાડવાથી તે પૈસા પણ મજકુર ફંડમાં નાંખવામાં આવ્યા હતા. રા. ચુનીલાલનું સન ૧૯૧૭ ની આખેરીએ અકાળ મૃત્યુ થયું તેને માટે શોક પ્રદર્શિત કરવા એક ખાસ સાધારણ સભા બોલાવવામાં આવી હતી તથા એમનાં કુટુંબને એક આશ્વાસન પત્ર લખવામાં આવ્યું હતું. તેજ સભામાં સદ્‌ગતનું સ્મારક કરવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. સ્વઃ ચુનીલાલના સ્મારક માટે ફંડ ઉઘરાવવામાં આવ્યું હતું તે ફંડ પણ શારીરીક કેળવણી ફંડમાં વાપરવાનો ઠરાવ થયો હતો તેનો વ્યય કેવી રીતે કરવો તે માટે નક્કી યોજના થઇ નથી; સભાની જુબીલી પ્રસંગે યુવાનો અને બાળકોના આગ્રહથી મુંબઇ અને સુરતમાં ક્રીકેટ મેચો ગોઠવવામાં આવી હતી અને તે ઘણી ફતેહમંદ ઉતરી હતી તેથી ઉત્સાહ પકડી બન્ને ઠેકાણે ક્રીકેટ ક્લબો ઉભી કરવા વીચાર આવે છે અને તે ઉપરાંત શારીરીક ખીલવણી માટે બીજા

લશ્કરમાં ભાગ લેનારા શૂરવીરો.



કેડેટ રણજીત મહેતા.



કેપ્ટન તોલાટ.



કેપ્ટન મુનીમ.



પ્રાઇવેટ દેવીદાસ દલાલ.

કસરતો યોજવામાં આવે છે તેમાં આ ફંડની આવક વપરાશે એમ સંભવે છે. સન ૧૯૧૭ માં ભાઈ પરશોતમદાસ ઇચ્છારામ જાપાનની બીજી મુસાફરીએ નીકળ્યા તે વખતે તેમના ધર્મપત્નિ સૌ. લીલાવતી પણ જાપાન ગયાં હતાં. સ્ત્રી વર્ગમાંથી સમુદ્રપારની મુસાફરી કરનાર આ ન્યાતમાં તેઓ પહેલાં હતાં.

સન ૧૯૧૮ માં શેઠ દામોદરદાસ વીઠલદાસ મહેતા સોલીસીટરની પરિક્ષામાં ઉત્તીર્ણ થયા તેમને માનપત્ર આપવા માટે મેલાવડો કરવામાં આવ્યો હતો. રા. રમણલાલ ભગવાનદાસ તોલાટ સીવીલ સર્વીસની પરિક્ષા માટે વિલાયતની મુસાફરીએ ગયા તથા ભાઇ પરશોતમદાસ ઇચ્છારામ વ્યાપારાર્થે જાપાનની ત્રીજીવાર મુસાફરીએ ગયા તેમને સફળ સફર ઇચ્છવા તથા સન ૧૯૨૦ માં શેઠ હરીલાલ દ્વારકાદાસ મોદી તથા શેઠ ચીમનલાલ કરશનદાસ વ્યાપાર અર્થે પરદેશગમન કરી પાછા આવ્યા તેમને આવકાર આપવા મેલાવડાઓ કરવામાં આવ્યા હતા.

સન ૧૯૨૧ માં સભાના પચીસમાં વર્ષની સીલ્વર જ્યુબીલી મોટી ધામધુમથી મુંબઇ અને સુરતમાં ઉજવવામાં આવી હતી તેનો સવીસ્તર હેવાલ આ પુસ્તકમાં અન્ય સ્થળે છપાવવામાં આવ્યો છે.

**સભા અને પંચ.** ન્યાતના પંચના કામમાં આડે આવવું નહી, તેમાં ચર્ચાતા વીષયોમાં પડવું નહી અને પંચના કામમાં તટસ્થ રહેવાનો દ્રઢ નિશ્ચય તેની પચીસ વર્ષની હૈયાતીમાં બને ત્યાં સુધી સભાએ સાચવી રાખ્યો છે છતાં જ્યારે ઉગ્ર અન્યાય કે હાડમારી જોવામાં આવતી ત્યારે પોતાનો અવાજ ઉઠાવવા ચૂકી નથી. સન ૧૯૦૨-૧૯૦૩ ના સાલમાં સુરતમાં શેઠ મગનલાલ ઠાકોરદાસ સાદે કપડે લગ્ન કરવા ગયા તે માટે તેમને શીક્ષા કરી ભવીષ્યમાં તેવી રીતે કોઇ વર્તે નહી તે માટે ઘણો કડક ઠરાવ થયો હતો તે માટે સભાના મેલાવડામાં સભા તરફથી સખત વિરોધ બતાવવામાં આવ્યો હતો અને એવો ઠરાવ મુંબઇના પંચને દફતરે ન નોંધાય તેની તજવીજ રાખી હતી. આ ઠરાવ પછી મુંબઇની અંદર સાદા કપડા પહેરી લગ્ન કરવાની પહેલ ભાઇ શાંતીલાલ ત્રિભુવનદાસ માલવી તથા સુરતમાં ભાઇ રતીલાલ મોતીરામ દલાલે કરી હતી. અને અંતે સુરતની પંચે તે ઠરાવ બદલી હાલમાં માત્ર રૂ. ૧૧ દંડ તરીકે લેવાના ઠરાવ્યા છે. મુંબઇની પંચે આ નવા વ્યવહાર સામે કાંઇ વિરોધ ઉઠાવ્યો નથી. એજ વર્ષમાં (સન ૧૯૦૩ માં) ભાઇ દયાકોરની હૈયાતીમાંજ શેઠ મોરારભાઇ વ્રીજભુખણદાસના વીલમાં ફરમાવ્યા પ્રમાણે મુંબઇમાં ન્યાત માટે વાડી બંધાવવામાં આવી નહોતી તે માટે દીલગીરી બતાવતાં એવી વાડી તૈયાર થતાં સભાના સ્થાન માટે તથા વિદ્યાર્થીઓના અભ્યાસ માટે તેમાં સગવડ થવી જોઇએ તે માટે સભાના મેલાવડામાં વીવેચન કરવામાં આવ્યું હતું. આ વીવેચનની અસર ઘટતે ઠેકાણે થઇ હતી અને કુંભારટુકડે જગ્યા લઇ ત્યાં વાડી બાંધવાનું ભાઇ દયાકોરે લગભગ નક્કી કર્યું હતું પરંતુ જમીનના માલીક પાછળથી ફરી ગયા અને લાયક જમીન વેચાતી ન મળવાથી ભાઇ દયાકોરની હૈયાતીમાં વાડી બંધાતી અટકી પડી હતી. તેમના સ્વર્ગવાસ પછી પંચના શેઠ સ્વ: શેઠ વ્રીજમોહનદાસ કરસનદાસની સમયસૂચકતાથી અને શેઠ મોરારભાઇના વારસો ભાઇ મનુભાઇ રંગીલદાસ તથા સ્વ: ભાઇ નટવરલાલ મગનલાલ તથા તેમના ભત્રીજા શેઠ ત્રિભુવનદાસ નરોતમદાસ માલવી અને સ્વ: શેઠ ઘેલાભાઇ મનોરદાસની

ઉદાર આર્થીક મદદથી લગભગ એક લાખ રૂપીઆ ખરચી મોરાર બાગના નામથી એક સુંદર વાડી મુંબઇમાં કાવસજી પટેલના તળાવના રસ્તા ઉપર સન ૧૯૧૨ ના સાલમાં બાંધવામાં આવી છે. તેમાં સરઅવસરે જમણો તથા લગ્નો કરવા માટે દરેક સામગ્રી વાસણુ કુસણુ વીગેરેનો ભંડાર રાખવામાં આવ્યો છે તે ઉપરાંત સભાના મેલાવડા તથા સાધારણ સભાઓ મેળવવા માટે તથા વિદ્યાર્થી વર્ગને વાંચવા માટે દરેક સગવડ કરી આપવામાં આવી છે તેમજ સભાને હસ્તક ચાલતી લાયબ્રેરી—પુસ્તક સંગ્રહ માટે એક ઓરડો કહાડી આપવામાં આવ્યો છે. આ સ્થળે શારિરીક કેળવણીની–સામગ્રી–ક્રીકેટ વીગેરે ચીજો તથા ડાકટર મુળચંદ દામોદરદાસ સુકાતી તરફથી માંદાના માવજતને લગતી સામગ્રી ન્યાતને ભેટ આપવામાં આવી છે તે રાખવામાં આવે છે.

સન ૧૯૦૪ ના સાલમાં ન્યાતની ઉજાણીઓ વીશે સભામાં કડવી ચર્ચા ઉત્પન્ન થઇ હતી. ઉજાણી પાછળ મોટો ખર્ચ થતો હોવા છતાં ન્યાતના ભંડોળમાંથી ઘણી નાની રકમો આપવામાં આવતી હતી અને તેથી ઉજાણી કરનારને ગીરેથી મોટી રકમ—ન્યાત તરફથી મળતી રકમ કરતાં કોઇ વખતે બેવડી રકમ–કહાડવી પડતી હતી અને ટુંકા સાધનવાળાને તેથી ઘણી હાડમારી પડતી હતી. વળી ઉજાણી આપવામાં પણ પક્ષપાત થતો એવી ફર્યાદો થતી હતી. આ ત્રાસ દૂર કરવા સભાના સભાસદોએ મક્કમ વીચાર કર્યો; ન્યાતના અધીકારીઓની સત્તામાંથી છુટવા માટે રાજીખુશીથી વારા બહાર જઇ તેઓમાંના કેટલાક જણાઓએ ઉજાણી લઇ પોતાના વારામાંથી અને અધીકારીઓના ત્રાસમાંથી છૂટકો મેળવ્યા પછી પંચની અંદર નીડરતાથી ઉજાણીનાં નાણા વધારી આપવા માટે લડત ચલાવવા માંડી, તેમાં ભોગજોગે ન્યાતના કેટલાએક સભાસદોએ જાહેર છાપા મારફતે તેને લગતી ચર્ચા ચલાવવા માંડી અને અધીકારીઓ ઉપર કડક ટીકા કરી એટલે એવા લેખકોને શોધી કહાડી તેમને સખત શીક્ષા કરવા અધીકારીઓએ પંચમાં ઠરાવ કરાવી સબળ પ્રયત્ન કર્યો હતો. સભાના સભાસદોએ એક સંપ જાળવી તેમને આ પ્રયત્નમાં ફાવવા દીધા નહી અને ઉજાણીના રૂપીઆ વધરાવ્યા તેમજ થોડે પૈસે નવી ઉજાણી લેવાય તે સામે સખત વિરોધ બતાવી રકમ વધરાવી હતી. વણીકોની જુદી જુદી ન્યાતો સામાન્ય લાભ માટે એકત્ર થાય અને એકત્ર પ્રયાસો કરે તે માટે વૈશ્ય સભા, વણીક મંડળ વીગેરે ઉભું કરવા માટે સન ૧૯૦૫ થી આ સભામાં ચર્ચા અને પ્રયાસો ચાલે છે. જુબીલીના મેલાવડામાં પણ આ કાર્યને માટે બીજા વણીકોની સહાય મળતાં પોતાનો વાનપ્રસ્થનો કાળ આ પ્રયાસમાં ગાળવાનો વિચાર સભાના પ્રમુખ રા. માલવીએ જાહેર કર્યો હતો. તેમનાં આ સ્તુત્ય કામમાં સભાના સભાસદો તરફથી દરેક સહાય મળશે એ નિઃશંસય છે.

સભાના ૨૫મા વર્ષની જુબીલી પ્રસંગે સભાના પચ્ચીસ વર્ષના કાર્યનું સિંહાવલોકન કરતા સભાની પ્રવૃત્તિથી ન્યાતની આગલી સ્થીતીમાં બહોળો ફેરફાર થએલો માલમ પડે છે તે નીચે ટુંકમાં જણાવેલી વીગતોથી માલમ પડશે:—

જ્ઞાતિમાં બાળલગ્નનો બીલકુલ પ્રચાર રહ્યો નથી. ૨૦ વર્ષની ઉમ્મર સુધીના યુવકો અને ચૌદ વર્ષ સુધીની કન્યાઓ સર્વે કુંવારાં માલમ પડે છે. લગ્નની ઉમર મક્કમપણે વધી છે. સભા તરફથી કન્યા કેલવણી માટે જે ઉત્સાહી પ્રયાસો થાય છે અને બાળાઓને અભ્યાસ ચાલુ રાખવા પ્રેરવામાં આવે છે તેને લીધે બાળ લગ્ન ઉપર મજબુત બંધી પડી છે. જ્યાં

સ્ત્રિ વર્ગમાં સર્વત્ર નિરક્ષરતા હતી ત્યાં ૨૦૦ કન્યાઓ પ્રાથમીક અને ૫૦ કન્યાઓ માધ્યમિક કેલવણી લેતી થઇ છે. તદુપરાંત સ્ત્રી વર્ગ માટે પુસ્તક સંગ્રહ સ્થાપી, ભરત, સીવણ, ગુંથણ વીગેરે હુન્નરો માટે હરીફાઇ કરાવી ઇનામો આપી તેમના નમુનાઓનું પ્રદર્શન કરી તથા સંસ્કૃત તથા ધાર્મિક કેલવણી માટે ફંડો ઉભા કરી કન્યા કેળવણીને સંસ્કારી અને સંસારોપયોગી બનાવી છે. યુવકો અને કન્યાઓને મેલાવડામાં સંવાદો, કથનો વિગેરે પ્રયોગ માટે તૈયાર કરી તેમના વાકચાતુર્ય અને વકૃત્વ શક્તિ વધારવામાં આવે છે.

ઉંચ વર્ણની આ જ્ઞાતીનો પૂરૂષ વર્ગ મોટે ભાગે નિરક્ષરતો ન હતો પરંતુ સભાના સ્તુત્ય પ્રયાસથી—ઇનામોના પ્રતિવર્ષ કરવામાં આવતા મેલાવડામાં થતા વિવેચનો તથા અપાતા ઉત્તેજનને પરીણામે તથા બાઇ દયાકોર વિદ્યોત્તેજક ફંડના ઉદાર આશ્રયથી ન્યાતની અંદર આધુનિક કેલવણીનો પ્રચાર આનંદજનક છે અને કેલવણીની જુદી જુદી શાખાઓમાં ડીગ્રી ધરાવનાર યુવાનોની સંખ્યા ઉત્તરોત્તર વધતી જાય છે. અભ્યાસ અથવા વ્યાપાર અર્થે સમુદ્રપાર મુસાફરી કરનારને કનડવાને બદલે આ ન્યાત તરફથી દરેક રીતે ઉત્તેજન આપવામાં આવે છે.

ન્યાતનો મોટો ભાગ નોકરીઆત છે તથા ધંધો, હુન્નર તથા વ્યાપાર નહીં જેવાં છે તે ખીલવવાને માટે પ્રયાસ થવાં જોઇએ. જ્ઞાતિબંધુઓની ઉદાર વૃત્તિ આપણા ફંડોની સંખ્યા તથા ભંડોળ ઉપરથી પ્રત્યક્ષ થાય છે. મુંબઇ અને સુરતમાં ઉજાણીના મોટા ફંડો છે તે ઉપરાંત આ જ્ઞાતિ બન્ને ઠેકાણે કીમતી સ્થાવર મિલ્કત ધરાવે છે. બાઇ દયાકોર વિદ્યોત્તેજક ફંડ તથા સભાના વિદ્યોત્તેજક ફંડ ઉપરાંત સ્વઃ શેઠ ડાહ્યાભાઇ ત્રીભોવનદાસ તથા શેઠ છગનલાલ ગુલાબદાસ વકીલના તરફથી તેમના વીલમાં ફરમાવ્યા પ્રમાણે એજ કામ માટે સારી રકમો જુદી કહાડી તેના વ્યાજમાંથી ખર્ચ કરવામાં આવે છે. કન્યા કેલવણીના ખાસ ફંડો તથા સંસ્કૃત અને ધાર્મીક કેલવણી માટે તેમજ શારીરીક ખીલવણી માટેના ફંડો સ્થાપવામાં આવ્યા છે તે ઉપરાંત વર્ષારંભે પ્રભુ સ્તવન માટે તેમજ મુંબઇ સુરતમાં દેવ સેવા માટે પણ સારાં ફંડો ન્યાતને તથા સભાને હસ્તક છે. કુલ્લે લગભગ અઢી લાખ રૂપીઆની સ્થાવર જંગમ મીલકત ન્યાતભાઇઓના લાભ માટે આ ન્યાત ધરાવે છે.

સભા તરફથી બહાર પડતાં પુસ્તકમાં પોતાના કાર્યોનું રંગીન બ્યાન આપવું અથવા તેની છૂટે મહોડે પ્રશંસા કરવી એ અવિવેક ગણાય એ ધ્યાનમાં રાખી સાદી સરળ ભાષામાં તેની તરફથી જે કાર્યો ઉપસ્થીત કરવામાં આવ્યા તેની અત્રે વર્ષવાર મુખ્તેસર ટુંક નોંધ માત્ર લેવામાં આવી છે અને તેમાં પણ પોતાના પરાક્રમ જણાવવા નહી પરંતુ ભવિષ્યની પ્રજાને સમાજ ઉન્નતિના કાર્યમાં સૂચના, સહાય તથા ઉત્તેજન મળે તે હેતુથીજ આ ઇતિહાસ લખવામાં આવ્યો છે.

**ભવિષ્યના પ્રશ્નો.** નજદીકના ભવિષ્યમાં સભાના અધીકારીઓએ નીચેના વિષયો ઉપાડી લેવા પડશે એમ લેખકનું માનવું છે :–(૧) વિદ્યાર્થીઓમાં સાહસ વધે, સ્વાશ્રય આવે અને પરસ્પર આચાર વ્યવહારમાં સહનશીલતા અને અમીદ્રષ્ટી વધે તે માટે Travelling Fund મુસાફરીનું ફંડ સ્થાપી, આર્યદેશના વ્યાપાર, હુન્નર તથા કળાકૌશલ્ય માટે પ્રખ્યાત થએલા સ્થળોએ વિદ્યાર્થીઓને એક ટોળીમાં મુસાફરી કરવાની સગવડ કરી આપવી. " ફરે તે ચરે અને બાંધ્યો ભૂખે મરે" તેમ હાલ ચરફૂકડી થએલા આપણા "બાપુલીઆ" યુવાન વર્ગમાં કષ્ટ વેઠી

દેશ પરદેશ ફરવાનું અને સાહસ ખેડી દુર દેશાવર ધંધા માટે જવાની અનિચ્છા રહે છે તે દૂર થશે ત્યારેજ તેમની આર્થિક સ્થીતી સુધરશે. (૨) યુવાન સ્ત્રી વર્ગમાં શારીરીક નિર્બળતા અને અકાળ મરણો થાય છે તે અટકાવવા માટે ઉપાયો યોજવા. આ વીશય ઉપર ન્યાતમાં સારી સંખ્યામાં વિદ્વાન ડાકટરો હોવા છતાં તેમની તરફથી દુર્લક્ષ થાય છે એ ઘણી ખેદની વાત છે; ન્યાતની સ્થિતી ધીમે ધીમે એટલી બગડતી જાય છે કે તે માટે સત્વર ઉપાયો લેવાની જરૂર પડશે. (૩) શારીરીક ખીલવણી માટે જોઇએ તેટલાં પગલાં લેવાયાં નથી તેથી તે તરફ પ્રયાસ થવા જરૂર છે. (૪) સુરતમાં સભા કે કલબ જેવી સંસ્થા ઉભી કરી આચાર વિચાર અને વ્યવહારમાં દેશકાળ અને સ્થિતિને અનુસરી ફેરફાર કરવા માટે વ્યવહારૂ પગલાં લેવાની જરૂર છે. (૫) ખાસ કરીને પંચના કાર્યો ન્યાત રીવાજ તોડનારને શીક્ષા કરવામાંજ સમાઇ જાય છે અને ઉજાણીઓની વ્યવસ્થા કરવામાંજ પૂર્ણ થાય છે તેમ ન થતાં માતૃવત થઇ દુઃખી ન્યાત ભાઇઓને દરેક રીતે આશ્રય આપનાર, ભવિષ્યની પ્રજાની ઉન્નતિના સાધનો શોધનાર, તથા ભ્રાતૃભાવ, સંપ, ન્યાય તથા હેતભાવ વધારનાર હોવા જોઇએ અને તે માટે પંચના બંધારણમાં તથા કાર્યપદ્ધતિમાં બહોળો ફેરફાર થવાની જરૂર છે. (૬) અધિકારનો મદ, મમત કે ઇર્ષાને ખાતર એ પંચોમાં માંહોમાંહે અથડામણ થઇ સમગ્ર ન્યાતમાં કલહ પથરાય તેવા પ્રસંગો તપાસી તેને દુર કરવા માટે પ્રયત્નો થવા જોઇએ. (૭) અદ્યાપી ન્યાતમાં કેટલાએક કઢંગા રીવાજો અને ખર્ચાળુ વ્યવહારો છે તેમાં ઘટતો ફેરફાર થવો જોઇએ. સભાને અંગે તથા ન્યાતના પંચમાં સમજુ પોરવાડ ભાઇઓના આ પ્રયાસ ફળીભૂત કરો એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના છે. આ લેખ પુરો કરતાં દિનદયાળુ પ્રભુએ આ સભાની હૈયાતી મોહોટા વિઘ્નો છતાં ટકાવી રાખી, તેના અધિકારીઓમાં ધૈર્ય, કાર્યદક્ષતા અને સતત ઉત્સાહ ભર્યાં અને ભવિષ્ય માટે ઉજવળ આશાઓ દાખવી છે તથા તેના કાર્યોમાં અણધાર્યો યશ આપ્યો છે તે માટે આભારથી ઉભરાતાં હૃદયે પરમકૃપાળુ પરમાત્માને વંદન કરીએ છીએ.

મં. ઇ. મે.

# વિભાગ બીજો–જીવન વૃતાંતો.

પ્રસ્તાવિક બે બોલઃ—જીવન વૃતાંત લખવાનો ચાલ આર્યજનોમાં પ્રાચીનકાળમાં પ્રચલિત નહોતો અને તેને લીધે આપણા પ્રાચીન સાહિત્યોમાં વિગતવાર ઇતિહાસ તથા મહાન પુરૂષોના જીવન ચરિત્રોનો લગભગ અભાવ છે. સામ્પ્રત કાળમાં પાશ્ચિમાત્ય શિક્ષણ પદ્ધતિના બળે એ દિશામાં નવીન જાગૃતિ આવી છે તેથી સામાજીક ઉન્નતિ કરવામાં એ પદ્ધતિ ઘણી સહાયભૂત થઇ છે. પોતાના વિશેષ ગુણોને અથવા અસાધારણ મનોબળને લઇને ચારિત્ર્યવાન પુરૂષોના જીવન ચરિત્રોની સમાજપર તથા મુખ્યત્વે કરીને ઉછરતી પ્રજાપર તેમના પ્રભાવની સારી છાપ પાડે છે.

यद्यदाचरति श्रेष्ठस्तत्त देवे तरोजनः ।
सयत्प्रमाणं कुरुते लोकस्तदनु वर्तते. ॥

અર્થાત શ્રેષ્ટ પુરૂષો જે આચરણ કરે છે તે પ્રમાણે બીજાઓ ચાલે છે. તે જેને પ્રમાણ કરે છે તેનું લોક અનુવર્તન કરે છે. એ ભગવદ વાક્ય અક્ષરશઃ સત્ય છે.

સુરતી દશા પોરવાડ હિતેચ્છુ સભાના જ્યુબીલી મહોત્સવ પ્રસંગે ન્યાતના જે અગ્ર ગણ્ય, સંભાવિત તથા વિખ્યાત ન્યાતિજનોએ તન, મન અને ધનથી ન્યાત સેવા, જન સેવા કે દેશ સેવા કરી હોય, પોતાના ચારિત્રથી જન સમાજમાં પ્રભાવ પાડયો હોય તથા જેમનો સ્વાર્થ ત્યાગ અને પરોપકાર વૃત્તિ ભવિષ્યની પ્રજાને ઉચ્ચ સંસ્કારવાળા, વિનય, વિવેકી તથા પારમાર્થિક થવા ઉત્તેજીત કરે તેવા સ્ત્રી પુરૂષોના જીવન વૃતાંત સ્મારક અંકમાં પ્રસિદ્ધ કરવા સભાએ નિશ્ચય કર્યો હતો. તે હેતુ પાર ઉતારવા કેટલાએક ઉત્સાહિ ગ્રહસ્થોએ ઉદાર ચિત્તથી સહાય આપી છે અને તેથીજ આ પુસ્તકમાં જીવન વૃતાંતની એક નાની સરખી માળા તૈયાર કરી શકયા છીએ. હાલની તથા ભવિષ્યની ઉધરતી પ્રજાને તેથી મોટો લાભ થશે એવી આશા રાખીએ છીએ. કહ્યું છે કેઃ—

Lives of great men all remind us
We can make our lives sublime
and departing, leave behind us
Footprints on the sands of time (Longfellow.)

મહાન પુરૂષોના જીવન ચરિત્રો આપણને સ્મરણ કરાવે છે કે જીવન્ત દશામાં આપણે આપણું જીવન ઉચ્ચ ભાવનાવાળું કરી શકીએ અને મરણ પશ્ચાત કાળના વાલુપર ભવિષ્યની પ્રજાને માટે યાદ ચિન્હ મુકી જઇ શકીએ.

# શેઠ મોરારભાઇ ત્રીજભુખણદાસ માલવી.

**જન્મ સંવત ૧૮૬૯ ના આસો વદ ૧૧. અવસાન સંવત ૧૯૪૦ ના ચૈત્ર વદ ૨.**

(લખનાર–રા. ત્રિભુવનદાસ નરોત્તમદાસ માલવી) (સને ૧૮૮૪, એપ્રીલ).

શેઠ મોરારભાઇનો જન્મ સુરત શેહેરના વિખ્યાત માલવી કુટુંબમાં શેઠ ત્રીજભુખણદાસ ગોકલદાસને ઘેર તેમનાં ધર્મપત્નિ શ્રીમતિ બાઇ રતનકોરની કુક્ષે ઉપર જણાવેલાં વર્ષમાં અને તિથીએ સુરત શેહેરમાં થયો હતો. એઓ એમનાં માતપિતાના ત્રીજા પુત્ર તથા સંતાન હતા. એમને બે મોટા ભાઇઓ તથા એક નાહાના ભાઇ ને એક બેન હતાં. એમનું કુટુંબ માલવા જોડેના વ્યાપાર માટે એમના જન્મ વખતે પાંચ પેઢીથી મશહૂર હતું. કુટુંબનાં ઉપનામ "માલવી"નું કારણ આ વ્યાપારજ. વસ્તુતઃ જેમ કોઇ કોઇ વ્યક્તિ ધારે છે તેમ તેઓના વૃદ્ધો માલવાના વતની નહતા. ઉલટું શેઠ મોરારભાઇની આઠમી પેઢીના કુટુંબ વૃક્ષના મૂલ શેઠ વીશરામ હરજીના નામ ઉપરથી આ કુટુંબ અસલ કાઠીયાવાડ તરફથી આવી વસેલું હોવું જોઇએ એ અનુમાનને સબળ કારણ મળે છે.

કુટુંબની સુરત, મુંબઇ, ભરૂચ, અમદાવાદ અને માલવામાં ઉજ્જન, ઇંદોર, રતલામ, મંદસૂર, ખાચરોદ વિગેરે સ્થળોએ પેઢીઓ હતી. સુરતમાં શેઠ મોરારભાઇના વૃદ્ધ પ્રપિતામહ શેઠ પરશોતમદાસ કિશોરદાશનું નામ ચાલતું. મુંબઇમાં એમના પિતામહના કાકાના દીકરા (દયારામ) તથા એમના પિતાશ્રીના કાકા (કરસનદાસ) એ બેનાં નામોનાં જોડાણથી બનેલું "દયારામ કરશનદાશ"નું નામ વપરાતું હતું. માળવામાં સઘળે ઠેકાણે મરહૂમના પિતામહના કાકા ભાઇદાસ તથા એમના પિતામહ ગોકલદાસનું સંયુકત નામ "ભાઇદાસ ગોકળદાસ" મારવાડી રીત પ્રમાણે વડીલનું નામ પેહેલું મુકાઇ ચાલતું. એમના વખતમાં એમનાં કુટુંબનાં વેપાર તથા પેઢીઓની આબાદીનો કળશ આવી રહ્યો હતો. માળવામાં "ભાઇદાસ ગોકળદાસ" ને અડધું દાણુ માફ હતું તથા સિંધિયા અને હોલકરના રાજ્યમાં એ પેઢી માનસહિત પંકાતી હતી. પેઢીઓ ઉપરાંત રાજ્ય તરફથી પોહોરો આવતો અને દરબારોમાં આમંત્રણો મલતાં. દશેરાના દરબારોમાં પેઢીમાંનો કોઇ માલીક તે વખતે હાજર હોય તો તેમને અથવા મુનીમને શાલ પાઘડીનો શિરપાવ એનાયત કરવામાં આવતો તથા પેઢીના મકાન આગળ આવતાં રાજ્યસ્વારી જરા વાર માનને ખાતર ખડી રેહેતી. સુરતની નામીચી આત્મારામ ભુખણની શરાફી પેઢી સાથે શેઠ મોરારભાઇના કુટુંબની પેઢીઓ વચ્ચે બન્ને કુંટુંબો વચ્ચેની સ્પર્ધાને કારણે સ્પર્ધા રેહેતી. પરિણામમાં એક વખતે માળવાની ભાઇદાસ ગોકળદાસની પેઢી ઉપરની સુરત તથા ભરૂચની માલવીની પેઢીઓની ત્યાંથી મોકલવામાં આવતા માલની કિંમતનાં નાંણાની સઘળી હુંડીઓ સુરતના પરી. ઝવેરચંદ આત્મારામ ભુખણની પેઢીએ વેચાતી લેવા માંડી અને ચારેક લાખ રૂપૈયા સુધીનું કાગળીયું માળવામાં દેખાડ કીધા વગર એકઠું કર્યા કીધું. માળવામાં હુંડીનું પતવણું રાતના આઠ વાગ્યા પછી થવાનો રીવાજ હતો અને બધી તરત મુદતની હુંડીઓ હોવાથી દેખાડ થતાં તરત નાણાં પગાર થવા જોઇએ. તે ઉપરથી પરી. ઝવેરચંદ આત્મારામ ભુખણવાળાઓ તરફથી એવો વિચાર રાખ-



સ્વ: શેઠ મોરારભાઇ વીજભુખણદાસ.



સ્વ: બાઇ દયાકોર તે શેઠ મોરારભાઇ વીજભુખણદાસના વિધવા.

વામાં આવ્યો કે સઘળી હુંડીઓ એક રાતમાં એકદમ રજુ કરવી કે જેથી શા. ભાઇદાસ ગોકળદાસથી ચાર લાખની હુંડીઓ એકદમ ચુકવી શકાય નહી અને તેમની આબરૂને સજ્જડ ધોકો લાગે; પણ ઇંદોરનો મુનીમ બાહોશ માણસ હતો અને તેને સુરત તથા ભરૂચથી જે જે હુંડીઓ લખાતી તેની તરત ખબર મળતી હતી તેથી તેણે ધાર્યું કે આ બધી હુંડીઓ લખાય છે ને વહીવટ જોતાં લખાવી પણ જોઇએ તેમાંથી કોઇના પણ નાણા લેવા કોઇ આવતું નથી માટે સાવચેત રહેવું એમ દીર્ઘદ્રષ્ટી બતાવી જે જે હુંડીઓની ખબર એને મળતી તેનાં નાણા પોતાની પાસે ઇંદોરના વહીવટમાંથી અનામત રાખતોજ ગયો. સરકારમાં પણ પોતાનો વેહેમ જાહેર કરી દીધો અને જરૂર પડશે નાણા ત્યાંથી લેવાનો બંદોબસ્ત કરી દીધો. પરી ઝવેરચંદવાળાએ એક રાતના ચાર લાખ રૂપૈયાની સઘળી હુંડીઓનો એક સાથે દેખાડ કીધો. મુનીમે તરત ઉત્તર આપ્યો કે: "અવેજ તૈયાર છે, માણસો લાવો, રૂપૈયા પારખી લો અને ગાડાં લાવી ઉપાડી જાઓ." પરી ઝવેરચંદવાળા મોટા વિચારમાં પડી ગયા. રાતની વખતે આટલી મોટી રકમના શીક્કાઓ ગણુવા, પરખવા અને લઇ જવા (તે વખતે નોટો અથવા ચેકો કોઇ જાણતું નહીં) એ અશક્ય હતું અને તેથી તેઓએ ફાંફાં મારવા માંડયાં. મુનીમ આગ્રહ પકડી બેઠો અને શરાફ મહાજન ભેગું કર્યું. તેમને પોતાનાં આંટ અને શક્તિ તથા પરી. ઝવેરચંદવાળાની વર્તણુંક જાહેર કર્યા. પરી ઝવેરચંદવાળાને મહાજન સમક્ષ આ બનાવ માટે પોતાનો ખેદ દર્શાવવો પડયો અને તેમનો એક દિવસના વ્યાજનો હક રદ કરાવ્યો ત્યારેજ બીજે દિવસે રૂપૈયા લઇ જવા દેવા મુનીમ કબુલ થયો. શેઠ મોરારભાઇની કૌમારાવસ્થામાં એમના પિતાશ્રી શેઠ શ્રીજભુખણદાસ પોતાનાં સમગ્ર કુટુંબ પરિવારને લઇ તીર્થ યાત્રા કરવા નિકળેલા તે વખતે પોતાના દરબારમાંથી ઘોડા, પાલખીઓ, ચોકીદારો, વળાવાઓ વિગરે તે સમયના મહારાજા હોલ્કરે તેમને આપ્યા હતા.

માલવી કુટુંબનાં અસલ રેહેવાના મકાનો મુગલીસરાહમાં હતા. તે મકાનો હાલ કાપડીઆ કુટુંબની માલકીનાં છે. "માલવીની વાડી" શેઠ મોરારભાઇના જન્મ સમયની લગભગ એક મુસલમાનની જમીન ખરીદ કરી બંધાવેલી. કૌમાર અવસ્થા પોહોંચતાં સુધીમાં મોરારભાઇ શેઠે ગુજરાતી લેખન, વાંચન, આંક, નામા, કાગળ લખવાની રીત વીગેરેનું મેહેતાજીની નિશાળે સામાન્ય શિક્ષણ લીધું અને પછી યોગ્ય વયે કુટુંબની પેઢીના વહીવટમાં જોડાયા. સુરતની પેઢીમાં એક ગુમાસ્તા તરીકે સઘળા કુટુંબીઓ માફક તેઓ શરૂઆતમાં કામ કરતા તે કામ ઉપરાંત બાહારગામની પેઢીઓ ઉપર પોતાનો વારો આવતાં જતા. સંવત ૧૮૯૧ ના વર્ષમાં શેઠની બાવીસ વર્ષની વયે એમના પિતાશ્રી શેઠ શ્રીજભુખણદાસ દેવલોક થયા. તેમની સખ્ત આજ્ઞા પ્રમાણે શેઠ મોરારભાઇ તથા એમના ત્રણે ભાઇઓ પોતાના કુટુંબનો ભાગ લઇ કુટુંબની પેઢી–રોજગારમાંથી છુટા થયા. પણ માલવીનું લોહી એટલે વ્યાપાર શીવાય બીજો કંઇ વ્યવસાય એમને સુઝયો નહીં અને વડીલબંધુ શેઠ હરજીવનદાસ જોડે ભાગમાં મુંબઇ, સુરત, અમદાવાદ, ઇંદોર, ઉજ્જન વગેરે સ્થળે હરજીવનદાસ મોરારભાઇના નામથી પેઢીઓ ખોલી પોતે બે ભાઇઓના અંગત હીસાબે વ્યાપાર શરૂ કર્યો. સંવત ૧૮૯૯ માં બન્ને ભાઇઓએ રાજીખુશીથી પંતીઆલું છુટું કરી

નાંખ્યું અને બન્ને જણાઓ પોતપોતાનો જુદો વ્યાપાર ચલાવવા લાગ્યા. દર્મ્યાન ધંધામાં ખોટ આવવાથી તથા બાહારગામની પેઢીઓના વહીવટની બેદરકારીને લીધે કુટુંબની અસલ પેઢીઓના વહીવટમાં ચાલુ રહેલા ભાગીદાર કુટુંબીઓને પોતાની પેઢીઓનું સઘળું દેવું પુરેપૂરૂં ચુકાવી આપી પેઢીઓ બંધ કરવી પડી. અને ત્યાર પછી માલવામાં સાતેક લાખ રૂપ્યાની ઉઘરાણી વસુલ કરવાને બદલે સુરતમાંજ રહી માંહોમાંહેના દેવા લેણા માટે તેઓએ કુટુંબકલેશ ઉપસ્થિત કર્યો અને આખરે લગભગ પાયમાલી સરખાં કષ્ટના તેઓ દુર્ભાગ્યે ભોગ થઇ પડયા. શેઠ મોરારભાઇને સં૦ ૧૯૧૧ સુધીમાં વ્યાપારમાં સારો નફો થયો તે ઉંચો રાખી મુકી ઘણી ઉંડી સમજ વાપરી વધુ ધનલોભને તિલાંજલિ આપી, અલંવૃત્તિ ધારણ કરી શેઠે વ્યાપાર બંધ કર્યો અને મેળવેલી મુંડીની ઉત્પન્ન ઉપરજ સંતોષ પકડયો. વ્યાપાર બંધ કર્યા પછી પોતાને રેહેવા માટે એમણે કાલકાદેવીના રસ્તા ઉપર મકાન લીધું જે હાલ રા. ત્રિભુવનદાસ માલવીના વપરાસમાં છે. મુંબઇના ગવર્નરને બંગલે જવાના રસ્તાને મથાળે વાલકેશ્વર રોડ ઉપર એક સુંદર બગીચાવાળો બંગલો લીધો જ્યાં વારંવાર સગાસ્નેહીઓ સાથે એઓ રેહેવા જતા હતા. ઉપરાંત મુંબઇમાં જૂદે જૂદે સ્થળે એમણે મકાનો લીધાં હતાં તેમાંથી ત્રીજા ભોઇવાડાનું મકાન મુંબઈના મોટા મંદીરમાં અર્પણ કરવામાં આવ્યું હતું તથા નાયગામનાં વાડી બંગલા મોટા મંદીરના તે વખતના અધિષ્ઠાતા મહારાજ શ્રી જીવનલાલજીને એક વખત ત્યાં પધરાવેલા તે પ્રસંગે તેમને ઘણું પ્રસન્ન પડવાથી તેમની માંગણી ઉપરથી તેમને પડતર કિમ્મતે આપી દીધાં હતાં.

શેઠ મોરારભાઇનું પ્રથમ લગ્ન તે વખતની રૂઢી મુજબ તેમની દશ બાર વર્ષની વયે થયું હતું. તેમનાં પ્રથમ પત્નિનું નામ શ્રીમતિ દિવાળીબાઇ હતું. તેઓ ઘણાં મીલનસાર, મમતાળુ તથા કુટુંબવત્સલ હતાં. શ્રીમતિ દિવાળીબાઇનો કાળ મુંબઇમાં સંવત ૧૯૧૧ માં થયો હતો અને ત્યાર પછી શેઠ મોરારભાઇનું બીજું લગ્ન સ્વ. શ્રીમતિ દયાકોરબાઇ સાથે સંવત ૧૯૧૪ માં થયું હતું. શેઠ મોરારભાઇનાં બન્ને પત્નિઓમાંથી કોઇને પણ કાંઇ સંતતિ થઇ ન હતી. શેઠ મોરારભાઇ સંવત ૧૯૪૦ ના ચૈત્ર વદ ૨ ને દિવસે બોતેર વર્ષની પાકી વૃદ્ધ વયે લાંબો મંદવાડ ભોગવી મોટી લક્ષ્મી મુકી વૈકુંઠવાસી થયા. શેઠજીના અવસાન પછી એમનાં પત્નિ શ્રીમતિ દયાકોરબાઇ જેઓની તે વખતે સુમારે ૩૮ વર્ષની વય હતી તેઓએ શેઠજીની પેઢી તથા ધન, ઇસ્ટેટો, ધર્માદાઓ, વિગેરેનો શેઠજીના બીજા એકઝીક્યુટર ઓનરેબલ મી૦ જસ્ટીસ નાનાભાઇ હરિદાસની દેખરેખ હેઠળ વહીવટ તથા ભોગવટો શરૂ કર્યો. જસ્ટીસ નાનાભાઇના સને ૧૮૮૯ માં ગુજરવા બાદ શ્રીમતિ દયાકોરબાઇનો વહીવટ સ્વતંત્ર થયો અને તેમાં એમના મામા શેઠ ઘેલાભાઇ મનોરદાસની સહાય તથા સલાહ એમને મળતાં રહ્યાં હતાં.

માલવીઓનું કુટુંબ લગભગ દશ પેઢી થયાં શ્રીમદ્ વલ્લભાચાર્યજીના સંપ્રદાયના ચુસ્ત વૈષ્ણવ છે, અને શેઠ મોરારભાઇના દાદાના દાદા શેઠ પરશોતમદાસ કિશોરદાસના વખતથી (સંભવ છે કે તે પુર્વેથી પણ હોય) તેઓના ઇષ્ટદેવ શ્રીમદ્ વલ્લભાચાર્યજીના સંપ્રદાયનાં "નિધિ" (શ્રી આચાર્યજી મહા પ્રભુજી અથવા શ્રી ગોસાંઇજીને સ્વહસ્તે સેવાયલી શ્રી કૃષ્ણ પરમાત્માની પ્રતિમાને નિધિ કહેવામાં આવે છે) શ્રી શ્યામ સુંદરજી છે.

એ ઇષ્ટ દેવની સેવા જે પ્રમાણે આઠે દર્શન, ઓચ્છવ, કીર્તન, ફુલમંડળી, બંગલા, હીંડોળા, પારણાં વિગરે ઠાઠ સહિત મંદીરોમાં થાય છે એ પ્રમાણેજ માલવી કુટુંબના રેહેવાના ઘરમાંજ અને તે પણ વળી કુટુંબનાંજ સ્ત્રી વર્ગ મરજાદની દીક્ષા લઇ ઠેઠ શેઠ પરશોતમદાસના વખતથી તે સન ૧૯૦૩ ના વર્ષમાં શેઠ મોરારભાઇના માતુશ્રી શ્રીમતિ રત્નકોર માજી ગૌલોકવાસી થયાં ત્યાં સુધી કરતાં હતાં. ઠાકોરજી ઉપર માલવીઓનો પોતાના ઇષ્ટદેવ અથવા શ્રી કૃષ્ણ ભગવાન તરીકેનો પ્રેમ હતો એટલુંજ નહીં પરંતુ મોટે ભાગે એ પ્રતિમા પ્રત્યે કોઇ કલ્યાણકારક વૃદ્ધ પિતામહ તરીકે એમની ભક્તિ રેહેતી. કંઇ પણ નવું કાર્ય કરવું હોય તો પ્રથમ ઠાકોરજી સમક્ષ ચિઠ્ઠી મુકી તેમની સંમ્મતિ લેવામાં આવતી અને કુટુંબનાં સ્ત્રીઓ નવાં ભારી વસ્ત્રો અથવા આભુષણો પ્રથમ ઠાકોરજીને ભેટ કરી પ્રસાદી કર્યા વગર પેહેરતાં નહીં. માલવીઓનું ચારિત્ર્ય બાલ્યવયમાંથીજ ઇષ્ટદેવની સંન્નિધિમાં આવી રીતે ઘડાયલું હોવાથી તેઓ ઘણું ખરૂં શ્રદ્ધાળુ, ધાર્મિક અને દાન પુણ્ય વિગરે સત્કર્મશીલ હતા. આ ગુણો શેઠ મોરારભાઇમાં પણ ઉતરવા પામ્યા હતા અને એમની લક્ષ્મી તથા વ્યાપારના લાભને લીધે એઓ એ સદગુણોનો પોતામાં સારી રીતે વિકાસ કરી શક્યા હતા. શેઠ મોરારભાઇનો સ્વભાવ ટેકીલો, સ્વમાન બહુ સંભાળથી જાળવનારો, સંતોષી તથા પરોપકારી હતો. એમનામાં ઉડાઉપણાનો દોષ તો લેશ પણ નહતો. જૂના વિચારની કરકસર દાખવતા પણ જરૂર પડતે અને ધર્મ તથા પરોપકારના કાર્યોમાં યોગ્ય વ્યય કરવામાં એઓ પાછીપાની કરતા નહિં. સનાતન શાસ્ત્રીય રીતિ પ્રમાણે યજ્ઞ, પુંજન, આચાર્ય સેવા અને દાન (ઇષ્ટા પુર્ત) ઉપર શેઠજીની પરિપૂર્ણ આસ્થા રહી હતી. સુરત તેમજ મુંબઇમાં બ્રાહ્મણોની ચોર્યાસીઓ કરી સારી દક્ષિણાઓનાં દાન કીધાં હતાં. શ્રીનાથજી, ગોકુળ, મથુરાં, પ્રયાગ વિગેરે તીર્થોમાં સંવત ૧૯૨૦-૨૧ (સને ૧૮૬૪-૬૫) માં એઓ બીજી વાર પ્રયાણ કરી આવ્યા હતા તથા પોતાના વીલથી પોતાની પેહેરવાની વીંટીમાંનો મોટી કિમ્મતનો એક હીરો શ્રીનાથજીને અર્પણ કર્યો હતો.

શેઠજી દૃઢ આસ્થાવાન હતા અને કેવળ ધાર્મિક બુદ્ધિથી પોતાના વ્યાપારમાં એક રૂપૈયે એક આનાનો ભાગ ઇષ્ટ દેવ શ્રી શ્યામ સુંદરજી માહારાજનો રાખ્યો હતો. એ ભાગનાં નાણામાં પોતાના ભાગનાં નાણામાંથી સારો જેવો ઉમેરો કરી એઓએ મુંબઇમાં સંવત ૧૯૩૫ માં "નવું મંદીર" બંધાવી તેમાં તે વર્ષમાં જેઠ શુદ ૧૩ ને શુભ દિવસે શ્રી શ્યામ સુંદરજીને સુરતથી પધરાવી એમના કુલાચાર્ય શ્રી ગોસ્વામી શ્રી ગોવિંદ રાયજી પ્રભુ (શ્રી મદ્દેવકીનંદનાચાર્યજીના પિતાજી) ને હસ્તે સ્થાપના કરાવી મંદીર, શ્રી ઠાકોરજી, તેમનાં વસ્ત્ર આભુષણ, ચાંદી સોનાનાં વાસણો, સેવાના અસબાબ વિગેરે તથા વ્યાજમાંથી ખર્ચ ચલાવવા માટે રૂા.૩૫૦૦૦) પાંત્રીશેક હજારને સુમારેનો રોકડ અવેજ ગોસ્વામી શ્રી માહારાજને અર્પણ કર્યાં હતાં. શ્રી ડાકોર સંસ્થાનમાં એક વિશાળ ધર્મશાળા યાત્રાળુઓના મફત વપરાશ માટે બાંધી તેમાં સાધુઓ માટે એક સદાવ્રત સ્થાપ્યું છે. આ પ્રત્યેક કાર્યમાં અકેક લાખનો ખરચ અડસટવામાં આવે છે. આ શીવાય માલવીઓનાં મૂલ વતન સુરત શેહેરમાં વસતીના વપરાસ માટે પીવાના પાણીના નળો લાવવાની યોજના માટે રૂપૈઆ બેથી ત્રણ લાખ સુધી મોટી રકમ દાન કરવા શેઠજીની ઘણી ઇચ્છા હતી અને એ કાર્ય માટે ગોઠવણો પણ શરૂ કરેલી પરંતુ અમલદાર વર્ગ તરફથી એ યોજનાને જરૂરની સહાનુભૂતિ

મળી શકી નહીં અને એ શુભ આકાંક્ષા ફળીભૂત થવા પામી નહીં. ઉપર જણાવેલાં ઉદાર ધર્મકાર્યો ઉપરાંત શેઠજીએ પોતાના વીલથી સુરત શેહેરમાં એક ઑસ્પીટલ, સુરત સ્ટેશન ઉપર એક ધર્મશાળા તથા મુંબઇમાં ન્યાતને માટે એક વાડી બાંધવા ફર્માવ્યું હતું અને પોતાનાં ધર્મપત્નિ બાઇ દયાકોરને તેમની ઇચ્છાને અનુકૂળ ધર્મકાર્યોમાં વ્યય કરવા પરવાનગી આપી હતી. શેઠજીના વીલમાં એમનાં ઔર્ધ્વદૈહિક માટે દાનપુણ્ય, મંદીરોને ભેટ, જ્ઞાતિભોજન વિગેરેના ખરચ માટે સારો જેવો ઉદાર બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. શેઠજીનાં જીવન દર્મ્યાન પણ ન્યાતિ તરફ તેમની પ્રેમ લાગણી હતી અને સં૦ ૧૯૨૧ માં સુરતની ન્યાતમાં ભાદરવા વદ ૧૩ ને દીવસે શ્રી માહાલક્ષ્મી માતાની છઠ્ઠીના ઉત્સવની ઉજાણી કરવા માટે રૂપૈયા આપ્યા હતા.

એમના વારસો શેઠ ત્રિભૂવનદાસ નરોત્તમદાસ માલવી, શેઠ મનુભાઇ રંગીલદાસ તથા સ્વ૦ શેઠ નટવરલાલ મગનલાલ તથા બાઇ દયાકોરના મામા શેઠ ઘેલાભાઇ મનોરદાસે એકત્ર થઇ શેઠજીના વિલની આજ્ઞાનુસાર રૂપૈઆ સત્તાણુ હજારને ખર્ચે મુંબઇમાં "મોરાર બાગ" નામની સુંદર વાડી બંધાવી એમનું કાયમ સ્મારક રાખ્યું છે. વાડીના મોટા હૉલમાં શેઠ મોરારભાઇ તથા શેઠ ઘેલાભાઇની સુંદર આખી તસ્વીરો મુકવામાં આવી છે. વળી શેઠજીએ પોતાનાં મૃત્યુપત્રમાં સુરતમાં એક ઑસ્પીટલ તથા સ્ટેશન ઉપર હિંદુઓ માટે એક ધર્મશાળા બંધાવવાનું ફરમાવ્યું હતું. એ બન્ને ધર્મકામો એમના પશ્ચાત્ શ્રીમતિ બાઇ દયાકોરે રૂપૈયા એક લાખ સુધીનો ઉદાર ખર્ચ કરી સુવ્યવસ્થિત સિદ્ધ કર્યાં હતાં. સ્વર્ગસ્થ શેઠનાં ચરિત્રમાંથી હાલના ધનાઢયોને ઘણું જાણવાનું તથા શીખવાનું મળશે એ નિઃશંક છે.

ઈશ્વર એમના અમર આત્માને સતત શાંતિમાં રથાપો!

# બાઇ દયાકોર તે શેઠ મોરારભાઇ વીજભુખણદાસ માલવીના વિધવા.

**જન્મ સં. ૧૯૦૨ના આષાઢ સુદ ૧૨ અવસાન સં. ૧૯૬૦ના આષાઢ સુદ ૮.**
(તા૦ ૨૦ મી જુલાઇ સન ૧૯૦૪.)

**( લખનાર:—રા૦ ત્રિભુવનદાસ નરોત્તમદાસ માલવી. )**

શ્રીમતિ બાઇ દયાકોરનો જન્મ સંવત ૧૯૦૨ માં શેઠ હરજીવનદાસ જગજીવનદાસ મુકાતીને ઘેર થયો હતો. શેઠ હરજીવનદાસ એક ભોભાવાળી પેઢીમાં મુનીમ હતા અને ન્યાતિમાં સારી પ્રતિષ્ઠા પામ્યા હતા. તેમની આર્થિક સ્થિતિ મધ્યમ પંક્તિની હતી અને મુંબઇમાં તેમની માલકીનું એક ઘર પણ હતું. બાઇ દયાકોર તેમનું એક પૂરૂં બાળક હતું અને તેમને નાની વયમાં મુકી તેમના પિતા સ્વર્ગવાસી થયા પછી તેમને ઉછેરવાનું કામ તેમના માતુશ્રી બાઇ ફુલકોર તથા મામા શેઠ ઘેલાભાઇ મનોરદાસને શિર આવ્યું હતું. પિતૃગૃહમાં સેહેજસાજ ઘર કામના અનુભવ શીવાય એમનાં બાલપણમાં આપણા વણિકોમાં કન્યા કેળવણીનો બીલકુલ પ્રસાર નહિ હોવાથી વિદ્યા તેમજ કળાનું કાંઇ પણ શિક્ષણ એમને મળેલું લાગતું નથી. શેઠ મોરારભાઇનાં પ્રથમ પત્નિનું અવસાન સ. ૧૯૧૧માં થયા બાદ સંવત ૧૯૧૪માં તેમનું બીજું લગ્ન શ્રીમતિ બાઇ દયાકોર સાથે થયું હતું. લગ્ન પછી સામાન્ય ગુજરાતી લખતાં વાંચતાં તેમજ ભરત, ગુંથણ, શીવણ વિગરે કળાઓ પોતાનાં મૈત્રીણીઓ અથવા સગાંવાહાલાંઓનું જોઇ જોઇ એઓ શીખ્યાં હતાં. સ્વભાવે સમજુ, ચંચલ તથા ઉદ્યોગી હોવાથી ધનાઢ્ય અને આગેવાન વ્યાપારીના ઘરને યોગ્ય ગૃહિણીના પોતાના ધર્મોનો ભાર એમણે થોડા વખતમાં ઉપાડી લીધો હતો અને સંસાર વ્યવ્હારનાં કર્યોમાં પોતાના પતિને એઓ સબળ સહાય રૂપ થયાં હતાં.

તેમને પોતાને સંતતિ ન હોવાથી તેમના મામાની બે પુત્રીઓનાં માતા તેમને નાનાં મુકી મરણ પામવાથી એમણે તેઓને ઉછેરી મોટાં કર્યાં હતાં. ક્રમનસીબે તે છોકરીઓ પણ યુવાન વયે પ્રજા મૂકીને દેવલોક થઇ અને તેમનાં નાહાના બે પુત્રો (શેઠ મનુભાઇ રંગીલદાસ તથા સ્વર્ગવાસી શેઠ નટવરલાલ મગનલાલ) તથા એક પુત્રી (સૌ. લીલાવતિ હરિલાલ મોદી)ને ઉછેરવાનો ભાર એમનેજ શિર પડયો હતો. આ બાળકોને કુસંગ લાગે નહીં અને ખાલી મોહોટાઇ આવે નહીં તે માટે એઓએ તેમનાં બાળપણથીજ અત્યંત કાળજી રાખી હતી, તેમનો વિદ્યાભ્યાસ સારી સ્કૂલમાં તેમજ મોટા પગાર આપી હુશીઆર ખાનગી શિક્ષકો રાખી એમણે ચોંપથી કરાવ્યો હતો. તેમનાં (પુત્રોનાં) શરિરોને કસરતશાળા, યોગ્ય તાલીમ તથા ક્રીકેટ વિગરે ખુલ્લી હવાની રમતોદ્વારા વળે એવી ગોઠવણ કરી હતી. એ બન્ને પુત્રો ઉમ્મરમાં આવતાં શેઠ મોરારભાઇ વીજભુખણદાસની પેઢીનો વહીવટ ચલાવવા લાગ્યા અને વખત જતાં ધી એલાયન્સ કોટન મેન્યુફેકચરીંગ કમ્પની લીમીટેડની એજન્સી લીધી. પોતાની પેઢીની વંશપરંપરા ચાલતી આવતી પરમાર્થીક પ્રથા સાચવી ન્યાતિ તથા અન્ય સ્નેહીઓને પોતાની એજન્સી તેમજ મીલમાં હુન્નર તથા ધંધાની વ્યવ્હારૂ કેળવણી આપી ઠેકાણે પાડવાની એ બંને ભાઇઓએ અત્યંત સ્તુત્ય નીતિ રાખી છે.

સંવત ૧૯૪૦ (સને ૧૮૮૪) માં શેઠ મોરારભાઇનો સ્વર્ગવાસ થયો ત્યારે બાઇ દયાકોરનું વય આડત્રીસ વર્ષનું હતું. શેઠના મૃત્યુ પત્રમાં ફરમાવ્યા મુજબ તેમની ઓહોળી મીલકતની વ્યવસ્થા કરવા માટે બાઇ દયાકોરની સાથે મુંબઇની હાઇ કોર્ટના તે વખતના જડજ ઓનરેબલ નાનાભાઇ હરીદાસ જોડીયા એકઝીકયુટર તરીકે સામેલ થયા હતા. પાંચ વર્ષ બાદ તેઓના દેહાવસાન પછી બાઈએ પોતાના મામા શેઠ ઘેલાભાઇની મદદથી સર્વ મીલકત પોતાને હવાલે લઇ દેહાંત સુધી તેનો વહિવટ બાહોશીથી ચલાવ્યો હતો. શેઠની પાછળ બાઇ દયાકોરે ભૂલેશ્વરના લત્તામાં શ્યામ સુંદરજીની સેવા પધરાવી તેને માટે બંધાવેલું "નવું મંદીર" તથા ડાકોરનાં ધર્મશાળા, સદાવ્રત વિગરે શેઠનાં ધર્મ કાર્યો પ્રથમ પ્રમાણેજ વ્યવસ્થાશિર અને ઉદારતાથી ચલાવ્યાં હતાં અને જરૂર પડવે શેઠજી તરફથી મળેલી પોતાની ખાનગી મીલ્કતમાંથી પણ યોગ્ય ખરચ તેઓ કરતાં હતાં. શેઠના મૃત્યુપત્રની આજ્ઞા પ્રમાણે સુરતમાં ભાગાતલાવની સડક ઉપર શેઠના નામથી એક સ્ત્રી બાળકોની ઑસ્પીટલ એમણે લગભગ એક લાખ રૂપૈયાના ખર્ચે બંધાવી યાવચ્ચંદ્ર દિવાકરો ચાલે એવા બંદોબસ્ત સાથે કાઉન્ટેસ ઓફ ડફ્રીન સોસાયટીની સુરતની શાખાને સપુરદ કરી હતી તથા સુરતના સ્ટેશન ઉપર મુસાફરોને માટે એક ધર્મશાળા રૂપૈયા વીસેક હજા-રનો ખરચ કરી બંધાવી હતી. સને ૧૮૯૫ માં એમણે પોતાની સ્વખુશીથી મુંબઇની યુનીવર્સીટીની પ્રીવીયસની પરિક્ષામાં જે કોઇ ઉમેદવાર સૌથી વધુ માર્ક સંસ્કૃતમાં મેળવી પાસ થાય તેને એક સ્કોલરશીપ આપવા માટે રૂપૈયા પાંચ હજારની રકમ આપી હતી. સુરતમાં માલવીની વાડીનો એક ભાગ લગ્ન કાર્ય તથા જંમણવારો માટે જુદો કાઢી તેમાં સર્વ જોઇતી સામગ્રી પૂરી પાડી સુરતની વસતીને એમણે ઘણી અગત્યની સગવડ કરી આપી છે એટલુંજ નહી પણ ધાર્મિક, રાજકીય તથા સંસારીક મેળાવડાઓ માટે પણ આ સ્થળ પ્રશસ્થ અને અનુકૂળ હોવાથી સુરતની પ્રજા તરફથી એ વાડી જાહેર કાર્ય માટે વારંવાર વપરાસમાં લેવામાં આવે છે. એમના કુળ દેવતા શ્રી શ્યામસુંદરજીના પાટોત્સવ (જેઠ શુદ. ૧૩) ને દિવસે દર વરસે ન્યાતમાં ઉત્સવ કરવા માટે રૂપૈયા ત્રણ હજાર બસોની રકમ એમણે મુંબઇના પંચને ભેટ કરી છે.

સને ૧૮૯૭–૯૮ માં મુંબઇમાં બ્યુબોનીક પ્લેગ (ગાંઠીયા તાવ) નો જીવલેણ ઉપદ્રવ ફાટી નીકળ્યો તે વખતે મુંબઇમાં મરણ પ્રમાણ અતિ ભયંકર રીતે વધતું જતું હતું તે અટકાવવા માટે રાજ્ય તરફથી અત્યંત કડક ઉપાયો અમલમાં મુકાતા હતા. મુખ્યત્વે કરીને વ્યાધિગ્રસ્ત મનુષ્યોને સારવાર માટે અલાહેદી ઓસ્પીટાલમાં જવાની તથા જે મકાનમાં એ રોગ ઉત્પન્ન થયો હોય ત્યાંના સઘળા માણસોને કવોરન્ટાઇનમાં રાખી ઘર દવાઓ વડે સાફસુફ કરાવવાની ચોંપથી ફરજ પાડવામાં આવતી હતી. લોકોમાં મોટા ભય તથા ઉચાટ પેદા થયાં હતાં. તેવા વિકટ પ્રસંગે ન્યાતિબંધુઓની દાઝ આણી તેમને નિર્ભય કરવા માટે બાઇ દયાકોરે કાવસજી પટેલના તળાવ પાસે આવેલા "કાશી બાગ" માં પોરવાડ તથા મોઢ જ્ઞાતિ માટે પ્લેગ ઓસ્પીટાલ કાઢવામાં આગેવાન ભાગ લીધો હતો અને આ ન્યાતિ તરફનો ખર્ચનો ફાળો એમણે આપ્યો હતો. ગુર્જર પોરવાડ જ્ઞાતિએ ન્યાત પરન્યાતના સંભાવિત ગૃહસ્થોનો એક ભવ્ય મેળાવડો મૂળજી જેઠા કાપડ બજારના હોલમાં કરી પોતાની ઉપકારની લાગણીઓ દર્શાવનારૂં એક માનપત્ર એમને અર્પણ કર્યું હતું.

બાઇ દયાકોર સભાના વિદ્યોત્તેજક કાર્યમાં ઉત્સાહપૂર્વક તેનની સહાય કરતાં હતાં અને વારંવાર સહાનુભૂતિ દર્શાવતાં હતાં. જો ન્યાતિમાં વિદ્યોત્તેજક ફંડ સ્થાપવામાં આવે તો તેમાં પોતા તરફથી ઉદાર ફાળો આપવા પોતાની ઇચ્છા બતાવી હતી. જે ઇચ્છા પાછળથી તેમના મામા શેઠ ઘેલાભાઇએ પાર પાડી હતી. વૈશ્ણવ ધર્મ ઉપર એઓ સંપૂર્ણ આસ્થાવાન હતા અને વૈશ્ણુવોના યાત્રાના ધામોમાં વખતો વખત મોટો ખર્ચ કરી તીર્થયાત્રા કરી હતી તથા શ્રીમદ્ભાગવતની સપ્તાહ પણ કરાવી હતી.

બાઇ દયાકોરનું અવસાન મુંબઇમાં સંવત ૧૯૬૦ ના આષાઢ સુદ ૮ તા૦ ૨૦ મી જુલાઇ સને ૧૯૦૪ ને દિવસે થયું હતું. તેમના સ્વર્ગવાસ પછી તેમના સંબંધી અને વારસો શેઠ મનુભાઇ રંગીલદાસ, સ્વ. શેઠ નટવરલાલ મગનલાલ તથા શેઠ ત્રિભૂવનદાસ નરોત્તમદાસ માલવીએ એકસંપથી ઉમંગપૂર્વક સુરતની પાસે નામીચી હવાફેરની જગ્યા ડુમસ ખાતે સારી સગવડવાળું અને સર્વ સામાનથી ભરપૂર સેનીટેરીયમ (આરોગ્ય ભુવન) તેમણે એ કાર્ય માટે ખરીદ કરી રાખેલી જમીન ઉપરજ તેમના પૂણ્યાર્થે રૂપૈયા પોણા લાખના આશરાનું ખર્ચ કરીને બંધાવ્યું છે અને તેમાં ઉક્ત ગૃહસ્થોએ રૂપૈયા પંદર હજારની પડતી ખુટ પોતાની પદરથી પુરી કરી આપી છે. સુરતની શેઠ મોરારભાઇ સ્ત્રી તથા બાળકોની ઓસ્પીટાલમાં બાઇ દયાકોરના નામથી રૂપૈયા પોણો લાખ સુમારે ખરચી એક ઓબ્સ્ટેટ્રીક વોર્ડ (સુવાવડની ઓસ્પીટાલ) વધરાવી આપ્યો છે. આ કાર્યમાં પણ ઉપર પ્રમાણે પડતી ખુટ લગભગ રૂપૈયા પંદર હજારની એમના વારસોએ ગીરોમાંથી આપી છે.

બાઇ દયાકોરના મામા શેઠ ઘેલાભાઇએ બાઇ દયાકોરના સ્મારક માટે તેમના નામથી એક વિદ્યોતેજક ફંડ સ્થાપવા માટે રૂપૈયા ચોવીશ હજાર ન્યાતિને ભેટ કર્યા છે અને તે ફંડના વ્યાજમાંથી ચંચળ પણ અલ્પસાધનવાળા વિદ્યાર્થીઓને સહાય કરવાના હેતુથી સ્કોલરશીપો તથા પૂસ્તકો અપાય છે અને તેને યોગે ન્યાતિમાં કેળવણીનો બહોળો પ્રસાર થવા પામ્યો છે. બાઇ દયાકોરના વારસોએ તેમની એક આખા કદની તસવીર ન્યાતિને ભેટ આપી છે અને તેને મોરારબાગમાં એમનું સ્મારક યથાયોગ્ય રેહે એવે સ્થાને મુકવામાં આવી છે.

## ૨૦ ત્રિભુવનદાસ નરોત્તમદાસ માલવી.

**જન્મ સં૦ ૧૯૧૭ ના ભાદરવા સુદ ૫, સને ૧૮૬૧ ની તા૦ ૯ મી સપ્ટેંબર.**

**જન્મ તથા કુટુંબનો ઇતિહાસ:**—રા. ત્રિભુવનદાસ માલવીનો જન્મ પ્રખ્યાત માલવી કુટુંબમાં સં૦ ૧૯૧૭ ના ભાદરવા સુદ ૫ ને દિવસે મુંબઇમાં કાલકાદેવીના રસ્તા ઉપર એમના પિતામહ શેઠ હરજીવનદાસ વીજભુખણદાસ સહકુટુંબ ભાડાંના ઘરમાં રેહતા હતા ત્યાં થયો હતો. એમના પિતાશ્રી શેઠ નરોત્તમદાસ પોતાનાં માતપિતાનાં એકના એક સંતાન હતા તેમજ રા. ત્રિભુવનદાસ પણ એમનાં માતપિતાનાં એકપુરાં સંતાન છે. એમના પિતાશ્રીને સામાન્ય રીતે ન્યાતિમાં, સગાવહાલામાં તથા જનમંડળમાં "નરૂભાઇ" નામથી સહુ કોઇ ઓળખતું હતું. રા. ત્રિભુવનદાસને પણ સગાવાહાલા તથા બાળમિત્રો "ત્રીભુભાઇ" કહી સંબોધે છે: "માલવી" એ નામથી તો એમણે પોતાનો સોલીસીટરનો ધંધો શરૂ કીધો ત્યારથીજ ઓળખાવા લાગ્યા છે. એમના પિતામહ સ્વ. શેઠ મોરારભાઇ માલવીના જયેષ્ઠબંધુ હતા.

શેઠ મોરારભાઇનાં જન્મચરિત્રમાં વર્ણન કરવામાં આવ્યું છે તે પ્રમાણે આ બન્ને ભાઇઓએ સં૦ ૧૮૯૯ માં શા. હરજીવનદાસ મોરારભાઇની રાસુકી પેઢી છુટી કર્યા બાદ પોતપોતાનો સ્વતંત્ર વ્યાપાર શરૂ કર્યો હતો. ઇશ્વર કૃપાથી એક બાજુએ શેઠ મોરારભાઇને નફો થતો ગયો અને તેમની સ્થિતિ ચઢતી ગઇ ત્યારે બીજી બાજુએ દૈવેચ્છાથી શેઠ હરજીવનદાસને નુકસાન લાગતું ગયું અને તેમની આર્થિક સ્થિતિ દિવસે દિવસ બગડતી ચાલી. છેવટે સં૦ ૧૯૦૭ માં અતિ ભારી નુકસાન લાગ્યું અને પોતાની સ્થાવર જંગમ મીલ્કત વેચી દેવું ચુકતે અદા કરી "न बंधु मध्ये धनहीन जीवनम्" (બંધુ વર્ગમાં ધન હીને રેહેવું નહીં) એ સુત્ર પ્રમાણે ગુજરાત છોડી શેઠ હરજીવનદાસ પુત્ર અને પુત્રવધુને લઇ તીર્થયાત્રા કરવા નીકળી પડયા અને ત્યાંથી કલકત્તે જઇ વસ્યા. કલકત્તામાં છએક વર્ષ સુધી આ પિતા પુત્રે કાપડનો વેપાર કર્યો અને ત્યાંજ શેઠ નરોત્તમદાસનાં પ્રથમ પત્નિનું અવસાન થયું હતું. પુત્રનાં ફરી લગન કરવા માટે શેઠ હરજીવનદાસે તેમને શેઠ મોરારભાઇ પાસે મુંબઇ મોકલી આપ્યા. આ વખતથી આ કુટુંબનો દિવસ ફરવા માંડયો. શેઠ નરોત્તમદાસે મુંબઇ રહી ધંધામાં સારો લાભ પ્રાપ્ત કર્યો અને સં૦ ૧૯૧૪ ના ફાગણ માસમાં તેઓનું બીજું લગન નાની દમણમાં રા. ત્રિભુવનદાસનાં માતુશ્રી સૌ૦ બાઇ જડાવ સાથે થયું. શેઠ નરોત્તમદાસ પોતાનાં બીજાં લગન થતાં સુધી તથા ત્યાર પછી પણ થોડાક વખત શેઠ મોરારભાઇની સાથે તેમનાંજ ઘરમાં રહ્યા હતા. પછી કાલકાદેવીના રસ્તા ઉપરજ એક ઘર ભાડે રાખી જુદું ઘર માંડયું. સમય પલટાઇ ગયલો જોઇ શેઠ હરજીવનદાસ કલકત્તેથી મુંબઇ આવ્યા અને ત્યારથી એ કુટુંબનો મુંબઇમાં કાયમનો વાસ થયો છે.

**માતાનું કુટુંબ:**—રા. ત્રિભુવનદાસનાં માતુશ્રીને પીયેરમાં "ફોલી" કહીનેજ બોલાવતા અને લગ્ન થયા બાદ તેમને સાસરામાં "જડાવ" નામ મલ્યું હતું. તેમના પિતા શેઠ ગંગાદાસ રસિકદાસ રા. ત્રિભુવનદાસનાં જન્મ પેહેલાં સત્તર દિવસ પર ત્રણ



રા. રા. ત્રીભુવનદાસ નરોત્તમદાસ માલવી,
એમ. એ. એલએલ. બી., સોલીસીટર, કૈસરે-હિન્દ.



સૌ. જમનાબાઇ ત્રિભુવનદાસ માલવી.

પુત્રો, એક પુત્રી ( સૌ. જડાવ ) તથા પત્નિને મુકી દેવલોક થયા હતા. દમણમાં તે વખતે આ ન્યાતની દોઢસોએક માણસની વસ્તી હતી પણ નાના શહેરોના લોકોની પોતાની પુત્રીઓ મોટા શેહેરમાંજ આપવાની વૃત્તિ, તેમજ સુરતની ન્યાતના ચોરા બાહાર કન્યા આપવાના પાછળથી થએલા કડક પ્રતિબંધનો ભોગ દમણની ન્યાત થઇ. ગામના છોકરાઓ કુંવારા રેહેવા લાગ્યા અને વસ્તી ઘટતી ચાલી. થોડાં વર્ષ ઉપર દમણમાં ન્યાતિનાં માત્ર પંદરેક કુટુંબ અવશેષ રહયાં હતાં તેઓ સુરત તથા મુંબઇમાં વસ્તી કરી રહ્યાં છે. રા. ત્રિભુવનદાસના મોસાળમાં હાલ કોઇ હૈયાત નથી.

**આરોગ્ય:**—રા. ત્રિભુવનદાસનું શરીર બાલપણ તથા કૌમારાવસ્થામાં છેક બાર વર્ષ સુધી અત્યંત દુર્બલ અને નાજુક હતું અને એમનું આરોગ્ય સામાન્યત: અસ્વસ્થ રેહેતું. એમની ત્રણ વર્ષની વય સુધી તો એમનાં વડીલોને એમનાં જીવનનીજ શંકા રહી હતી. શાળામાં પણ માંદગીને સબબે વારંવાર ગેરહાજરી થતી. એમના પિતામહ એકવડા બાંધાના હતા, પણ કસરતથી પોતાનું શરીર તેમણે સશકત અને દૃઢ બનાવ્યું હતું. તેમણે નાના બાળવીને નવ વર્ષની વયથી ધીરે ધીરે આપણી સ્વદેશી કસરતો ઘરમાં પોતાની આંખ આગળ કરાવવા માંડી અને પછીથી એક કસરતશાળામાં મુકયા. સને ૧૮૭૨ ના ડીસેમ્બર ( સંવત ૧૯૨૯ ના માગસર ) માં એમની અગીઆર વર્ષની વયે એમને "પાલ્પીટેશન ઓફ ધી હાર્ટ" નો રોગ લાગુ પડયો અને ડાકટરોના હુકમથી કસરત હંમેશને માટે એમને છોડવી પડી અને શાળા છોડી થોડા વખત પરગામ હવાફેર જવું પડયું. શક્તિની દવા, આરામ તથા હવાફેરથી કસરતનો લાભ લીધેલા શરીરમાં ઝટ પુષ્ટિ અને શક્તિ આવ્યાં અને ચૌદેક વર્ષની વયે એમનું શરિર અણધારેલું શક્ત બની આવ્યું. એમનું શરીર એકવડું, મધ્યમ કદનું તથા પંદર વર્ષની વય પછી પ્રાયશ: રોગ મુકત છે. લઘુદૃષ્ટિ ( શોર્ટસાઇટ ) ની પીડા એમને એમનાં માતુશ્રીનો વારસો હોય એમ લાગે છે અને શરમને લીધે છેક ચોવીશ વર્ષ સુધી ચશમા ન પેહેરવાથી વ્યાધિમાં વધારો થયો હતો. બીજી ભારે કસરતનો પ્રતિબંધ થવા પછી તેમણે સાંજનાં ખુલ્લી હવામાં ફરવાનો મહાવરો રાખ્યો છે અને એમનું આરોગ્ય આ ટેવને આભારી છે એમ એઓનું માનવું છે. માનસિક શ્રમ ઉતારવા એઓ શારીરિક શ્રમને ઉત્તમ ઉપાય ગણે છે અને ઓફીસમાં લાંબો વખત કામ કરવાથી મોડું થતું તો પણ અવશ્ય સમુદ્ર કિનારે ફરી ઘેર જતા.

**ઐહિક શિક્ષણ:**—શેઠ નરોત્તમદાસના વિચારો અસલી રૂઢી રિવાજોના જમાનામાં "સુધારા પક્ષ"ના ગણાતા અને આગળ પડતા તો હતાજ. વણિકોમાં શેઠ સર મંગળદાસ નથુભાઇ, શેઠ કરસનદાસ માધવદાસ, ભાટીઆઓમાં શેઠ ગોકળદાસ તેજપાલ, શેઠ મોરારજી ગોકલદાસ, તથા દક્ષિણીઓમાં શાંતારામ નારાયણ વકીલ, નારાયણ વાસુદેવ દાભોલકર, વીનાયક વાસુદેવ (ઓરીએન્ટલ ટ્રાન્સલેટર) એવા એવા સુધારા પક્ષના આગેવાનો એમના ઇષ્ટ મિત્રો હતા અને આવા સમાગમને લીધે પોતાના પુત્રને ઉછેરવા, ભણાવવા, પરણાવવા વિગરેની બાબદોમાં શેઠ નરોત્તમદાસના વિચારો ઉદાર રેહેતા. તેમનો મત એવો હતો કે એકનો એક પુત્ર હોય છતાં તેને લાડથી બગાડવા કરતાં ધાકથી સુધારવો જોઇએ અને તેને માટે વારસો મુકી જવા કરતાં ધનનો વ્યય કરી તેને વિદ્વાન અને સ્વાશ્રયી કરવાથી માબાપોના પુત્ર પ્રતિના ધર્મનું વધારે યોગ્ય પરિપાલન થાય

છે. આવા વિચારોને લીધે જો કે તે સમયમાં બાળકોને સામાન્ય ગામઠી નિશાળમાં ખપ જોગું વાંચતાં લખતાં તથા હિસાબ કિતાબ તથા નામા લખતાં આવડે એટલુંજ શિક્ષણ આપવાનો પ્રચાર હતો તો પણ તે મુજબ ન વર્તતા રા૦ ત્રિભુવનદાસને એમની પાંચ વર્ષની વય થતાં એમને એમના પિતાશ્રીએ થોડા વખત ઉપર સ્થપાએલી સરકારી ગુજરાતી સ્કૂલમાં વિદ્યાભ્યાસ માટે મૂક્યા, ખાનગી શિક્ષકોની પણ ગોઠવણ કરી અને પોતાની જાતી દેખરેખ શિવાય પુત્રનો અભ્યાસ સારો થાય નહીં એવી માન્યતા હોવાથી પુત્રને જાતે પણ શીખવવાની કાળજી રાખી હતી. આ યોગોને લીધે પોતાનું આરોગ્ય શિથિલ છતાં રા. ત્રિભુવનદાસનો અભ્યાસ સપાટાબંધ ચાલ્યો અને એમને આઠમું વર્ષ બેસતાંજ એઓએ અંગ્રેજી શીખવાની શરૂઆત કરી. શેઠ નરોત્તમદાસને પોતાને પણ ગુજરાતી સાહિત્ય તથા ગણિતનું સારૂં જ્ઞાન હતું તથા અંગ્રેજી પણ ઠીક ઠીક આવડતું અને પોતે પણ પ્રસંગોપાત પુત્રને શીખવતા તથા તપાસી જોતા. આ લાભના યોગથી રા૦ ત્રિભુવનદાસને પોતાનો અભ્યાસ ઉદ્યોગ અને ખંતથી પરિપૂર્ણ અને પાકો કરવાની ટેવ પડી હતી. એમની સ્મરણ શક્તિ હજુ પણ ઘણી સબળ છે અને એમના અભ્યાસમાં એ શક્તિનો પ્રભાવ સહજ દેખાઇ આવતો. શોર્ટ સાઇટને લીધે એમને રાત્રિના વાંચવાનું ઘણું ઓછું રહેતું. રાત્રિના પિતામહ એમને પોતાની પાસે બેસાડી આંક શીખવતા અને તેમણે એમનું વય મોટું થતાં પોતે નામું લખતી વખતે એમને પાસે બેસાડી નામું પણ શીખવ્યું હતું. ગુજરાતી શાળાનો અભ્યાસ પૂરો કર્યા પછી રા૦ ત્રિભુવનદાસ ફસ્ટગ્રેડ એંગ્લોવર્નાક્યુલર સ્કૂલમાં દાખલ થયા. ત્યાંથી સને ૧૮૭૧ ના જુનમાં એઓ સેંટ ઝેવીયર્સ હાઈસ્કૂલમાં જોડાયા. સેંટ ઝેવીયર્સમાં ગુજરાતી નહીં ચાલતું હોવાથી જે મુશ્કેલીઓ ઉભી થતી તે ખાનગી શિક્ષકદ્વારા અંગ્રેજીનાં ગુજરાતી અને ગુજરાતીનાં અંગ્રેજી ભાષાંતર કરતાં શીખવી દૂર કરવામાં આવી હતી.

સેંટ ઝેવીયરમાં છઠ્ઠા ધોરણ સુધી સંસ્કૃત વર્ગો ન હોવાથી ચોથા ધોરણમાં જતાં પોતાની મરજી વિરૂદ્ધ ત્યાં ચાલતી એકજ સેકન્ડ લેંગ્વેજ (બીજી ભાષા) લેટીન લેવી પડી. ચોથાથી સાતમાં ધોરણ સુધીનો અભ્યાસ સને ૧૮૭૫ ના નવેમ્બરમાં રા૦ ત્રિભુવનદાસે પુરો કર્યો અને ચોથા ધોરણમાં એમને અણગમતા લેટીનના વિષયમાં અને સાતમામાં જનરલ પ્રોફીશીયન્સી (સામાન્ય કુળશતા) માટે એમણે ઇનામો લીધાં. સને ૧૮૭૫ ની મેટ્રીક્યુલેશનની પરિક્ષામાં એઓ સ્કૂલની પ્રીલીમનરીમાં પાસ થયા છતાં એમનું વય સોળ વર્ષની અંદર હોવાને સબબે બેશી શકયા નહોતા. સને ૧૮૭૬ માં પાછું મેટ્રીક્યુલેશનનુંજ ધોરણ કરવાનું એટલે નવરાશના વખતમાં તેમણે થોડો ઘણો સંસ્કૃતનો અભ્યાસ કરવા માંડ્યો પરંતુ પોતાનાં લગ્ન તથા મંદવાડને લીધે એ અભ્યાસ એમને અધવચ છોડવો પડ્યો હતો. સને ૧૮૭૬ ના નવેમ્બરમાં એઓ મેટ્રીક્યુલેશનની પરિક્ષામાં બેઠા.

સને ૧૮૭૭ માં સેંટઝેવીયર્સ કોલેજમાં એઓ દાખલ થયા. કોલેજ કરનાક રોડ ઉપર સ્કૂલવાળાજ મકાનમાં બે ત્રણ નાની કોટડીઓમાં બેસતી હતી અને વિદ્યાર્થીઓની સંખ્યા પણ બહૂજ ઓછી આવતી તેથી શીખવાની મઝા પડતી. એઓની એફ. ઇ. એ (ફસ્ટ એકઝામીનેશન ઇન આર્ટસ) માં પંદર અને બી૦ એ૦ માં બાર વિદ્યાર્થીઓ હતા. ઉપરોક્ત બેજ પરિક્ષા આપવી પડતી તેને દોઢ દોઢ વર્ષે એટલે મેટ્રીક્યુલેશન પછી દોઢ

વર્ષે (એપ્રીલમાં) એફ. ઇ. એ. અને ત્યાર પછી દોઢ વર્ષે નવેમ્બરમાં બી. એ. થતી. આ બંને પરિક્ષાઓ વારાફરતી એમણે ઉત્તીર્ણ કરી હતી.

સને ૧૮૭૯ માં બી. એ. પાસ કરી બીજેજ વર્ષે એમ. એ૦ ની પરિક્ષાનો અભ્યાસ આરંભ્યો. ભાષાઓ અને સાહિત્યનો વિષય એમણે લીધો હતો. તે વખતે કૉલેજની ટર્મો ભરવાની આ પરિક્ષા માટે આવશ્યકતા નહોતી અને એઓ પોતાનો અભ્યાસ ખાનગી રીતે ઘરમાંજ કરતા. કૉલેજ તરફથી એમને જરૂરની સહાય આપવા બે પ્રોફેસરો નીમવામાં આવ્યા હતા તેઓ પાસે પ્રસંગોપાત જઇ પોતાને પડતી મુશ્કેલીઓની સમજુત એઓ લઇ આવતા. સને ૧૮૮૧ માં એમ. એ. ની પરિક્ષા એમણે પસાર કરી.

આટલા દિવસ માત્ર અભ્યાસનીજ મુશ્કેલી હતી પણ હવે વ્યવ્હાર મુશ્કેલી ઉભી થઇ અને હવે શું કરવું એ ગહન પ્રશ્ન ઉભો થયો. એમના પિતાશ્રીને તે વખતના દક્ષિણ વિભાગના કમીશનર મી૦ આર્થર ક્રોફર્ડ સાથે ઘણી સારી મિત્રાચારી હતી તેમની સલાહ લેતાં તેમણે મહેસુલીખાતાંમાં એમને હાલ નોકરી અપાવી બે વર્ષમાં મામલતદાર કરી અપાવવા માથે લીધું; પણ એકના એક પુત્રને બહારગામ મોકલવાનું બંને વૃદ્ધ વડીલોને ગમ્યું નહીં. રા. ત્રિભુવનદાસને પુનાની દખણ કૉલેજમાં માસિક દોઢસોથી બે વર્ષમાં વધતાં અઢીસોના દરમાયાની "લેટીન રીડર"ની જગ્યાની ઉલટ માંગણી કેલવણી ખાતાંમાંથી સેંટ ઝેવીયર્સ કૉલેજના પ્રોફેસરોની ભલામણ ઉપરથી કરવામાં આવી; પણ ત્યાં પણ "છોકરાને પરદેશ મોકલાવાય?" એ પ્રશ્ને માંગણીનો અસ્વીકાર કરવાની રા. ત્રિભુવનદાસને ફરજ પાડી. માત્ર કાયદાનો અભ્યાસ કરવો અવશેષ રહ્યો. તેને માટે આર્ટીકલ્ડ કલાર્કનું પ્રીમીયમ આપવા કુટુંબ પાસે તે વખતે સમુળી જોગવાઇ નહોતી એટલે એલએલ. બી. નો અભ્યાસ કરવાનું નક્કી થયું. એ અભ્યાસ માત્ર પરિક્ષાનેજ માટે નહીં પરંતુ ધંધા તથા આજીવિકા માટે કરવાનો હોવાથી જેમ બની શકે તેમ પરિપકવ અને સંપૂર્ણ કરવાનો નિશ્ચય કરી રા. ત્રિભુવનદાસે સને ૧૮૮૪ ના નવેમ્બરમાં બેસવા માટે ત્રણ વર્ષ સુધી તૈયારી કરી પણ છેક છેવટે સને ૧૮૮૪ ના સપ્ટેંબરમા લાંબો મંદવાડ આવ્યો, અને તે વર્ષે પરિક્ષા લાઇલાજે રખડી પડી. સદભાગ્યે કુટુંબની આર્થિક સ્થિતિ ધીરે ધીરે સુધરવા માંડી હતી અને આખું એક વર્ષ નિષ્કારણ ગાળવું તેના કરતાં સઘળાં કુટુંબની પ્રથમથીજ કરેલી ઇચ્છા પ્રમાણે એમને સોલીસીટરનું કામ શીખવવાનો નિશ્ચય થયો. અને સને ૧૮૮૫ ના જાન્યુઆરીમાં સોલીસીટરો મેશર્સ જેફરસન ભાઇશંકર અને દીનશા (હાલની ભાઇશંકર અને કાંગા)ની જાણીતી પેઢીમાં એઓ આર્ટીકલ્ડ કલાર્ક થયા.

સને ૧૮૮૭ ના નવેંબરમાં એલએલ. બી. ની પરિક્ષા પસાર કરી, સને ૧૮૮૮ ના જાન્યુઆરી માસથી સોલીસીટરનો અભ્યાસ શરૂ કર્યો. તે જમાનામાં આ પરિક્ષા ઘણી સખ્ત અને અનિયમિત રીતે થતી હતી. માર્કોનું પ્રમાણ પણ પોણોસો ટકા જેટલું ઉંચું રાખવામાં આવ્યું હતું. પત્રકો નિશ્ચિત અનુક્રમ વગર ગમે તેમ આવતાં અને તે પણ હસ્ત લિખિત હતાં. પરિક્ષા વર્ષમાં બે વાર માર્ચ અને અકટોબરમાં થતી હતી. રા૦ ત્રિભુવનદાસ સને ૧૮૮૯ ના અકટોબરમાં નવ ઉમેદવારોમાંથી એકલાજ પાસ થયા.

અંગ્રેજી, ગુજરાતી તથા લેટીન ભાષાઓના અભ્યાસ ઉપરાંત એઓ મરાઠી તથા હિંદી ભાષા પોતાની બાલ ભાષા ગુજરાતીની માફકજ સહેલથી બોલી, લખી તથા વાંચી

શકે છે તથા સંસ્કૃત ભાષાનું જ્ઞાન પણ સહેલા ગ્રંથો વાંચી તેની મતલબ સમજવા જેટલું એઓ ધરાવે છે.

**ધાર્મિક શિક્ષણ:**—રા० ત્રિભુવનદાસને બે વર્ષની વયથીજ વત્સલ પિતામહ પોતાની પાસેજ રાખતા તથા પોતાની પાસે સુવાડતા. પિતામહ પાસે ઘણુંખરૂં રાત્રિના સમયમાં કોઇ કોઇ બ્રાહ્મણ આવી બેસતો અને શ્રીમદ્ભાગવત, રામાયણ અને મહાભારતમાંની વાતો મોઢેથી કરતો અને ઘણુંખરૂં ભગવદ્ ચર્ચા ચાલતી. આને લીધે બાલક ત્રિભુવનદાસના મન ઉપર ત્યારથીજ સનાતન ધર્મ અને નીતિ રીતિના સંસ્કારો થવા માંડયા હતા. શેઠ નરોત્તમદાસના વિચારો જો કે સુધારાના હતા તો પણ સનાતન ધર્મને અનુસરનારા હતા. માત્ર અંધ શ્રદ્ધાને બદલે એમની શ્રદ્ધા જ્ઞાનપુરઃસર હોવાથી વધારે દ્રઢતાને પામી હતી. તેઓ તરફથી પણ બાલપણામાંથી પ્રસંગોપાત ધર્મ અને નીતિનો બોધ રા० ત્રિભુવનદાસને મળ્યા કરતો. સંવત ૧૯૨૭ ના સાલથી સદ્ભાગ્યે કુટુંબ સદ્ગુરૂ મહારાજ જયકૃષ્ણના સમાગમમાં આવ્યું અને રા० ત્રિભુવનદાસનાં માતપિતા બંન્ને નિયમસર હંમેશ મહારાજનાં શ્રવણમાં જતાં. આ સુયોગ ઠેઠ સત્તાવીષ વર્ષ સુધી શેઠ નરોત્તમદાસે આ દેહ મુકયો ત્યાં સુધી દ્રઢતર થતો જારી રહ્યો. આ સત્સંગના પ્રભાવે આખું કુટુંબ ધીરે ધીરે ધાર્મિક, શ્રદ્ધાળુ અને અધ્યાત્મ વિદ્યાનું અભ્યાસી થયું. રા० ત્રિભુવનદાસને પણ આ સંતસમાગમનો લાભ કૌમારાવસ્થામાંથી પ્રાપ્ત થતો ગયો અને તેથી એમના મન ઉપર સબળ ધાર્મિક વૃત્તિની છાપ પડી. એ સંસ્કાર યોગ્ય વય આવતાં ખીલ્યો અને આજે લગભગ અગીઆર વર્ષ થયાં એઓ વે. શા. સં. શાસ્ત્રીજી નરહર ગોડસેની ગીતા પાઠશાળામાં વેદાંતનો અભ્યાસ કરે છે.

**સોલીસીટરનો વ્યવસાય:**—અભ્યાસ કાળેજ ત્રણે ભાવિ ભાગીઆઓ વચ્ચે ભાગમાં ઓફીસ ખોલવાના વિચારો થતા હતા તે સત્ય ઠર્યા અને રા० ચીટણીસ, સદ્ગત મોતીલાલ અને રા० ત્રિભુવનદાસ એ ત્રણે જણાએ એમના પાસ થયા પછી મેશર્સ ચીટણીસ મોતીલાલ અને માલવીના નામથી ભાગમાં ધંધો કરવા માંડયો. રા० ત્રિભુવનદાસે મેશર્સ જેફરસેનની ઓફીસમાં જેજે અસીલોનાં કામો કીધાં હતાં તેમાંના થોડાક તવંગર અને વસીલાવાળા ગૃહસ્થો એમની રીતભાત, કાર્યદક્ષતા વિગરે ગુણોને લીધે એમના ઉપર પ્રસન્ન થયા હતા અને એમના પાસ થયા પછી એમને કામ આપવા લાગ્યા તથા બીજા અસીલોને ભલામણ કરવા લાગ્યા. પ્રભૂ કૃપાએ આ નવી પેઢી પ્રથમથીજ સંતોષ પુર્વક સારી ચાલવા માંડી. સને ૧૮૯૧ ના એપ્રીલમાં બે યુવાન પારસી કુમારીકાઓ યુનીવર્સીટીના રાજાબાઇ ટાવરની છેક ટોંચ ઉપરની અગાસી ઉપરથી નીચે જમીન ઉપર પડીને મરણ પામી હતી તેને ફેંકી દઇ મારી નાંખવાનો આરોપ પેઢીના એક મધ્યમ સ્થિતિના પારસી અસીલ ઉપર પુરાવા વગર માત્ર સંશય ઉપરથી મુકવામાં આવ્યો હતો. આ બનાવથી પારસી કોમ બેહદ ઉશ્કેરાઇ ગઇ હતી અને સંશયથી માની લીધેલા ગુન્હેગારપર આરોપ સાબિત થાય તે માટે સબળ પ્રયત્નો કરી જતી હતી. પારસીઓમાં આ કાર્ય માટે એક વગવાળી વીજીલંન્સ કમિટી ઉભી થઇ હતી અને વર્તમાનપત્રોમાં પારસીઓએ મોટો શોર મચાવ્યો હતો. આ કારણોને લીધે આ કેસ પ્રખ્યાતિ પામ્યો હતો અને અંગ્રેજી ભાષામાં એ કેસને "કોઝ સેલેબર" (પ્રખ્યાત કેસ) ની ઉપમા આપી શકાય.

આરોપીનો બચાવ રા. ત્રિભુવનદાસને પેઢી તરફથી સોંપવામાં આવ્યો અને એમણે એ કેસ અથાગ મહેનત અને સુક્ષ્મદ્રષ્ટિથી ચલાવ્યો. ફરીયાદપક્ષ તરફથી આ બનાવ વિષે જે કલ્પના જોડી કાઢી હતી તે ટાવર ઉપરના ઘડીયાલ બનાવનાર મી૦ લુંડની સાક્ષીથી કેવળ અશકય ઠરાવી આ ગરીબ નિર્દોષ આરોપીને છોડાવી મોતના સપાટામાંથી બચાવ્યો. આ કેસથી એમની પેઢી પણ પ્રખ્યાત થઇ ધીરે ધીરે કામ વધતું ચાલ્યું અને મોખરે આવી. બાર વર્ષ આ પેઢીમાં રહયા પછી બીજા નવા ભાગીઓ સાથે તેમણે સોલીસીટરનો ધંધો ચાલુ રાખ્યો અને એકત્રીસ વર્ષે તેઓ ધંધામાંથી વાનપ્રસ્થ થયા તે વખતે મેશર્સ માલવી, હીરાલાલ, મોદી અને રણછોડદાસના નામથી તેમની પેઢી ચાલતી હતી. શેઠ મોરારભાઇ વ્રીજભુખણદાસની મીલ્કતમાંની કુલાબાની જમીનનો ફડચો ઘણા વર્ષે સને ૧૯૧૯ ના નવેમ્બરમાં આવ્યો કે તરતજ રા. ત્રિભુવનદાસ પોતાની દીર્ઘકાળની વાનપ્રસ્થ થઇ વેદાંત વિદ્યાનાં અધ્યયનમાં પોતાની પશ્ચાત્ વય નિર્ગમન કરવાની ઇચ્છા પુરી પાડવાના વિચાર કરવા લાગ્યા. સને ૧૯૨૦ ની તા૦ ૧ લી માર્ચથી પોતાના જામાત્ર રા. દામોદરદાસને પોતાની પેઢીમાં ભાગીયા બનાવી તેજ દિવસથી એમણે ઓફીસ અને તેના વ્યવસાય સાથેનો પોતાનો એકત્રીશ વર્ષનો સંબંધ સદાને માટે છોડયો. પોતાના વ્યવસાય દર્મ્યાન એક પ્રમાણિક સલાહકાર અને ઉદ્યોગી, નિપુણ, સુક્ષ્મદર્શી અને ત્વરિત ધારાશાસ્ત્રી તરીકે પોતાના અસીલો, વકીલ મંડલ તથા બેરીસ્ટર મંડલ અને કોર્ટમાં પ્રતિષ્ઠા સંપાદન કરવા ઇશ્વર કૃપાથી રા. ત્રિભુવનદાસ ભાગ્યશાળી થયા હતા. વકીલ તથા બેરીસ્ટર મંડલમાં તેમને માટે સારાં ભાવ અને આદર છે. ઓફીસના કલાર્કો જોડે એમનું વર્તન શેઠ અને વાણોતરના સંબંધ કરતાં એઓ એક કુટુંબના વડીલ હોય એમ રહેતું. તેમની સાથે એઓ યોગ્ય સભ્યતા, માયા અને મિત્રભાવ રાખતા. યોગ્ય વખત આવવે તેમજ મોંઘવારીના કારણે જરૂર પડવે તેઓના પગારોમાં ઉદારતાથી વધારો કરી આપતા. આવી એમની સહૃદય વર્તણુકને લીધે એઓ એમની બન્ને પેઢીઓના નોકરોને પ્રિય થઇ પડયા હતા અને બન્ને ઠેકાણેથી જ્યારે એઓ છુટા થયા ત્યારે જુના માણસોને ઘણું દુ:ખ થયું હતું. એઓ જ્યારે વાનપ્રસ્થ થયા ત્યારે એમની ઓફીસના કલાર્કો તથા ભાગીદારોએ એકઠા થઇ એઓ તરફના તેમના માન અને પ્રીતિ તથા વિયોગ સમયનું તેમનું દુ:ખ એક ભાષણદ્વારા પ્રદર્શિત કર્યું હતું અને એમનો સત્કાર કર્યો હતો. જ્યારે સને ૧૯૧૪ માં સરકાર તરફથી એમને "કયસરેહિન્દ"ના પહેલા વર્ગના સોનાના ચાંદનું માન મલ્યું ત્યારે એમની ઓફીસના સઘળા કલાર્કોએ એક ફંડ કરી એમને એક માનપત્ર અર્પણ કર્યું હતું તથા અન્ય રીતે સત્કાર કર્યો હતો. માલવી કુટુંબે પ્રથમથી પોતાની પેઢીમાં ધંધો શીખવા ઇચ્છા રાખનાર ન્યાતિના તથા સ્નેહીઓના યુવકોને પોતાને ત્યાં રાખી ધંધો શીખવી ઠેકાણે પાડવાની ઉદાર નીતિ રાખી હતી. વૃદ્ધોની આ શુભ રીતિનું અનુકરણ કરવા રા. ત્રિભુવનદાસ ચૂકયા નહોતા અને શરૂઆતથીજ પોતાની ઓફીસમાં ન્યાતિ યુવાનોને વ્યવ્હાર શિક્ષણ માટે જાણે એક શાળા રાખી હોય તેમ તેઓને રાખી, કેળવી, તેમને પોતાના હાથ તળે અથવા લાગવગથી બીજે સ્થળે ઠેકાણે પાડી અપાવતા હતા. આશા છે કે એમની જગ્યા લેનાર રા. દામોદરદાસ આ ઉદાર નીતિ ગ્રહણ કરશે.

**સુરત સાર્વજનિક હાઇસ્કુલ તથા એજ્યુકેશન સોસાયટી**:—સુરતના સદ્‌ગત રા. જેકીશનદાસ લલ્લુભાઇ અઠ્ઠાવાળા અને રા. ચુનીલાલ ઘેલાભાઇ શાહ સાથે રા. ત્રિભુવનદાસને સને ૧૮૮૯ના વર્ષથી ગાઢ પરિચય હતો અને આ સાહસિક ગૃહસ્થોએ સ્થાપેલી અને એક સમયની "ધી સુરત ઇંગ્લીશ સ્કુલ" હાલ, "શેઠ તાપીદાસ તથા તુલસીદાસ વરજદાસ સુરત સાર્વજનિક હાઇસ્કુલ"ના નામથી ઓળખાતી સ્કુલની હકીકતથી તેની સ્થાપનાથી એઓ વાકેફગાર છે. સદ્‌ગત ગૃહસ્થોના સાહસ અને ઉચ્ચ શિક્ષણના પ્રસાર માટે તેઓના નિઃસ્વાર્થ શ્રમ તરફ એઓ ઘણી દિલસોજી ધરાવતા હતા. સને ૧૮૯૫માં એમના કુલ શેઠ ડાહ્યાભાઇ તાપીદાસ વરજદાસ પાસે એઓએ રા. શાહને લઇ જઇ સ્કુલને તેઓની પાસે દર માસે એકસો રૂપૈયાની ફ્રી સ્ટુડંન્ટશીપો (મારી શિક્ષા વૃત્તિઓ) વિગરેના રૂપમાં મદદ અપાવી હતી તથા પ્રસંગોપાત પોતા તરફથી ફ્રી સ્ટુડંન્ટશીપો, સ્કોલરશીપો વિગેરેના રૂપમાં યથાશક્તિ આર્થિક સહાય કરી હતી. સ્વ. બાઈ દયાકોરની મીલ્કત માંથી એમને જે કાંઇ પ્રાપ્તિ થાય તેમાંનો અડધો અડધ ભાગ ઇશ્વરાર્પણ કરવાનો સંક ૯૫ એમણે એ મીલ્કતની વ્યવસ્થા સંબંધે હાથ ધાલવા પેહેલાંજ કીધો હતો. આ સ્કુલની નાણાંની જરૂર, રા. અઠ્ઠાવાળાના અવસાન પછી રા. શાહનો એ સ્કુલ જેવાં સ્તુત્ય અને લોકોપયોગી સંસ્થામાં એકલે હાથે અપાતો આત્મભોગ અને એ કાર્ય પરત્વે રા. શાહનો એકનિષ્ઠ અને દૃઢ નિશ્ચય એ સર્વે રા. ત્રિભુવનદાસને વિદિત હતાં એટલે એ સંસ્થાને સર્વ પ્રકારે તન, મન તેમજ ધનથી આશ્રય આપવા યોગ્ય જાણીને રા. ત્રિભુવનદાસે પોતાના હાથમાં મીલ્કતમાંનો તેમનો નિર્ણિત ભાગ આવતાંજ સૌથી પ્રથમ રૂપૈયા ત્રીસ હજારની રકમનું ટ્રસ્ટ કરી તેમાં પોતે તેમજ રા. શાહને ટ્રસ્ટીઓ તરીકે નીમી આ સ્કુલના લાભાર્થે તે રકમ આપી. આ વખતે સદ્‌ગત ચુનીલાલ શાહે સ્કુલને એમનું નામ આપવા ઘણો આગ્રહ કર્યો, પરંતુ પોતાની સખાવત કીર્તીલોભને માટે કરેલી નહોતી તેમજ પોતાના નામથી જો સ્કુલ ચાલે તો આગળ ઉપર બીજું સહાય મળતાં મોટો અંતરાય ઉભો થાય એ ભયથી રા. ત્રિભુવનદાસે પોતાનું નામ આપવા સાફ ના પાડી, સ્કુલનું નામ "ધી ઇંગ્લીશ સ્કુલ" કાઢી નાંખી માત્ર "સાર્વજનિક હાઇસ્કુલ" રાખવામાં આવ્યું હતું. આ વખતથી એઓ આ સ્કુલની પ્રવૃત્તિમાં રા. શાહના એક સહાયક તરીકે ભાગ લેવા લાગ્યા. પુનાની ન્યુ ઇંગ્લીશ સ્કુલ અને ફરગ્યુસન કોલેજ જેવી કેલવણીની બે સંસ્થા સ્વાર્થ ભોગ આપનાર કેળવાએલા યુવાનોની સહાયથી જેમ ડેકન એજ્યુકેશન સોસાયટી ચલાવે છે તે પ્રમાણે સુરતમાં એક સોસાયટી સ્થાપી તેને આ સ્કુલ સોંપી દેવાનો બોધ એઓ વારંવાર રા. શાહને આ સ્કુલને સ્થિર અને શાશ્વત કરવાના હેતુથી કર્યા કરતા હતા અને સને ૧૮૯૬ ના સાલથી આ વિશયમાં પ્રયત્ન કરતા હતા. સ્કુલની સ્થિતિ મન માનતી રીતે સ્વતંત્ર અને સબલ થતાં સને ૧૯૧૨ માં "સાર્વજનિક એજ્યુકેશન સોસાયટી" ની સ્થાપના સદગત શાહ, રા. ત્રિભુવનદાસ, રા. બા. ખંડુભાઇ ગુલાબભાઇ દેસાઇ અને રા. ચુનીલાલ માણેકલાલ ગાંધી વિગેરે સુરતના કેળવાએલા આગેવાનો તરફથી કરવામાં આવી અને સ્કુલનો વહીવટ સોસાયટી મારફતે ચલાવવો શરૂ કરવામાં આવ્યો. સોસાયટીની સ્થાપનાના સમયથી અત્યાર સુધી રા. ત્રિભુવનદાસ સોસાયટીના પ્રમુખનું માન ભરેલું પદ ભોગવતા આવ્યા છે. સોસાયટીની મૈનેજીંગ કમિટીના એક સભ્ય છે તથા સોસાયટીની મીલ્કતોના એક ટ્રસ્ટી તરીકે પણ એઓ કામ કરે છે.

જ્યારે સરકાર તરફથી એમને પૂર્વોક્ત કંસરે હીન્દનું માન પ્રાપ્ત થયું ત્યારે સોસાયટીએ સુરત નગીનચંદ ઇન્ટીટયુટમાં સંભાવિત આગેવાન શહેરીઓ તથા અમલદાર વર્ગનો એક ભવ્ય સમારંભ કરી માનપત્ર અર્પણ કરી એમનું સન્માન કર્યું હતું અને એ પ્રસંગના સ્મરણાર્થે એક આખા કદની રંગેલી તસ્વીર (ઓઇલ પેન્ટીંગ) ચિત્રાવી સ્કુલના હોલમાં મૂકી છે.

સોસાયટી હસ્તક સ્કુલ થયા પછી એમની પૂર્વોક્ત ટ્રસ્ટ કરેલી રકમ સોસાયટીના ટ્રસ્ટીઓને અસલનાજ ટ્રસ્ટ પ્રમાણે સાર્વજનિક હાઇસ્કુલના લાભાર્થે વ્યય કરવા માટે આપી દેવામાં આવી અને તેમાંથી રૂપૈયા ૧૬ હજારની રકમ ટ્રસ્ટ ડીડમાં અપાયલી પરવાનગી મુજબ જુદી કાઢી તેમાંથી સરકાર તરફની ગ્રાંટ લઈ હાઇસ્કુલને માટે એક લેબોરેટરી બાંધવામાં આવી છે અને તેનું નામ "માલવી લેબોરેટરી" રાખવામાં આવ્યું છે. સ્કુલના ઇનામ વિગેરેના મેલાવડા તથા સોસાયટીની સાધારણ સભાઓ વિગરે માટે તે લેબોરેટરી વિશાળ હોવાથી એક હોલ તરીકે ઉપયોગમાં લેવામાં આવે છે. સ્કુલના હોસ્ટેલ માટે આ જ્ઞાતિના સ્વ. શેઠ કલ્યાણદાસ નાનાભાઇનું રૂપૈયા તેર હજાર આશરેનું મુંબઈના એડમીનીસ્ટ્રેટર જનરલ પાસે કાંઇ વર્ષો થયાં નકામું પડી રહેલું ફંડ આ સંસ્થાને માટે મેળવવામાં તથા સ્કૂલના ગરીબ હિંદુ વિદ્યાર્થીઓને ફ્રી સ્ટુડંન્ટ શીપો (માફી) આપવા માટે તથા સ્કૂલના સામાન્ય લાભાર્થે શેઠ તાપીદાસ તથા તુલસીદાસ વરજદાસ ધર્માદા ફંડમાંથી રૂપૈયા બે લાખ સુમારેની જે મોટી મદદ સોસાયટીને મળી છે તે મેળવવામમાં મુખ્ય હાથ રા. ત્રિભુવનદાસનો હતો.

**સુરત સાર્વજનિક કોલેજ**:—સને ૧૯૧૭ ની સાલમાં જ્યારે સોસાયટીએ સુરતમાં એક આર્ટસ કોલેજ સ્થાપવાની હીલચાલ શરૂ કરી ત્યારથી સ્વ. શાહ, રા. ગાંધી, રા. બા. ખંડુભાઇ વિગેરે મિત્રોની સાથે એઓ તે હીલચાલ અમલમાં મુકવા માટે આગળ પડતો ભાગ લેતા હતા. સુરતમાં થયેલાં ફંડમાં મુંબઈ નિવાસી સુરતના શ્રીમંત વતનીઓ તથા મુંબઇના બીજા ઉચ્ચ શિક્ષણનાં કાર્ય પ્રત્યે સહાનુભૂતિ ધરાવનારા ગૃહસ્થો પાસેથી નાણાની મદદ મેળવવા માટે એમની સલાહથી અને એમની આગેવાની તળે મુંબઇના વનિતા વિશ્રામ હોલમાં એક જાહેર સભા ભરવામાં આવી હતી અને ખાનગી ગૃહસ્થો તરફથી તેમજ સ્વ. વાહાડીયા ધર્માદા ટ્રસ્ટમાંથી એમણે મહેનત કરી સબર સહાય મેળવી હતી. ગયે વર્ષે શેઠ મગનલાલ ઠાકોરદાસ મોદી તરફથી જે બે લાખ રૂપૈયાનું અત્યુદાર દાન કોલેજને કરવામાં આવ્યું છે તેની વ્યવસ્થા નક્કી કરાવવામાં એઓએ મુખ્ય ભાગ લીધો હતો.

સને ૧૯૧૮ ના જુનમાં જ્યારે યુનીવર્સીટીના વાઇસ ચેન્સેલરને હાથે આ કોલેજ પ્રથમ ખુલ્લી મુકવામાં આવી ત્યારે તેમજ સને ૧૯૨૦ ના સપ્ટેંબર માસમાં જ્યારે નામદાર ગવર્નર સાહેબે કોલેજની નવી ઇમારત ખુલ્લી મુકવાની ક્રિયા કરી હતી ત્યારે સોસાયટીના પ્રમુખ દાખલ એઓએ જુસ્સાદાર, લાગણીવાળા, રસીલા અને વિદ્વત્તાભરેલાં પ્રવેશક ભાષણો કર્યાં હતાં. સોસાયટી તરફથી મુંબઇમાં એઓ એખલાજ કાર્યવાહક હોવાથી કોલેજ સ્થાપવાની તેમજ તેને ફર્સ્ટ ગ્રેડ કરવાની યુનીવર્સીટી પાસે આવશ્યક પરવાનગી મેળવવાની તથા કોલેજની નવી ઇમારતોના પ્લાનો યુનીવર્સીટી પાસે

મંજુર કરવાની બાબતોમાં મોટે ભાગે એઓ ખટપટ કરતા હતા. યુનીવર્સીટીની પરવાનગી મળ્યા પછી સરકારની પરવાનગી લેવા માટે સરકારની એક્ઝીક્યુટીવ કાઉન્સીલના કેળવણી ખાતાના સભાસદ તેમજ કેળવણી ખાતાના મૂખ્ય અધિકારી—ડાયરેકટર ઓફ પબ્લીક ઇનસ્ટ્રકશનને મળવામાં સદ્ગત રા. શાહ તથા રા. ગાંધીની સાથે એઓ આગળ પડતો ભાગ લેતા હતા. સોસાયટીનું મુંબઇનું સઘળું કાર્ય પોતાના અંગનુંજ હોય એ પ્રમાણેજ ગણીને શ્રમ લઇને અંતઃકરણપૂર્વક એઓ કર્યા જાય છે.

સોસાયટીનાં કાર્ય પ્રત્યે એઓ સંપૂર્ણ દાઝ ધરાવે છે અને જ્યારે જ્યારે તેને માટે દ્રવ્યની જરૂર પડે છે ત્યારે ત્યારે એઓ ઉદારતાથી સહાય આપ્યા જાય છે. ઉપરની ત્રીસ હજારની રકમ ઉપરાંત સ્કૂલની ઇમારત બાંધવાનાં ફંડમાં રૂપૈયા એક હજાર તથા સોસાયટીની સ્થાપના સમયે એક પેટ્રન તરીકે રૂપૈયા એક હજાર એમણે આપ્યા છે. કોલેજની ઈમારતના ફંડમાં રા. મનુભાઇ રંગીલદાસ તથા સ્વ. ભાઇ નટવરલાલ મગનલાલની સાથે મળીને એઓના વડીલ શેઠ મોરારભાઇ વીજભુખણદાસ માલવીના નામથી કોલેજના મેલાવડાઓ વિગેરે કરવા માટે કોલેજની ઇમારતમાં એક સેંન્ટ્રલ (મુખ્ય) હોલ કરવા માટે રૂપૈયા પંદર હજારની રકમ એમણે આપી છે. કુલાબાની જમીનમાંથી એમની પાંતિએ આવનારા દ્રવ્યનો અડધો ભાગ એમના પૂર્વના સંકલ્પ અનુસાર કોલેજની ઇમારતની નોર્થવીંગને (ઉત્તર તરફનો ભાગ) "માલવી વીંગ"નું નામ આપવા માટે આપવાની શરૂઆત કરી દીધી છે. આ એમનું કોલેજને છેલ્લું દાન રૂપીઆ પોણા લાખનું છે.

**હિંદુ એડ્યુકેશન** ફંડ :—ઇંગ્લંડ, અમેરીકા, જાપાન વિગેરે પ્રદેશોમાં જઇ જે હિંદુ વિદ્યાર્થીઓ ઇન્ડીયન કોવેનન્ટેડ સીવીલ સર્વીસ માટેનો અથવા હુન્નર ઉદ્યોગનો અભ્યાસ બીજાઓની આર્થીક સહાય વગર કરી શકે નહીં એવા નિપુણ અને ઉત્સુક વિદ્યાર્થીઓને જરૂરની રકમ થોડે વ્યાજે ધીરવા માટે આપણા દક્ષિણી બંધુઓ તરફથી સ્થાપવામાં આવેલાં "હિંદુ એજ્યુકેશન ફંડમાં" એઓએ રૂપીઆ સાડા નવ હજાર આપ્યા છે અને પંદરેક વર્ષ થયાં એ ફંડના એક ટ્રસ્ટી તરીકે એઓ દેશ સેવા કરે છે. આપણી જ્ઞાતિના રા. ઇશ્વરલાલ ભોગીલાલ દમણીયાને એમના વિલાયતના પ્રવાસ તથા વિદ્યુતશાસ્ત્રના અભ્યાસના ખર્ચ માટે ઉક્ત ફંડમાંથી રા. ત્રિભુવનદાસના શ્રમથી સહાય મળી હતી.

**સુરત કોંગ્રેસ** :—સને ૧૯૦૭ની સુરત કોંગ્રેસની સન્માનકારિણી સભાના અધ્યક્ષ-પદે એઓની ચુંટણી કરવામાં આવી હતી. એમની પદ્ધિ અન્વય એમણે કોંગ્રેસના પ્રતિનિધિઓને આવકાર આપનારૂં કોંગ્રેસનું પ્રથમનું ભાષણ કર્યું હતું. એમનું ભાષણ તે સમયની રાષ્ટ્ર સ્થિતિને યથોચિત અનુકુલ હતું અને સર ફીરોઝશાહ મેહેતા વિગેરે કોંગ્રેસના આગેવાનોએ તે અત્યંત પસંદ કર્યું હતું. તે કોંગ્રેસના કઠિન વખતમાં રીસેપશન કમીટીના પ્રમુખ દાખલ તેમની વ્યવસ્થાથી કોંગ્રેસના આગેવાનો તેમજ કાર્ય વાહકોનાં માન અને પ્રેમ પોતા તરફ એઓએ આકર્ષી લીધાં હતાં. એ વખતની કોંગ્રેસના ફંડમાં એમણે રૂપીઆ એક હજાર આપ્યા હતા.

**વનિતા વિશ્રામ**:—અત્રેના તેમજ સુરતના વનિતાવિશ્રામના તેની સ્થાપનાથી એઓ ટ્રસ્ટી છે અને અત્રેના વિશ્રામના વ્યવસ્થાપક મંડળના એક સભાસદ છે. એ સંસ્થાના જાથુક ફંડમાં રૂપીઆ એક હજાર આપ્યા છે તથા મુંબઇના વિશ્રામમાં દર વર્ષે રૂપીઆ સોની મદદ એઓ તરફથી અપાય છે. આ કાર્યમાં આગળ પડતો ભાગ લઇ એ સંસ્થાની પ્રવૃત્તિમાં પોતાની બુદ્ધિપૂર્વક એઓ સહાય આપ્યા કરે છે.

**સુરતી દશા પોરવાડ નિરાશ્રિત ફંડ**:—સુરત, મુંબઇ તથા અન્ય સ્થળે રહેતા સુરતી દશાપોરવાડ પંચના આસામીઓમાંથી અનાથ, અશક્ત કે રંક સ્થીતિના જ્ઞાતિજનોને સંકટ નિવારણ થાય ત્યાં સુધી તેઓ સહકુટુંબ આબરૂદાર પોતાનો નિર્વાહ કરી શકે તે પૂરતી આર્થીક સહાય તેને આપવામાં આવે એ હેતુથી એક નિશ્રિત ફંડ થવું જોઇએ એવી રા. મંગળદાસ ઇચ્છારામની સૂચના ઉપાડી લઈ રા. માલવી તરફથી રૂ. ૧૫,૦૦૦) તથા શેઠ મોરારભાઇ વ્રિજભુખણદાસની પેઢી તરફથી રૂ. ૧૧,૦૦૦) આપવામાં આવ્યા છે અને ચોક્કસ શરતોએ કુલ રૂ. ૨૬,૦૦૦) રકમનું સ્વ. શેઠ મોરારભાઇ વ્રીજભુખણદાસ સુરતી દશા પોરવાડ હિતકારક ફંડ સ્થાપવા નક્કિ થયું છે. આ ફંડનાં ટ્રસ્ટડીડ તથા નિયમો તાકીદે તૈયાર થઇ ન્યાતના દુઃખી પ્રાણિઓના સંકટ નિવારણ માટે સત્વર વ્યવસ્થા થાય એવી આ સભાની ઉત્કંઠા છે.

**પરચુરણ સખાવતો**:—રા. માલવી પોતાના ધનનો સારો જેવો ભાગ ઉદાર ચિત્તથી સમાજ સેવા તથા દાનમાં વાપરે છે તેની સંપૂર્ણ ટીપ આપવી શકય નથી તેમજ તેમનું અંતર દુભાય એમ છે માટે બાકીની થોડીએક જાણવા લાયક સખાવતની ટુંક ટીપ આપીનેજ અમો સંતોષ પકડશું:—

| | | |
|---|---|---|
| ૧. | સુરતના પંચના લક્ષ્મિનારાયણના મંદીરની મરામતમાં ... | રૂ. ૬,૦૦૦) |
| ૨. | સુરતના હિંદુ બાલાશ્રમના ફંડમાં ... ... ... | રૂ. ૩,૦૦૦) |
| ૩. | મુંબઇના પંચમાં બાઇ દયાકોરનાં સંવત્સરીને દિવસે પ્રતિવર્ષે ન્યાતિભોજન માટે ... ... ... ... | રૂ. ૫,૧૨૫) |
| ૪. | બોંબે પ્રેસીડન્સી એસોશીએશનના ફંડમાં ... ... | રૂ. ૩,૦૦૦) |
| ૫. | ઝવેરીલાલ ઉમીઆશંકર યાજ્ઞિક (ભૂલેશ્વર) લાયબ્રેરીના ફંડમાં ... ... ... ... ... ... | રૂ. ૬,૦૦૦) |
| ૬. | સુરત ગૂપ્તેશ્વર મહાદેવ આગળ ધર્મશાળા ... ... | રૂ. ૧,૦૦૦) |
| ૭. | સભાના જયમતી સ્ત્રી ઉપયોગી પુસ્તક સંગ્રહ–વીગેરે વીગેરે. | રૂ. ૫૦૦) |

**સરવંટ ઑફ઼ ઇંડીઆ સોસાયટી**:—સ્વ. ઓનરેબલ ગોખલે સાથે એમને સારૂં ઓળખાણ હતું અને તેઓએ સ્થાપેલી સર્વન્ટસ ઓફ઼ ઇન્ડીયા સોસાયટી (હિન્દ સેવક સમાજ) ના ફંડમાં એમણે રૂપૈયા ચાર હજાર ભરી આપ્યા છે.

**ગુજરાતી સોશીયલ યુનીઅન**:—સને ૧૮૮૦–૮૧ માં મુંબઇના યુવાન ગુજરાતી હિંદુ ગ્રેજ્યુએટોએ સ્થાપેલાં ગુજરાતી સોશીયલ યુનીયન (મિત્ર મંડળ) ના સને ૧૮૮૫ થી એઓ સભાસદ છે અને ત્યાર પછી એ મંડળના ઘણીવાર પ્રમુખ તથા વ્યવસ્થાપક મંડળના સભ્ય તરીકે એમની નીમણુંક કરવામાં આવી છે. આ મંડળમાં મુંબઇ શહેરના જાણીતા વકીલો, સોલીસીટરો, બેરીસ્ટરો, વ્યાપારીઓ અને ગ્રેજ્યુએટો જોડાયા છે અને

પૂર્વોક્ત ચાંદની પ્રાપ્તિના સમયે આ મંડળે એક વગવાળો મેલાવડો મોરારબાગમાં કરી એક માનપત્ર આપ્યું હતું.

**કયસરે–હિન્દ :**—સને ૧૯૧૪ માં ઉપરોક્ત ચાંદની નવાજેશ સરકાર તરફથી સાર્વજનિક હાઇ સ્કુલ તથા સોસાયટી તથા સુરતની શેઠ મોરારભાઇ વ્રીજભુખણદાસ માલવીની સ્ત્રી છોકરાંઓની ઓસ્પીટલ પ્રત્યેની એમની લોકોપયોગી સેવાઓની પીછાનમાં એમને કરવામાં આવી હતી. એઓ સ્વભાવે કોઇ પણ જાતના માનનો લોભ ધરાવતા નથી અને જાહેરાતથી દૂર ભાગતા રહે છે, માત્ર લોકસેવા અને દેશોન્નતિના કાર્યમાં અવકાશનો વખત ગાળવો એ પોતાની ફરજ સમજી કેટલાએક જાહેર અને લોકોપયોગી ખાતાઓમાં તેઓ મુંગે મહોડે કામ કર્યા જાય છે. ખાસ કરીને સાર્વજનિક સોસાયટી તેમજ સુરતની શેઠ મોરારભાઇ સ્ત્રી છોકરાની ઓસ્પીટલ તો એમની પોતાના ઘરનીજ સંસ્થા છે એમ સમજી તેના અંગની જે કાંઇ સેવાઓ તેમણે કરી છે તે પોતાનાંજ કાર્યને પોતે સહાય આપી એમ સમજી જેમ બને તેમ એ સંસ્થાઓ લોકોને વધુ ઉપયોગી, કલ્યાણકારી અને પ્રિય કરવાનો પોતાનો ધર્મજ માનીને લોક પ્રસંશા અથવા સરકાર તરફથી માનની ઇચ્છા રાખ્યા શીવાય કરી છે.

**અન્ય પ્રવૃત્તિઓ :**—શેઠ મોરારભાઇની ઉપલી ઓસ્પીટલ કાઉન્ટેસ ઓફ ડફરીન સોસાયટીની સુરતની શાખા તરફથી ચલાવવામાં આવે છે, તે સોસાયટીના તેમજ તેના વ્યવસ્થાપક મંડળના શેઠ મોરારભાઇના કુટુંબના એક પ્રતિનિધિ તરીકે એઓ આજ સોલ વર્ષ થયાં સભ્ય છે. મરહુમ શેઠની ડાકોરની તથા સુરતની ધર્મશાળાઓ, તથા સુરતની માલવીની વાડીમાંની જમણવારની વાડી, ડુમસ આરોગ્યભુવન તથા મુંબઇના શ્રી શ્યામસુંદરજી મહારાજના મંદીરના એઓ એક ટ્રસ્ટી છે. એ સઘળી સંસ્થાઓ ઉપર એઓ યથાશક્તિ યથામતિ દેખરેખ રાખે છે અને તેના વહીવટમાં આગેવાન ભાગ લે છે.

સુરતની ઓસ્પીટલમાં બાઇ દયાકોરની મીલકતમાંથી આપવા ઠરેલી રૂપૈયા પચાસ હજારની રકમ ઉપરાંત વધુ નાણાની જરૂર લાગવાથી રા. મનુભાઇ રંગીલદાસ તથા સ્વ. રા. નટવરલાલ મગનલાલની સાથે મળી એઓએ લગભગ રૂપૈયા બાર હજારની સહાય આપી છે. તેમજ ડુમસ સેનીટેરીયમના ખર્ચમાં પણ ખુટકો પાડવાથી એઓ ત્રણે બંધુઓએ પંદર હજાર રૂપૈયા પોતાના ગીરોથી ખર્ચ કર્યા છે.

**સભા સાથેનો સંબંધ :**—સુરતી દશા પોરવાડ હિતેચ્છુ સભાના તેઓ સને ૧૯૦૩ થી સભાસદ છે અને એ સભાના એઓ પેહેલવેહેલા લાઇફ મેમ્બર (જીંદગી સુધીના સભાસદ) છે. એક વર્ષના ખાંચા શીવાય સન ૧૯૦૪ થી એઓ લાગટ સભાના પ્રમુખ તરીકે કાર્ય કરે છે. સભાનો એમના ઉપર એક પ્રકારનો હક છે અને સભાનાં કાર્યથી ન્યાતિ તથા ન્યાતિનાં હરેક સ્ત્રી પુરૂષને લાભ થશે એમ માની કેવલ ધર્મબુદ્ધિથી સભાનાં પ્રત્યેક કાર્યમાં પોતાનાં તન, મન અને ધનનો એઓ વ્યય કરે છે. સભાનાં કેટલાંક કઠિન અને અગત્યનાં કાર્યોમાં એમની આગેવાની શિવાય વિજય દુષ્પ્રાપ્ય રેહેતે એમ કહેવામાં અતિશયોક્તિ નથી. એમની સભા પ્રત્યેની સેવાઓની પીછાનમાં અને એમનાં તેમજ સભાનાં કાર્યનાં સ્મારક દાખલ સભાએ પોતાની જુબિલી પ્રસંગે પ્રીતિ પુરઃસર

તેમની એક આખા કદની (ઓઇલ પેન્ટીંગ) ચિત્રેલી તસ્વીર મોરારબાગમાં રાખવા માટે મુંબઇ સરકારના એક અમાત્ય (મીનીસ્ટર) ઓ૦ મી૦ ચુનીલાલ વીજભુખણદાસ મહેતાના પ્રમુખપણા હેઠળ સન ૧૯૨૧ ના જાન્યુઆરીમાં એક ભવ્ય સમારંભ કરી ન્યાતિને અર્પણ કરી છે. આ કાર્યથી સભાએ રા. ત્રીભોવનદાસનું સન્માન કર્યું છે એટલુંજ નહીં પણ પોતાની શોભામાં ઉમેરો કર્યો છે તથા ભવિષ્યની પ્રજાને માટે એક બોધદાયક સ્મારક કર્યું છે.

બાઇ દયાકોર વિદ્યોત્તેજક ફંડના પ્રમુખ તથા ટ્રસ્ટી તરીકે પ્રથમથીજ ન્યાતિના યુવાન વિદ્યાર્થીઓની એઓ કેવલ નિર્મલ વૃત્તિથી સેવા કર્યા કરે છે. એ ફંડ સ્થાપવામાં એઓ તરફથી જે અમૂલ્ય સહાય મળી છે તેનું સભાના ઇતિહાસમાં વર્ણન થયેલું હોવાથી અત્રે તેની પુનરોક્તિની જરૂર નથી.

**જ્ઞાતિનો વહીવટ.:**—સંવત ૧૯૫૯ (સન ૧૯૦૩) ના વર્ષથી ન્યાતિનાં ફંડના એક ટ્રસ્ટી અને સંવત ૧૯૬૬ (સન ૧૯૧૦) થી ન્યાતિના પ્રમુખ તરીકે ન્યાતિની ઉન્નતિ થાય, ન્યાતિમાં સંપ વૃદ્ધિ પામે, અને ન્યાતિ સમૂહને નામે થતા અન્યાયોના પ્રસંગો ટળે એવી રીતે એઓ ન્યાતિની સેવા કર્યા જાય છે. આપણી ન્યાતિના સાહાજનના કામમાં સાંપ્રત કાળના શિક્ષિત અને સભ્ય ગૃહસ્થોનાં કોઇપણ મંડલને છાજે એવી રીતે કામ કરવાની રીતિની શરૂઆત કરવામાં એમનો આગેવાન ભાગ છે. સંવત ૧૯૬૭ માં ન્યાતિના નિયમો ઘડવાનો ઠરાવ થએલ તે પ્રમાણે ન્યાતિને ઉપયોગી અને શ્રેયસ્કર નિયમોનો એક ખરડો એમની આગેવાની હેઠળ ન્યાતિ તરફથી નીમાયલી કમિટીએ તૈયાર કર્યો છે.

ન્યાતિમાં નજીવા કારણો અને મમતને લીધે કે ગેરસમજુતીથી કોઇ પ્રકારે વિગ્રહ ઉપસ્થિત થવા ન પામે એ વિષે એમને સતત કાળજી રેહે છે અને ન્યાતિ બંધુઓને સેહેજ વાતમાં પ્રથમની માફક ન્યાતિ બહિષ્કારની અથવા બીજી કાંઇ પણ શિક્ષા થાય તેની એઓ સખ્ત રીતે વિરૂદ્ધ છે. ઉપલા ખરડામાં ન્યાતિના કેટલાક રિવાજો સંબંધે અનિશ્ચિત વ્યવહાર હતો અને તેથી કલેશ ઉત્પન્ન થતો હતો તે માટે સ્પષ્ટ અને દેશકાલને ઉચિત નિયમો કરવામાં આવ્યા છે અને દરેક રીતે ન્યાતિ પોતાનો વહીવટ સુવ્યવસ્થિત ચલાવે એવી દીર્ઘદૃષ્ટિથી ઘટના કરવામાં આવી છે.

જૂની તેમજ નવીન રીતિઓની યોગ્ય પરિક્ષા કરી એ બેમાંથી જે સુખકર અને લાભપ્રદ હોય તે ગ્રહણ કરી બંન્નેનું મિશ્રણ કરી જો ન્યાતિઓ પોતાનાં બંધારણો ફેરફાર તથા ઘટતા વધારા સાથે સુધારશે તોજ ન્યાતિ વ્યક્તિઓને આશિર્વાદ રૂપ બની વધુ વાર ટકી શકશે, નહિં તર "ન્યાતિઓ માત્ર દુઃખ અને ટંટાનાજ કારણ છે" એવા પ્રચલિત વિચારો તથા મહાત્મા ભતૃહરીનું વાકય "ज्ञातिश्चेदनलेनकिं" (જ્ઞાતિ છે તો પછી અગ્નિ શોધવા શું કરવા જવું? અર્થાત્ જ્ઞાતિ વિગ્રહ રૂપી અગ્નિ સલગાવ્યાજ કરશે) આ સુધરેલા જમાનામાં પણ સત્ય ઠરી ન્યાતિ સંસ્થાના વિરોધીઓની જોગ થઇ પડી એ સંસ્થાઓ છિન્ન ભિન્ન થઇ જશે એમ એમની સબળ માન્યતા છે. ન્યાતિના યુવાન શિક્ષિત વર્ગની વર્તમાન કાળમાં નજર આવતી ન્યાતિ સમૂહનાં સાહાજનોના કાર્ય તરફની બેદરકારી પ્રત્યે એઓ ભય અને શંકાની દૃષ્ટિથી જુએ છે અને એ વર્ગને ન્યાતિનાં કાર્યમાં દિન પ્રતિદિન વધુ અને વધુ ભાગ લઇ સમાજ સેવાના આ પ્રથમ પગથીઆ પર ચડવા રા. ત્રિભુવનદાસ નરોત્તમદાસ

માલવી વારંવાર આગ્રહ પૂર્વક ભલામણ કરે છે. અસલ વારે ન્યાત વ્યક્તિઓ ન્યાતિના કાર્યોમાં કેવળ પોતાનાં મનના મજાથી દોરાઇ પોતાનીજ મનોવૃત્તિ પ્રમાણે સઘળું કાર્ય થવું જોઇએ એવો દુરાગ્રહ પકડી રાખતા હતા તે દોષથી નવો વર્ગ મોકળો રહી શકશે અને માત્ર ન્યાતિના કલ્યાણ ઉપરજ પોતાનું લક્ષ્ય રાખી પોતાના ઉચ્ચાવચ સ્વાર્થો સાધવાના એક ક્ષેત્ર રૂપે નહીં પણ પોતાનો એક ધર્મ છે એવી દૃષ્ટિ ન્યાતિ કાર્યો પરત્વે આ યુવાન શિક્ષિત વર્ગ રાખી શકશે એવો એ વર્ગ ઉપર એમનો દૃઢ વિશ્વાસ છે. જો આવી સુનીતિથી ન્યાતિઓના વહીવટ ચાલવાનો સુદિન ઇશ્વર દેખાડે તો એ એક ભાગ્યોદયનું ચિન્હ ગણાય અને તેને પરિણામે ન્યાતિ સંસ્થાઓ કેવળ દોષ રહિત બની જશે એટલુંજ નહીં પણ ઉલટી ન્યાતિ વ્યક્તિઓની સાંસારિક અને સામાજિક ઉન્નતિ માટે સુખમય યોજનાઓ ઘડવાનાં મોટાં કેન્દ્ર થઇ શકશે એવી તેમની માન્યતા છે.

**મોરારબાગ, મુંબઇ**:—મુંબઇનાં પંચના ઉપયોગ માટે મોરારબાગ બાંધવાના ખરચમાં પોતાની ગીરેથી રૂપૈયા બાવીશ હજાર એઓએ આપ્યા છે અને રૂપૈયા પાંત્રીસસોની રકમ વધુ આપી આપી એ વાડીની મરામત માટે એક ફંડ સ્થાપ્યું છે. શેઠ મોરારભાઇના વીલની આજ્ઞા મુજબ ન્યાતિ માટે આ વાડી બંધાવી આપવાનો પ્રબંધ કરાવવામાં એમણે તથા ન્યાતિના તે વખતના સ્વ. શેઠ બ્રીજમોહનદાસ કરસનદાસે ઘણો પરિશ્રમ ઉઠાવ્યો હતો. ન્યાતિ તરફથી પણ એમની યત્કંચિંત સેવાઓની યોગ્ય પિછાન પ્રસંગોપાત કરવામાં આવી છે એ ઘણું ખુશી થવા જેવું છે તેમજ ભવિષ્યના કાર્યકર્તાઓને ઉત્તેજન રૂપ છે. સંવત ૧૯૬૮ ના ભાદરવા સુદ ૧, (સન ૧૯૧૨ સપ્ટેંબર) ને દિવસે મોરારબાગ ખુલ્લો મુકવાની ક્રિયા ઓનરેબલ (હાલ સર) ગોકલદાસ કાહાનદાસ પારેખને હાથે સ્ત્રી પુરૂષોના એક ભવ્ય સમારંભ સમક્ષ કરવામાં આવી હતી તે સમયે એમનો તથા સ્વ. શેઠ ઘેલાભાઇ મનોરદાસનાં ધર્મપત્નિ શ્રીમતિ લક્ષ્મીબાઇ, રા. મનુભાઇ રંગીલદાસ તથા સ્વ. ભાઇ નટવરલાલ મગનલાલનો એક ભાષણદ્વારા યોગ્ય પ્રશંસા સહિત ન્યાતિ તરફથી ઉપકાર માનવામાં આવ્યો હતો અને એઓ સર્વને કિંમતી સ્મારક ભેટો આપવામાં આવી હતી. ન્યાતિ, આ સભા તથા સભા તરફથી સ્થાપવામાં આવેલાં યુવક મંડળ તરફથી ઓનરેબલ મી. મનમોહનદાસ રામજીના અધ્યક્ષપણા હેઠળ સને ૧૯૧૪ માં મોરારબાગમાં સ્ત્રી પુરૂષોનો મેલાવડો રા. ત્રિભુવનદાસને સરકાર તરફથી ચાંદ મલ્યો તે પ્રસંગનાં માનમાં કરવામાં આવ્યો હતો અને એમને આમંત્રણ કરી મેલાવડામાં મોટું માન આપવામાં આવ્યું હતું તથા ન્યાતિના પંચ તરફથી ચાંદીના દાબડા સાથે એક માનપત્ર એઓને અર્પણ કરવામાં આવ્યું હતું.

**આર્થિક સ્થિતિ**:—રા. ત્રિભુવનદાસના જન્મની કેટલુંક અગાડીથીજ એમના પિતાશ્રીની આર્થિક સ્થિતિ સુધરવા માંડી હતી. વ્યાપારમાં નફો તેમજ નવા નવા લાભકારક ઉદ્યોગો અને વ્યવસાયો સ્વ. શેઠ નરોત્તમદાસને એમના જન્મ બાદ પ્રાપ્ત થતા ગયા હતા. અત્રેની મ્યુનીસીપાલીટીમાં તે વખતે પ્રખ્યાત થયેલા મ્યુનીસીપલ કમીશનર મી० આર્થર ક્રોફર્ડના હાથ તળે વોર્ડ સુપરીન્ટેન્ડેન્ટની અને વચગાળેથી ઇન્કમટેક્ષના કલેકટરના મદદનીશની નોકરીઓ મલી હતી. મુંબઇ, સુરત, ભાવનગર વિગરે ગુજરાત અને કાઠીયાવાડનાં સમુદ્ર કિનારાના બંદરો ઉપર ફરતી સ્ટીમરો ફેરવવાના ઇજારાનો

વ્યાપાર મરહુમ શેઠ વરજીવનદાસ માધવદાસ, શેઠ મોરારભાઇ વીજભુખણદાસ માલવી વિગરે ધનાઢય અને પ્રતિષ્ઠિત ગૃહસ્થો સાથે ભાગમાં શેઠ નરોત્તમદાસે કરવા માંડયો હતો અને વ્યાપારને અંગે ભાગ ખાતાને હિસાબે પ્રસંગોપાત સ્ટીમરોની ખરીદી પણ તેઓ કરતા હતા. ઉન્નતિ તેમજ અવનતિનો એક લોકસિદ્ધ સૃષ્ટિનો નિયમ છે કે એ બેમાંથી જેની આવવાની શરૂઆત થાય છે તેની કેટલા કાલ સુધી પરંપરા એક સરખી ચાલુ રહે છે. વલી સુખની ટોંચ આવતાં દુઃખ ડોકીયાં કરતું રેહે છે અને દુઃખનો અવધિ આવતાં સુખ પ્રાપ્તિ શરૂ થાય છે. તે પ્રમાણે શેઠ નરોત્તમદાસનાં જીવનમાં વારા ફરતી બનતું ગયું હતું. રા. ત્રિભુવનદાસના ત્રીજે વર્ષે એમના પિતાશ્રીએ કુટુંબને રેહેવા માટે ભૂલેશ્વરમાં ફિરિંગીઓનાં દેવળની સામે મકાન ખરીદ કર્યું અને કાલકાદેવી ઉપરનું ભાડાંનું ઘર ખાલી કરી તે ઘરમાં કુટુંબ રેહેવા ગયું. વાહન પ્રથમથીજ હતું તેમાં વધારો થયો. સમૃદ્ધિ, સુખ અને પ્રતિષ્ઠા આ કુટુંબ ભોગવવા લાગ્યું. આ એમની ચઢતી દૈવેચ્છાથી બહુ વર્ષ ટકી રહી નહીં. સંવત ૧૯૨૭ (સને ૧૮૭૧) થી ઓટ શરૂ થઇ. વ્યાપારમાં નુકસાન લાગતાં ગયાં, ભાગ ખાતાંમાં બેએક સ્ટીમરો ખરીદ કરેલી હતી તે તોફાનના વમળમાં ભાંગી ગઇ, સ્વ. શેઠ મોરારભાઇએ પોતાના કામનો સર્વ બોજો શેઠ નરોત્તમદાસના શિર ઉપર મુકવાથી સારા માન અને કમાણીની નોકરી તથા બીજા લાભના વ્યવસાયો તેમને મુકવાં પડયાં; આટલો સમય નાણાંની છુટથી સુખમાં તેઓ રહેલાં અને મોકળે હાથે ખર્ચ કરેલો તેથી પેહેલ વહેલાં એકદમ ઘરનો ખર્ચ તેમનાથી કમી થઇ શકયો નહીં, પણ ઉલટું રા. ત્રિભુવનદાસનું વય વધતાં એમનાં શિક્ષણ, પાલન વિગેરેનો ખર્ચ સ્વભાવિક વધતો ગયો. પૈસો પૈસાને વધારે અને ગરીબી ગરીબીને વધારે એ ન્યાયે લાભકારક ઉદ્યોગ જોઇ જો તેમાં શેઠ નરોત્તમદાસ હાથ ઘાલે તો તેમાં પણ નુકશાન થાય. દુષ્કાળમાં અધિક માસ આવે એમ સં. ૧૯૩૩ (સને ૧૮૭૭)માં પંદર વીશેક હજાર રૂપૈયાનું ખર્ચ કરી પરેલમાં જમીન લઇ પેપર ફેકટરી (કાગળનું કારખાનું) કાઢવા આરંભ કર્યો તેમાં આખરે નિષ્ફળતાજ મળી અને ખરચેલી રકમ સઘળી ખોરંબે પડી. રા. ત્રિભુવનદાસ કોલેજમાં ગયા પછી જરૂરનાં પુસ્તકો લેવા તથા કોલેજ ફી ભરવા માટે પણ ધનની ટાંચ લાગવા માંડી. પુસ્તકો મિત્રો પાસેથી ઉછીનાં લેવા વારો આવ્યો અને કાલેજની ફી વર્ષ વર્ષની ચઢી જતી. એઓ બી.એ. થયા બાદ આર્ટીકલ્ડ કલાર્ક થવામાં પાંચ વર્ષની ઢીલ થઇ તેનું આ સ્થીતિ એક મુખ્ય કારણ હતું. સંવત ૧૯૩૮ (સને ૧૮૮૨) માં અવનતિની પરાકાષ્ઠા આવી રહી. રેહેવાનું ઘર વેચી નાંખવું પડયું અને પરેલમાં ફેકટરી માટે બાંધેલી વખારોમાં કુટુંબ જઇ વસ્યું. આ પછી તરતજ પુનરોન્નતિનો પ્રારંભ થયો. જે જમીનની ખરીદીથી નબળા દિવસમાં છેવટનો ફટકો લાગ્યો તેજ મિલ્કતે પાછી ચઢતીનું પ્રથમ પગથીઉં કરી આપ્યું. ત્યાં રેહેવા ગયા બાદ ઘરનાં વેચાણની ઉપજમાંથી કરજ આપતાં બચેલું નાણું એજ જમીન ઉપર ભાડાંની પેદાશવાળી ચાલીઓ બાંધવામાં રોકવા માંડયું અને ધીરે ધીરે આજે એ મીલ્કત સોનાનો કટકો બની રહી છે સને ૧૮૮૫માં રા. ત્રિભુવનદાસ આર્ટીકલ્ડ થયા અને ત્યાર પછીની કુટુંબની આર્થિક સ્થિતિનું વર્ણન ઉપર કરવામાં આવ્યું છે.

**ગૃહજીવન.** રા. ત્રિભુવનદાસના પિતાશ્રીની ચઢતી દશાના પુર બાહારમાં સં. ૧૯૨૪ ના માગસર (સને ૧૮૬૭ ના ડીસેમ્બર)માં રા. ત્રિભુનદાસનાં માતુશ્રી હીસ્ટીરીયાના વ્યાધિમાં પોતાની

બાવીશ વર્ષની વયે ભર જુવાનીમાં એક પુરો પુત્ર મુકી દેવલોક પામ્યા. તે સમયે આપણી ન્યાતિમાં પરણેલાં સ્ત્રીઓના તેરમાને દિવસે ન્યાતિ ભોજન કરવાનું આવશ્યક ગણાતું અને શેઠ નરોત્તમદાસને સગાંવ્હાલાંઓ તરફથી આવું ન્યાતિ ભોજન કરવાનો પુષ્કળ આગ્રહ કરવામાં આવ્યો પણ એમણે માન્યું નહીં અને હિમ્મત રાખી આ દુષ્ટ રીવાજ પોતાને ઘેરથી બંધ કર્યો, પરંતુ ત્રીજી વારનાં લગ્ન કરવાની બાબદમાં એમના પિતાશ્રીની આજ્ઞાનો અનાદર એમની અત્યંત નામરજી છતાં એઓ કરી શક્યા નહીં. એમના આખા જીવનમાં એમણે આપણી શાસ્ત્રાજ્ઞા "पितृदेवोभव"નું અક્ષરશઃ પાલન કર્યું હતું અને આ સમયે એજ સૂત્રને માન આપી પોતાનો ત્રીજી વારનો વીવાહ રા. ત્રિભુવનદાસનાં માતુશ્રીના મસીયાઇ મામા મોટી દમણના વતની શેઠ દયારામ પ્રાણવલ્લભદાસનાં કનિષ્ઠ પુત્રી શ્રીમતિ લક્ષ્મીબાઇ જોડે કર્યો અને સં. ૧૯૨૫ ના માહા મહીનામાં દમણ મુકામે પોતાનું ત્રીજી વારનું લગ્ન કર્યું. રા. ત્રિભુવનદાસનાં માતુશ્રીને તેમના પિતાને ઘેર કાંઇજ શિક્ષણ મળેલું નહોતું અને તેમને લગ્ન પછી શેઠ નરોત્તમદાસે ઘેર ખાનગી શિક્ષકો રાખી વિદ્યાભ્યાસ કરાવ્યો હતો તેમજ શીવવું, ભરવું શીખવ્યું હતું. તેઓ ગુજરાતી તેમજ બાળબોધ સારી રીતે લખી વાંચી શકતાં હતાં અને રેશમનું, ચીકનનું તથા કસબનું કારચોબ ભરતકામ પણ કરી શકતાં હતાં. આથી ઉલટું શ્રીમતિ લક્ષ્મીબાઇ વીવાહ પેહેલાં પોતાના બંધુઓ સાથે મુંબઇમાં રહેતા હતા તેથી એમને પીયેરમાંજ સર મંગળદાસ નથુભાઇની કન્યાશાળામાં પ્રથમ વર્ગ સુધીનું શિક્ષણ આપવામાં આવ્યું હતું તેમજ ભરત, શીવણ, ગુંથણ વિગેરે ગૃહકળાઓમાં પણ એઓ પારાંગત હતા. સભાની જુબિલી પ્રસંગે ભરત ગુંથણ વીગેરેના નમુનાના પ્રદર્શનમાં ઉનથી ભરેલા મોટા વાઘનો સુંદર તકતો મુકવામાં આવ્યો હતો તે શ્રીમતિ લક્ષ્મીબાઇની કારીગિરીનો નમુનો હતો.

દમણમાં લગ્ન પ્રસંગે જેમ એમનાં દ્વિતીય પત્નિનાં મરણ વખતે શેઠ નરોત્તમદાસે પોતાની હિમ્મત દર્શાવી હતી તેમજ હિમ્મત દર્શાવી હતી અને તે વખતે જરીનો પોશાક પેહેરી ઘોડે બેઠા નહોતા પણ સાદાં વસ્ત્રો પેહેર્યાં હતાં. તે વખતે ગમે તે વયે પણ વરરાજાએ જરીનાં વસ્ત્રો પેહેરી ઘોડે બેસવું આવશ્યક મનાતું અને સાઠ વર્ષની ઉપરની વયના વરરાજાઓને પણ એ રૂઢીને અનુસરવું પડતું હતું. આ વિષયમાં સુરતની ન્યાતે સાદાં વસ્ત્રો વિરૂદ્ધ કડક પ્રતિબંધ રાખ્યો છે તે દુર થવો જોઇએ છે.

લગ્ન બાદ શેઠ નરોત્તમદાસ સહકુટુંબ સુરત ગયા ત્યાં આગળ તે વખતે શેઠ મોરારભાઇ પણ રહેતા હતા તેમની સાથે પ્રથમ સંકેત કરીને તેમના મિત્રો આ ન્યાતના જાણીતા શેઠ પરભુદાસ વકીલ તથા તેમના જ્યેષ્ઠ પુત્ર શેઠ જમનાદાસ શેઠ નરોત્તમદાસને મળવા આવ્યા અને શેઠ જમનાદાસના જ્યેષ્ઠ પુત્ર શેઠ મોરારભાઇની એકની એક પુત્રી સૌ. જમનાનો રા. ત્રિભુવનદાસ જોડે વીવાહ કરવાનું માંગું કર્યું અને એ વાતને શેઠ નરોત્તમદાસના કાકા શેઠ મોરારભાઇએ મજબુત ભલામણ કરી પુષ્ટિ આપી. શેઠ નરોત્તમદાસના ઉદાત્ત સુધારાના વિચારને સાત વર્ષના પોતાના પુત્રને એક કેવળ અપરિચિત સાડાત્રણ વર્ષની બાળકી જોડે જન્મપર્યંતના આવાં પવિત્ર બંધનથી જોડવાનું બીલકુલ પસંદ આવ્યું નહીં અને જેમ અગાઉ પોતાનાં પત્નિ તથા બીજા સ્નેહીઓનો એ વિષયનો આગ્રહ તેમણે ગણકાર્યો નહતો તેવીજ દૃઢતાથી પણ યોગ્ય વિનયપૂર્વક આ સમયે પણ

તેમણે પોતાની વિરૂદ્ધતા દર્શાવી અને સાફ ના પાડી કહ્યું "પેહેલાં છોકરાને ભણાવવાની વાત, પછી પરણાવવાની" પરંતુ ભત્રીજાનો સ્વભાવ કાકાને સારી પેઠે વિદિત હતો અને તેમણે મુંબઇ લખી મોટાભાઇ પાસે માથા ફરેલ ગણાતા પુત્ર ઉપર આ વીવાહ કરવા આજ્ઞાપત્ર લખાવી મંગાવ્યો. શેઠ નરોત્તમદાસ પિતૃઆજ્ઞાને હમેશા શીરસાવંદ્ય ગણી માન આપવાના ધર્મનું પાલન કરનાર હતા તેમને હડવું પડયું અને એ વીવાહ જોડવામાં આવ્યો.

રા. ત્રિભુવનદાસ બચપણથીજ પિતામહ પાસે રેહેતા, ખાતા તથા સુતા હતા એટલે એમની અજ્ઞાન વયમાં એમને માતાની ખોટ જણાઇ નહીં. સાવત્ર માતા તરફથી એમને કોઇપણ દિવસ દુઃખ નહોતું અને એમના જનેતા માતા જીવંત હોય એજ પ્રમાણે કુટુંબનો સઘળો વ્યવ્હાર ચાલતો. સાવત્ર માતાનાં પીયરનાં કુટુંબ સાથેના એમનાં માતુશ્રીના સગપણને લીધે પ્રથમથીજ સર અવસરે માતા પુત્રને તેમને ત્યાં જવા આવવાનું થતું પરંતુ હવે તો રા. ત્રિભુવનદાસને સગા ભાણેજ તરીકેજ તેઓ ગણવા લાગ્યા અને તેજ હક ગણી રીતભાત આપવા લેવાનો વ્યવહાર પણ કરતા. સાવત્ર માતામહીનો તો એમના ઉપર અત્યંત પ્રેમ રહેતો અને તેમનાં બીજા પુત્રીને સંતતિ થઇ તો પણ રા. ત્રિભુવનદાસ જ્યેષ્ઠ દોહિત્ર તરીકે ગણાતા.

સંવત ૧૯૩૨ (સને ૧૮૭૬) માં જ્યારે રા. ત્રિભુવનદાસનું વય માત્ર સાઢા ચોદ વર્ષનું અને એમના પત્નિ સૌ. જમનાબાઇનું માત્ર સાઢા દશ વર્ષનું હતું ત્યારે એમના લગ્ન સુરતમાં કરવામાં આવ્યા હતા. તેજ વર્ષના નવેંબરમાં એમની મેટ્રીક્યુલેશનની પરિક્ષા થનાર હતી એ આધાર ઉપર એમના પિતાશ્રીએ લગ્ન એક વર્ષ લંબાવવાનું કર્યું પણ વૃદ્ધ પિતા અને કાકા મોંત્રો હહાવો લેવા એક પગે થઇ રહેલા હતા એટલે આ વખતે પણ શેઠ નરોત્તમદાસને હાર કબુલ કરવી પડી. સંવત ૧૯૩૮ (સને ૧૮૮૨) માં જ્યારે કુટુંબ ગરીબીની છેક છેલ્લી હદે પોહોંચ્યું હતું ત્યારે સૌ. જમનાબાઇનું સીમન્ત આવ્યું. પિતા તથા પિતામહ રીવાજ મુજબ ન્યાતિ વરો કરવા તૈયાર થયા. આણી-ગમથી રા. ત્રિભુવનદાસના એલએલ. બીના અભ્યાસ માટે પુસ્તકો ખરીદ કરવા શક્તિ ન હોવાથી ઉછીના લઇ વાંચવાની સંકડામણવાળી સ્થીતિથી અભ્યાસમાં અંતરાય થયા કરતો માટે એમણે પિતા તથા પિતામહને વરામાં વાપરવા ધારેલું ધન એમના પુસ્તકો માટે એમને આપી વરો મોકુફ કરવા વિનંતિ કરી. વડીલોએ એ વિનંતિનું ડહાપણ સ્વીકાર્યું પણ તે વખતેજ વરો બંધ રાખવામાં આવે તો કુટુંબની આબરૂ સદંતર જતી રેહે એ ભય હોવાથી વરાની આવશ્યકતા જણાવી જોઇતી રકમ કરજે કાઢી પ્રથમની તવંગર સ્થિતિની માફક વરો તથા ધામધુમથી સીમન્ત કર્યું. આપણા હિંદુ સમાજ સુધારકો વડીલોના આગ્રહ અથવા કુટુંબની હઠ અથવા સમાજમાં પ્રચલિત આબરૂના ઉંધા વિચારોને લીધે આમ પોતાના સદ્‌વિચારો પોતાના કુટુંબના સંબંધમાં આચારમાં મુકવા અશક્ત થઇ પડે છે. સંવત ૧૯૩૯ ના શ્રાવણ (સન ૧૮૮૩) ના ઓગસ્ટમાં વૃદ્ધ પિતામહ એકાએક દમ બંધ થઈ જવાથી પરેલના મકાનમાં ઉંસી વર્ષની અતિ વૃદ્ધ વયે પ્રપૌત્રનો ચેહેરો શરૂ થયેલો જોઇ દેવલોક થયા. તે વખતે મરણને તેરમેજ દિવસે ન્યાતિ વરો કરવાની રૂઢી એટલી પ્રબલ હતી કે આ ન્યાતિમાં ઘણા ગરીબ

સ્થીતિવાલાના મરણના વરાઓ સગા વાહાલાઓની મદદથી અથવા જાહેર ઉઘરાણા કરી તેરમાના વરાઓ થતા અને ન્યાતિજનો મઝાહથી પ્રસાદ લેતા. આવી કડક રૂઢીવાલી પરિસ્થીતિમા વૃદ્ધ પિતાના તેરમાનો વરો કરવા માટેજ શેઠ નરોત્તમદાસને છેક પરેલથી શેહેરમાં આવી એક ધર્મશાળામાં દશેક દિવસ સુધી મુકામ કરવો પડયો હતો.

સંવત ૧૯૫૧ ના માગસર (સન ૧૮૯૪ ના ડીસેંબરમાં) પૌત્રી તથા પૌત્રનું સુખ જોઇ અ. સૌ. શ્રીમતિ લક્ષ્મીબાઇ સદગુરૂના સદબોધને પરિણામે યુવાન વયે પણ પરમશાંતિ અને ધૈર્ય ધારી દેવલોક થયા. લગભગ ત્રણ વર્ષ બાદ સં. ૧૯૫૪ ના કારતક (સન ૧૮૯૭ ના નવેંબરમાં) શેઠ નરોત્તમદાસ પણ પોતાના શ્રવણ તથા મનનનું યથાયોગ્ય સાર્થક કરી પૂર્ણાનંદનો અનુભવ કરી સ્વર્ગવાસ થયા. તેમણે પોતાના છેલ્લા મંદવાડ વખતેજ ન્યાતિ રિવાજ પ્રમાણે પાથરણુ ન રાખવા તથા તેરમાનો વરો નહીં કરવા વિષે રા. ત્રિભુવનદાસને સખ્ત આજ્ઞા આપી હતી તેથી આ સુધારા દાખલ કરવામાં રા. ત્રિભુવનદાસને એક પ્રકારનું બળ મળ્યું હતું. થોડાંજ વર્ષો ઉપર ન્યાતિમાં તેરમાનો વરો નહીં કરવા વિષે ઝઘડો ઉભો થયો હતો તેમાં વરા બંધ કરાવનાર પક્ષની આગેવાની મુંબઇમાં શેઠ નરોત્તમદાસે લીધી હતી. આ વખતથી ન્યાતિ રિવાજ આ બન્ને બાબદોમાં શિથિલ થતો ગયો છે અને યુવાન સ્ત્રી પુરૂષોનાં મરણ સમયે પણ હવે ઘણું ખરૂં માત્ર ઉઠમણા સુધીજ ન છુટકાનું એક દીવસનું સ્ત્રીઓનું પાથરણુ રાખવામાં આવે છે. તેરમાના વરાઓ મુંબઇમાંથી સદંતરજ નીકળી ગયા છે એમ કહી શકાય.

રા. ત્રિભુવનદાસે આજ રીતે મનની દૃઢતા રાખી, અસલી વિચારના આપ્તજનોના આગ્રહ તથા ટીકાની દરકાર કર્યા વિના એમના પુત્ર ભાઇ શાંતિલાલના તેની બાવીસ વર્ષની વયે સં. ૧૯૭૧ (સન ૧૯૧૫) માં મુંબઇમાં લગ્ન કીધાં ત્યારે તેને સાદાં કપડાં પેહેરાવી સાજનમાહાજન સાથે ચલાવી વરઘોડો કાઢયો હતો.

રા. ત્રિભુવનદાસનું ગૃહજીવન સાધારણ રીતે શાંત, સુખી અને સંતોષપૂર્ણ છે. શૈશવ અને કુમારાવસ્થામાં વડીલોના પ્રેમ અને લાડ, યુવાવસ્થામાં પત્નિ તરફના આજ્ઞાધાર કત્વ, પતિવ્રત્ય અને સર્વ પ્રકારની સ્થીતિઓમાં સમાન સંતોષ, કુટુંબરક્ષા વિગેરે સદ્ગુણો, તથા મધ્ય અને પશ્ચાદાવસ્થામાં પુત્ર, પુત્રી તથા પુત્ર વધુના એ ઉભય દંપતિ પ્રત્યેનાં માન તથા ભક્તિઃપુરઃસર સદવર્તનની એમના ઉપર ઇશ્વરે સંપૂર્ણ કૃપા દર્શાવી છે. માત્ર બે પુત્રીઓનાં (અ. સૌ. જયમતિ રંગીલદાસ લાલા તથા અ. સૌ. ચતુરા દામોદરદાસ) ભર યુવાન વયનાં અકાળ મરણોનું તથા તેમણે મુકેલી સંતતિનું કોમળ વયથીજ લાલનપાલન કરવાનું સંકટ એમની ઉતરતી વયે દૈવવશાત્ એમને સોષવું પડે છે અને જે વખતે પકવ સમજણવાળાં સંતાન તરફથી સહાય અને સુશ્રૂષાની જરૂર પડે ત્યારે ઉલટું તેમનાં નિરાધાર સંતાનોને ઉછેરવાના શ્રમનો એમને અનુભવ કરવો પડે છે. આ દુઃખનો પરિચય સંસારના અસારપણાના ગુરૂશાસ્ત્રથી થયેલા દૃઢ બોધથી તથા એ પુત્રીઓના તેમના શ્વસુરગૃહોમાંના આદર્શ ગૃહિણીઓ જેવાં જીવનને અંતે સૌભાગ્ય સહિત પ્રયાણના સદભાગ્યથી આશ્વાસન પામી ઉભય દંપતિ પરમ ધૈર્ય ધારી ઇશ્વરનું સ્મરણ રાખી ફરી રહ્યાં છે.

**ચારિત્ર્ય.** રા. ત્રિભુવનદાસ જોડે સહજ સમાગમ કરનાર પુરૂષને એમનાં નૈસર્ગિક સાદાઇ, સરળતા, નિરભિમાન અને અદંભિત્વ સ્પષ્ટ થાય છે. સામાજિક કાર્યોમાં સમાજનું

યથાશક્તિ યથામતિ ભલું કરવું એ એમનાં પદને ઉચિતધર્મ માત્ર ગણી એઓ પ્રવૃત્ત થાય છે અને એમના મુદ્રાલેખ "रामस्य दासोस्मह" (હું રામનો દાસ છું) ને અક્ષરશઃ અનુસરે છે. પોતાનાં કૂળ, વિદ્યા, લક્ષ્મી અથવા પદનો ગર્વ એમનામાં દૃષ્ટિ પડતો નથી. ન્યાતિમાં અથવા સભામાં બહુમતથી સ્વીકારાયલી વાત એમની લાગણી અથવા મતથી વિરૂદ્ધ હોય તો પણ એમનાં પદની રૂહે તેનો ઘટતો અમલ કરવામાં એઓ તૈયાર રહે છે. એમનું અંતઃકરણ સરળ છે એટલે એમનામાં મમતા, મીલનસારપણું અને સમભાવના ગુણો એમને સ્વભાવ સિદ્ધ છે. માતા પિતા વિગેરે પુજ્યવર્ગ પ્રતિ ભક્તિ, સમાનવયસ્ક પત્નિ, મિત્રબંધુઓ પ્રતિ પ્રેમ અને કનિષ્ઠા બાળકો, નોકરો વિગેરે પ્રતિ વાત્સલ્ય એમનાં વર્તનમાં જણાય છે.

સુખ તેમજ દુઃખ બન્ને સમભાવથી ધૈર્ય રાખી નીભાવી લેવાનું એમનાં નાહાનપણના સુખ દુઃખના વારાફરતી અનુભવથી એમને એક પ્રકારનું શિક્ષણ મળેલું કહીએ તો ખોટું નથી અને દુઃખ તો ગમે તે રીતે ન છુટકે સહન કરવું પડે છેજ પરંતુ સુખનો ઉત્કર્ષ શમાવવો કપરો છે એ નિયમ એઓ સારી પેઠે સમજી પોતાનાં જીવનમાં તેનું આચરણ કરે છે. આ સંસારમાં સઘળું ઇશ્વરમયજ છે અને તેમની ઇચ્છાનુસાર સઘળું ચક્ર ચાલ્યા કરે છે એવી દૃઢ શ્રદ્ધા રાખી એમનાં યુવાન પુત્રીઓનાં અત્યંત શોકકારક મરણોનાં દુઃખનો ધૈર્ય ધારણ કરી એઓ પરમ્ શાંતિપૂર્વક અનુભવ કરે છે. આ સંસારમાં કશી વસ્તુનો નાશ થતોજ નથી અને મનુષ્યોનો પરસ્પર મમતાખ્ય સંબંધ શરિરનો નહીં પણ મનનોજ છે તથા એ સંબંધ તો મુક્તિના પરમાનંદના અનુભવ સહિત મનનો નાશ થતાં સુધી અવ્યાહત્ ચાલ્યા કરે છે એ વેદાંતનાં સત્યો બનતા પ્રયત્નથી એમણે આચારમાં મુકયાં છે. મનનો ફરી જન્મ અને તેને થતી દુઃખપરંપરા અટકાવવા અજ્ઞાનની નિવૃત્તિ શિવાય ઇલાજજ નથી અને તેને માટે જે અભ્યાસ અને વૈરાગ્ય સંપાદન કરવાં જોઇએ તે તરફ પોતાના મનની વૃત્તિઓ વાળવાનો મનુષ્યનો અંતિમ ધર્મ માની કેટલો વખત થયાં એઓ તે ધર્મમાર્ગમાં રહી પોતાનું જીવન નિર્ગમન કરે છે. સનાતન ધર્મનાં એમનાં અવલંબનનું ઉપર વર્ણન આવી ગયું છે તે ધર્મની આજ્ઞાઓને બાધ ન આવે એવા સાંસારિક અને સામાજિક સુધારાઓ થવા જોઇએ એમ એમનો મત છે અને યોગ્ય સમય આવતાં એમનું એ મત અમલમાં મુકવા હિમ્મતથી એઓ તૈયાર રહે છે.

# સૌ. જમનાબાઇ ત્રિભુવનદાસ માલવી.

## જન્મ સં. ૧૯૨૧ ના વૈશાખ વદ ૭ (તા૦ ૧૮ મી મે સને ૧૮૬૫.)

સૌ. જમનાબાઇનો જન્મ સુરતમાં આ ન્યાતના સંભાવિત વકીલ ખાનદાનમાં શેઠ મોરારભાઇ જમનાદાસને ઘેર ઉપરોક્ત દિવસે થયો હતો અને આજે એમનું વય લગભગ છપન વર્ષનું છે. એમનાં માતા પિતાનાં એઓ બીજી સંતતિ છે. એમનાં બાળપણના જમાનામાં કન્યા કેલવણીનો સુરતમાં જાણવા જોગ પ્રસાર થયો ન હતો તેમજ તે વખતે સમાજ પ્રાયશઃ કન્યાઓને શિક્ષણ આપવાની વિરૂદ્ધના વિચારવાળો હતો તેથી એઓથી સેહેજ ગુજરાતી લખી વાંચી શકે એટલોજ વિદ્યાભ્યાસ કરી શકાયો છે. ભરવા શીવવાની કળાનું પણ એમને સામાન્ય જ્ઞાન છે. કુમારાવસ્થામાંથીજ એમની આંખો નિર્બળ જણાયાથી વિદ્યા તેમજ કળાનો અભ્યાસ એમનાં લગ્ન પછી મુંબઇમાં પણ એઓ જોઇએ તેવો વધારી શક્યાં નહી.

એમના જન્મ વખતે એમના પિતાના કુટુંબમાં એઓ એકનાં એક કન્યા હોવાથી તેમજ અસલથી એઓ સ્વભાવે શાંત અને આજ્ઞાંકિત હોવાથી એમનાં સર્વે વડીલો તથા કુટુંબમાં એઓ લાડકાં હતાં અને એમને સંપૂર્ણ લાડ અને પ્રેમ સહિત ઉછેરવામાં આવ્યાં હતાં. તે સમયના સંસાર વ્યવહારાનુસાર એમની પોણાચાર વર્ષની વયે એમનો વીવાહ તથા પોણાઅગીઆર વર્ષની વયે એમનાં લગ્ન રા. ત્રિભુવનદાસ માલવી જોડે કરવામાં આવ્યાં હતાં.

મુંબઇમાં સ્વર્ગવાસી ગં. સ્વઃ જમનાબાઇ સકકઇએ થોડાંક વર્ષો પૂર્વે અત્યંત ખંત અને પ્રયાસ આદરી તથા મહાન આત્મભોગ વેઠી "ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ" સ્થાપ્યું હતું. આ મંડળનો મુખ્ય હેતુ સ્ત્રી કેલવણીનો પ્રસાર કરવાનો તથા આર્ય સ્ત્રીઓનાં સત્કાર્યોનાં સંકુચિત ક્ષેત્રનો વિકાસ કરી તેમનું લક્ષ્યબિંદુ દેશ કાલ તથા સ્થીતિને અનુસરી તેમની પાસે પોતાની સામાજિક, નૈતિક અને ધાર્મિક ઉન્નતિના સ્વતંત્ર પ્રયત્નો કરાવવાનો છે. ગં. સ્વઃ જમનાબેહેન સકકઇએ આ પોતાનો શુભ હેતુ પોતાનાં જીવન દર્મ્યાંન નિડરતા અને સ્થિર બુદ્ધિ ધારણ કરી ઘણે અંશે પાર પાડ્યો છે અને આ મંડળ સ્થપાયા પછી ગુજરાતનાં અને ખાસ કરીને મુંબઇનાં ગુજરાતી હિંદુ સ્ત્રી વર્ગમાં નવીન જાગૃતિ અને પ્રવૃત્તિ સ્ફુરણ પામ્યાં છે. આ મંડળમાં સ્ત્રીઓના લાભના વિવિધ વિષયો ઉપર રસીલાં અને અસરકારક વ્યાખ્યાનો તથા વ્યવ્હારૂ ચર્ચાઓ કરવામાં આવે છે. કુમારાં તેમજ પરણેલાં સ્ત્રીઓ માટે શાળાનાં શિક્ષણની સમાપ્તિ પછીનાં વધુ અને સંસારોપયોગી શિક્ષણના વર્ગો ખોલવામાં આવ્યા છે અને ત્યાં ભરત, ગુંથણ, શીવણ તથા સંગીત કળાઓનું તથા ગુજરાતી, સંસ્કૃત અને અંગ્રેજી ભાષા તથા સાહિત્યનું શિક્ષણ આપવામાં આવે છે. દેશહિત તથા લોકહિતમાં નિઃસ્વાર્થ પ્રવૃત્તિ કરનારા વીર પુરૂષોની જયંતિઓ ઉજવી તેમનાં જીવન-વૃતાંતોનાં વ્યાખ્યાંનો પ્રસિદ્ધ ભાષણકર્તાઓ પાસે અપાવી સ્ત્રીઓને ઉચ્ચ આદર્શોનું જ્ઞાન આપવામાં આવે છે. સ્વઃ ડૉ. દાદાભાઇ નવરોજી (હિંદના મહાન દાદા) જ્યાં સુધી જીવંત

હતા ત્યાં સુધી પ્રતિવર્ષ તેમની જન્મગાંઠને દિવસે આ મંડલ તરફથી તે મહા પુરૂષન. દર્શન, આશિર્વાદ અને બોધનો લાભ લેવા તેમના વરસોવાના બંગલા ઉપર પ્રતિનિધિઓ મોકલવામાં આવતાં હતાં. ગં. સ્વ: જમનાબેહેને સ્ત્રીઓની ઉન્નતિની બીજી અનેક પ્રવૃતિઓ ઉપાડી લીધી હતી અને મુંબઇનાં જાહેર જીવનમાં તેઓ પોતાની અમર છાપ મૂકી ગયાં છે. ગં. સ્વ: જમનાબેહેન સકકઇ અને સૌ. જમનાબાઇ માલવીનાં કુટુંબો વચ્ચે અસલથી ઘણો સારો ઘરોબો અને ઓળખાણ પીછાન હતાં. સૌ. જમનાબાઇ માલવીને "ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ"ના ઉદ્દેશો પ્રિય લાગ્યા અને એમણે આ મંડળને પ્રથમથીજ તન, મન અને ધનથી ટેકો આપ્યો છે અને સ્વર્ગસ્થની આગેવાની હેઠળ વર્ષો સુધી મંડળના વ્યવસ્થાપક મંડળના સભ્ય તથા ઉપપ્રમુખ તરીકે મંડળનું કાર્ય વધારવા એમણે સ્તુત્ય પ્રયાસ કર્યો છે. દાદાભાઈ જ્યંતિ ટાંકણે ઉત્સાહપૂર્વક ભાગ લઇ હરેક પ્રસંગે ગમે તેવી અડચણ હોય તેને બાજુએ રાખી મહર્ષિની યાત્રાએ વરસોવે જતાં. સંવત ૧૯૭૫ (સને ૧૯૧૯) ના કાઠીયાવાડના કારમા દુષ્કાળ વખતે ત્યાંની દુ:ખમય સ્થિતિ નજરે નિહાળી અત્રેની દુષ્કાળ વિમોચન સ્ત્રી કમિટીને રીપોર્ટ કરવા તથા દુકાળીયા દુ:ખીઓને પ્રત્યક્ષ અન્ન, વસ્ત્ર વિગેરેની સહાય કરવા માટે મોટો શ્રમ વેઠી ઉનાળાની ગરમીમાં કાઠીયાવાડના ગામે ગામમાં એમણે રટણ કર્યું હતું અને સામાજિક સેવા સ્ત્રીઓ કેવી ઉત્તમ કરી શકે તેનું સાક્ષાત્ દર્શન કરાવ્યું હતું. એમની એ મુસાફરીમાં એમની વ્યવસ્થા હેઠળના જાહેર ફંડ ઉપરાંત એમણે પોતાની ગીરોમાંથી પણ ઉદાર દીલે દુ:ખી જીવોને દાન કર્યા હતાં. મંડળ તરફથી પ્રસંગોપાત સમાજ સેવાનાં કાર્યો માટે ફંડો ઉભા થાય છે તેમાં એઓ યથાશક્તિ સહાય કર્યાં કરે છે.

ગં. સ્વ. રતનબાઇ લક્ષ્મીદાસ તરફથી નિરાશ્રિત સ્ત્રીઓ માટે કામનો વર્ગ (વર્કીંગ કલાસ) ઉઘાડવામાં આવ્યો છે તેમાં તથા તેમાં તૈયાર થતા માલનો ઉઠાવ કરાવવામાં તેમજ એ વર્ગ વિષે માહિતી ફેલાવવામાં એઓ આગેવાન ભાગ લે છે. ગં. સ્વ. જમનાબેહેન સક્કાઇનાં અવસાન પછી તેમનું સ્મારક કરવા તથા તે માટે નાણા ઉઘરાવવામાં ઘેર ઘેર ફરી શ્રમ લઇ એમણે સારી સહાય કરી છે તેમજ પોતાને ત્યાંથી ઉદાર હાથે નાણું અપાવ્યું છે. સ્વર્ગસ્થની ખોટ સ્ત્રી મંડળને ન પડે એ વિષે એઓ ખાસ કાળજી રાખે છે. મંડળ તરફથી ચાલતા વર્ગોમાં વખતો વખત હાજરી આપી પોતાથી બનતી દેખરેખ રાખે છે તથા આપ્તજનોનાં યુવતિઓને તેમાં મોકલવા પ્રયત્ન કરે છે.

સુરતી દશા પોરવાડ હિતેચ્છુ સભાના સ્ત્રી કેલવણીનાં પ્રયાસનાં તેઓ સબલ પોષક છે. સભાના મેલાવડાઓમાં હાજર રહી બીજાં સન્નારીઓને તેમાં જવાની પ્રેરણા કરે છે. યુવાન સ્ત્રી વર્ગનો સંસાર સંસ્કારી, ઉત્સાહી, ઉદ્યમી તથા સમાજોપયોગી કરવાની સભાની યોજનાઓ અમલમાં મુકવા માટે એઓ જાતે તથા આપ્તવર્ગદ્વારા સફલ પ્રયાસ કરે છે. ભરત, ગુંથણ વિગેરેના નમુનાઓ તપાસવાની કમિટીઓનાં સભ્ય તરીકે તથા સભા તરફથી થતાં સંમેલન તથા પ્રીતિભોજનની ખટપટ એઓ હોંસથી ઉઠાવી લે છે. એમનાં સભાનાં કાર્ય પ્રત્યેનાં પરિશ્રમ તથા લાગણીઓ માટે સભાનાં દફતરોમાં તથા છપાએલા રીપોર્ટોમાં યોગ્ય નોંધ લેવામાં આવે છે.

એમનો સ્વભાવ શાંત, નિખાલસ, આનંદી, સાદાઇ ભરેલો, લોભ, ગર્વ અને દંભ રહિત અને મમતાળુ છે. શ્વસુર ગૃહમાં સુખના તેમજ દુઃખના દિવસોમાં એઓ પરમ સંતોષ અને આનંદ સહિત રહ્યાં છે અને ટુંકી બુદ્ધિવાળી સ્ત્રીઓની માફક ક્ષુદ્ર વસ્ત્રાલંકારોના લોભથી અથવા રૂઢીથી આરૂઢ થએલાં પરંતુ હાલની સ્થીતિમાં હાનિકારક થઇ પડતાં વ્યવહાર લોકલાજે ચાલુ રાખવા માટે ખોટા ઝઘડા ઉભા કરી પોતાને તેમજ કુટુંબને કોઇ દિવસ એમણે કલેશ કર્યો નથી. એમનાં સાસુ, સસરા તથા મોટા સસરાની પોતાના માતપિતા પ્રમાણે એઓ આજ્ઞા પાળતાં અને સેવા કરતાં તેમજ તેઓની તથા પોતાની સ્વર્ગસ્થ પુત્રીઓની માંદગીમાં તેમની યથાયોગ્ય સુશ્રૂષા કરવા કાંઇ પણ કંટાળા વગર અને તેમના રોગો અસાધ્ય હોવાની જાણ થયા પછી પણ દ્રઢતા અને ધૈર્ય રાખી સદા તત્પર રહેતાં. આજ પ્રમાણે કુટુંબમાં, પીયેરમાં તેમજ મિત્રો અને આપ્ત મંડળમાં શુભાશુભ પ્રસંગે પોતાથી બની શકતાં કામ–સેવા રાજીખુશીથી એઓ ઉપાડી લે છે. હમેશ પતિપરાયણ રહી પોતાનાં પતિવૃત્ય ધર્મોનું કાળજી સહિત એઓ સદા પાલન કરે છે. પોતાનાં ત્રણે પુત્રીઓ તથા દોહિત્રીને ઉત્તમ અને સુશીલ ગૃહિણીને યોગ્ય ગૃહ વ્યવસ્થાનાં અનુભવ સહિત શિક્ષણ તથા ધર્મ અને નીતિનાં સાદાં નિયમોનો બોધ પોતાનાં ઘરમાં પોતાને હાથે આપી ઉછેર્યાં છે. આ શિક્ષણ અને બોધ તથા માતાનાં પોતાનાં સદવર્તનના અનુભવથી સંસ્કારિત પુત્રીઓએ પોતાનાં લગ્ન બાદ સાસરામાં પતિવૃતા, આજ્ઞાધારક અને ચતુર ગૃહિણીઓ બની પોતાનાં ઉચ્ચ સદ્‌વર્તનથી બન્ને કૂળોને પરમસંતોષ અને આનંદ આપ્યો છે. પુત્રવધુને પણ પોતાની પુત્રીને સ્થાને ગણી કુટુંબને દીપાવે એવું ગૃહશિક્ષણ એઓએ આપ્યું છે.

એઓ સ્વભાવતઃ ધાર્મિક અને ઇશ્વરપરાયણ વૃત્તિના છે. ટુંક કેલવણી તથા જૂની સંસ્કૃતિમાં ઉછર્યાં છતાં ખોટા હાનિકારક વેહેમોને પોતાનાં સંસ્કારિત મનમાં એમણે બીલકુલ અવકાશ આપ્યો નથી. એમના વિચારો, બોલીચાલી તથા બાલકોના શિક્ષણમાં નવી તેમજ જૂની સંસ્કૃતિનું કલ્યાણકારક મિશ્રણ થયેલું સહજ જણાઇ આવે છે. સાસુ, સસરા તથા પતિના વેંદાંતવિદ્યાના અધ્યયનની એમનાં મન ઉપર પણ સારી રીતે અસર થવા પામી છે. સૌંદર્યવાન, ગુણવાન બાળક દોહિત્રનો તથા બબ્બે યુવાન પરણેલાં પ્રજા પામેલાં યુવાન પુત્રીઓના મરણોનાં કારી ઘા વખતે તેમનો શોક ક્ષુદ્ર સ્ત્રીઓ પેઠે અણઘડ રડવા કુટવાના રિવાજને નિર્થક લંબાવીને એમણે કીધો નથી પણ પરંમશાંતિ રાખી પોતાનું દુઃખ મનમાંજ શમાવી બીજા કોઇને પોતાના હૃદયની સ્થિતિની જાણ થવા એમણે દીધી નથી અને અનિવાર શોક કર્યા કરવા કરતાં બીજાં બાળકોને તથા પતિને આશ્વાસન આપવાનો એમણે ધર્મ જાણ્યો છે. માત્ર એ દુઃખને અંતે સાંસારિક અને સામાજિક વિષયોપરત્વે ઉચિત વૈરાગ્યનું એમણે ગ્રહણ કર્યું છે.

પોતાના સુવિચારો તેમજ પતિની આજ્ઞાને અનુસરી જવાની એમની વૃત્તિને લીધે રા. ત્રિભુવનદાસના સામાજિક વિચારો અને પ્રવૃત્તિઓમાં એમના તરફથી કોઇ દિવસ વિરૂદ્ધતાનું દર્શન થયું નથી એટલુંજ નહી પણ ઉલટું ઘણીવાર સહાય અને ઉત્તેજન મલ્યા કરે છે. ન્યાતિમાં જે સમયે નાની વયમાંજ બાળકીઓનાં લગ્નો કરી દેવાનો પ્રથા હતો ત્યારે પોતાના પતિની ઇચ્છાને અનુસરી પોતાનાં જ્યેષ્ઠ પુત્રી (સ્વ. સૌ. જયમતિ રંગીલદાસ લાલા)ને મોટી ઉમ્મર સુધી કુંવારાં રાખવા એમણે હિમ્મત કરી હતી અને હિતશત્રુ સંબંધીઓનાં વખત

કવખતનાં ટાણું તથા અન્ય જ્ઞાતિનાં સ્ત્રીઓની કાતર જેવી જીભ અને અવિચારી નિર્દય કુથલીઓ સર્વ એમણે મુંગે મોઢે સહન કર્યાં હતાં. વૃદ્ધ શ્વસુરના અવસાન વખતે ઘરની આબરૂનો ખોટો વિચાર કોરે મુકી તેરમાનો વરો નહીં કરવામાં તેમજ પેટ આવેલાં સીમન્તમાં ખોટો ખરચ નહીં કરવામાં અન્ય સ્ત્રીઓની માફક કલેશ નં કરતાં અંતઃકરણપુર્વક પોતાના પતિના વિચારોને અનુમતિ આપી તેમને સહાયભૂત થઇ રહ્યાં હતાં. આર્યસંસારના હાલના ક્રાંતિનાં સમયમાં એઓ નમુનાદાર ગૃહિણી, ક્રિયાશીલ માતા, સહાયક પત્નિ અને ઉદાર વૃત્તિના આગેવાન બની પોતાનાં ઉભય કુળો તથા જ્ઞાતિનાં ભૂષણરૂપ છે.

પરોપકારમાં નિર્લોભ અને નિષ્કામ વૃત્તિથી યથાયોગ્ય દાન કરવા તરફ એમનાં મનનું વલણ રહે છે. એમના પિતૃગૃહથી મળેલાં ધનમાંથી તેમજ પતિનાં ધનમાંથી અનાથાશ્રમો, પાઠશાળાઓ તથા એવી લોકોપયોગી સંસ્થાઓમાં કાંઇ પણ આડંબર રાખ્યા શીવાય એઓ દાન કર્યાં કરે છે.

એમનું શરીર એકવડું, ઊંચા કદનું અને ઘઉંવર્ણું છે. પાંત્રીશ વર્ષની વય સુધી એઓ પ્રાયશઃ રોગગ્રસ્ત રહેતાં ત્યાર પછી ઇશ્વર કૃપાથી એઓ ઘણુંખરું નિરોગી પ્રકૃતિનું સુખ ભોગવે છે. આંખોનો વ્યાધિ એમને લગભગ બાલપણથીજ છે પરંતુ તે પણ ઉતરતી વયમાં વધવા પામ્યો નથી.

---

# શેઠ ઘેલાભાઈ મનોરદાસ.

**જન્મ સં. ૧૮૯૦ ના વૈશાખ સુદ ૮ (સને ૧૮૩૬ ના મે.)**
**અવસાન સં. ૧૯૬૨ ના ભાદરવા વદ ૧૨ (સને ૧૯૦૬ ના સપ્ટેમ્બર.)**

શેઠ ઘેલાભાઈ મનોરદાસનો જન્મ સુરતમાં થયો હતો અને મેહેતાજીની નીશાળમાં આંક, મુળાક્ષર, નામુ વિગેરે શીખી સુરતમાં સુમારે સં. ૧૯૧૦ ના સાલ સુધી ખાનગી ગુમાસ્તી વિગેરે કરતા. એમનું કુટુંબ નિર્ધનવસ્થામાં હતું પણ સં. ૧૯૧૦ માં તેઓ પોતાના બનેવી શેઠ હરજીવનદાસ જગજીવનદાસ મુકાતી (શ્રીમતિ દયાકોરના પિતા)ની તેમના છેલ્લા મંદવાડમાં સુશ્રૂષા કરવા મુંબઈ આવેલા ત્યારથીજ મુંબઈમાં રહી રૂ, સુતર તથા શેરોનો વેપાર સંબંધીઓનાં સહાય અને સલાહ અને પોતાની કુશલ બુદ્ધિના યોગે કરવા લાગ્યા હતા અને તેમાં તેઓએ સારી લક્ષ્મી સંપાદન કરી હતી. સંવત ૧૯૪૦ માં શેઠ મોરારભાઈ વીજભુખણદાસ માલવીના સ્વર્ગવાસ પછી તેમનાં પત્નિ અને પોતાનાં ભાણેજ શ્રીમતિ બાઈ દયાકોરને પોતાના લાંબા અને પાકટ અનુભવથી તથા વ્યવ્હાર નિપુણ દીર્ઘદ્રષ્ટિથી તેમના કાર્યભારમાં સહાયરૂપ થઈ પડયા હતા તેમજ શેઠ મોરારભાઈએ ફરમાવેલા ધર્માદાનાં કાર્યો તથા બાઈ દયાકોરે સ્વેચ્છાથી ધર્માદાનાં કાર્યો કર્યા હતા તેમાં એમણે યોગ્ય અને કીમતી સલાહ આપી હતી. એમનાં બે વખત લગ્ન થયાં હતાં. પ્રથમ પત્નિનાં બે પુત્રીઓ (શેઠ મનુભાઈ રંગીલદાસ તથા સ્વ. શેઠ નટવરલાલ મગનલાલનાં માતુશ્રીઓ) હતાં. તેમના અવસાન પછી તેમનું બીજું લગ્ન શ્રીમતિ લક્ષ્મીબાઈ (હાલ વિદ્યમાન છે) તેમની જોડે થયું હતું. તેમને પેટે સંતાન થયું નથી. તેમનાં પત્નિનાં અવસાન વખતે તેમનાં બે પુત્રીઓ અત્યંત કોમળ વયની બાળકીઓ હતાં તેમજ પાછળથી એ બન્ને પુત્રીઓ પણ નાહાનાં બાળકો મુકી દેવલોક થયાં હતાં તેથી એમનાં બાળક પુત્રીઓ તથા દોહિત્રોને ઉછેરવાનું કાર્ય તેમનાં ભાણેજ શ્રીમતિ બાઈ દયાકોરે ઉઠાવી લીધું હતું.

સંવત ૧૯૬૦ (સને ૧૯૦૪) માં શ્રીમતિ બાઈ દયાકોર દેવલોક થયા બાદ પોતાનાં દોહિત્રોને મોહોટા કરવાનું કાર્ય એમણે તથા એમનાં પત્નિએ યથાયોગ્ય બજાવ્યું હતું. સં. ૧૯૬૧ માં શ્રીમતિ બાઈ દયાકોરના સ્મર્ણાર્થે મોરારબાગ બાંધવામાં રૂપૈયા છવીશ હજાર તથા શ્રીમતિ બાઈ દયાકોરના નામથી વિદ્યોત્તેજક ફંડ સ્થાપવા માટે રૂપૈયા ચોવીસ હજાર મલી રૂપૈયા પચાશ હજારની મોટી રકમ એમણે ન્યાતિને અર્પણ કરી હતી તથા એમની સલાહથી એમનાં બેન બાઈ ફુલકોર તે શેઠ હરજીવનદાસ જગજીવનદાસ મુકાતીના પત્નિએ મહાલક્ષ્મીતાની છઠ્ઠી (ભાદરવા વદ ૧૩) ને દીવશે તેઓના નામથી મુંબઈની ન્યાતિમાં એક ઉજાણી કરવા માટે રૂપૈય અઠાવીસસોને આશરેની રકમ ન્યાતિને ભેટ આપી હતી. એઓ સ્વભાવે શોખી, ઉદાર, દીર્ઘદ્રષ્ટિ તથા મેહેનતુ હતા તેમજ વ્યવહારમાં પાવર્ધા હતા.

એઓને વૃદ્ધાપકાળમાં રસવિકારનો બુરો વ્યાધિ લાગુ પડયો હતો અને તેથી એમનાં જીવનનાં છેલ્લાં પાંચેક વર્ષ એઓ ઘરની બહાર નીકળી શકતા નહોતા અને એજ રોગને પરિણામે એમની બોંતેર વર્ષની વયે સં. ૧૯૬૨ ના ભાદરવા વદ ૧૨ ને દિવશે એમણે પોતાનો દેહ જગત્કર્તાને સ્વાધિન કર્યો.

ત્રિ. ન. મા.

## શેઠ નટવરલાલ મગનલાલ મોદી.

### જન્મ સં. ૧૯૭૪ ના ચૈતર વદ ૩ (૧૮૯૧ નો એપ્રીલ)
### અવસાન સં. ૧૯૭૫ ના શ્રાવણ શુદ ૪ (૧૯૧૯ ની તા૦ ૮ મી ઓગસ્ટ.)

સ્વ: નટવરલાલનો જન્મ સુરતના સંભાવિત વકીલ ખાનદાનમાં શેઠ મગનલાલ ગુલાબદાસને ઘેર ઉપરોક્ત દિવસે થયો હતો. એમનાં માતુશ્રી સ્વ: શ્રીમતિ મોતીગૌરી શેઠ ઘેલાભાઇ મનોરદાસના બીજી પુત્રી હતાં અને શેઠ મોરારભાઇ વીજભુખણદાસ માલ-વીનાં પત્નિ શ્રીમતિ દયાકોરબાઇએ તેમને બાળવયમાંથી પોતાનાં ઘરમાં રાખી મોટાં કર્યાં હતાં એટલે સ્વ: નટવરલાલનો જન્મ દયાળ માલવીની વાડીમાં શેઠ મોરારભાઈના ઘરમાંજ થયો હતો. એમના માતુશ્રી એમને સાડાત્રણ વર્ષની અત્યંત કોમળ વયના મુકી દેવલોક થયાં હતાં અને એઓએ છેક નહાનપણથી મુંબાઇમાં શ્રીમતિ દયાકોરબાઇ સાથે તેમનાં ઘરમાં રહી પોતાનું સમગ્ર જીવન વ્યતીત કર્યું હતું. શ્રીમતિ દયાકોરબાઇ તેમને મોટાં થતાં સુશિક્ષિત, સદ્‌ગુણસંપન્ન તથા ધાર્મિક થાય એવી કેલવણી તેમને સારી શાળાઓમાં મુકી તથા ઘેર હુશીઆર શિક્ષકો રાખી તેમજ પોતે ખાનગી બોધથી આપી ઘણી કાળજી તથા સંભાળથી ઉછેર્યાં હતાં. તેમનું શરીર આરોગ્ય અને સુદ્દઢ કરવા તેમને કસરતની પણ ટેવ પાડી હતી. સ્વ: નટવરલાલ પરિણામે સુશીલ, ચાલાક તથા આશાજનક યુવાન નીવડયા હતા.

એમની તેર વર્ષની વયે શ્રીમતિ બાઇ દયાકોરનું અવસાન થયું. ત્યારબાદ તેમના માતામહ શેઠ ઘેલાભાઇ તથા તેમનાં સુશીલ પત્નિ લક્ષ્મીબાઇએ એમને પ્રથમ પ્રમાણેજ સઘળી રીતે પાળ્યા પોષ્યા હતા.

સ્વર્ગસ્થે મુંબઇ યુનીવર્સીટીની ઇન્ટમીર્જીયેટ આર્ટસની પરિક્ષા પસાર કરી હતી અને ત્યારબાદ પોતાના મરણ પૂર્વે ત્રણ ચાર વર્ષ સુધી શેઠ મનુભાઇ રંગીલદાસ જોડે ભાગમાં ધી એલાયન્સ કોટન મેન્યુફેક્ચરીંગ કમ્પની લીમીટેડના એજંટો તરીકે મેસર્સ મોરારભાઇ વીજભુખણદાસની કમ્પનીના નામથી ઘટતી લાયકાત અને બાહોશીથી વહીવટ કર્યો હતો. સુરતી દશા પોરવાડ હિતેચ્છુ સભાના એઓ સભાસદ હતા અને સભાના કાર્યમાં એઓ પોતાથી બનતી બુદ્ધિપૂર્વક સેવા અર્પણ કરતા હતા અને સભાની વ્યવસ્થાપક મંડળીના સભ્ય તથા ખજાનચી તરીકે સંતોષપૂર્ણ કામ કર્યું હતું. સભાના કામમાં ઉત્સાહ લેતા હતા તથા વખતો વખત પ્રસંગ આવતાં ફંડમાં નાણા ભરવા ચુકતા નહી. એઓએ શ્રીમતિ દયાકોરબાઈ વિદ્યોત્તેજક ફંડના તથા શેઠ મોરારભાઇ તથા શ્રીમતિ બાઇ દયારકોરનાં સઘળાં ધર્માદા ખાતાંઓના ટ્રસ્ટી તરીકેનો વહીવટ વયમાં આવતાં ઉપાડી લીધો હતો. એમની પેઢી તથા ઓફીસમાં ન્યાતિના યુવા-નોને કામ શીખાડી પોતાને ત્યાં અથવા બીજે ઠેકાણે વ્યવસાયનો બંદોબસ્ત કરી દેવાની પ્રથા એમની તથા શેઠ મનુભાઈની સમ્મતિથી રાખવામાં આવી છે.

શ્રીમતિ બાઇ દયાકોરના સ્વર્ગવાસ પછી તેમની તથા શેઠ મોરારભાઇની મોટી મીલ્કતમાંથી એમને હિસ્સો પ્રાપ્ત થયો હતો અને એક ઉંચ કુટુંબના શ્રીમંત અને યુવાન સદ્‌ગૃહસ્થને સર્વે રીતે છાજતાં ઉદારતા, પ્રમાણિકપણું તથા ઉપયોગી અને

પરોપકારી જીવનથી માતાપિતાના કુટુંબો, શ્રીમતિ બાઇ દયાકોરનાં શિક્ષણ તથા પોતાની લક્ષ્મી એ સર્વેને પોતાનાં અલ્પ આયુષ્યકાળમાં સારી રીતે દીપાવ્યાં હતાં.

કુમસનું બાઇ દયાકોર સેનીટેરીયમ બાંધતાં ઇમારતને માટે કાઢેલી રકમ ખુટી પડવાથી તેમજ સુરતના બાઇ દયાકોર ઓબ્સ્ટેટ્રીક વાર્ડ (સુવાવડની ઓસ્પીટલ) માં નિયત કરેલી રકમ કરતાં વધારે નાણાની જરૂર લાગવાથી બંને સંસ્થાઓમાં પડતી ખુટમાં પોતાનો હિસ્સો હોંસથી આપ્યો હતો. વળી શેઠ ત્રિભુવનદાસ નરોત્તમદાસ માલવી તથા શેઠ મનુભાઇ રંગીલદાસ જોડે મલીને સુરતની સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીની આર્ટસ કોલેજમાં શેઠ મોરારભાઇ વીજભુખણદાસ માલવીનાં નામથી એક સેંન્ટ્રલ હોલ બાંધવા માટે રૂપૈયા પંદર હજાર આપ્યા હતા તથા સોસાયટીને રૂપૈયા એક હજારનું દાન કરીને સોસાયટીના તેઓ પેટ્રન (આશ્રયદાતા) થયા હતા.

એમનાં બે વાર લગ્ન થયાં હતાં અને એમનાં બીજી પત્નિના એક પુત્ર તથા પુત્રી છે. કમનસીબે સને ૧૯૧૯ ના મે મહીનામાં એમને અસાધ્ય પંડુ રોગ ( Pernicious Anæmia ) ની પીડા લાગી અને તેમાંજ તેઓ નાસકમાં હવા ફેર ગયા હતા ત્યાં ત્રણ માસ બાદ એમનું અઠ્ઠાવીસ વર્ષની ભર યુવાન વયે અત્યંત દુઃખકારક અવસાન થયું હતું. એમનાં રોગની નિવૃત્તિ માટે પરાકાષ્ઠાનો વ્યય કરવામાં આવ્યો પણ સઘળો વ્યર્થ ગયો અને વૃદ્ધ માતામહી તથા પિતામહી, સગા ભાઇ જેવા પ્રિય સંબંધી શેઠ મનુભાઇ રંગીલદાસ, એક બાળ વિધવા, અને બે કોમળ વયના સંતાન વિગેરે સર્વ આપ્ત મંડળને ઉંડા શોક સમુદ્રમાં બુડાડી કરાલ કાળના ભોગ થઇ પડયા હતા. ઇશ્વર એમના અમર આત્માને ચિર શાંતિ આપો! એમના સ્મારક માટે શેઠ મનુભાઇએ સભા તરફથી પ્રતિવર્ષ બેસતા વર્ષને ટાંકણે ધાર્મિક મેળાવડો કરવામાં આવે છે તેના ખર્ચ માટે જાયુકમું ફંડ કરી આપ્યું છે.

ત્રિ. ના. મા.

# સ્વ: શેઠ હરકીસનદાસ મોરારદાસ નાગર ડાધુવાળા.

(લખનાર :—નરોત્તમદાસ છબીલદાસ મહેતા.)

સુરતની નાગર ડાધુની વાડીથી સુરતનો કોઈપણ વણીક અજાણ્યો નહી હોય. ખસુસ કરીને આ ન્યાતના દરેકને એ નામ મશહુર છે. કેટલાં વર્ષો થયાં શાહાપોરમાં આવેલી આ વાડી આ ન્યાતનાં જમણો માટે વપરાતી આવી છે. અસલના વખતમાં સુરતમાં જમણવારો માટે ભાગ્યેજ વાડીઓ હતી ને લગભગ બધી જમણવારો જાહેર રસ્તાઓપર થતી હતી આવા સંજોગોમાં આ વાડી પોરવાડ ભાઇઓને અને તેમાં ખસુસ કરીને માછલીપીઠ જેવા પારસીઓની ગીચ વસ્તીવાળા ભાગોમાં રહેનારાઓને એક મોટા આશિર્વાદ સમાન થઇ પડી હતી, ને હજુ પણ તેમજ છે.

આ વાડી નાગર ડાધુની વાડીના નામથી ઓળખાય છે. શેઠ નાગર ડાધુ આપણી ન્યાતના વયોવૃદ્ધ ગ્રહસ્થ શેઠ રંગીલદાસ કરસનદાસ લીમડીના મોસાળ તરફના વડવા થતા હતા. થોડાજ વખત પહેલાં વાડીની કુંચી સુદ્ધાં એમને ત્યાંજ રહેતી હતી.

આ વાડી શેઠ રંગીલદાસના માતામહ સ્વર્ગવાસી શેઠ હરકીસનદાસ મોરારદાસે આપણી ન્યાતને બક્ષીશ આપી હતી. તેઓ નાગરદાસ ડાધુના પ્રપૌત્ર થતા હતા. એમનો જન્મ સંવત ૧૮૩૪ માં ને મૃત્યુ સંવત ૧૯૦૦ માં થયાં હતાં. એમનો વ્યવસાય કુટુંબમાં વંશ પરંપરાથી ચાલતો આવેલો આરબોના મોતીના દલાલનો હતો. આ ધંધામાં એમણે સારી દોલત ને નામના મેળવેલી હતી તથા તે વખતમાં આઠ દશ લાખના આસામી કહેવાતા હતા. ઘરમાં પાલખી, ઘોડાગાડી વિગેરે હતાં. તેઓ પોતે ઘણા ધર્મચુસ્ત ને પાકા વૈષ્ણવ હતા.

શેઠ નાગરદાસના શાહાપોરના રહેવાના મકાનની પાસે તાંતવાડી હતી જ્યાં મુસલમાનોની વસ્તી હતી. ઘણીવાર એવું બનતું કે કાગડા મુસલમાનોનાં ઘરમાંથી માંસ કે હાડકાના કટકા ઉંચકી લાવી એમનાં ઘરની અગાસી કે ચોકમાં નાખી જતા. કુદરતી રીતે આવા ધર્મચુસ્ત માણસને આથી ઘણો કચવાટ પેદા થતો. હમેશની આ પીડા દુર કરવા શેઠ નાગરદાસે આસપાસના તાંતવાડાના બધાં ઘરો એક પછી એક વેચાતાં લઇ લીધા ને પાછળથી ત્યાં આગળ એક વાડી બંધાવી. જે વાડી નાગરદાસ ડાધુના નામથી ઓળખાવા લાગી ને હજુ પણ ઓળખાય છે. આ વાડી બંધાયા પછી વણિકોની બધી ન્યાતોને વપરાવા અપાતી હતી. શેઠ હરકીસનદાસે પોતાના અવસાન વખતે પોતાને પૂત્ર સંતતિ ન હોવાથી કેટલાક ન્યાતી ભાઇઓની સુચનાથી એ વાડી ન્યાતને આપી જવાનું જાહેર કર્યું ને તે મુજબ તેમનાં મરણનાં બે વરસ પછી વાડી ન્યાતને સોંપાઇ હતી.

વાડી શીવાય વાડી તથા એમનાં રેહેવાનાં ઘર (જેમાં હાલ તેમના દોહિત્ર અને વારસ શેઠ રંગીલદાસ લીમડી સહકુટુંબ રહે છે) ની વચ્ચે શેઠ હરકીસનદાસે એક નાહાનુ સરખું શિવાલય હિંદુ પ્રજાને માટે બંધાવ્યું હતું.

શેઠ નાગરદાસે સુરતના અશ્વિનીકુમારના પવિત્ર સ્થળ ઉપરના સ્મશાનમાં ડાઘુઓને આરામથી બેસવા માટે એક જગ્યા લઇ મકાન બંધાવી આપ્યું તે ઉપરથી એમને લોકો "ડાધુ". કહેવા લાગ્યા હતા અને વખત જતાં એ ઉપનામ એમના કુટુંબની અટક થઇ પડી હતી.

# સ્વ. શેઠ પરભુદાસ વલ્લભદાસ વકીલનું સંક્ષિપ્ત જીવન ચરિત્ર.

(લખનાર—જેકીસનદાસ મોરારભાઇ વકીલના.)

આ યશસ્વી પુણ્યશાલી મહાપુરૂષનો જન્મ નિર્ધન માબાપને પેટે સુરતી દશા પોરવાડ જ્ઞાતિમાં થયો હતો. તેમના પિતા શેઠ વલ્લભદાસ હરિદાસ મોદીનો ધંધો કરતા હતા અને તે કારણથી મોદીના ઉપનામથી એ કુટુંબ તે વખતે ઓળખાતું હતું. સ્વ. શેઠ પરભુદાસનો જન્મ સવંત ૧૮૫૧ માં એટલે આજથી લગભગ ૧૨૫ વર્ષ અગાઉ થયો હતો. તે સમયની પરિસ્થિતિનો આજે વિચાર કરતાં સહજ સમજાશે કે આજે જે વિસ્તારમાં કેલવણી તથા વિદ્યાનો પ્રકાશ વણિકોમાં તથા બીજા વર્ગોમાં પ્રસરેલો છે તેનાથી એક શતાંશ પણ તે વખતે નહોતો. તે સમયના વણિકોનો વિદ્યાનો આદર્શ વાંચવા લખવામાં તથા વ્યવહારોપયોગી હિસાબ જાણવામાં તથા નામું લખવામાં સમાયલો હતો. તેવા સમયમાં બ્રિટીશ સરકારે સ્થાપેલી કોર્ટ જે તે વખતે સદર અદાલતના નામથી ઓળખાતી હતી તેમાં વકીલની સનંદ મેળવી, તેમાં વકીલાત કરી જે યશ, પ્રતિષ્ટા, સમૃદ્ધિ તથા લોકમાન્યતા સ્વર્ગસ્થે મેળવ્યાં હતાં અને જે અદ્યાપિ ચિરસ્થાઇ તથા સ્મરણીય રહયાં છે તે તેમની નૈસર્ગિક બુદ્ધિ, ઉચ્ચ ચારિત્ર્ય, તથા મનોબળને આભારી છે. જેમ એક કવિએ કહ્યું છે કે, "*क्रियासिद्धिः सत्वेभवति महतां नो पकरणे*" એટલે મહા પુરૂષોના કાર્યની સિદ્ધિ તેમનાં સત્વ ઉપર આધાર રાખે છે, તેમનાં સાધન સામગ્રી ઉપર રાખતી નથી—એ સૂત્ર એમના જીવન ક્રમમાં સર્વાંશે સાર્થક ઉતર્યું છે. એમની ઓજસ્ શક્તિ એટલી બળવાન કેહેવાતી હતી કે સાધારણ મનુષ્ય એમની સન્મુખ ઉભો રહી વાત કરતાં પણ ડર ખાતો. તે સમયે ન્યાતમાં વિધવિધ પ્રસંગે અનેક ન્યાતો જમાડવાના ખર્ચાળુ રસમ હતા તે રસમો એમણે કમી કરાવ્યા હતા. એ શુભ કાર્યમાં એમને અત્યંત મેહનત તથા મુશ્કેલીઓ વેઠવી પડેલી તેમજ ન્યાતીના અણસમજુ વર્ગ તરફથી માનભંગ તથા અશ્લીલ શબ્દોનો વર્સાદ પણ સ્હેવો પડેલો. કર્ણપરંપરાથી એવું શ્રવણ કરવામાં આવે છે કે એમણે તથા ન્યાતના બીજા આગેવાન શેઠ રામદાસ પુરૂષોત્તમદાસ મામાએ એકવાર ન્યાતનાં સ્હાજનમાં જમણવારોની સંખ્યા ઓછી કરવા માટે વિવાદ ચલાવ્યો હતો તે વખતે ન્યાતના એક બીજા ગ્રહસ્થ જેઓ તે વખતે સુતર તથા રૂનો ધંધો કરતા હતા તેમણે વિરૂધ પડી પક્ષ ઉભો કરી ન્યાતનું સ્હાજનું વીખેરી નાંખ્યું હતું અને ઉપલા બન્ને ગ્રહસ્થોનો પ્રયાસ નિષ્ફળ કર્યો હતો, તે વખતે મુગલી સરાહમાં સ્હાજનુ મળતું હતું ત્યાંથી તે ઠેઠ શાહાપોર સુધી આખે રસ્તે ન્યાતના લોકો વિરોધી ભાઇની વાહવાહ બોલતા તથા પરભુદાસ અને રામદાસને અપ શબ્દોથી વધાવતા પોતાને ઘેર ગયા હતા. એવી પરિસ્થિતિ છતાં પણ લોક નિંદાથી ડરી નહીં જતાં પોતાના પ્રયાસમાં વિજય મેળવતાં સુધી તેમાં મક્કમપણે તથા દ્રઢતાથી વળગી રહેતા અને ન્યાતિલાઓનું હિત કરતા. તેઓ કેહેતા હતા કે આપણાથી ધન ખર્ચી પરોપકાર ન કરી શકાય તો તન તથા મનથી તો અવશ્ય યથાશક્તિ તેમ કરવાની આપણી કર્તવ્યતા છે. એ સૂત્ર મુજબ ન્યાતમાં ઉભી થતી તકરારો તથા ન્યાતીલાઓ તેમજ બીજાઓ વચ્ચેના

ટંટાઓનો નિઃસ્વાર્થ બુદ્ધિથી મધ્યસ્થ થઈ પોતાનાં નર્મમર્મિક ચાતુર્ય, હિંમત અને કાર્યદક્ષતાથી નીવેડો લાવતા.

શેઠ પરભુદાસ ઉંચે દરજ્જે ચઢયા હતા તો પણ તેમની ધર્મ પરાયણતા તથા સાદાઈ છેવટ સુધી કાયમ રહી હતી. ગૌમાતાને દૈવત ગણી તેની પરિચર્યા હમેશ કરતા. દર રોજ શ્રી બાલકૃષ્ણજીના મોટા મંદિરે તથા ન્યાતના ઇષ્ટદેવ શ્રી લક્ષ્મીનારાયણના મંદિરે પોતાના નિત્ય નિયમપ્રમાણે દર્શન કરવા જતા. સુરતનાં શ્રી બાલકૃષ્ણજીના મંદીરમાં દર સાલ ઓચ્છવમાં તેનું વ્યાજ વાપરવા માટે રૂ. ૨૦૦૦) ની રકમ એમણે અર્પણ કરી હતી. તથા શ્રી લક્ષ્મીનારાયણના મંદિરમાં નિત્યનો રાજભોગ વ્યાજમાંથી કરવા માટે રૂ. ૧૨૦૦) ની રકમ ન્યાતને આપી હતી. પોતાનો લાગવગ અને ઓળખાણનો ઉપયોગ કરી સગા, સ્નેહી અને ન્યાતિ બંધુઓને સારે ઠેકાણે નોકરી ધંધાએ તેઓ લગાડતા. સુરતના પ્રસિદ્ધ પારસી એંટી કુટુંબમાં મિલ્કત સંબંધી મોટો ઝગડો ઉભો થયો હતો તેમાં એક પક્ષ તરફથી એઓ વકીલ હતા. તે કામમાં એમ કહેવાય છે કે તેમની ફીના રૂપીયા તેમના કુલ ગાડામાં લાવ્યા હતા. પરંતુ પોતાના કુળનો વિજય થવાથી ઇનામની જે મોહોટી રકમ મળેલી તેનો અંગત લાભ નહીં લેતાં, તેમણે તાપી નદી પર મુલ્લાં ખડકી આગળ એક ઓવારો પોતાના નામથી બંધાવ્યો છે જે અદ્યાપિ મોજુદ છે અને તેનું સમારકામ તેમના વંશજો તરફથી વખતો વખત કરાવવામાં આવે છે. એમણે પોતાની હયાત બે દીકરીઓને, તથા સ્વ. બે દીકરીઓના દીકરાઓને સ્થાવર મીલ્કતો (વાડીઓ તથા દુકાનો) તેમને તથા તેમના વંશજોને તેની આમદાનીના ઉપભોગ માટે આપી હતી.

શેઠ પરભુદાસ શરીરે ગૌરવર્ણના, બેઠા ઘાટના તથા દઢ બાંધાના હતા. તે વખતના રીવાજ મુજબ બહાર નીકળતા ત્યારે તથા અદાલતમાં જતા ત્યારે મુગલાઈ પોષાક એટલે જામો પેહેરતા તથા કમરે પીછોડી બાંધતા. સ્વભાવે શાંત તથા મિતાહારી હતા અને શરીર પ્રકૃતિ સારી રીતે સાચવી હતી. પંચોતેર વર્ષનું દીર્ઘાયુષ તથા યશસ્વી જીવન ભોગવી સંવત ૧૯૨૬ ના ભાદ્રપદ માસની શુકલ પક્ષની સપ્તમીને દીવસે બે પુત્રો તેમાં એક પુત્ર શેઠ જમનાદાસ તથા બીજા પુત્ર શેઠ માણેકલાલ તથા બે પુત્રીઓ તથા પૌત્રો તથા પ્રપૌત્રોનું બહોળુ કુટુંબ મુકી આ દેહનો ત્યાગ કેરી ભગવચ્ચરણને પ્રાપ્ત થયા.

# સ્વ. શેઠ જમનાદાસ પરભુદાસનું જીવનચરિત્ર.

(લખનારઃ—જેકીસનદાસ મોરારભાઇ વકીલના).

શેઠ પરભુદાસના જ્યેષ્ઠ પુત્ર શેઠ જમનાદાસનો જન્મ સંવત ૧૮૭૨ ના પોષ વદ ૦)) ને સોમવારે શ્રીમતિ અંબામાને પેટે થયો હતો. તે સમયનું શિક્ષણ ગુજરાતી લખવા, વાંચવા તથા વ્યવહારિક ગણિત જાણવા ઉપરાંત વખતને અનુસરીને વિશેષ ન હતું. એમ કેહેવાય છે કે શેઠ જમનાદાસજીના માતામહ શેઠ મકનનંદલાલને અંગ્રેજીનું સારૂં જ્ઞાન હતું અને તેઓ થાણામાં મીઠાના કલેકટરના હાથ હેઠળ અવલકારકુનની નોકરી કરતા. શેઠ જમનાદાસજી પોતાના માતામહના જેવું અંગ્રેજી જ્ઞાન શિક્ષણદ્વારા પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થયા નહોતા તોપણ અંગ્રેજીમાં કોઇ વાતચિત કરે તો તેનો ભાવાર્થ સમજી શકતા હતા. શિક્ષણ મેળવવાનાં જે બહોળા સાધનો આજે અસ્તિત્વમાં છે તેનો તે વખતે અભાવ હોવા છતાં તેમના નૈસર્ગિક બુદ્ધિબળથી તેમના પ્રતાપી પિતાશ્રીને પગલે ચાલી વકીલની સનદ મેળવી વકીલાતનો ધંધો શરૂ કર્યો હતો. તેમના પિતાશ્રીના વખતમાં વકીલોની જે સંખ્યા હતી તેમાં વધારો થયો હતો અને તેને લઇને હરીફાઇ પણ વધી હતી, છતાં તેમની ગણત્રી ઉંચી પંક્તિના વકીલ તરીકે થઇ હતી અને પોતાની કુનેહ, પ્રમાણીકતા તથા સત્યતા તથા તે સમયના કાયદાના જ્ઞાનની કુશળતાથી એમણે ધંધામાં ઉત્તમ પ્રતિષ્ટા તથા દ્રવ્ય મેળવ્યાં હતા અને શેહેરમાંના સંભાવિત તથા પ્રતિષ્ટિત કુટુંબો એમના અસીલો હતા. એ ધંધામાં એમની પ્રમાણિક્તા ઉંચા પ્રકારની હતી તથા અસીલોના એટલા વિશ્વાસપાત્ર હતા તે પુરવાર કરવાને માત્ર એક ઉદાહરણ પુરતું થઇ પડશે. પ્રસિદ્ધ પાઠકજી કુટુમ્બમાં દત્તક સંબંધી મોટો દાવો તે વખતે કોર્ટમાં ચાલતો હતો તેમાં હાલના પ્રસિદ્ધ સરદાર જનાર્દન પાઠકજીના પિતા સ્વ. રા. વીરભદ્ર હરિભદ્ર પાઠકજી તરફથી એઓ વકીલ હતા તથા સામા પક્ષ તરફથી એમના પિતા શેઠ પરભુદાસ વકીલ હતા. એટલે એકજ દાવામાં પિતા પુત્ર સામસામા વકીલ તરીકે કામ કરતા હતા. એ એક અસાધારણ બનાવ જેવો હતો અને તેમના પ્રમાણીકપણાનો, વિશ્વાસનીયતા તથા ઉચ્ચ ચારિત્ર્યનો ઘણો ઉંચો ખ્યાલ આપે છે. એમના પિતાશ્રી સ્વર્ગવાસી થયા પછી એઓ વકીલાતના ધંધામાંથી ધીરે ધીરે નિવૃત્ત થવા માંડયા.

સુરતની ધી જાફરઅલી મિલમાં સુમારે ૫–૬ વર્ષ ડાયરેકટર તરીકે એઓ જોડાયા હતા અને તેમના વહીવટ દરમ્યાન એ કંપનીના શેરોનો ભાવ ઘણો ઉંચો ગયો હતો અને ભાગીદારો પણ મહોટી વેંહેચણી લેવા ભાગ્યશાળી થયા હતા. જેવી રીતે હાલમાં બીજી કંપનીઓનો વહીવટ એજંસીથી ચાલે છે તેવી રીતે એ કંપનીનો વહીવટ ચાલતો નહોતો પણ હાથ નીચે એક સેક્રેટરી રાખી ડાયરેકટરોની બોર્ડ વહીવટ કરતી હતી.



સ્વ: શેઠ પરભુદાસ વલ્લભદાસ વકીલ.



સ્વ: શેઠ જમનાદાસ પરભુદાસ વકીલ.

ન્યાતનાં જાણીતા માલવી કુટુમ્બના શેઠ હરજીવનદાસ વિજભુખણદાસ તથા શેઠ મોરારભાઇ વિજભુખણદાસ એઓના પિત્રાઇ મસીયાઇ ભાઇઓ થતા હતા. અને તેઓની સાથે તેમાં મુખ્યત્વે શેઠ મોરારભાઇ સાથે એમને ગાઢ પ્રેમ હતો. સંવત ૧૯૨૫ માં શેઠ ત્રિભુવનદાસ નરોત્તમદાસ સાથે લેખકનાં બ્હેન અ. સૌ. જમનાના વિવાહ કરી ઉભય કુટુમ્બ વચ્ચેની પ્રેમગ્રંથી વધારે દઢ થઇ હતી અને ત્યારથી બંને કુટુંમ્બો જાણે એકજ હોય તેમ એક બીજા પ્રત્યે વર્તતા. વિવાહ પ્રસ્તાવથીજ શેઠ ત્રિભુવનદાસ ઉપર એમનો અતુલ પ્રેમ તથા વાત્સલ્ય ભાવ આરૂઢ થયો હતો અને તેમાં દિવસે દિવસે અભિવૃદ્ધિ થઇ સ્વર્ગસ્થ શેઠના અવસાન પર્યંત જેવો ને તેવોજ શ્વશુર જામાતાનો નહીં પણ પિતા પુત્રનો નાતો કાયમ રહ્યો હતો.

વકીલાતમાંથી નિવૃત્ત થયા પછી સામાજિક તથા ન્યાતી લાભ માટે એમની પ્રવૃત્તિ ચાલુ રહી હતી. જ્ઞાતિજનોની તેમજ બીજાઓની તકરારો, ટંટાઓ તથા વાંધાઓનો નીકાલ ઘણી કુનેહથી ઘરમેળે એઓ કરી આપતા અને તેમના ફેંસલાથી બન્ને પક્ષને સંતોષ મળતો. એક ખાનગી લવાદ કોર્ટ તરીકે પોતે કામ કરતા. તકરારોનો નીવેડો લાવવામાં બંને પક્ષમાં જે દોષવાન હોય તેના દોષ કહી પ્રથમ તેને ઝટકતા, જેની જે કસૂર હોય તે તેને સ્પષ્ટ કહી દેતા. સત્ય એમને એટલું પ્રિય હતું અને સ્પષ્ટ વક્તાનો ઉચ્ચગુણ એમનામાં એટલી હદે ખીલવા પામ્યો હતો કે દોષવાનને તેનો દોષ બતાવી તેને કટુ વચન કેહેતાં તેને માઠું લાગશે એવો તેમને બીલકુલ ડર રેહેતો નહીં. " तथ्यौषधं स्वादु हितंच दुर्लभं "॥ જેમ ઔષધ સ્વાદિષ્ટ અને હિતકારી, દુર્લભ હોય છે; તથા " अप्रियस्य तथ्यस्य श्रोतावक्ताच दुर्लभः "॥:" અપ્રિય પણ સત્ય વાત કહેનાર તથા શ્રવણ કરનાર બંને દુર્લભ હોય છે—એ ન્યાયથીજ તથા નિઃસ્વાર્થ બુદ્ધિથીજ દરેકને તેના દોષ બતાવી તેઓ તડફડ નીકાલ કરતા. તે વખતે ન્યાતી ગોર સ્વ. ગિરજાશંકર કૃષ્ણારામ જોષી હતા. તેઓ ઘણાં કુનેહબાજ, સમય સૂચકતાવાળા, વિદ્વાન અને બુદ્ધિમાન હતા. તેમનો ન્યાતમાં ઘણો ભારબોજ તથા લાગવગ હતા ને અને પોતાના યજમાનોના લાભની હંમેશા ચીંતા કરતા. તેમને સાથે રાખી ન્યાતના કામકાજમાં તેઓ ઘણો આગેવાન ભાગ લેતા. એક વખત એવો આવ્યો હતો કે ન્યાતની પૂંજી બહાર ધીરવાથી કેટલીક ડૂબી ગઇ હતી અને ન્યાતના ઓચ્છવો કરવાને નાણાંને ખુટકો પડયો હતો, તે વખતે લગ્ન પ્રસંગે તથા બીજા અવસરે ન્યાતમાં થતા લહાણાપર કિંમતના પ્રમાણમાં ચડ ઉતર કર નાંખ્યો હતો તથા બીજા લાગાઓ નાંખ્યા હતા, અને ન્યાતી ગ્રહસ્થોને અમુક રકમ વ્યાજે રાખવા ફરજ નાંખી હતી; સ્વર્ગસ્થની એ યોજનાથી ખર્ચમાં જે ખુટકો પડતો હતો તેને પહોંચી વળવા ન્યાત સમર્થ થઇ હતી. બહોળા કુટુમ્બમાં ઉત્તરો ઉત્તર અકાળ મરણો થયાં તેથી એમને ઘણું દુઃખ થયું. સંવત ૧૯૪૦ ના ચૈત્ર માસમાં એમના જ્યેષ્ઠ પુત્ર અને લેખકના પૂજ્ય તીર્થરૂપ પિતા શ્રી શેઠ મોરારભાઇ ટુંક બીમારીના ભોગ થઇ પડયા અને વૈકુંઠ ધામને પ્રાપ્ત થયા. એ દુઃખદ બનાવથી એમના તનમનને સપ્ત આઘાત લાગ્યો, અને ત્યાર પછી એમની શરીર પ્રકૃતિ દિનપર દિન શિથિલ થતી ગઇ. વ્યવહારિક પ્રવૃત્તિઓ છતાં એમની ધર્મપરાયણતા પણ અનુકરણીય હતી. સ્વ. પ્રોફેસર ત્રિભુવનદાસ કલ્યાણદાસ ગજ્જરના પિતાશ્રી સ્વ. કલ્યાણદાસ ભાણાભાઇ ગજ્જર એમના

મિત્ર હતા તેમની સાથે પૂ૦ બ્રહ્મનિષ્ઠ સુખાનંદજી સ્વામિ પાસે શ્રી યોગ વાસિષ્ટ, રામાયણ વિગેરે શ્રવણ કરવા જતા. રાત્રિને સમય શ્રીમદ્‌ભાગવત વિગેરે ધર્મપુસ્તકોનું શ્રવણ કરતા. એમણે જ્ઞાતિના નિરાશ્રિતોને અન્નાદિકની સહાય કરવા તથા તે ઉપરાંત ગરીબ સ્થિતિવાળાને વિદ્યાભ્યાસમાં મદદ આપવા માટે રૂ. ૫૦૦૦) ની નાદર રકમનું ફંડ કાઢી ન્યાતિની ઉન્નતિ માટે વ્યવસ્થા કરવામાં પોતાની દીર્ઘદ્રષ્ટી તથા પરમાર્થ વૃત્તિ દાખવી છે. તેમણે સુરતની પાંજરાપોળના મુંગા ઢોરોને માટે રૂ. ૧૫૦૦) ની રકમ કાઢી હતી જેમાં એમના વંશજોએ સારી રકમનો ઉમેરો કરી સુમારે ત્રીસ વીંઘા વજીફાની જમીન ઢોરોના ચારા માટે ખરીદ કરી પાંજરાપોળના વહીવટ કરનારાઓને આપી છે. એ મુજબ પોતાનું યશસ્વી, પરોપકારી, દયાળુ જીવન ગાળી, કાળગતિથી સંવત ૧૯૪૫ના વૈશાખ વદ ૦)) ને દીવસે ૭૩ વર્ષનું દીર્ઘાયુષ ભોગવી પોતાની પાછળ એક પુત્ર તથા પૌત્રો તથા પ્રપૌત્ર વિગેરે બહોળું કુટુમ્બ મુકી, આ માનુષી દેહનો ત્યાગ કરી શાશ્વત પદને પામ્યા.

इतिशिवम्.



સ્વ: શેઠ જેકીશનદાસ લલ્લુભાઇ અઢાવાલા.

# શેઠ જેકીસનદાસ લલ્લુભાઇ અટ્ટાવાળા.

(લે:—જેકીસનદાસ શ્રીજભુખણદાસ વેપારી– એ: હજુર ડેપ્યુટી કલેકટર, થાણા.)

સ્વ: જેકીસનદાસ અટ્ટાવાળાનો જન્મ સને ૧૮૬૫ માં સુરતમાં થયો હતો. એમના પિતા "અટ્ટા" અટકવાળા પારસી ગ્રહસ્થને તયાં નોકરી હતા તે ઉપરથી તેઓ "અટ્ટાવાળા" તરીકે ઓળખાવા લાગ્યા. વૃદ્ધ માતપિતાના એકના એક પુત્ર હોવાથી કંઇક લાડમાં ઉછરેલા અને વડીલોનો ધાક ઓછો હોવાથી નાની વયમાં ધીંગાણુ મસ્તી માટે એમણે સારી નામના કહાડેલી. શિશુવયમાં એમનું શરીર મજબુત હતું અને સરખી વયના ગોઠીઆઓના તેઓ આગેવાન હતા. હોળીમાં આગેવાની લઇ મોહોલ્લાના ડોસા ડોસીના જીવતા જીવત રાજીઆ સુસ્વરે ગાવા–ગવડાવવામાં તેઓ એક્કા હતા. આ ધીંગાણું તેમની ચૌદ પંદર વર્ષની ઉમ્મર થઇ ત્યાં સુધી રહ્યું: માધ્યમિક અભ્યાસનો બોજો વધતા અભ્યાસ તરફ તેમનું સારૂ લક્ષ હોવાથી મોહોલ્લાની મસ્તી છુટતી ગઇ.

માધ્યમિક કેલવણી વખતેજ સ્વર્ગસ્થે અંગ્રેજી ભાષા તથા સાહિત્યનું સારૂં જ્ઞાન મેળવ્યું હતું અને હેડ માસ્તર સ્વ: ઉત્તમરામ મહેતાજીના માનીતા શિષ્ય હતા. મેટ્રીક્યુલેશનની પરિક્ષા પસાર કરી વધુ અભ્યાસ કરવા વડોદરે જઇ ત્યાંની કોલેજમાં જોડાયા. તે વખતના હીંદુ રીવાજ પ્રમાણે તેમનાં લગ્ન થઇ ગએલા હોવાથી ત્યાં સંસાર માંડી રહ્યા અને કોલેજનો અભ્યાસ શરૂ કર્યો. કર્મસંજોગે તેમના વૃદ્ધ પિતાનું અવસાન પરિક્ષાના થોડા વખત પહેલાંજ થતાં માતા પાસે પોતે રહેવું એ પોતાનો ધર્મ છે તથા સંસાર વહન કરવામાં અભ્યાસ સારો થશે નહી એમ સમજી કોલેજ છોડી તેઓ સુરત પાછા ફર્યા.

સુરત આવ્યા પછી ખાનગી રીતે પોતાનો અભ્યાસ અને વ્યવહારિક જ્ઞાન મેળવવા માટે પૂસ્તકનું અધ્યયન એમણે ચાલુ રાખ્યું. એમની પડોશમાં સુખી સ્થીતીના અને જાહેર જીંદગીમાં સારો ભાગ લેનાર તથા મ્યુનીસીપાલીટીના સભ્ય નાગર બ્રાહ્મણ રા. નરભેરામ મનસુખરામ રહેતા હતા. તેઓ સાહિત્ય તથા સંગીતના પોષક હતા અને તેમણે સ્થાનિક સ્વરાજ્યનો ઉંડો અભ્યાસ કર્યો હતો. સ્વ: જેકીશનદાસનું આ નાગર ગ્રહસ્થને ત્યાં દીવસના બબ્બે કલાક બેસવાનું થતું. તેમને ત્યાં આવતાં પુસ્તકો તથા સાહિત્ય વાંચવાનો તથા શેહેરના સુશિક્ષીત આગેવાનો ત્યાં એકઠા થઇ જાહેર પ્રશ્નો ઉપર ચર્ચા કરતા તે શ્રવણ કરવાનો તથા તેમાં ભાગ લેવાનો તેમને પ્રસંગ મળ્યો અને તેમના આચાર વિચાર તેમની કેલવણી તથા સંજોગો જોતાં ઘણા ઉદાર તથા પ્રભાવશાળી થયા. આજ વખતમાં સાક્ષર સ્વ: હરીલાલ હર્ષદરાય ધ્રુવ, ગુજરાત દર્પણવાળા મી. હોરમસજી, રાવબાહાદુર દોલતરામ કાશીરામ તથા પોતાના ન્યાતીબંધુ ચુનીલાલ ઘેલાભાઇ શાહ સાથે એઓ ઘાડા સંબંધમાં આવ્યા. સ્વ: નરભેરામનું સ્થળ જાહેર પુરૂષોને એકઠા થવાનું કેંદ્રસ્થાન હતું અને ત્યાંજ સ્વર્ગસ્થનું ચરિત્ર ઘડાયું.

સમાજ સેવા માટે સ્વર્ગસ્થ બહુજ આતુર રહેતા અને પરતંત્રતા ભોગવી નોકરી લઇ આળસુ જીંદગી કહાડવી તેમને પસંદ નહોતી. હોંસથી ગરીબી કબુલ કરી સમાજ

સેવામાં ઝંપલાવ્યું અને ગુજરાત દર્પણમાં વગર પગારે અંગ્રેજી આર્ટીકલો લખવા શરૂ કર્યા. મ્યુનીસીપાલીટીના વહીવટને લગતા, જનસુખાકારીના તથા સંસાર સુધારાના તેમના લખાણો ઘણા નીડર, બાહોશ અને દાખલા દલીલોથી ભરપુર રહેતા અને વાંચક વર્ગમાં ઘણું માન પામ્યા હતા. તેમના અવસાન વખતે એક અંગ્રેજ મીશનરીએ મ્યુની-સીપલ સભામાં તેમના મરણ માટે ખેદ બતાવતાં તેમના અંગ્રેજી લખાણો માટે મોટી પ્રસંશા કરી હતી. તેઓ બબ્બે કલાક ગુજરાત સ્ટેંડર્ડ પ્રેસમાં કહાડતા અને પોતાના મિત્ર મી. હોરમસજીને મોટા મદદગાર થઇ પડયા હતા. રાત્રીના શાંત પ્રહરોમાં પોતાના લેખ લખવાનું તેઓ પસંદ કરતા અને દીવસના જુદા જુદા વિષયોનાં પુસ્તકો વાંચતા હતા.

પોતાના વિશાળ ઘરના એક ભાગમાં "ડીબેટીંગ સોસાયટી" કહાડી સમાન વયના સ્નેહીઓને એકઠા કરી જાહેર પ્રશ્નો ઉપર ચર્ચા ચલાવી મોજ મેળવતા. પ્રસિદ્ધ સાક્ષર તથા શિક્ષક નવલરામ લક્ષ્મિરામના સમાગમમાં આવેલા, કવિ નર્મદાશંકરના લેખોના અભ્યાસી અને હરીલાલ ધ્રુવના ઉછળતા સ્વાતંત્ર્ય પ્રેમથી ખદબદ થએલા તથા રાનાડેના સંસાર સુધારાના વિચારો અંગીકાર કરેલા આ યુવાને નાની ઉમરમાંજ રાજકિય અને સામાજિક બાબતોમાં યાહોમ ઝંપલાવ્યું. સુરતની પ્રજા હિતવર્ધક સભાની ચર્ચામાં તેઓ આગેવાન ભાગ લેતા હતા તથા પ્રાર્થના સમાજના ઉદ્દેશો પ્રમાણે ધાર્મિક બાબતોમાં વર્તતા હતા. લગ્ન પછી સંસાર માંડવાની ઉમર બાબદ સરકારે કાયદો ઘડવા માંડયો તેથી હીંદુ કોમમાં મોટો ખળભળાટ થએલો તે વખતે જનસમાજની અવકૃપાની જરા પણ દરકાર કર્યા વગર ગુજરાત દર્પણમાં એ કાયદાની તરફેણમાં મુદ્દેસર લખાણો કર્યા અને કાયદા વિરૂદ્ધ વાંધો નોંધાવવા મળેલી જાહેર સભામાં નિડરતાથી હાજરી આપી આ કાયદાની તરફેણમાં સારી ચર્ચા ઉઠાવી હતી. એમનો સત્ય માટે એટલો બધો આગ્રહ હતો કે કોઇની પણ શરમ રાખ્યા વગર ખરી વાત કહેવા તેઓ ચુકતા નહી. સુધારા પક્ષના એક ગ્રહસ્થે મોટી ઉમરે બાળક કન્યા સાથે ફરી લગ્ન કર્યાં તે માટે જાહેર સભામાં તેમની સારી રીતે ખબર લીધી હતી. સુરત મ્યુનીસીપાલીટીમાં ઘરવેરો મુકાયો તે વખતે સુરત શહેરમાં મોટો ખળભળાટ થયો અને અંતે હુલ્લડ થયું. ત્યાંના કેટલાએક સંભાવિત ગ્રહસ્થોની હુલ્લડ વીગેરે ગુન્હા માટે લાંબો વખત સુધી તપાસ ચાલેલી: આ ઘરવેરાની ખામીઓ વીશે સ્વ: રાવબહાદુર ભીમભાઇ કીરપારામ સાથે તેમને લાંબો વાદ થયેલો અને ગુજરાત દર્પણમાં અર્થશાસ્ત્રના ધોરણ ઉપર લખાયલા તેમનાં લખાણો ઘણાં પંકાયાં હતા.

સુરતનો વેપાર નષ્ટ થયા પછી અને આગ તથા તાપી નદીમાં વારંવાર આવેલા પૂરને લીધે એક પછી એક આફતોમાં એ શેહેર સપડાઇ પાયમાલીએ પોંચ્યું ત્યાર પછી તેના ગરીબ બાળકો માટે કેલવણીનું સાધન કરી આપવાનું આ સાહાસિક સમાજ સેવકે લક્ષમાં લીધું. સરકારની સહાય-ગ્રાંટ લેતાં તેના તરફથી નક્કી કરવામાં આવેલી ફીની રકમ સ્કુલમાં લેવી પડે અને તેથી અનેક રંક બાળક વડીલોના સાધનોને અભાવે કેલવણી લેતાં અટકી પડે છે, માટે સરકારની સહાય ન લેતાં ઓછી ફી લઈ સ્કુલ ચલાવી ટૂંક સાધનવાળાઓમાં પણ કેળવણીનો ફેલાવો થાય એવી એમની તીવ્ર આકાંક્ષા હતી. એ ઇચ્છા પાર પાડવા માટે ખાનગી સ્કુલ-નિશાળ ઉઘાડી. તેમના આ કાર્યમાં સ્વ: ચુની-લાલ વેલાભાઇ શાહ તથા બીજા સ્નેહીઓએ શરૂઆતમાં સારો ટેકો આપ્યો પરંતુ પાછળથી તેમાં ધન પ્રાપ્તિ ન જોઇ ઘણાખરા સ્નેહીઓ તેમને છોડી ગયા. માત્ર સ્વ: ચુનીલાલ તેમને

વળગી રહ્યા અને આ જુગલજોડે ધનસંપત્તિ વગરના તથા ટુંક સાધનવાળા હોવા છતાં પરમાર્થ બુદ્ધિથી આ સ્કુલ ચાલુ રાખવા માટે દરેક ભોગ આપવા લાગ્યું. સન ૧૮૮૮ ના સાલમાં તેમના તરફથી "ધી સુરત ઇંગ્લીશ સ્કુલ" જેને કાંઇક લાડ અને કંઇક વિનોદથી "ઢીંગલી સ્કુલ" કહેવામાં આવતી તે સ્થાપવામાં આવી તેમાં અપાતાં સંગીન શિક્ષણ તથા સ્વ: જેકીશનદાશ તથા ચુનીલાલનાં સાદા, સરળ અને સ્વાર્થભોગી જીવનને લીધે ટુંક વખતમાં તે ઘણી લોકપ્રિય થઇ પડી. સારાં કાર્યમાં વિઘ્ન ઘણાં. જુદી જુદી પ્રવૃત્તિમાં સ્વર્ગસ્થ જે અથાગ શ્રમ ઉપાડતા તેથી નાની ઉમ્મરમાંજ તેમનું શરીર કથલ્યું, ક્ષયનો રોગ લાગુ પડયો અને સન ૧૮૯૩ માં અઠ્ઠાવીસ વર્ષની યુવાન વયે તેમનું અવસાન થયું. સ્વ: ચુનીલાલ શાહનાં આ સાથે આપેલાં જન્મવૃતાંત ઉપર માલમ પડશે કે સ્વ: જેકીશનદાશ અઠ્ઠાવાળાના આ કેળવણીના ઉત્તમ સાહાસને દરેક ભોગે સ્વ: ચુનીલાલે ટકાવી રાખ્યું અને પ્રભૂ કૃપાએ સાર્વજનિક કેલવણી સભા સ્થપાઇ. સભાએ મોટા ફંડો એકઠા કરી આ સ્કુલ સદાને માટે સુરતની પ્રજાની સેવા બજાવે તેવી સંગીન સ્થિતિ ઉપર મૂકી એટલુંજ નહી પણ સાર્વજનિક કોલેજ કહાડી સુરતની પ્રજા ઉપર મહદ ઉપકાર કર્યો છે. સાધન રહિત પણ ઉત્સાહી યુવાનના સમાજ સેવાના અંકુરોમાંથી આવું સુંદર વૃક્ષ પ્રાપ્ત થયું છે, અને તેને લીધે સદોદિત સુરતની પ્રજામાં કેલવણીનો પ્રસાર થશે એ સ્વ. જેકીશનદાસનું અમર સ્મારક છે. એમના અવસાન પછી એમનાં નામથી સ્કોલરશીપ સ્થાપી તથા એમની તસ્વીર ચિત્રાવી સ્કુલમાં મૂકી તેમના ઇષ્ટ મિત્ર સ્વ. ચુનીલાલે મિત્રરૂણ અદા કર્યું છે. મિત્રો હોય તો આવાજ હોવા જોઇએ.

સ્વ. જેકીશનદાસ જેવા પ્રકૃત્તિવાળા યુવાન ન્યાત સુધારણાના કાર્યમાં મૌન્ય ધરે એ અશક્ય હતું. તેમની એ પ્રવૃત્તિને લીધે જુના વિચારના આસામીઓનો મોટો વિરોધ તેમણે ખેંચી લીધો હતો અને તેઓ તેમને હરેક પ્રકારે પ્રસંગ મળતાં હેરાન કરવા ચૂકતા નહી પણ તેથી તેઓ ડરી જતા નહી. પોતાની બીજી વખતનાં લગ્ન વખતે ન્યાત ગોરના સમજ્યા વગરના તથા ખોટા ઉચ્ચારથી બોલાતા શ્લોકો વીશે ચોરીમાંજ તકરાર થઇ અને તે વખત મોટો લાગવગ ધરાવનાર ન્યાતગોર ચોરી છોડી ચાલતા થયા અને કેટલાએક કલાક સુધી તેમને ચોરીમાં બેસાડી મૂકયા. ન્યાતની અંદર યુવાનોના મરણો થતાં ત્યારે મરનારનાં કુટુંબમાં સાધન હોય કે ન હોય છતાં મરણ પછવાડે ખર્ચાળ જમણો કરવામાં આવતાં અને તેમાં મોટી વયના માણસો પણ ભાગ લેતા તેથી સમજુ વર્ગ ઘણો કચવાતો અને આવાં જમણો બંધ કરવા માટે વારંવાર પ્રયત્ન થએલ પરંતુ ન્યાતનો મોટો ભાગ અજ્ઞાનતાને લીધે વિરૂદ્ધ હોવાથી કાંઇ થઇ શકેલું નહી. સં. ૧૮૯૩ માં પાછું એક યુવાનનું મરણ થયું તેની પાછળ યુવાન વિધવા તથા બે બાળકો તદન સાધન વગરનાં હતાં. મરનારે લગન તથા સીમંત પછવાડે જમણ કરેલાં નહી છતાં તેમના મરણ પછવાડે જમણ કરવામાં આવ્યું અને યુવાન જેકીશનદાસનો પિત્તો ઉકળી આવ્યો. પોતાની ઉમરના સ્નેહીઓને પોતાના પક્ષમાં લઇ આ મુઠીભર યુવાનીઆઓએ આવાં જમણ વિરૂદ્ધ ચળવળ શરૂ કરી. કડક હસ્તપત્રો છપાવી જાહેર રીતે છૂટથી વેંચવામાં આવ્યાં અને તેની સામે ઉશ્કેરાયલા ન્યાતીલાઓનો આ નાના ટોળા ઉપર ધૂજારો શરૂ થયો. સુરત અને મુંબઇમાં અંતે તડો પડયાં અને કડવાસ તથા કલેશ વધ્યો, સ્વર્ગસ્થ અસાધ્ય અને જીવલેણ રોગમાં સપડાયલા છતાં અને મૃત્યુ પથારી ઉપર ડોકયું કરી રહ્યું હતું છતાં અંતની ઘડી સુધી તેમણે આ લડતમાં ભાગ લીધો. તેમના અકાળ મૃત્યુને લીધે તેમની આ લડતનું પરિણામ તેઓ જોઇ શકયા નહી. તેમનાં મરણ પછી પીસ્તાળીસ વર્ષની અંદરની વયના મરનાર પાછળ જમણ થાય નહી અને તેથી ઉપરની વયના મરનાર પાછળનું જમણ પણ સોળ દીવસમાં થાય નહી એવો બન્ને પંચે ઠરાવ કર્યો હતો. પ્રભુ એમના આત્માને શાંતિ અર્પો.

# ચુનીલાલ ઘેલાભાઇ શાહ.

**જન્મ સં. ૧૯૨૨ વૈશાખ વદ ૫ તા૦ ૫ મી મે ૧૮૬૬.**
**અવિષ્ય સં. ૧૯૭૪ આસો વદ ૪ તા૦ ૨૩ મી અક્ટોબર ૧૯૧૮.**

> **विघ्नैः पुनः पुनः प्रतिहन्यमाना प्रारब्धमुत्तमजना न**
> **परित्यजन्ति (भर्तृहरि- नीतिशतक)**
> **"देहं पातयामि वा अर्थं साधयामि"–**

"મારો એક વિદ્યાર્થી નામે * * * * * દેસાઇ "ઘણો ગરીબ છે માટે એને તે કહે તે **મુજબ તમારાથી બનતી મદદ** "કરશો. તે તમારા ઓળખાણ પીછાણમાં કાંઇ ઠેકાણે પડે એવું થાય તો "કરશો તેમજ Tuition મળી શકે તો તે અપાવજો. પરિક્ષામાં જાય "તો પાસ થાય તેવો છે પણ ગરીબાઇને લીધે અભ્યાસ છોડી દેવો પડયો છે."

"**અસલથી** તમે મારે માટે ફીકર રાખતા આવ્યા છો અને એ સંબંધી "સલાહ આપતા આવ્યા છો. એ સંબંધી સલાહ મને રૂચતી આવી નથી "અને દલગીર છું કે હજુ પણ રૂચતી આવતી નથી. સ્કુલની બાબતમાં "મને ગાંડો થયલો ગણો કે બેવકુફ ગણો, હઠીલો ગણો પણ તે સલાહ મને "રૂચતી આવતી નથી. **સ્કુલ મારી જીંદગી લેશે તો સ્કૂલને માટે મારી "જીંદગી અર્પણ કરવાનો મેં ઠરાવ કીધો છે.** હું તેને માટે જરા પણ "દીલગીર થનાર નથી. દુનીયામાં જેટલા આવ્યા છે તેટલા જનાર છે તો "**મોતથી બીવાનું શું છે?** તમે તો મારા તરફથી અંતઃકરણપૂર્વકની "લાગણીથી લખો છો પણ મારી જગ્યાએ તમે હોત તો શું કરત તે "વીચારવાનું છે. અલબત બધા માણસોની લાગણીઓ એકસરખી હોતી "નથી. મારી લાગણી એ સંબંધમાં કાંઇક વિચિત્ર છે ખરી પણ તેનો "કાંઇ ઇલાજ નથી. મારી પૈસા સંબંધી સ્થિતિનો મોટો વીચાર કરવાનો "છે અને તેનેજ લીધે મારે જરા ખેંચાવું પડે છે. પણ તેટલા માટે "**ડરીને ખસી જવું એ મારો સ્વભાવ નથી.** બે ચાર માણસો એક "સારા કામને તોડી પાડવા નીકળ્યા તો તેથી શું ડરી જવું અને તેમના "દુષ્ટ હેતુમાં તેમને ફાવી જવા દેવા. હવે તો **જ્યારે તેઓ મેદાન "પડયા છે ત્યારે આપણે પણ મેદાન પડવું જોઇએ અને આપણા** "કામથી બતાવી આપવું જોઇએ કે ખરેખરા આશ્રયને કોણ લાયક છે. "એટલું યાદ રાખજો કે **આખરે સત્યનેજ જય થનાર છે. હું તો "એક નિષ્ઠાથી પ્રમાણિકપણે કામ કરૂં છું અને પરમેશ્વર મને "આખરે સહાય થશે એવી ખાત્રી છે."**

"મારે કદી પણ એમાંથી છુટા થવું પડશે તો મારી મરજી વિરૂદ્ધજ "તેમ થશે. અને તે કરવું પડશે તો મારી નાણા સંબંધી સ્થીતિને લીધેજ "કરવું પડશે. બીજા કોઇ કારણથી તો હું તે પગલું લેનાર નથી. જ્યાં



સ્વ: શેઠ ચુનીલાલ ઘેલાભાઇ શાહ.

"સુધી તે અડચણ દૂર થઇ શકશે ત્યાં સુધી તો મારી જીંદગી પર્યંત તે
"છોડનાર નથી. પણ આટલું પણ યાદ રાખજો કે મારે કમનસીબે
"તેમ મારે કરવુંજ પડશે-અગર જો હું નથી ધારતો કે પરમેશ્વર
"મારા ઉપર રૂઠીને તેમ કરવાની ફરજ પાડે-તો તે દિવસથી સુરત
"સાથનો મારો સંબંધ છુટેલો સમજવો અને તે દિવસથી સુરતમાં
"હું પગ મુકું તેવી આશા તમારે રાખવી નહિ."

## "મારે મુઝાવાની કાંઇ જરૂર નથી."

આ ચરિત્રના નાયકના તેમના એક પરમસ્નેહી બાળમિત્ર ઉપરના પત્રમાંથી ઉપર ટાંકેલો ઉતારો છે. સને ૧૮૯૮માં સુરતની ધી ન્યુ ઇંગ્લીશ સ્કુલ ઘણાં કટાકટીના પ્રસંગમાંથી પસાર થતી હતી. તેના એકલા માલીક-મેનેજર-પ્રીન્સીપલ તથા હેડમાસ્તર ભાઇ ચુનીલાલની તંગ નાણાની સ્થિતિ સાથે સ્કૂલની નાણાંની સ્થિતિ પણ તેવીજ દશામાં હતી. તેમાં અધુરામાં પુરૂં એમના હાથ તળેનાજ માણસોએ તેજ વખતે સ્કૂલની નબળી સ્થિતિનો લાભ લઇ એમની સ્કુલને કઢંગી વખતે મોટું નુકશાન થાય અને વખતે તે બંધ કરવી પડે એવી સ્થિતિમાં એમને છોડી જઇ એક નવી સ્કૂલ સ્થાપી હતી. તે વખતે એમના બાળમિત્રે એમને પત્ર લખી સ્કૂલનો વ્યવસાય છોડવાની સલાહ આપી હતી. તેના ઉત્તરમાં ઉપરના ફકરાઓવાળો ઉત્તર સદ્દગત તરફથી લખવામાં આવ્યો હતો.

આ પત્ર ઉપરથી સદ્દગતની એકનિષ્ઠતા, કાર્યપરાયણતા, નિડરતા તથા જગન્નિયંતાના ન્યાય ઉપર દૃઢ વિશ્વાસનું ઉત્તમ નિદર્શન થાય છે. આ ગુણો એમના જીવનમાં આમરણાંત સતતવાસ કરી રહ્યા હતા, આજ સદ્દગુણોને લીધે એમનાં જીવનકાર્યમાં એઓ વિજય સહિત ચમત્કારિક રીતે સફલ થયા હતા અને એજ સદ્દગુણોને એમની સુરતની વસ્તિમાં પ્રતિષ્ઠા તથા એમના માટેનાં લોકની ઉચ્ચ માનની લાગણી આભારી હતાં. देहंपातयामि वा अर्थं साधयामि એ સૂત્રને જોકે સ્વર્ગસ્થે પોતાના મુદ્રાલેખ તરીકે જાહેર કર્યો ન હતો તોપણ એમણે એમનાં પ્રત્યેક કાર્યમાં એ સૂત્ર અમલમાં મુકયું હતું એ એમના સમાગમમાં આવનાર પ્રત્યેક વ્યક્તિને સહજ સ્પષ્ટ થતું.

ઉપરની ઉચ્ચ વૃત્તિઓની સાથે સાથે એમનામાં કુટુંબવત્સલતા, દયા, પ્રેમવૃત્તિ તથા સાદાઇનો ભંડાર પણ અખુટ ભરેલો હતો. એઓ કાંઇ પ્રસિદ્ધિ પામેલા રાષ્ટ્રીય આગેવાન અથવા વિખ્યાત વિદ્વાન, કિંવા ધનાઢય શેઠીયા ન હતા પણ માત્ર મધ્યમ સ્થિતિમાં ઉછરેલા, માધ્યમિક શાળા જ્ઞાન લઇ નીકળેલા સાદું જીવન ગાળનાર "માસ્તર" હતા છતાં પોતાનું જીવન આજની પ્રજા માટે અને ખસુસ કરી ઉછરતી પ્રજા માટે એક આદર્શરૂપ કરી ગયા છે. એમનાં જીવન જેટલું બીજી થોડી જ્ઞાતિ વ્યક્તિનું જીવન બોધદાયક હશે.

એક સામાન્ય મનુષ્ય માત્ર ઉચ્ચ ગુણો તથા ભાવનાઓના બળથીજ પોતાનું ધારેલું કાર્ય કેવી રીતે ફળીભૂત કરી શકે છે તથા તેમના સમાગમમાં આવનારાઓનો પ્રેમ પોતા તરફ આકર્ષી શકે છે તે ચિત્ર જનસમૂહ આગળ મુકવાથી સમાજમાં ઉચ્ચ વૃત્તિઓની ખીલવણી થશે એ ઉદ્દેશથી સ્વર્ગસ્થનું જન્મચરિત્ર આ પુસ્તકમાં આપવામાં આવે છે.

એમનો જન્મ સને ૧૮૬૬ ની તા૦ ૫ મેને દિવસે જૂના વિચારવાળા પણ સારી સમજવાળા ધર્મનિષ્ઠ કુટુંબમાં થયો હતો. કુટુંબની આર્થિક સ્થિતિ તે વખતના પ્રમાણમાં મધ્યમ વર્ગની ગણાય. લાંબા કાળ સુધી કુટુંબ અવિભક્ત હતું. એમના માતપિતાને પ્રજા ઠીક હતી. ઉમરે પહોંચેલાં સંતાનોમાં બે પુત્રો તથા ચાર પુત્રીઓ હતાં. ઉત્પન્ન સાધારણ અને કુટુંબ મોટું એટલે ખર્ચ નિયમમાંજ થતું. એમનો મોસાળ પક્ષ રાંદેરમાં સાહુકારી ખેડૂત વર્ગનો હતો પરંતુ બાળવયમાં પિતાજી સાથે બહારગામ રખડવું થયેલું એટલે એ પક્ષનો પાસ એમને લાગેલો નહિં. એમના પિતાજી સરકારી માધ્યમિક શાળાના શિક્ષક હતા અને નોકરીને અંગે ગુજરાત તથા કાઠિયાવાડમાં રખડવું પડેલું તેથી નાની ઉમરમાં સ્વ. ચુનીલાલને દેશ પ્રદેશનો અનુભવ મળેલો. એમના પિતા પાકી સમજવાળા, ઠરેલ, એકમાર્ગી અને ધર્મનિષ્ઠ હતા; આ બધાની સાથે વિશેષ ગુણ એવો હતો કે જેથી કુટુંબમાં આજ્ઞાધારકત્વ વધે અને નાના મોટાનો મોભો જળવાઇ રહે. પિતાના બીજા ગુણોની સાથે આ ગુણ એમનામાં સંપૂર્ણ ઉતરી આવ્યો હતો. એમનાં માતુશ્રી પણ ઘણાં ઠરેલ, એકમાર્ગી, ધર્મિષ્ઠ અને પ્રેમાળ હતાં પણ ખોટા લાડ જેથી છોકરાં બગડે એ એમને પસંદ નહોતાં. પુત્ર મોટો થયે બંધુ સમાન ગણાય એ ઉક્તિ પ્રમાણે એમનાં માતપિતા વર્તતાં હતાં. એમનાં માતપિતાને વૃદ્ધાવસ્થામાં એકપર એક એમ ઘણાં દુઃખો પડ્યાં. વડીલ પુત્ર, તેની પત્ની તથા પુત્રી તથા ત્રણ પુત્રીઓનો કાળ થયો. એક વિધવા થઇ. સ્વ. ચુનીલાલની સાદી, ભોળી, મહેનતુ, પ્રેમાળ અને આનંદી પ્રકૃતિવાળી પ્રથમ પત્નિ પણ સને ૧૮૯૯ માં આ લોક છોડી ગઇ. આટલાં ઉપરાછાપરી દુઃખો પડયાં છતાં એમનાં ભગવદ્‌ભક્ત માતપિતા સાગર જેવાં ગંભીર રહ્યાં. પેન્શન લીધા પછી ભગવાનની સેવા, ભગવાનના દર્શન, અને ભગવાનના ગુણગાન એજ એમના પિતાનો કાર્યક્રમ હતો. આવાં માતપિતાના આ પવિત્ર ગુણો તેના પૂત્રમાં સ્વભાવિક રીતે ઉતર્યા હતા. સન ૧૯૦૩ માં એમના પીતાનું અવસાન થયું એટલે પોતાની શાળાને પગભર કરવાની ખટપટ સાથે કુટુંબનો ભાર સહેવાનો પણ પ્રસંગ આવ્યો.

સ્વ. ચુનીલાલનો શિશુવયમાં અભ્યાસ પરગામ થયેલો પરંતુ માધ્યમિક કેલવણી એમણે સુરતમાં લીધેલી. મહેનતુ અને ખંતીલા હોવાથી વર્ગમાં ઉંચો નંબર રાખતા અને શિક્ષકોનો પ્રેમ આકર્ષી લેતા. સરકારી હાઇસ્કૂલના તે વખતના હેડ માસ્તર સ્વ. ઉત્તમરામ નરભેરામનો એમના ઉપર વિશેષ ચાહ હતો. દરેક વર્ગમાં સ્કોલરશીપ મેળવતા હોવાથી તેમનો કેલવણીનો ખર્ચ એમના પિતાને ભારે પડતો નહી. મેટ્રીકયુલેશનની પરિક્ષા પસાર કરી સ્વ. જેકીસનદાસ અઠ્ઠાવાળા સાથે વડોદરે જઇ ત્યાંની આર્ટસ કોલેજમાં એમણે અભ્યાસ કરવા માંડયો. પ્રીવીઅસમાં નિષ્ફળતા મળી ત્યારે ફુરસદના વખતમાં સુરત, ધરમપૂર તથા રાંદેરની સ્કુલ તથા પોસ્ટ ઓફીસમાં નોકરી કરી પોતાના ટુંક સાધનમાં વધારો કર્યો. પ્રીવીઅસની પરિક્ષા પસાર કર્યા પછી સ્વ. જેકીસનદાસ અઠ્ઠાવાળાએ સુરતમાં ઓછી ફીમાં સુરતની પ્રજાને સંગીન કેલવણી મળે તે હેતુથી સરકારની ગ્રાંટ લીધા વગરની ખાનગી સ્કૂલ કહાડી તેમાં સહભાગી થયા. સરકાર તરફની મદદ—(ગ્રાંટ) લેવાની ખટપટ કર્યા વગર અઠ્ઠાવાળા કંપનીએ પાંચમા ધોરણ સુધીની અંગ્રેજી સ્કૂલ સને ૧૮૮૮ માં ચાલુ કરી, આ સ્કૂલને પગભાર કરવા મોટા શ્રમ અને મુશ્કેલીમાંથી તેમને પસાર થવું પડયું હતું. સ્કૂલની આર્થિક સ્થિતિ શરૂઆતમાં સારી નહોતી અને

સ્કૂલ ચલાવનારાઓને 'મહેનતના બદલામાં ઘણીજ નાની રકમ મળતી હોવાથી રા. અઠ્ઠાવાળા તથા ચુનીલાલના ભાગીઆઓ હીમત હારી સ્કૂલમાંથી છૂટા થઇ પોતપોતાને ધંધે લાગ્યા. માત્ર રા. ચુનીલાલ સ્વાર્થ ત્યાગ કરી રા. અઠ્ઠાવાળાને વળગી રહ્યા. તેમનાં સ્વાર્થત્યાગ, અનુપમ સહનશીલતા, ઠરેલપણું તથા ઉત્તમ પ્રતિનું શિક્ષણ જે ગુણોને લીધે સ્વર્ગસ્થ સુરતના વિદ્યર્થીવર્ગ અને તેના વડીલોમાં લોકપ્રિય થઇ પડયા અને સુરતના આગેવાન શેહેરીઓ અને વિદ્વાનોમાં અત્યશ પામ્યા તે સર્વે ગુણોના અંકુરો રા. અઠ્ઠાવાળાની સોબતમાં તેમને પડયા હતા એમ તેઓ વારંવાર કહેતા હતા. સ્કૂલ ઉભી કર્યા પછી પાંચ વર્ષની અંદર રા. અઠ્ઠાવાળાની તબીઅત લથડી પડી અને ક્ષય રોગના જીવલેણ વ્યાધિના ભોગ થઇ પડયા અને ટુંક સાધનવાળા આ જીવનચરિત્રના નાયકને પુર યુવાન વયમાંજ એખરે હાથે આ શાળા ચલાવવાનો સર્વે ભાર આવી પડયો પરંતુ પોતાના ધ્યેયમાં જરા પણ ડગ્યા નહી. પ્રભુપર દઢ શ્રદ્ધા રાખી પોતે જે કાર્ય ઉપાડવામાં અઠ્ઠાવાળા સાથે જોડાયા હતા તે લોક કલ્યાણનું ઉત્તમ કાર્ય છે એમ સમજી તન, મન અને ધન સર્વસ્વની આહૂતિ આપી આ કાર્ય પાર પાડવાને સ્વ. ચુનીલાલે કમર બાંધી. પ્રભુએ સખ્ત કસોટી કરવી ચાલુ રાખી. પ્લેગના કારમા વખતમાં ચાલુ લાંબો વખત સુધી વિદ્યાર્થીઓ સ્કૂલ છોડી ગયા, આવક એકદમ ઘટી ગઇ, સ્કૂલને વ્યવસ્થાસર ચલાવવામાં અડચણો વધી પડી, શિક્ષકોની હાજરી અનિયમિત થઈ પડી, પોતાના રહેવાનાં મકાનની અડોસપડોસમાં મરકીનાં મરણો વધવા માંડયા અને ચારે બાજુએ અમુઝણ અને અગવડનો કોટ બંધાઇ ગયો છતાં આ વીર પૂરૂષે ઘરનાં નાણાં ખરચી હજારો રૂપીઆનું દેવું કરી, સ્ત્રીનાં દાગીના વેચી સ્કૂલને નિભાવી રાખી. થોડી સંખ્યામાં આવતા વિદ્યાર્થીઓને પણ ઉત્તમ શિક્ષણ મળે તેની કાળજી રાખી શિક્ષકોની સંખ્યામાં જરા પણ ઘટાડો કર્યો નહી અને અનિયમિત હાજરી આપતા હાથ નીચેના શિક્ષકોની જગ્યાએ પોતાની નબળી પ્રકૃતિનો વિચાર કર્યા વગર પોતે તેનું કામ તપાસી લેતા. આવા કટાકટીના પ્રસંગમાં પણ સ્કૂલની વ્યવસ્થા સાચવતાં પોતાના હાથ નીચેના શિક્ષકોમાં અલખામણા થયા અને કેટલાએક શિક્ષકોએ છૂટા પડી બીજી હાઇ સ્કૂલ કહાડી. અર્ધા કરતા વધારે વિદ્યાર્થીઓ નવી સ્કૂલમાં જોડાયા. આ પ્રસંગનો તેમનો શ્રમ, તેમની વિડંબના, તેમનો સ્વાર્થભોગ, પોતાના કાર્યમાં અપ્રતિમ શ્રદ્ધા તેમના જે સ્નેહીઓ તથા મિત્રો એમના ગાઢા સમાગમમાં આવતા તેમને પણ અકળાવવાં લાગ્યાં. તેમના તરફથી સ્કૂલ બંધ કરવા પ્રેમપૂર્વક આગ્રહ થયો, તેમની બગડી ગએલી પ્રકૃત્તિ માટે ચિંતા બતાવી, તેમને માટે અન્ય સ્થળે સારા પગારની નોકરી અથવા ધંધો શોધી કહાડવા માટે માંગણી થઇ પણ ધૈર્યથી પોતાના નિશ્ચયને વળગી રહી આદરપૂર્વક પણ દ્રઢતાથી તે માંગણીઓનો એમણે અસ્વીકાર કર્યો. આ પ્રસંગે તેમના એક મિત્રે આ વિષે તેમને લખેલા પત્રનો જે નિડરતા અને અપૂર્વ સ્વાર્થભોગ બતાવનારો ઉત્તર લખ્યો હતો તેનો ઉતારો આ લેખને મથાળે આપવામાં આવ્યો છે. સ્વર્ગસ્થ હિમ્મતથી સઘળાં વિઘ્નો ઉપર અપ્રતિમ જય મેળવી અંતે હાઇ સ્કૂલને ઉચ્ચ પદ ઉપર મેલવા શક્તિવાન થયા. સ્કૂલને અસલ સ્થાનેથી ભાગાતળાવપર જયાં હવે મીડલ સ્કૂલનો વિભાગ છે ત્યાં સારાં હવા, ઉજાશવાળાં તથા વિદ્યાર્થીઓને રજામાં રમવાની સગવડ રહે એવી છૂટી જમીન સાથના મકાનમાં લઇ આવ્યા.

સન ૧૮૮૮ થી સન ૧૯૦૬ ના ડીસેમ્બર સુધીના ૧૮ વર્ષમાં આ હાઇ સ્કુલના માલેક, હેડ માસ્તર તથા પ્રીન્સીપાલે પગાર ગણો કે નફો ગણો તેને પેટે માત્ર રૂ. ૪૨૮૪ ની રકમ મેળવી હતી એટલે કે તેમની મેહેનતના તેમને સરેરાસ માસિક રૂ. ૧૯ ) મળતા હતા. એ તેમનાં ઉદાર સ્વાર્થભોગ તથા એકનિષ્ટાનું માનનિય દૃષ્ટાંત છે. રા. ચુનીલાલ કોઇ બીજા વ્યવસાયમાં જોડાયા હોત તો પોતાનાં ખંત, ઉદ્યોગ અને જ્ઞાનને લીધે વધારે ધન પ્રાપ્ત કરી શકયા હોત અને ધનને અંગે પ્રાપ્ત થતી પ્રતિષ્ઠા મેળવી હોત પરંતુ લોક સેવા તરફ એમને ભાવ તથા આરંભેલું કાર્ય પૂર્ણ કરવાની દૃઢ વૃત્તિએ તેમને અડગ રાખ્યા. સ્કૂલ ચલાવતા આવી પડેલી વિપત્તિઓને તથા અન્ય ઉદ્યોગથી જે લક્ષ્મી પ્રાપ્ત થતે તેની લાલસાથી તેઓ ચલાયમાન થયા નહી તેમજ સ્નેહી અને આપ્તજનોના આગ્રહને વશ થઇ સ્કૂલનું કાર્ય પડતું મૂકયું નહી. તેમના આ ઉચ્ચ ગુણો માટે તેમને માટે જાહેરમાં ઉંડા માનની લાગણી ઉત્પન્ન થાય એ સ્વભાવિક છે.

નવી નિશાળ તથા નિશાળના સ્થાપકો તરફ એમને જરા પણ ક્ષોભ ઉત્પન્ન થયો નહી. ઉલટું સુરત શેહેરમાં એવી વધુ શાળાની જરૂર હતી અને તેથી સુરતની પ્રજાને લાભ થશે એમ એમનું ધારવું હતું. પોતાની શાળાને ચિરસ્થાયી કેમ કરવી એ તેમની હંમેશની ચિંતા હતી. પોતે તથા પોતાના જેવા બીજા સુશિક્ષીત આસામીઓ સ્વાર્થનો ત્યાગ કરી નામનું વેતન લઇ વિદ્યાપ્રસારનાં કાર્યમાં ભેખ લે એવી તેમની તીવ્ર ઇચ્છા હતી અને પૂનાની એજ્યુકેશન સોસાયટી જેવી સોસાયટી ગુજરાતમાં થાય તે માટે એમણે મંથન કરવા માંડ્યું. સન ૧૮૯૭ માં રા. દેવીદાસ જેકીશનદાસ દેશાઇ (હાલ સોલીસીટર), (હાલ રાવસાહેબ) રંગીલદાસ પ્રાણજીવનદાસ કાગળવાળા (ડેપ્યુટી કલેકટર,) તથા રા. મગનદાસ ઇચ્છારામ મેહેતા (હાલ વકીલ) એ ત્રણ મિત્રો ગ્રેજ્યુએટ થઇ સરકારી નોકરીએ વળગેલા હતા પરંતુ આવી સોસાયટી સ્થાપન થાય તો સ્વંયસેવક દાખલ નામના પગારે જોડાવા તત્પર હતા. તેમને સાથે રાખી એમણે જોઇતું ફંડ ઉભું કરવા તજવીજ કરી; રા. ત્રિભુવનદાસ માલવીની સહાય મેળવી શેઠ તાપીદાસ વરજદાસ ચેરીટીમાંથી ચોક્કસ ફંડ મેળવવા સ્વ. ઓ. મી૦ વ્રીજભુખણદાસ આત્મારામ સાથે સંદેશા ચલાવવા માંડ્યા અને તેમને બંગલે કેટલીએક વખત જવાનું થએલું પરંતુ તે વખતે તેમનો યત્ન ફળીભૂત થયો નહી અને સ્વયંસેવક થવા તૈયાર થએલા યુવાનો પોતપોતાને કામે લાગ્યા. સ્વર્ગસ્થ તથા રા. માલવીએ આ નિષ્ફળતાથી હારી ખાધું નહી, તથા એ વિચાર અમલમાં આણવા અહોનીશ પ્રયત્ન ચાલુ રાખ્યા. અંતે વીસ વર્ષ પછી પણ એજ તાપીદાશની ચેરીટીમાંથી સંગીન રકમ લગભગ બે લાખ રૂપીઆ મેળવી તેમનું નામ સ્કૂલને આપ્યું તેમજ સાર્વજનિક સોસાયટી સ્થાપી, સ્વયંસેવકો મેળવી લાંબી મુદતની પોતાની આકાંક્ષા પાર પાડી. આ તેમની ચીવટાઇ અને ધૈર્યનું અનુકરણીય દૃષ્ટાંત છે.

તે પ્રસંગે ઉપરોક્ત ચેરીટીમાંથી નાણાની રકમ મળી નહી અને સ્કૂલની આર્થિક સ્થીતિ વિકટ થતી ચાલી. ન છૂટકે સરકારની ગ્રાંટ લેવાના ઠરાવ ઉપર સ્વર્ગસ્થ આવ્યા. હાઇસ્કુલને અંગે ચોક્કસ ફંડ માલેકને હસ્તક હોય નહી ત્યાં સુધી સરકાર તરફથી ગ્રાંટ મળે નહી તે ઉપરથી સ્વર્ગસ્થના ઇષ્ટ મિત્ર તથા તેમના સ્કુલના કાર્યમાં નિત્ય તેમનાં વખાણ કરનાર રા. ત્રિભુવદાસ નરોત્તમદાસ માલવીએ ઉદાર દીલથી રૂપૈયા ત્રીશ હજાર ટ્રસ્ટ કરી હાઇ સ્કૂલને

ભેટ આપ્યા. આ ભેટથી સ્કૂલની આર્થિક સ્થીતિ સુધરી, સરકાર તરફથી ગ્રાંટ પણ મળી, વિદ્યાર્થીઓની સંખ્યામાં વધારો થવા માંડયો અને સ્કૂલ સારા પાયા ઉપર આવી. વિદ્યાર્થીઓને ઉપયોગી થઇ પડે એવાં પુસ્તકાલય તથા રીડીંગરૂમ ખોલવામાં આવ્યાં. ગરીબ વિદ્યાર્થીઓને મફત પુસ્તકો વાપરવા મળે તે માટે અલાહેદો પુસ્તક સંગ્રહ કરી તેમાંથી સાધનરહિત વિદ્યાર્થીઓને અભ્યાસ માટે પુસ્તકો આપવામાં આવતાં અને કામ પુરૂ થયે બીજા વિદ્યાર્થીઓના વપરાસ માટે તે પુસ્તકો પાછાં લેવામાં આવતાં. અન્ય સખી જનોની ઉદારતાથી નાણાંની બીજી રકમો મળતી ગઇ તેમ તેમ સ્કોલરશીપો તથા ઇનામો સ્થાપવામાં આવ્યાં. વિદ્યાર્થીઓને છુટી વખતે નિરોગી ખોરાક મળે તે માટે તેઓ મોહોટી કાળજી ધરાવતા અને થોડે પૈસે દુધ તથા સાત્વિક ખોરાક વિદ્યાર્થીઓને મળે તે માટે ખટપટ ઉઠાવી સ્કુલમાં ગોઠવણ કરાવી હતી. ગરીબ, કમનશીબ વિદ્યાર્થી પરિક્ષામાં નાપાસ ઉતરે અને તેને નિયમ પ્રમાણે સ્કોલરશીપ આપી શકાય નહી તેવે પ્રસંગે નાપાસ થવામાં વિદ્યાર્થીનો વાંક નહોતો એમ તેની ખાત્રી થાય તો તેની ફી પોતાની ગીરોથી આપતા અને તેની ખબર તે વિદ્યાર્થી કે તેના વડીલને પણ પડતી નહી.

મહદ્‌શ્રમથી ખીલવેલી હાઇસ્કૂલ પોતાની પાછળ બંધ ન થાય અથવા તેની સ્થીતિ બગડે નહી અને પેટના—પુત્રથી પણ વધુ પ્રિય સંસ્થા ચિરંજીવ થઇ સુરતની પ્રજાની ચાલુ સેવા કર્યા કરે તે માટે તેમણે પ્રયત્નો શરૂ કર્યા અને સાર્વજનિક સોસાયટી સ્થાપવા યોજના કરી. આ તેમના પ્રયત્નોમાં રા. માલવી, રાવબહાદુર ખંડુભાઇ દેસાઇ, સરકારી વકીલ રા. ચુનીલાલ ગાંધી, વડોદરા રાજ્યના વિદ્યાધિકારી રા. છગનલાલ ઠાકોરદાસ મોદી, રા. જેકીશનદાસ મોરારભાઇ વકીલવાળા તથા સુરતના અન્ય આગેવાનો તરફથી ઉત્સાહભર્યો ટેકો મળ્યો હતો. તેમના હાથ નીચે શિક્ષણ મેળવેલા સંખ્યાબંધ યુવકોએ પણ મોકળાં દીલથી તેમને સહાય કરવા માંડી. તેમાં આ ન્યાતના સ્વ. મણીલાલ લાલભાઇ મોદીની અથંગ સહાય તેઓ હંમેશ યાદ કરતા. સુરત ઇંગ્લીશ સ્કૂલનું નામ ફેરવી સુરત સાર્વજનિક હાઇસ્કૂલ રાખવામાં આવ્યું અને ત્યાર બાદ સ્થપાએલી સંસ્થાને સુરત સાર્વજનિક એજ્યુકેશન સોસાયટીનું નામ આપવામાં આવ્યું હતું. સામાન્ય વાયકા એવી છે કે તેમને સહાય કરનાર વિશેષે તેમના પોતાના ઉપરની પ્રીતી તથા માનને લીધે તેમને સહાય આપવા દોરાયા હતા. આ સોસાયટીને પોતે વર્ષો સુધી પાળીપોષી ખીલવેલી હાઇસ્કૂલ અર્પણ કરી તે વખતે તેના બદલામાં ઉચકામાં કાંઇ પણ નાણાની રકમ લેવા માટે પુષ્કળ આગ્રહ કરવામાં આવ્યો અને પોતાને ખાતર નહી તો સંતતિને ખાતર નાણાની રકમ એમણે લેવી જોઇએ એવું નૈતિક દબાણ થયું ત્યારે પ્રત્યુત્તરમાં મ્હારી સૌથી મોટી અને લાડકી સંતતિ મારી સ્કૂલ છે અને તેને હૈયાતીમાંજ એ મારી લેગેસી આપું છું એમ તેણે જવાબ વાળી કાંઇ પણ રકમ લેવાની ના પાડી. એટલુંજ નહી પણ શાળાને ખાતર સ્વતંત્રતા છોડી પરતંત્રતા પકડી અને માત્ર રૂ. ૧૦૦) ની માસીક આજીવિકાએ સોસાયટીના સેક્રેટરી દાખલ કામ કરવાનું માથે લીધું અને તે ઉપરાંત પોતાની ઇચ્છાથી સ્કૂલનાં શિક્ષણમાં પણ ભાગ લેવાનું ચાલુ રાખ્યું. જે નિશાળ સ્વતંત્રતાથી, આપબુદ્ધિથી અને એખયે હાથે ચલાવેલી તે શાળાની ઝીણી ઝીણી બાબતોમાં પણ પાંચ પંદર આસામીઓને પૂછવા જોગ થયું. કોઇ અવિચારી આસામી વગર ખુલાસે અણઘટતી રીતે એમનો દોષ કહાડવા પણ ઉતાવળીઓ થતો; એવા કઠિન પ્રસંગોમાં પણ સહનશીલતા અને ધૈર્ય

સાચવી અંતર લાગણી દબાવી મીઠાશથી કાર્ય કરતા. પ્રસંગે આ સ્થીતિ અસહ્ય થઇ પડતી, એમના કોમળ હૃદયને આઘાત થતો અને મિત્ર વર્ગમાં તે માટે બળાપો પણ કરતા, છતાં છેવટે "આ સ્થીતિ મેં મારે હાથે આણી છે અને મારી ખાનગી લાગણીને ભોગે નિશાળને ચિરાયુ કરી છે એજ મારો સંતોષ છે અને નિશાળને ખાતર મારે માનાપમાન સામે જોવું જોઇએ નહીં પરંતુ નવી સ્થીતિમાં પલોટાઇ એકનિષ્ઠાએ કામ કરવું જોઇએ" એમ કહી મન વાળતા.

નિશાળના અધ્યાપક દાખલ એમને જાતજાતના અનુભવ થતા તે સર્વ પ્રસંગે ઉદાર ચિત્ત અને ધૈર્ય રાખતા. સુરતમાં એક વખતે આંકનો મોટો સટ્ટો ચાલતો. સ્ત્રી, પૂરૂષ, બાળક, ગરીબ, તવંગર અને મજુર વર્ગ સર્વને તેની મોહિની લાગી હતી અને હજારો કુટુંબો તેમાં પાયમાલ થયાં હતાં. સ્કૂલના વિદ્યાર્થી વડીલ પાસેથી સ્કૂલની ફી લઇ આવી આંકમાં ભરતા અને તે ગુમાવ્યા પછી સ્કુલ ફી આપી શકતા નહી. કેટલેક કાળે હેડમાસ્તર તથા વડીલોને આ વાતની ખબર પડતી. ભવિષ્યમાં આવી લાલચમાં વિદ્યાર્થીઓ પડે નહી તે માટે પગલાં લેવા માંડયા અને સ્કૂલના વખતમાં તથા ત્યાર પછીના વખતમાં તેના થતા અનિષ્ટ પરિણામો માટે બોધ આપવા માંડયા. કંઇક વિદ્યાર્થીઓના વડીલો ફી આપી શકે એવી સ્થીતિમાં ન હોવાથી કકલાટ કરવા માંડયા તેમની ફી પોતે ઉદાર દીલથી માફ કરેલી. સુરતમાં જમણનો મોહ અજબ પ્રકારનો છે અને જમણને દીવસે વિદ્યાર્થીઓ અભ્યાસને ભોગે વહેલી છૂટી માંગવા આવતા એટલુંજ નહી પણ શિક્ષકો પણ વિદ્યાર્થીઓને ભોગે એવી છૂટી લેવા આવતા, તેમને કેટલીએક વખત કડવા થઇ અને કેટલીએક વખત સમજુત આપી આ કુટેવ ઘણે કાળે છોડાવી. લગ્નાદિ પ્રસંગે મોટો ખર્ચ કરનાર વડીલો બાળકોને ભણવાના પુસ્તકો પૂરા અપાવવામાં બખીલાઇ કરી તેમને સ્થાથી ગેરલાભ કરે છે એ તેમની જાણમાં હોવાથી ઉપર જણાવ્યું તેમ વિદ્યાર્થીઓને ઉપયોગી થઇ પડે એવા પુસ્તકોનો સંગ્રહ કરવા માંડયો. વધારે શ્રમ તો વિદ્યાર્થીઓને કસરત તથા રમતગમતમાં ભાગ લેતા કરવામાં તેમને પડયો હતો. સ્કૂલમાંથી છુટી સીધા બાળકો ઘેર આવે એવી વડીલોની ઇચ્છા, બાળકો રમતગમતમાં પડશે તો અભ્યાસ તરફ બેદરકાર થશે એવી તેમની ધાસ્તી, સવારના જમેલા બાળકોને સ્કૂલ છુટતાં પહેલાંજ ક્ષુધાતુર થએલા હોવાથી ઘેર જવાની ધાંધલ, આવાં આવાં કારણોને લીધે વિદ્યાર્થીઓનું ધ્યાન કસરત તથા રમતગમત તરફ વળે નહી અને તેમની શારીરિક સંપત્તિને નુકસાન થાય. આ સ્થીતિ સુધારવા સ્કૂલની અંદર દૂધ વિગેરે સાત્વિક શુદ્ધ ખોરાક મળે તેમજ સસ્તે ભાવે વેચાય તેવી ગોઠવણ કરી અને રમતગમતમાં લલચાય તે માટે જુદા જુદા પ્રયત્નો કરવા માંડયા અને તેમાં કંઇક અંશે ફળીભૂત થયા. જ્યાં સુધી બપોરની છુટીમાં તથા સાંજની છુટી પછી બાળકોને પુરતો ખોરાક અન્ય વર્ણના બાળકોને લેવાની જે સગવડ છે તેવી હિંદુઓમાં ન થાય ત્યાં સુધી એ કોમના બાળકો ક્રીકેટ, વિગેરે રમતોમાં જોઇએ તેવો ભાગ લે એ અસંભવિત છે.

સુરતમાં કોલેજ સ્થાપવા જાહેર પત્રોમાં ચર્ચા શરૂ થઇ એટલે સુરતની પ્રજાને કેળવણી આપવાના આવેશમાં લદબદ થએલા સુરતના આ પરમાર્થી પુત્રે યાહોમ એ કામ પાર પાડવા માટે તજવીજ કરવા માંડી અને સતત્ પ્રયાસ આદર્યા. સુરતમાં આર્ટ્સ કોલેજ સ્થાપવી કે વેપારી કેળવણી માટે કમર્શીઅલ કોલેજ સ્થાપવી તે બાબત સ્વર્ગસ્થ

અને લેખક વચ્ચે વારંવાર ચર્ચા થતી. અંતે સુરતના આગેવાનોની ઈચ્છા પ્રમાણે આર્ટ્સ કોલેજ કહાડવાનું નક્કી થયું અને વેપારી કેલવણી માટે એક કમરશીઅલ સ્કૂલ બરાનપુરી ભાગળ આગળ વેપારી લત્તામાં પ્રસંગ મળતાં કહાડવાનો વીચાર રાખ્યો કે જેથી કરીને વેપારી વર્ગનો માત્ર "સાહિત્યનું વાંચન અને ટુંકી આજીવિકા" વાલી કેલવણી તરફ અભાવ છે તે અભાવ છુટી પોતાની સ્થીતિને લાયક કેલવણી લેવા લલચાય. આવી સ્કૂલ કહાડવા પહેલાં સ્વર્ગસ્થનું અવસાન થયું એ સુરતનું દુર્ભાગ્ય! સુરતના વ્યાપારી તથા સોસાયટીના અગેવાનો મન ઉપર લે તો ટુંક વખતમાં મરનારની આ ઇચ્છા પાર પડે અને એક અત્યંત જરૂરીનું વ્યાપારી કેલવણી ખાતું સુરતને પ્રાપ્ત થઇ ત્યાંની પ્રજાને મોટા લાભ થાય. કોલેજને માટે ઘટતું સ્થાન, જોઇતાં નાણા તથા સરકાર તથા યુનીવરસીટી તરફથી મળવી જોઇતી મંજુરી માટે સ્વર્ગસ્થે ખટપટ કરવા માંડી. આ કાર્યમાં રા. માલવી, રા. ચુનીલાલ ગાંધી તથા રાવબહાદુર ખંડુભાઇનો તેમને મોટો ટેકો હતો. આ ચોકડી યુનીવરસીટીના વાઇસ ચેનસેલર તથા સરકારી કાઉનસીલના સભાસદ વીગેરેને પ્રસંગે પ્રસંગે મલવા માટે મુંબઇ, મહાબલેશ્વર, પૂના વીગેરે સ્થળે ફરતી. મુંબઇમાં વ્યાપાર કરતા સુરતના ધનાઢ્ય શેહેરીઓ પાસેથી નાણા મેળવવા માટે લગભગ દર અઠવાડીએ તેઓ મુંબઇ આવતા. એકાદ બે પ્રસંગે આવી મુલાકાત વખતે લેખકને મળવું થયું. હાથ મીલાવતાંજ તેમના શરીરમાં જ્વર છે એમ જણાયું, મનમાં માઠું લાગ્યું અને લેખકે તેમને આવી તબીયતે શ્રમ લેવા માટે ઠપકો આપ્યો. "કામ ત્વરાનું છેઃ હું આળસ કરૂં તો અધુરૂં કામ રખડી જાય. મારૂં શરીર તો હમેશ એવુંજ રહે છે. પછીથી વિશ્રાંતિ લઇશ." વીગેરે શબ્દોથી વાત ઉડાવી. કોલેજ પછવાડેના તેમના આ સત્યાગ્રહે તેમની કીમતી અને ઉદ્યોગી જીંદગી ટુંકી કરી એમ લેખકનું માનવું છે. આ કેલવણીના કામ માટે દિવાળી જેવા તેહેવારો ઉપર વિદ્યાર્થીઓને લઇ સુરતમાં "નગર ભિક્ષા" એ જવું તેમજ સુરત જીલ્લામાં ઠેકાણે ઠેકાણે રજાની અંદર કેટલાએક શિક્ષકો તથા વિદ્યાર્થીઓનું ડેપ્યુટેશન મોકલવાનો તેમનો વિચાર આગ્રહી, નિસ્વાર્થી અને પરગજુ આસીસ્ટંટોની ગેરહાજરીમાં ફળીભૂત થયો નહી. આશા છે કે સોસાયટીના વાહકો, શિક્ષકવર્ગ તથા આ સંસ્થાના જુના તથા નવા વિદ્યાર્થીઓ આ ઇચ્છા પૂરી પાડી ગુરૂ રૂણ પૂરૂં કરશે.

કૉલેજ સ્થાપવામાં બીજી પણ કેટલીએક અડચણ ઉભી થઇ. જાહેર સંસ્થા ચલાવવામાં સર્વનું મન રાજી રખાય નહી અને તેથી તેમના કેટલાએક વિરોધી ઉભા થયા અને જાહેર પત્રમાં તથા અન્ય સ્થળે કોલેજ તથા સ્વર્ગસ્થ વિરૂદ્ધ ચર્ચા કરવા માંડી. સ્વર્ગસ્થે આંખ કાન બંધ રાખી એકનિષ્ઠાથી લથડતી દેહે કોલેજનું કામ પૂર્ણ કરવા તરફ યત્ન જારી રાખ્યા. અંતે સન ૧૯૧૮ ના જુન માસની ૧૯ મી તારીખે મુંબઇ યુનીવરસીટીના વાઇસ-ચેનસેલરને હસ્તે કોલેજ ખુલ્લી મુકાવી તેઓ કૃતાર્થ થયા અને પોતાના અતિ પ્રીય જીવનકાર્ય અને મહત્વાકાંક્ષાને સૂવર્ણ કળશ ચઢાવ્યો. આજ કાર્ય એમના જીવનનો બાકી રહેલો હેતુ હોય અને એ હેતુ પાર પડે તેમનું જીવન કાર્ય પૂરૂં થયું હોય તેમ આ બનાવની થોડીજ મુદતમાં રા. ચુનીલાલ શાહનુ અવસાન થયું.

સ્કૂલ તથા સોસાયટીના વાર્ષિક સમારંભ સ્વર્ગસ્થ ઘણા ઉત્સાહથી કરતા અને પોતાના પુત્રનાં લગનમાં જેટલો આનંદ થાય તે કરતાં વધુ આનંદ આવો સમારંભ ફતેહ-

મંદ થાય ત્યારે એમને થતો. આવા મેલાવડા વખતે મુંબઇ ઇલાકાના કેલવણીના નેતાઓ, સમર્થ વિદ્વાનો તથા મુંબઇના ગવર્નર તથા અન્ય જાહેર પૂરૂષોને ગમે તે પ્રયાસે સુરત લઇ આવતા અને તેમના ઉચ્ચ સંસ્કારો, વિદ્વતાભરેલા ઉદ્દગારો તથા તેમનાં જીવનકાર્યોની ઉત્તમ છાપ વિદ્યાર્થી વર્ગ અને સુરતની પ્રજા ઉપર બેસાડવા તેઓ કાળજી બતાવતા. સાર્વજનિક સ્કૂલનો વાર્ષિક સમારંભ સુરતની પ્રજાને માટે વાર્ષિક ઉત્સવ થઇ પડયો હતો. સન ૧૯૧૫ માં હાઇ સ્કૂલની હોસ્ટેલનો પાયો નાખવાની ક્રિયા કરવા ગવર્નર લોર્ડ વીલીંગડન પોતાનાં પત્નિ સહિત સુરત પધાર્યા હતા. તેમણે રા. ચુનીલાલ શાહના સ્વાર્થ-ત્યાગનાં કાર્યો શ્રવણ કર્યાં તેમજ પ્રત્યક્ષ જોયાં અને તેથી અત્યંત પ્રસન્ન થઇ સાંજનાં ગાર્ડનપાર્ટી વખતે પોતાની પાસે બોલાવી સ્કૂલ તથા સોસાયટી વીશે બારીક માહીતી મેળવી તેમણે ઉપાડેલાં કાર્ય માટે ધન્યવાદ આપ્યો અને રૂ. ૫૦૦) ની ભેટ આપી સોસા-યટીના પેટ્રન થયા હતા. સ્થળ સંકોચને લીધે સ્વર્ગસ્થની આ વિષયની બીજી પ્રવૃત્તિઓ ઉપર વધુ વીવેચન ન કરતાં સાર્વજનિક સ્કૂલ તથા સોસાયટીના છપાઇ બહાર પડતા રીપોર્ટો ઉપર વાંચકવૃંદનું ધ્યાન ખેંચીએ છીએ.

સ્વર્ગસ્થનું શરીર એકવડું તથા નિર્બળ છતાં મન મજબુત અને દ્રઢ હતું તેથી સાધારણ સુખી પ્રકૃતિના માણસ કરતાં પણ તેઓ લાંબો શ્રમ લઇ વધારે કામ બતાવી શકતા હતા. નિશાળની વ્યવસ્થા સાચવવામાં તેમજ વિદ્યાર્થીઓના અભ્યાસની દેખરેખમાં તેઓ સખ્ત રહેતા હતા. કાચા અભ્યાસે વિદ્યાર્થીઓને ઉપલા વર્ગમાં વાલીઓની અરજ ઉપરથી કે લાગવગથી ચડાવવાની વિરૂદ્ધ હતા અને તેથી વારંવાર વિદ્યાર્થીઓના વાલીઓમાં બડબડાટ થતો અને કેટલીએક વખત નિશાળમાંથી સારી સંખ્યામાં વિદ્યાર્થીઓ ચાલી જતા પરંતુ અંતે તેમાં વિદ્યાર્થીઓનુંજ શ્રેય છે એમ અભ્યાસ પૂરો કરે વિદ્યાર્થીઓની ખાત્રી થતાં "શાહ માસ્તર" ના વખાણ ગાતાં અને તેમની સાથે સમાગમમાં રહેવા યત્ન કરતાં. તેમની આ સખ્તાઇ અને આજ્ઞાભંગ તરફના અભાવને લીધે નવી સ્કૂલ નીકળી તેમાં સુરતની પ્રજાને આડકત્રી રીતે લાભજ થયો છે એમ માની પોતાના નુકશાનનો વીચાર ન કરતા સંતોષ લેતા. પરિક્ષાના જવાબો તપાસતાં તેટલીજ કાળજી બતાવતા અને એકાદ જવાબ પત્રક તપાસતાં કલાકો પણ વીતી જતા.

સ્વર્ગસ્થનો ગણિતનો અભ્યાસ ઘણો પાકો હતો અને એ વિષય તેમને પ્રિય હતો. વિદ્યાર્થીને શુષ્ક અને કઠિન લાગતો આ વિષય એમના હાથ તળે મોટા હોંસથી તેઓ શીખતા અને તેમાં આનંદ લેતા. ગણિત ઉપર તેઓએ પુસ્તકો પ્રગટ કર્યાં છે અને તેમાં પણ વિદ્યાર્થીઓને અણઘટતો ત્રાસ ન પડે તે માટે ગણિતના ઉદાહરણોના જવાબો છાપવામાં કે લખવામાં ભૂલ નથી થઇ તે માટે સખ્ત સંભાળ રાખી હતી અને હીસાબો ફરી ફરી ગણી જવાબો ખરા છે તેની ખાત્રી કરી હતી. આ પુસ્તકો કેલવણી ખાતાંએ વિદ્યાર્થીઓના ઉપયોગ માટે મંજુર કર્યાં હતાં.

બાળપણથીજ તેમને રમતગમતનો ઝાઝો શોખ નહી અને એકાંત બેસી પુસ્તકો અધ્યયન કરવાનું તેમને પસંદ હતું છતાં નાની ઉમરમાં રમુજી મિત્રોનું નાનું સરખુ ટોળું એમણે ભેગુ કર્યું હતું અને તેમાં ઝાઝું બોલ્યા વગર રમુજ મેળવતા હતા. તેમનું બોલવું સાલસ અને ઠંડું રહેતું. ન છૂટકેજ બોલવાનું થતું પણ એ મીઠા અને થોડા

શબ્દમાં પણ તેમની દ્રઢતા પ્રત્યક્ષ થતી. અપશબ્દ બોલવો, સાંભળવો તેને અપ્રિય હતો. પરંતુ મિત્ર વર્ગ અથવા વિદ્યાર્થીમાં સાધારણ સમયમાં તકરાર ન ઉઠાવતાં વિવેક વાપરી દૂર ખસી જતા છતાં વિવેકની બહાર જતા મિત્ર કે વિદ્યાર્થીની ખબર લેવા તેઓ ચૂકતા નહી. તેમના અંગત મિત્રોમાં ગુજરાત સ્ટેન્ડર્ડ પ્રેસ વાળા તથા ગુજરાત દર્પણના માલિક મી૦ હોરમસજી હતા. રા. અઠ્ઠાવાળા મારફતે તેમની પીછાન થએલી તે તેમણે રા. અઠ્ઠાવાળાના સ્વર્ગવાસ પછી પણ ચાલુ રાખી અને તેમની ખોટ થોડે અંશે પણ પૂરવા વગર પગારે મી૦ હોરમસજીને મદદ કરતા. લેખો લખવા તથા પ્રૂફો તપાસવામાં મોડી રાત સુધી તેમને કામ પહોંચતું. મી૦ હોરમસજીના ગુજરવાથી તેમને અત્યંત દુ:ખ થએલું; એમનાં મરણથી પોતે એક ભાઇ ગુમાવ્યો છે અને એક બીજાના સહવાસમાં જે આનંદ મળતો તે હંમેશનો ગુમાવી બેઠા છે એમ તેઓ ઉદ્ગાર કહાડતા. એક ચુસ્ત ગંભીર સ્વભાવના વૈશ્નવ અને બીજા રમુજી પારસી તેઓ વચ્ચે જાહેર સેવામાં એકમત થતાં કેવી ગાઢ મિત્રતા બંધાય છે તેનો આ સુંદર દાખલો છે. મી. હોરમસજીના ગુજરવા પછી મિત્ર ઋણ ફેડવા પ્રેસનો બધો ભાર પોતે ઉપાડી લીધો. તેના હીસાબ કીતાબ રાખવા, પ્રેસના કામ પર દેખરેખ રાખવી, ગુજરાત દર્પણના અંક નિયમસર કહાડવા, તેને માટે લેખો મેળવવા, વિગેરેની જંજાળ પોતાના મિત્રના વારસોને ખાતર ઉપાડી લીધી. એમને પગાર આપવાની અથવા પગારદાર આસામી રાખવા માટે મી૦ હોરમસજીના સ્નેહીઓએ દબાણ કર્યું પરંતુ તે ભાર ઇસ્ટેટ ખમી શકે તેની શંકા લાગવાથી આ નિસ્વાર્થી પૂરૂષે ના પાડી. અંતે પોતાના લાગવગથી સારી ગોઠવણ કરી તથા સારી કિંમત મેળવી એ પ્રેસ વેચાવી આપી વારસોને સારો લાભ કરી આપ્યો. તેજ પ્રમાણે એમના જ્ઞાતીનાજ ઇષ્ટ મિત્ર રા. શ્રીજમોહનદાસ શ્રીજભુખણદાશને કોલેરાનો ઉપદ્રવ થયો તે વખતે પોતાના શરીરની ચિંતા ન કરતાં તેમના મરણાંત સુધી તેમની પાસે રહી સુશ્રૂષા કરી અને તેમના અવસાન પછી કુટુંબ કલેશ અને કોરટ દરબારમાં ઝગડો થયો તેમાં પણ નિષ્પક્ષપાત રહી કડવા વેણની દરકાર કર્યા વગર સત્ય ઈન્સાફ વારસોને મળે તેવી તજવીજ કરી. મિત્રો મળો તો રા. ચુનીલાલ શાહ જેવા મળજો એમ તેમના મિત્રોમાં વારંવાર બોલવામાં આવતું.

એમના બાળ મિત્રો ધંધા નોકરી અર્થે પરદેશ ગયા, એમના ગુરૂ તથા ઈષ્ટ મિત્ર રા. અઠ્ઠાવાળા ભર યુવાનીમાં સ્વર્ગવાસ પામ્યા અને પોતાનું કાયમ સ્થાન પોતાના વતન સુરતમાંજ થયું. કમનસીબે રંગીલા, શોખીલા અને ખાનપાનમાં મસ્ત ગણાતા સુરત શેહેરમાં સુશિક્ષીત અને સંભાવિત ગ્રહસ્થોને એકત્ર મળવા, વિનોદ કરવા તથા સમયાનુસાર જાહેર વિષયો ઉપર અરસપરસ વિચારો જાણવા કલબ, જીમખાના કે સોસાયટી જેવું એક પણ સ્થાન નહોતું. (માત્ર હાલ થોડો વખત થયાં હોપ પૂલને પેલે પાર રાંદેર જવાના રસ્તા ઉપર સુરત ઇંડીયન જીમખાના સ્થાપવામાં આવ્યું છે.) જુવાનીઆઓ સુરત બહાર ધંધે ઉપડી જાય છે. સુશિક્ષીત વર્ગમાં માત્ર સરકારી નોકરીમાંથી ફારગ થયેલા અમલદારો તથા નોકરો પોતાને વતન પાછા આવી રહે છે. પરંતુ ઉમરે પોહોચેલા તથા મોફુસીલના ગામોમાં લાંબો વખત અથડેલા અને કંઇક છોટી હકુમતદારીનો મોટો ખ્યાલ ધરાવનાર આ માજી અમલદારો ચાલુ જમાનો સમજવાની, નવા વિચારો જાણવાની, તેને સરખે રસ્તે દોરવવાની, તથા પોતાના ફરસદના વખતમાં યુવાન વર્ગને સન્માર્ગે દોરવવાની ઘણી ઓછી ગતિ તથા ઇચ્છા ધરાવે છે અને ઘર પકડી બેસી રહે છે. કોઇને મળવા

જવાનું પસંદ કરતા નથી એટલુંજ નહીં પરંતુ હવે તો ઇશ્વર ભજન પર ચિત્ત રોક્યું છે એવાં બહાનાં ઉઠળ મળવા આવનારને પણ ઠંડો આવકાર આપે છે. આવી સ્થીતિમાં સુરતની અંદર આવેશવાળા, જાહેર સેવાના ઉછળી આવતા વિચારોવાળા, સ્વાર્થ ભોગની યોજનાઓ ઘડી યાહોમ ઉપાડી લેનારાઓ અને માનસિક ઉચ્ચ શિક્ષણ પામેલા પુરૂષોને સુરત શહેરમાં જોઇએ તેવી સોબત મળતી નથી એમ વારંવાર ફર્યાદ થાય છે. સ્વર્ગસ્થ પણ પોતાનાં વતનમાં છતાં એકલા અટુલા જંગલમાં છે અને પોતાની પ્રવૃત્તિમાં દીલસોજી બનાવી સહભાગી થનાર કોઇ નથી તેનો બળાપો લેખકને મોહોડે કરતા અને ન્યાતિ સુધારણાનાં કામમાં મુંબઇનો ઉત્સાહ, મુંબઇની સોબત તથા મુંબઇના કામ કરનારા સુરતમાં નથી તેથી પોતાના હાથ બંધાઇ ગયા છે. એમ અફસોસ કરતા. સુરતમાં "ક્લબ લાઇફ" જેવું કાંઇ નથી અને સરકારી નોકરીમાંથી ફારેગ થએલો અમલદાર વર્ગ જાહેર પ્રશ્નો તરફ ઉદાસિનતા બતાવે છે એવી ફર્યાદ અન્ય ગ્રહસ્થો તરફથી પણ થાય છે. આવા મોટા શહેરમાં વિદ્યાર્થીઓને ઉપયોગી થઈ પડે એવાં પુસ્તકો શિવાય અન્ય વાંચવા લાયક પુસ્તકો વેચવા માટે કોઇ સારો સાહસિક પુસ્તક વેચનાર નથી એ શોકની વાત છે. વખતના વહેવા સાથે અને સુરતમાં હવે કૉલેજ થતાં યુવાન વર્ગનો વસવાટ વધતો જશે એટલે આ ખોટ પુરી પડશે એમ આશા છે.

રા. ચુનીલાલ માણેકલાલ ગાંધી લખી મોકલાવે છે કે "સ્વર્ગસ્થનાં જીવનમાં જે જે રેખાઓએ મારા મનમાં સહજ છાપ પાડી છે તેમાંની એક Regularity of habit નિયમિત કામ કરવાની વૃત્તિ હતી. જે જે કામ તેમને કરવાનું હતું તે કામની એક નાના પુસ્તકમાં યાદી કરતા અને તે કામ નિયમિત રીતે કરતા. સાર્વજનિક કૉલેજને માટે જ્યારે નાણા ઉઘરાવવાનું કામ અમે કરતા હતા ત્યારે લગભગ છ મહીનાના એ ઉદ્યોગમાં એક પણ પ્રસંગે ઠેરવેલા વખતે મારે ત્યાં આવવામાં કે મને સ્મરણ કરાવવા માણસ મોકલવા સ્વર્ગસ્થ ચુકયા હોય એવું મારા લક્ષમાં નથી.

તેઓ જાહેર પ્રજાનાં નાણા માટે ખાનગી નાણા કરતાં વધારે કાળજી રાખતા હતા અને તેઓ હીસાબ છેવટની ઘડી સુધીનો ચોખ્ખો રાખવાની સંભાળ લેતા. કૉલેજનું મકાન ખુલ્લું મુકવાની ક્રિયા કરવા લૉર્ડ વીલીંગડન આવી શકેલા નહી તેથી ઓગસ્ટ ૧૯૧૮ માં લશ્કરની ભરતીના કામ સારૂં સુરતમાં સભા ભરવામાં આવી હતી તેમાં ભાગ લેવા તેઓ સુરત આવનાર હતા તે પ્રસંગે આગલી રાત્રે લગભગ પોણા દશ વાગે તેઓ કૉલેજની મુલાકાત બીજે દીવસે આઠ વાગે લેશે એવો તાર ખાનગી સેક્રેટરી તરફથી રા. ચુનીલાલને મળ્યો. રાત્ર અંધારી હતી, વર્ષાદ પડતો હતો અને નબળી આંખે અને શરીરે સ્વર્ગસ્થ ભાગ્યેજ સહેલાઇથી ચાલી શકતા છતાં જ્યારે ગાડીવાળાએ નીયમ કરતાં વધુ દામ માંગ્યું ત્યારે જાહેર નાણામાંથી વધુ ખર્ચ ન થાય એમ બોલી પોણો માઇલનો ટપ્પો પગે ચાલી ગયા, સહવારની મુલાકાત માટે કૉલેજમાં ઘટતી તજવીજ કરી, મોડી રાત્રે પગે ચાલતાજ પાછા ઘેર આવ્યા. જાહેરનાં નાણાની આવી સંભાળ લેનાર પુરૂષો વિરલજ હોય છે.

સાર્વજનિક સંસ્થાના ખજાનચી દાખલ ટ્રસ્ટનાં નાણાનો હીસાબ સ્વર્ગસ્થ પાસે હતો. તેઓના અવસાન પહેલાં તેઓ ત્રણ માસની રજા ઉપર હવાફેર જનાર હતા. તે

પહેલાં લથડતી તબીઅતે મોડી રાત સુધી બેસી બધા હીસાબનામા તૈયાર કર્યાં હતાં. પોતાના અવસાનની અગમચેતી થઇ હોય તેમ બધા જુદા જુદા હીસાબો લખી જોઇતી સમજુતી સાથની જુદી જુદી કાપલી તથા કાગળીઆઓ તેમાં ગોઠવી કેશબોકસમાં મુકયા હતા. આ તેમની ચોખવટને લીધેજ તેમના સાથીઓને તેમના અવસાન પછી નામા હીસાબમાં તથા નાણા માટે કાંઈ પણ તકલીફ પડી નહોતી.

સ્વર્ગસ્થ સ્નેહાળ અને અત્યંત કુટુંબવત્સલ હતા, છતાં સ્કુલનું કામ નિયમીત રીતસર થવુંજ જોઇએ એવી તેમની કર્તવ્યપરાયણતા તેમના વાત્સલ્યભાવ ઉપર સરસાઇ ભોગવતી. સ્વર્ગસ્થનો કનિષ્ટ પુત્ર ગંભીર માંદગીને બીછાને પડયો હતો અને સ્હવારનાજ ડાકટરે તપાસી તે બાબત ચેતવણી આપી હતી. છતાં સ્કૂલમાં પરિક્ષા ચાલતી હતી અને સવાલપત્રક આપવા ઘટતી ગોઠવણ થઇ નથી માટે સ્કૂલ ગયા વગર તો નહીજ ચાલે, જઇને ત્વરાથી પાછો આવું છું એમ કહી આ કર્તવ્યપરાયણ સજ્જન સ્કુલમાં ગયા અને તેમની પાછળ તેમનું માણસ તેમના પુત્રના અવસાનની ખબર આપવા આવ્યું હતું.

સ્વર્ગસ્થ પ્રજામતને માન આપનાર હતા છતાં પ્રજાની ભૂલ થતા તેમનાં કાર્યની અવગણના કરે તો તેથી જરા પણ ડરી ન જતાં પ્રજાનો ખરો લાભ શામાં છે તે તપાસી ચીવટાઇથી તે પાર ઉતારતા. સાર્વજનિક હાઇ સ્કૂલનાં મકાન માટે તેમણે મેળવેલી જગ્યા શેહેરથી બહુ દૂર છે અને વિદ્યાર્થીઓને ખાસ કરીને વર્ષાઋતુમાં ત્રાસ થાય એવો કંઇક વિરોધ ઉભો થયેલો અને તેથી વિદ્યાર્થીઓની સંખ્યા ઘટી જવાનો સંભવ આવેલો છતાં મેળવેલી જગ્યા જેવી સુખાકારી તથા સગવડવાળી સસ્તી જગ્યા શેહેરમાં અન્ય ઠેકાણે મળશે નહી એમ ખાત્રી થતાં તેઓએ એજ જગ્યાએ સ્કૂલ બંધાવવા નિશ્ચય કર્યો હતો. વિરોધીઓએ ઉઠાવેલી ફર્યાદો મોટે ભાગે ખ્યાલી હતી તે હવે પ્રત્યક્ષ થાય છે.

સ્વર્ગસ્થને કૈસરે–હીન્દનો મેડલ આપવામાં આવ્યો તેના સમાચાર અમને મળ્યા ત્યારે અમે બન્ને મુંબઇમાં હતા. છાપાદ્વારે ખબર મળતાં મેં તેમને મુબારકબાદી આપી હતી. "ભાઇ મારી મશ્કરી કરો છો, માન ઇતાબને માટે મને કયારે અભિલાષા હતી અને ખટપટ કરી છે જે? અને એનાથી શો લાભ?" એવો તેમણે પ્રત્યુત્તર આપ્યો. પદક લેવા પાછળથી તેમને પુને જવાનું આમંત્રણ થયું તે વખતે મને પુછવા આવ્યા કે "મારૂ શરીર અસ્વસ્થ છે. હું નહી જાઉં તો ન ચાલે? તેથી અધીકારીઓને અપમાન થયેલું તો ન ગણાય? નાહકનો ખર્ચ અને મને આ માન ચાંદનો લોભ નથી." અંતે સમજાવીને મોકલ્યા ત્યારે તેઓ પુને ગયા".

રા. અઠ્ઠાવાળાના શોખતી ન્યાત સુધારણાના કામમાં પડે નહી એ અસંભવિત હતું: તેરમા પાછળના જમણ બંધ કરાવવા માટે જે સખ્ત ચળવળ જાગેલી તેમાં રા. અઠ્ઠાવાળાની પડખે રા. ચુનીલાલ રહ્યા હતા. પંચના વહીવટમાં સુધારો કરવા રા. સા. ચંદુલાલની પડખે રહી ઘણી સહાય કરી હતી તથા તેમની સાથે રહી વિદ્યોત્તેજક ફંડને માટે ન્યાતમાં લાગો નખાવવાનો ઠરાવ કરાવ્યો હતો. સુરતી દશા પોરવાડ હિતેચ્છુ સભાના કાર્યો તરફ એમની સહાનુભુતી અને દીલસોજી હતા. સભાની સ્થાપનાથીજ સભાસદ થઇ સભાના સુરતના

મેલાવડા ફત્તેહમંદ કરવા માટે એઓ દરેક સહાય આપતા તથા વિદ્વાન પુરૂષોને પ્રમુખસ્થાને બોલાવવા કીમતી સલાહ આપતા અને પોતાની લાગવગ વાપરતા. સભા તરફથી ગરીબ વિદ્યાર્થીઓને પુસ્તકો આપવા માટે પ્રબંધ કર્યો છે તેની સુરત ખાતે ખટપટ કરવાનું વર્ષો સુધી પોતાને હાથ રાખ્યું હતું. સભાની સુરતની કમીટીના વર્ષો સુધી સભ્ય હતા. સભાને હસ્તક સ્થાપવામાં આવેલા વિદ્યોત્તેજક ફંડ માટે ન્યાતમાં લગ્ન વીગેરે સર અવસરે નાણા ભરાવવામાં આવે છે તેમાં શરૂઆતમાં આગેવાની ભરેલો ભાગ લઇ લેખકના કાર્યને ઘણી સરળતા કરી આપી છે.

એઓ સ્વભાવે શાંત હતા અને એમને રહેણી કરણીમાં સાદાઇ ગમતી. તેમનો પહેરવેશ સાદો અને સ્વચ્છ રહેતો, શબ્દમાં નમ્રતાઇ સાથે પોતાનો ભારબોજ સાચવનારો સ્વર રહેતો અને સામો આદમી તેમની સાથે અણઘટતી છૂટ લેતા અચકાતો. કુટુંબની અંદર નાના બાળક જેટલા કોમળ અને હેતાળ, વડીલ તરફ આજ્ઞાપાળક, પણ જ્યાં સત્તા વાપરવાનો પ્રસંગ પડતો ત્યાં દૃઢતાથી તેનો અમલ કરતા અને આજ્ઞા ભંગ ન થાય તે માટે ચીવટાઇ રાખતા હતા. પ્રજાના એક નીડર, અડગ અને શ્રદ્ધાળુ સેવક હતા પરંતુ જાહેર માનથી તેઓ દૂર ભાગતા અને ખૂણે રહી પ્રજા સેવા કરવાનું પસંદ કરતા. તેમનાં જાહેર કાર્યો માટે નામદાર સરકાર તરફથી કૈસરે હીન્દનું પદક મળ્યું એ અવસર તેમના મિત્રો તથા સુરતના શેહેરીઓએ વધાવી લીધો એટલુંજ નહી પણ જાહેર પ્રજા તરફથી ખુશાલી પ્રદર્શિત કરવામાં આવી હતી તેથી તેમને સંકોચ થતો. એમની ન્યાતનાં સુરત અને મુંબઇનાં પંચોએ એમને માનપત્ર આપવાનો ઠરાવ કર્યો અને તેમને માનપત્ર લેવા માટે ઘણું દબાણ તથા આગ્રહ કરવામાં આવ્યો પણ આવાં કાર્યક્રમથી મારા જીવને આલ્હાદ થવાને બદલે ખીજવતા થશે એમ જણાવ્યું અને અંતે તે વિચાર માંડી વળાવ્યો. તેમના અવસાન પછી તેમના સ્મારક માટે તેમના નામનું શારીરિક કેળવણીનો પ્રચાર કરવા માટે સભા તરફથી ફંડ ઉભુ કરવામાં આવ્યું છે.

સુરતની જાહેર પ્રજાએ ઉઘરાણું કરી સુરતની નગીનચંદ ઇન્સિટયુટના હોલમાં તેમની સુંદર તસ્વિર મુકાવી છે અને સાર્વજનિક કોલેજમાં મુકવા માટે આરસપાહાણનું બાહાવલું તૈયાર થાય છે.

શરીર એકવડું છતાં અવિશ્રાંત શ્રમ, આંખ નબળી છતાં નીરંતર દીવા સાથે કામ તેથી તેમનું સુકોમળ શરીર જર્જરીત થયું, પેટમાં વાયુનો પ્રકોપ વારંવાર થવા માંડયો અને મન પણ અસ્વસ્થ થવા માંડયું. કોલેજની યોજના તોડી પાડવા માટે ઉભી થએલી સ્વાર્થી અને અન્યાયી ચળવળ તથા અપ્રમાણિક ખટપટથી તેમને ઘણું સાલતું અને નિર્બળ થયેલાં શરીરને વધુ નિર્બળ બનાવ્યું. અંતે મિત્રવર્ગના આગ્રહને તાબે થઇ વઢવાણ હવાફેર જવા વિચાર કર્યો પરંતુ કામમાંથી ફુરસદ ન મળતાં થોડો વખત ડુમસ જવા વીચાર કર્યો. જે દીવસે સોસાયટીનો ચાર્જ છોડનાર હતા તેજ દીને ઇનફ્લુએન્ઝાના ઝેરી તાવે એમના ઉપર હુમલો કર્યો અને ૫૨ વર્ષની ઉમરે તા૦ ૨૩ મી અકટોબર ૧૯૧૮ ને દિવસે એમનો ક્ષણભંગુર દેહ પંચત્વ પામ્યો. પરંતુ તેમનું જીવનકાર્ય, તેમનો ધ્યેય, તેમની કેળવણીની ભાવના સુરતની પ્રજામાં સદાય અમર રહેશે.

સાર્વજનિક હાઇ સ્કૂલ તથા સોસાયટીના ફંડોમાં સુરતી દસા પોરવાડ ન્યાતમાંથી સારૂ ભરણું થયું છે. સ્કોલરશીપો અપાઇ છે, હોસ્ટેલ સ્થપાઇ છે, હોલ વગેરે બંધાયા છે, સ્વયંસેવકો અર્પણ થયા છે. અને રા. ચુનીલાલનો દેહ આહુતિમાં અપાયો છે. એ ન્યાતનો આ સંસ્થા સાથનો ગાઢો સંબંધ સ્વર્ગસ્થનાં અવસાન પછી પણ અરસપરસના લાભ માટે અચળ રહેવા જેવી તજવીજ થવી જોઇએ એવી લેખકની સ્વર્ગસ્થ સાથે વારંવાર ચર્ચા થતી અને પ્રસંગો જતાં કરવામાં આવ્યાં તે માટે શોક દર્શાવવામાં આવતો. ભવિષ્યમાં તેવી ગોઠવણ કરશું એવી અપાએલી આશા હાલ તો નષ્ટ થએલી જણાય છે. કેલવણીની આવી ઉત્તમ સંસ્થા સાથે સ્થાયી સંબંધ રહ્યાથી ન્યાતના આગેવાનો વિદ્યાવિલાસી તથા ઉદાર વિચાર અને વ્યવહારના થતે તથા તેમની પોતાની તથા ન્યાતની ઉન્નતિ માટે કાયમ સ્ફુરતી રહેતે તેમજ પોરવાડની ઉદારતાનો ઝરો આવા એક પરોપકારી ખાતાં તરફ નિરંતર વહયા કરતે. પ્રભૂનું ધાર્યું હશે તો ચુકયા પ્રસંગ પાછા આવશે. અસ્તુ !

મં. ઇ. મે.

---

આ જીવનવૃતાંત તૈયાર કરવામાં રા. જેકીશનદાસ વ્રીજભુખણદાસ, ત્રીભોવનદાસ માલવી તથા ચુનીલાલ ગાંધી તરફથી જે સહાય મળી છે તેની સાભાર નોંધ લેવામાં આવે છે.

# સ્વ. રાવસાહેબ ચંદુલાલ મથુરાદાશનું જીવનચરિત્ર.

(લે:-મંગળદાશ છબીલદાશ ચીનાઇ, એમ. એ.)

સ્વ. શેઠ ચંદુલાલ મથુરાદાસનો જન્મ સુરત શાહપોરમાં તા૦ ૮ મી સપ્ટેમ્બર ૧૮૩૭ ને દીને થયો હતો. એમનાં માતા એમને નાની ઉમ્મરનાં મુકી ગુજરી ગયાં હતાં. એમના પિતા શેઠ મથુરાદાશ ધરમદાશ પોતે સરકારી નોકરીમાં કલેકટરની ઓફીસમાં તીજોરી ખાતામાં હતા. તેમને પેટે બધા મળીને આઠ ફરજંદ હતા. તેમાં ૭ પુત્રો અને બે પુત્રીઓ હતાં. એ સર્વ બંધુઓમાં શેઠ ચંદુલાલ વડીલ હોવાથી એમને પોતાના અભ્યાસમાં ખલલ ખમવી પડી હતી. એમણે નાની ઉમ્મરમાં અભ્યાસની અંદર બાહોશી બતાવી પોતાના શિક્ષાગુરૂઓનો સારો ચાહ મેળવ્યો હતો પણ પોતે વડીલ પુત્ર હોવાથી શેઠ ચંદુલાલને નાની ઉમ્મરે નોકરીએ લાગવું પડયું હતું અને તેમના ગુરૂઓની ભલામણથી ઓગણીસ વર્ષની કુમળી વયે ભરૂચ જીલ્લાના આમોદ ગામમાં (જ્યાં એમનું સાસરૂં હતું) નિશાળના શિક્ષકની જગ્યા મળી હતી અને ત્રણ વર્ષમાં વધીને ગોધરાના અંગ્રેજી નિશાળના મુખ્ય શિક્ષકની પદ્વીએ પહોંચ્યા હતા. પોતાનું ભવિષ્ય સુધારવા કેલવણી ખાતામાંથી બદલી કરાવી ટપાલ ખાતામાં તેઓ અમદાવાદની ટપાલ ઓફીસના હેડ કલાર્ક દાખલ જોડાયા હતા. ત્યાં તેમની મહેનત, ખંત અને હોશીઆરીને લીધે બીજેજ વર્ષે તેઓ ટપાલ ખાતામાં સબ-ઇન્સપેકટર નિમાયા હતા. તેમની નોકરીનો મોટો ભાગ કાઠીયાવાડ અને કચ્છમાં પસાર થયો હતો અને તે વખતના રેલ્વે તથા સારા રસ્તા વગરના તે પ્રદેશોમાં મીઆણાઓ વારંવાર ટપાલ લુટતા તેનું જોર તોડી, રજવાડાઓને જાતે મળી ખટપટ કરી પોસ્ટ ઓફીસની સંખ્યા લગભગ ૩૦૦ સુધી વધારવામાં તેમણે જે ચાલાકી અને ખંત બતાવ્યાં હતાં તેની સરકારી દફતરમાં પણ ઘટતા શબ્દોમાં પીછાન કરવામાં આવી છે. આજે પણ તેમનું નામ એ બે વિભાગોની પ્રજા ઘણા હેતથી સંભારે છે અને પોસ્ટ ઓફીસોની સગવડ કરી આપવા માટે તેમનાં વખાણ કરે છે. કાઠીયાવાડ અને કચ્છનાં પોસ્ટ ખાતાંની દેખરેખ રાખવી એ મોટી મહેનત અને જંજાળનું કામ હતું. જુદા જુદા દેશી રાજ્યો અને તેની પોલીસ સાથે કામ લેવામાં બહુજ બાહોશી અને ચાલાકી જોઇએ અને મોટે ભાગે પોસ્ટ ઓફીસમાં થતી ચોરી વિગેરે ગુન્હાઓમાં પોસ્ટ ખાતાના અધિકારીઓને પોતાનેજ તપાસ કરવી પડતી હતી. આ પ્રમાણે તેમને પોલીસનું તેમજ સરકારી વકીલનું પણ સાથે સાથે કામ કરવું પડતું. સને ૧૮૭૪ માં જામનગરના પોસ્ટ માસ્તર અને તેના નોકરો તથા તે સ્થાનના ગોસ્વામી મહારાજે સાથે મળી એક બાઇની સોનાની બંગડીઓ એંગી પારસલમાંથી ઉડાવી. આ કામની તપાસ જીવને જોખમે પ્રમાણીક નિષ્ઠાથી તેમણે કરી હતી અને ગુન્હેગારોને શીક્ષા કરાવી હતી. ધર્મ સંકટ છતાં માત્ર ઇશ્વરનો ડર રાખી ગમે તેવી લાલચ અને ધમકીની દરકાર કર્યા વિના તેમણે બજાવેલી ફરજ માટે ઠેઠ ઇન્ડીઆ સરકારે પણ તેમનાં વખાણ કર્યાં હતાં. પોસ્ટ ખાતાંમાં ધાડ તથા ખુનના કેસોમાં ઘણી બાહોશીથી તપાસ કરી ગુન્હેગારોને શીક્ષાએ પહોંચાડયા હતા અને પોતાનાં ઉપરીઓની ઘણી પ્રશંસા મેળવી હતી. સરકારી નોકરીમાંથી ફારેગ થયા તે વખતે તેઓ સેકન્ડ ગ્રેડ પોસ્ટલ સુપ્રીનટેન્ડન્ટનો ઓધ્ધો જે તે વખતે હીંદના વતનીઓને જવલ્લેજ આપવામાં આવતો હતો તે ઓધ્ધો ભોગવતા

હતા. પોતાના ઉંચા અને લાગવગવાળા ઓદ્ધાના વખતમાં સગાંસ્નેહી અને ન્યાતિ-બંધુઓમાંથી લાયક જણાતા આસામીઓને પોતાના ખાતામાં નોકરી અપાવી તેઓએ ઘણાને મદદ કરી હતી અને એવા તેમના આશ્રિતો અને મિત્રો આજે પણ ઉપકાર સાથે તેમનું સ્મરણ કરે છે. નોકરી ઉપરથી છુટા થઇ સુરત વાનપ્રસ્થ થયા છતાં તેમના ચંચળ અને ઉદ્યમી સ્વભાવને લીધે તેમનાથી વગર કામે બેસી રહેવાયું નહિ અને સુરતમાં શરૂઆતની મરકી ફેલાઇ તે વખતે હેલ્થ કેંપના ઓનરરી સુપ્રીનટેન્ડેન્ટ દાખલ પ્રજા તેમજ સરકારની ઘણી સારી સેવા બજાવી હતી. તેમના હાથ નીચેની હેલ્થ કેંપમાં જે કુટુંબોને રહેવાનો પ્રસંગ પડતો તેની દરેક અગવડ દુર કરવામાં તથા જરૂરીઆતની ચીજો પૂરી પાડવામાં તેઓ પ્રેમ અને ઉત્સાહથી મહેનત કરતા હતા. તેમની નોકરીની કદર બુજી સરકાર તરફથી તેમને રાવસાહેબનો ખિતાબ અર્પણ કરવામાં આવ્યો હતો.

સુરતમાં મીલ ઉદ્યોગ વધે અને ત્યાંના વતનીઓ સમૃદ્ધિવાન તથા હુન્નરમંદ થાય તે માટે તેઓ ઘણા આતુર હતા અને સુરતની કેટલીએક મીલોના ડીરેકટર થઇ જાતમહેનતથી તે મીલોના કામ ઉપર દેખરેખ રાખતા. નોકરી ઉપરથી પેનશન લઈ સુરત આવ્યા પછી કેટલાએક વર્ષ સુધી પંચની અંદર ઉત્સાહથી ભાગ લેતા હતા તથા પંચનું કામકાજ વ્યવસ્થાસર ચાલે તે માટે મંથન કરતા. દરેક કુટુંબે કમમાં કમ એક આદમીને પંચમાં તથા ન્યાતમાં સારે નરસે મોકલવા માટે તેમને આગ્રહ હતો અને તે વિશે એમણે પંચમાં નિયમો પણ કરાવ્યા હતા. ન્યાતમાં કેલવણીનો પ્રચાર થાય તે માટે કેલવણી ફંડ ઉભું કરવા માટે સ્વઃ શેઠ ચુનીલાલ શાહની સાથે તેમણે પણ મહેનત કરેલી અને કેલવણીના કામ માટે પંચમાં ઠરાવ કરાવી લગ્ન વખતે દાપું ઘલાવેલું તેમજ ન્યાત ગોર મારફતે ઉઘરાણું કરવાની તજવીજ કરેલી. કાઠીઆવાડના કેટલાએક રાજાઓ સાથે તેમને સારી બેઠક અને અંગત પિછાન હોવા છતાં સ્વતંત્રતા પ્રિય હોવાથી વ્યવહારમાં કોઇ દીવસ નમતું આપતા નહી. ઉલટું પોતાની અંગત લાગવગનો લાભ લઇ પ્રજાને પોસ્ટનો જેમ બને તેમ વધુ લાભ મળે તે માટે જુદે જુદે ઠેકાણે પોસ્ટ ઓફીસો ઉઘડાવવા શંકાશીલ રજવાડાઓને સમજાવતા.

નાની ઉમરમાં માતુશ્રીના ગુજરવા પછી સાવકાં સઇઆરામાં ઉછર્યા છતાં તેઓ માયાળુ અને કુટુંબવત્સલ હતા. પિતા કટ્ટા ખચરવાળ હોવાથી નાની ઉમરમાંજ નોરમલ કલાસ સુધી અભ્યાસ કરી સાધન રહિત પોતાનો સંસાર શરૂ કરેલો તે જાતી ખંત, મહેનત, પ્રમાણિકતા, ઉદ્યમ અને નિડરતાને લીધેજ મોહોટે ઓધ્ધે પોંચ્યા અને તે ઓદ્ધાની ખુમારી ન રાખતાં મળ્યા પ્રસંગે કોઇનું પણ ભલું કરવા ઉત્સુક રહેતા. મોટો કુટુંબ કબીલો પાછળ મુકી તેઓ સન ૧૮૯૯ ના મે માસમાં ગુજર્યા. તેમનું સ્મારક રહે તે માટે હાલમાં તેમના પુત્ર રા૦ ચુનીલાલ ચંદુલાલ તરફથી સુરત બાઇ દયાકોર ઓસ્પીટલ સાથે તેમના નામથી "નર્સીઝ હોમ" ( માવજત કરનારી બાઇઓને રહેવાનાં મકાન ) ઓસ્પીટલની પાસેજ રાખવાની સગવડ કરવા તજવીજ થાય છે.

# સ્વઃ રા. બા. દામોદરદાસ વીજભુખણદાસ રાંદેરીઆ.

## જન્મ તા૦ ૧૦ મી જુન ૧૮૬૧. અવસાન ૯ મી ઓગષ્ટ ૧૯૧૪.

### (લે.—રા. છગનલાલ માણેકલાલ ત્રીજોરીવાળા.)

રા. બા. દામોદરદાસનો જન્મ આ ન્યાતનાં રાંદેરના જાણીતાં ખાનદાન કુટુંબમાં સને ૧૮૬૧ માં થયો હતો. રાંદેરના જે ફળીયામાં આ કુટુંબ રહેતું હતું તે ફળીયું હજુ પણ પારેખ ફળીયાં તરીકે ઓળખાય છે. આ કુટુંબનું સરકારમાં માન સારૂં હોવું જોઇએ કેમકે તે વખતમાં જ્યારે હાલના જેવી અદાલતો નહોતી અને પંચાયત જેવી સંસ્થા હસ્તીમાં હતી ત્યારે આ કુટુંબના વડીલોને દીવાની મુકરદમાઓના ફેસલા આપવાનો હક હતો એમ કહેવામાં આવે છે. રા. બા. દામોદરદાસ વિદ્યાભ્યાસ માટે દરરોજ રાંદેરથી સુરત પગે ચાલી આવતા. તે વખતે રાંદેર અને સુરત વચ્ચે હાલમાં છે તે પ્રમાણે પુલ નહોતો અને તેથી નાના હોડકામાં બેસી તાપી નદી ઓળંગી સુરતની મીશન સ્કૂલમાં અંગ્રેજી અભ્યાસ કરવા માટે આવતા. લગભગ ૧૮ વર્ષની વયે તેઓ મેટ્રીકયુલેશનની પરિક્ષામાં ઉત્તીર્ણ થયા હતા. તેમના પીતાશ્રી તેમને ૧૨ વર્ષની નાની વયના મુકી દેવલોક પામ્યા હતા.

બાલ્યાવસ્થાથીજ તેઓ તીવ્ર બુદ્ધિ ધરાવતા હતા અને આગળ વિદ્યાભ્યાસ કરવાની તેમની ઘણી ઉત્કંઠા હોવા છતાં ઉચ્ચ કેળવણી લેવાના સાધનને અભાવે તેઓ શરૂઆતમાં શાહપોરમાં આવેલી જહાંગીરશાની શાળા તે વખતે Grammar School તરીકે ઓળખાતી હતી તેમાં વડા શીક્ષક તરીકે જોડાયા હતા. આ શાળામાં તેઓ સને ૧૮૮૧ સુધી રહ્યા. ત્યાર બાદ પંચમહાલ જીલ્લાના કલેકટરની ઓફીસમાં આપણી ન્યાતિના સ્વઃ શેઠ ગુલાબદાસ કલ્યાણદાસ તોલાટ વડા કારકુનના હોદ્દા ઉપર હતા તેમની શીફારસથી તે ઓફીસમાં તેઓ અંગ્રેજી કારકુન તરીકે રૂ. ૩૫ ના પગારથી જોડાયા. આ ઓફીસમાં ટુંક વખત નોકરી કર્યા બાદ વકીલાત માટે અભ્યાસ કરવાના વિચારથી એક વર્ષની રજા લીધી પરંતુ કેટલાક ખાનગી કારણને લીધે તે વિચાર પાછળથી માંડી વાળવો પડયો અને રજા ખલાસ થતાં પાછા નોકરીમાં જોડાયા. સને ૧૮૮૨ માં તેઓની પંચમાહાલ જીલ્લાના પોલીસ સુપ્રીનટેંડન્ટની ઓફીસમાં વડા કારકુન તરીકે બદલી થઇ. આ જગ્યા ઉપર તેઓ લગભગ ૧૦ વર્ષ રહ્યા જે દરમ્યાન તેઓએ અનેક પોલીસ વીગેરે ખાતાંના અંગ્રેજી અમલદારો તથા જીલ્લા પોલીસ સુપ્રીનટેંડન્ટોની સંપુર્ણ પ્રસંશા સંપાદન કરી હતી તથા પોતાની બાહોશી માટે સારી ખ્યાતિ મેળવી હતી. તે વખતના પોલીસ સુપ્રીનટેંડન્ટ મી. સુટરનો તેમના પ્રત્યે અત્યંત પ્રેમ હતો અને સને ૧૮૯૩ માં જ્યારે તેઓ કાઠીઆવાડના ધ્રાંગધ્રા રાજની પોલીસ સુધારવાના ખાસ કામ ઉપર નીમાયા હતા ત્યારે તેવણે રા. બા. દામોદરદાસને પોતાના હાથ નીચે લીધા હતા. આ ખાસ કામ પુરૂં થતાં સને ૧૮૯૪ માં તેમની બદલી પુનામાં મુંબઇ ઇલાકાની પોલીસના વડા ઇનસ્પેકટર-જનરલની ઓફીસમાં થઇ હતી. આ પોલીસની વડી ઓફીસમાં



સ્વ: રાવબાહાદુર
દામોદરદાસ વીજભુખણદાસ.



મુંબઇ પંચના બાહોશ મંત્રિ
સ્વ: શેઠ નગીનદાશ જમનાદાસ લાલા.

તેમને પોતાની અક્કલ હુશીઆરી બતાવી આપવાની અછી તક મલી. એક પોલીસ અમલદાર તરીકે તેઓ વધારે ઉપયોગી થઇ પડશે એવી તેમના ઉપરી અમલદારોની ખાત્રી થવાથી ૧૯૦૨ ના સાલમાં તેમની ક્લાર્કની જગા ઉપરથી બી. બી. એન્ડ સી. આઇ. રેલવે પોલીસ ફોજમાં ઇનસ્પેકટર તરીકે નીમણુક કરી. આ જગા ઉપર થોડો વખત રહ્યા બાદ તેમની બદલી તેમના પોતાના વતનમાં એટલે સુરતમાં રેલવે પોલીસ ઇનસ્પેકટર તરીકે થઇ. તેમણે પોતાની ગુન્હા દાબી દેવાની કુનેહથી રેલ્વેને ઠગનારાઓની તથા રેલ્વે પર ચોરી કરનારી ટોળી ઉપર તારીફ કરવા લાયક કાબુ મેળવ્યો જેને પરીણામે તેમની હદમાં ગુન્હાનો મોટો ઘટાડો થયો. સને ૧૯૦૬ ના ડીસેંબર મહીનામાં તેમની બદલી ભરૂચના પોલીસ પ્રોસીક્યુટીંગ ઇનસ્પેકટર તરીકે કરવામાં આવી. અહીંઆ તેઓએ એવું સારૂં નામ મેળવ્યું કે હજુ સુધી પણ ભરૂચનો વકીલ વર્ગ તેમની પ્રસંશા કરે છે કે તેમના જેવા પોલીસ પ્રોસીક્યુટર ભાગ્યેજ થયા છે. એકજ વર્ષનાં તેમના કામથી ખુશ થઇ ઇનસ્પેકટર–જનરલ ઓફ પોલીસ મી૦ કેનેડીની ભલામણથી સરકારે તેમની થાણા જીલ્લાના ડેપ્યુટી સુપ્રીન-ટેંડન્ટના જોખમદાર ઓદ્ધા ઉપર નીમણુક કરી. આ ઓદ્ધા ઉપર એઓ સને ૧૯૧૦ સુધી રહ્યા. ત્યાર બાદ તેમને પોલીસ મેન્યુઅલની નવી આવૃત્તિ તૈયાર કરવાના ખાસ કામ ઉપર પુને બોલાવવામાં આવ્યા જ્યાંથી તે કામ એક વર્ષમાં ખલાસ કરી તેઓ ફરી પાછા પોતાના વતન સુરતમાં ડેપ્યુટી સુપ્રીનટેંડન્ટના ઓદ્ધા ઉપર આવ્યા. અહીં પણ તેમણે સારી કીર્તી મેળવી જેની કદર બુજી સરકારે તેમને દીલ્હી દરબાર મેડલ તથા રાવ બાહાદુરનો ખેતાબ એનાયત કર્યા. પબલીક સરવીસ કમીશનની બેઠકો મુંબઇ ઇલાકામાં થયેલી તે વખતે તેમને એક સ્થાનીક સભાસદ તરીકે નીમવામાં આવ્યા હતા અને તે વખતે તેઓએ હિંદી પોલીસના હક્ક માટે ઘણી તારીફલાયક લડત ચલાવી હતી. સને ૧૯૧૪ ના લગભગ મે મહીનામાં કચ્છના રાવે તેમને પોતાનાં રાજ્યના પોલીસ કમીશનર નીમવાની માંગણી કરી હતી પણ દૈવયોગે તે અરસામાંજ તેમની તબીઅતમાં બગાડો થયો અને ટુંક માંદગી ભોગવી તેઓ તા૦ ૯ મી ઓગસ્ટ ૧૯૧૪ ને દીને ૪ પુત્ર તથા એક પુત્રી મુકી દેવલોક પામ્યા. એક પોલીસ અમલદાર તરીકે બીજાઓને ધડો લેવા લાયક એકનિષ્ટાથી, પ્રમાણિકપણા તથા વફાદારીથી તેમણે સરકારની જે લાંબી નોકરી બજાવેલી તેનાં સંભારણાં તરીકે સરકારે ઇનસ્પેકટર–જનરલ ઓફ પોલીસ મી૦ કેનેડીની ભલામણથી તેમનાં મરણ બાદ તેમના કુટુંબને સુરત જીલ્લાના અડાજણ ગામમાં જાગીરી જમીન આપી છે.

સ્વ. રાવ બાહાદુર બાલ્યાવસ્થાથીજ એકમાર્ગી અને સહેજ સ્વતંત્ર ખવાસના હતા. સાદાઇ અને કરકસરના તેઓ ખાસ હીમાયતી હતા અને પોલીસ ખાતામાં હોવા છતાં ચોખવટ અને નીતિના દૃઢ ઉપાસક હતા. પાછલી અવસ્થામાં તેઓ વધુ આનંદી સ્વભાવના થયા હતા. કામ કરવામાં ઉત્સાહી, બાહોશ અને દુરઅંદેશી હતા. પરોપકાર વૃત્તિમાં તેઓ પછાત નહોતા. તેમણે કેટલાક લાયક ગુજરાતીઓને પોલીસ ખાતામાં દાખલ કરાવ્યા હતા અને તેઓ બધા આજે ઉંચા ઓદ્ધાઓ ઉપર છે અને તેમના ગુણો સંભારે છે. ઇનસ્પેકટર–જનરલ જેવા વડા અમલદારો આગળ પણ પોતાનો સ્વતંત્ર વિચાર તેઓને રૂચશે કે નહીં તેની પરવા કર્યા વગર નિડરતાથી દર્શાવવાને તેઓ કદી પણ અચકાતા નહી. તેઓએ પોલીસ કમીશનમાં નીચલા વર્ગના તથા હિંદી અમલદારોના લાભમાં અમૂલ્ય સેવા

ભજાવી હતી. તેઓ કુટુંબવત્સલ અને પ્રેમાળ હતા. તેમનાં બધા સહોદરો, સગાં અને સ્નેહીઓ તથા મીત્રો તેમજ તેમના સમાગમમાં આવેલાં માણુસો હજુ સુધી તેમને યાદ કરે છે. જો કે તેઓ પોતાની નોકરીના રોકાણુને લીધે જ્ઞાતિનાં કામમાં આગળ પડતો ભાગ લઇ શક્યા નહોતા છતાં પણ તેઓ સભા તથા તેના કાર્યો પ્રત્યે દીલસોજી ધરાવતા હતા અને વારંવાર ધન તથા સલાહથી સભાના કામને સહાય કરતા હતા. આ લેખકને પોલીસ ખાતામાં દાખલ કરાવનાર એઓજ હતા અને તેની હાલની સ્થીતિ સદ્દગત-નેજ આભારી છે એમ કેહેવામાં કાંઇ અતિશયોક્તિ નથી. આવા બાહોશ, પ્રમાણીક અને એકમાર્ગી નરનું જીવનચરીત્ર લખવા લેખક લાયક નથી છતાં પણ પોતાના મુરબ્બીની જીંદગીનું ટુંક વૃતાંત આપના સમક્ષ રજુ કરવાની લેખકને જે તક મળી છે તે માટે લેખક પોતાને ભાગ્યશાળી સમજે છે અને તેવી તક આપવા માટે સભાનો પણ અંતઃકરણ-પુર્વક આભાર માને છે.

પ્રભુ તેમના આત્માને અમર શાંતિ આપો.

---

# સ્વ. મણીલાલ લાલભાઇ મોદીનું જીવનવૃતાંત.

(લેખક:—રા. રા. ચીમનલાલ ડાહ્યાભાઈ કલાર્ક,
બી. એ. એલ એલ. બી.)

**જન્મ સં. ૧૯૩૮ ના કાર્તિક શુદ ૧૧.**

**અવસાન સં. ૧૯૭૪ ના પોષ શુદ ૧, તા૦ ૧૩ મી જાનેવારી સને ૧૯૧૮.**

શ્રીયુત્ મણીલાલ લાલભાઇ મોદીનો જન્મ સુરતમાં પ્રખ્યાત મોદીના કુટુંબમાં સંવત ૧૯૩૮ ના કારતક શુદ ૧૧ ને દીને થયો હતો. તેઓના પિતાશ્રી સ્વ. લાલભાઇ કાશીદાસ બ્રીટીશ સરકારના મેહેસુલ ખાતાંની નોકરીમાં હતા પણ તેમને બ્રીટીશ સરકારે વડોદરા રાજ્યની માંગણી ઉપરથી તે રાજ્યની નોકરીમાં મોકલ્યા હતા. એઓ વડોદરા રાજ્યમાંજ પોતે સં. ૧૯૪૫ (સને ૧૮૮૯) ના સાલમાં પેન્શન લીધું ત્યાં સુધી નોકરીમાં રહ્યા હતા અને રાજ્યમાં સર સુબાની પદ્દીએ ચઢવા પામ્યા હતા. એઓ સ્વભાવે શાંત અને એકમાર્ગી હતા અને સારા ઓહ્દાપર હોવાથી પૈસા સંબંધી સ્થિતિ સારી હતી. તેમને એકજ પુત્ર મણીલાલ હતા. નાનપણથી મણીલાલ સ્વભાવે માયાળુ તથા મીલનસાર હતા. તેઓએ પોતાનો ગુજરાતી અભ્યાસ પુરો કર્યા પછી પોતાનો અંગ્રેજી અભ્યાસ સાર્વજનિક હાઇ સ્કૂલ જે તે વખતે આ જ્ઞાતિના સ્વર્ગસ્થ ચુનીલાલ ઘેલાભાઇ શાહની માલકીની હતી અને ધી ઇંગ્લીશ સ્કુલના નામથી ઓળખાતી હતી તેમાં મેટ્રીકયુલેશનના ધોરણ સુધી કર્યો હતો.

મણીલાલ શાંત મનના પણ ઘણા ઉત્સાહી હતા. અભ્યાસ કરતાં તેમનું મન કાંઇ વ્યવસાયમાં પડવા તરફ વિશેષ હતું અને સ્કૂલ છોડયા પછી તેઓએ વેપાર તરફ મન લગાડયું. તેઓએ વ્યાપાર તરફ દ્રષ્ટિ કરી તે વખતે આ જ્ઞાતિના ભાગ્યે કોઈકજ યુવાનનું તે દિશામાં લક્ષ જતું હતું. તેઓએ પ્રથમ રેશમ તથા મોતીનો ધંધો થોડોક વખત પોતાનાજ કુટુંબીઓ સાથે કરેલો અને ત્યાર બાદ તેઓએ વીમા કુંપનીના આડતીયા તરીકે કામ શરૂ કર્યું હતું.

આપણા દેશમાં ત્યારબાદ બંગાળાના ભાગલા પડવાને સબબે સ્વદેશી માલ વાપરવાની ચળવળ શરૂ થઇ તે વખતે પોતાના દેશને કોઇપણ રીતે ઉપયોગી થવાના વિચારથી જો કે તેમને તે ધંધામાં લાભ નહિ થાય એમ અનુભવી વેપારીઓ તરફથી અભિપ્રાય મલ્યા હતા છતાં સ્વદેશી કાપડની એક દુકાન એમણે કરી હતી. સુરત જેવા શહેરમાં તે વખતે સ્વદેશી માલ વાપરવા તરફ ઉત્સાહ ઘણો મંદ હતો અને તેથી કેટલોક વખત તે ધંધામાં તેઓને કાંઇપણ પેદાશ થતી નહોતી પરંતુ ઉત્સાહી અને ખંતીલા હોવાથી પૈસાની દરકાર ન કરતાં તેજ ધંધો તેઓએ ચાલુ રાખ્યો અને પ્રમાણીકપણાથી ઘણાજ કમતી નફા ઉપર સંતોષ રાખી સુરતના લોકોમાં સ્વદેશી કાપડ વાપરવાનો ઉત્સાહ વધારવામાં ઘણો અગત્યનો ભાગ ભજવ્યો છે. સદરહુ ધંધાની સાથે સાથે તેઓ શેરોની દલાલી પણ કરતા હતા. આ બંને ધંધા તેઓએ પોતાના મરણ સુધી ચાલુ રાખ્યા હતા. કેલવણીનાં કાર્યો તરફ તેમજ લોકોપયોગી સંસ્થાઓ તરફ તેઓ ઉત્સાહ ધરાવતા હતા અને કાંઇ પણ સ્વાર્થ વગર પોતાના પૈસા ખર્ચી અથવા તો નુકસાન વેઠીને પણ તેમાં

ભાગ લેતા હતા અને સુરત મ્યુનીસીપાલીટીના સભાસદ થવા એક વખતે ઉમેદવારી પણ કરી હતી. સુરતમાં કોન્ગ્રેસ ભરાઇ હતી ત્યારે તથા સુરત ડીસ્ટ્રીક્ટના ખેડુતોને ઓછા વ્યાજે નાણા મળે અને સાહુકારોના ત્રાસથી છુટે તેવા ઇરાદાથી સુરત ડીસ્ટ્રીક્ટ કોઓપરેટીવ યુનીયન સ્થાપવામાં આવ્યું હતું, તેના શેરો ભરાવવામાં સ્વર્ગસ્થે ઘણી મહેનત કરી હતી અને તેઓ તે સંસ્થાની મેનેજીંગ કમીટીમાં પોતાની હૈયાતિ સુધી હતા અને પોતાનો લાગવગ વાપરી સદરહુ સંસ્થામાં લોકો પાસે નાણા જમે મુકાવતા હતા. મરહુમ ચુનીલાલ ઘેલાભાઇ શાહનાં વિદ્યા વૃદ્ધિનાં કાર્યોમાં બનતી સહાય કરતા અને સુરત સાર્વજનિક એજ્યુકેશન શોશાયટી સ્થપાઇ ત્યારે તથા સુરત આર્ટસ કોલેજ ખોલવામાં આવી તે વખતે તેઓ મરહુમ ચુનીલાલના ઉપયોગી મદદગાર હતા અને સભાસદો મેળવવામાં તથા કોલેજ માટે પૈસા મેળવી આપવામાં ઘણી મદદ કરતા હતા. સુરતમાં આ સભાના કાર્યને પણ હમેશાં મદદ કરતા હતા અને સભાના કાર્યવાહકોને મેલાવડા કરવા વિગેરેમાં પોતાથી બનતી મેહેનત કરતા. શરૂઆતમાં સુરતમાં સભાનું કાર્ય તેમના અને સ્વ. છગનલાલ ગુલાબદાસ વકીલની સહાયતાથી ચાલુ રહ્યું હતું. તે ઉપરાંત સુરતમાં જ્ઞાતિમાં કેલવણીનો પ્રચાર વધુ થાય તેવા ઇરાદાથી આ જ્ઞાતિની લાઇબ્રેરી તથા ફ્રી રીડીંગરૂમ કાઢવાનો વિચાર થયો ત્યારે કેટલાક જ્ઞાતિબંધુઓ સાથે મળી આગળ પડતો ભાગ લઇ તે કામ પોતાનુંજ ગણી તેમણે ઘેર ઘેર જઇ પાંચ વર્ષને માટે મદદ મેળવી તે લાઇબ્રેરી તથા રીડીંગરૂમને સંગીન પાયાપર મુકી આપી છે એટલુંજ નહિ પણ પોતે લાઇબ્રેરીને અંગે જોઇતું ફરનીચર પુરૂં પાડી શરૂઆત કરી આપી હતી. એમના મરણ બાદ લાઇબ્રેરી સાથે એમનું નામ હમેશાં જોડાયેલું રહે માટે જ્ઞાતિબંધુઓએ એક ફંડ કરી એમના નામથી લાઇબ્રેરીને ભેટ આપ્યું છે. તેમના પત્નિ શ્રીમતિ ફુલકોરે સદરહુ લાઇબ્રેરી સાથે પોતાના પતિનું નામ હમેશાં જોડાયલું રહે તે હેતુથી રૂ. ૩૦૦૦) અંકે ત્રણ હજારની રકમ ભેટ આપી છે.

તેમનામાં ગુપ્ત પરોપકારનો એક મહાન સદ્‌ગુણ હતો. એમનું જીવન સમાજને ઘણું ઉપયોગી હતું અને જો એમનું જીવન વધુ વખત પાકટ વય થતાં સુધી ટકવા પામ્યું હોત તો એમના સદ્‌ગુણો પરિપૂર્ણ રીતે વિકાસ પામી જનસમાજને લાભકારક નિવડતે પરંતુ દૈવેચ્છા કાંઇ જુદાજ પ્રકારની હતી અને કારમા કાળે સંવત ૧૯૭૪ ના પોષ શુદ ૧ ને તા૦ ૧૩ મી જાન્યુઆરી ૧૯૧૮ ને દિવસે મરકીની ભયંકર બીમારીમાં એમની છત્રીશ વરસની ભર યુવાન વયમાં ઝડપી લીધા અને વૃદ્ધ માતા તથા કાચી વયનાં પત્નિને તેમજ ઓહોળા આપ્ત તથા મીત્રમંડળને ઉંડા શોકસાગરમાં મુકયા. ઇશ્વર એમના અમર આત્માને શાશ્વત શાંતિ આપો!

# નિબંધ વિભાગ.

(નોંધ:—સભા તરફથી (૧) યુવાન સ્ત્રીઓમાં થતાં અકાળ મરણો, તેના કારણો અને ઉપાય, (૨) મારી રોજનિશી (સ્ત્રીઓની), (૩) નાના બાળકોને નિશાળમાં છૂટીમાં શું ખોરાક આપવો અને (૪) હિંદુ વિધવાઓ સમાજ સેવામાં પોતાનું જીવન કેવી રીતે નિર્ગમન કરી શકે—એ ચાર વિષય ઉપર નિબંધ માંગવામાં આવ્યા હતા. તેમાંથી કેટલાએક નિબંધ અત્રે છપાવવામાં આવ્યા છે. એ નિબંધો સાહિત્યને અંગે કે શાસ્ત્રીય ચર્ચાની દ્રષ્ટિએ નહી પણ આપણામાં તે વિષે શું વિચારો છે તેનો ફેલાવો કરવા માટે જ પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે. છેલ્લા વિષય ઉપર આજ પુસ્તક માટે ખાસ લખેલી વાર્તા પાછળથી સાંજ વર્તમાનના પટેટી અંકમાં છપાવવામાં આવી હતી તે આ પુસ્તકમાં પ્રસિદ્ધ કરવામાં આવી છે).

મં. ઇ. મે.

♡ ♡ ♡

## યુવાન સ્ત્રીઓમાં થતા અકાળ મરણ—તેના કારણો તથા ઉપાયો.

(લે: સૌ. જમનાબાઇ મંગળદાસ ઇચ્છારામ.)

આપણી ન્યાતની વસ્તીની ગણત્રી લેવાતાં સ્ત્રીઓમાં યુવાન ઉમરે અકાળ મરણ થાય છે તેથી કઢંગી વખતે ઘર ભાંગે છે, બાળ બચ્ચાં નાની ઉમરે દુ:ખી થાય છે અને કન્યાની અછત થતાં ન્યાતમાં સારા સારા યુવકોને વાંઢા કે રંડાયેલા રહેવું પડે છે એમ આપણે જાણ્યું. ન્યાતની આ અસંતોષકારક અને ચિંતાભરેલી સ્થીતિ ઉપર ન્યાતના દરેક સ્ત્રી પુરૂષને વિચાર કરવાની ફરજ છે. સભા તરફથી તે માટે નિબંધ માગવામાં આવ્યો છે અને દરેક જણને આ વિષય ઉપર વિચાર કરવાની ફરજ પાડી છે એ વાસ્તવિક છે. પહેલાં પ્રશ્ન ઉભો થાય છે કે વસ્તીની ગણત્રીમાં જણાવેલી હકીકત ખરી છે કે અતિશયોક્તિભરેલી છે; શું આગળના કરતાં હાલમાં યુવાન સ્ત્રીઓની તંદુરસ્તી વધારે નબળી પડી છે, અકાળ મરણો વધારે થાય છે અને કન્યાની અછત થવા માંડી છે? વસ્તીની ગણત્રીના આંકડા એક બાજુએ મુકી બીજી વિગતો ઉપરથી આ બાબતનો વિચાર કરીએ.

ન્યાતની સ્ત્રીઓમાં વયે પુગેલી આધેડ સ્ત્રીઓની સંખ્યા ઓછી થઇ છે કે કેમ તે આપણે સેહેજમાં જોઇ શકીએ છીએ. લગન, વિવાહ કે ઉજાણીના પ્રસંગે આપણો સ્ત્રી વર્ગ આનંદથી એકત્ર થાય છે તે વખતે આપણે ખાત્રીપૂર્વક જોઇ શકીએ છીએ કે આધેડ સ્ત્રીઓની સંખ્યા ન્યાતના ઘરના પ્રમાણમાં દીવસે દીવસે ઓછી થતી જાય

છે. એજ પ્રસંગે યુવાન સ્ત્રીઓની શારીરિક સ્થીતિ જોતાં મોટે ભાગે રોગગ્રસ્ત, સુસ્ત અને નબળા શરીરનાં તેઓ માલમ પડશે અને તેમના બાળકો પણ નાજુક અને અશકત શરીરના–વગર પોષાયેલા દેખાશે. બીજી રીતે પણ આ સવાલની તપાસ થઇ શકશે. આપણામાં આગળ એવો વહીવટ હતો કે કન્યાનો બાપ વરની શોધમાં રહે અને જન્માક્ષર મંગાવે, તેમજ વિવાહ વખતે વરનો બાપ પહેરામણીની મોટી રકમ માંગતો; હાલ તેથી ઉલટી સ્થીતિ માલમ પડે છે. કુંવારા છોકરાના બાપ અસીમસે કન્યાના માબાપને કહેણુ કહેવડાવે છે, મોટે ભાગે પહેરામણી સુકાઈ ગઇ છે અને કન્યાના માબાપ આ છોકરો અભણ કે ફલાણો છોકરો નહીં ચાલે એવી રીતે બહાના કહાડી કંઇક છોકરાઓને આગલા વખતમાં ખુશીથી કન્યા આપતે તેની તરફ ઝાંખીને પણ જોતાં નથી. એટલુંજ નહી પણ સારૂં કમાતા અથવા શ્રીમંત ઘરના રંડાએલા પુરૂષોને પણ આજે બીજી વખતના લગ્ન માટે કન્યા મેળવતાં અડચણ પડે છે. આ પ્રમાણે તપાસતાં આ ફરીયાદ ખરી છે એવી આપણી ખાત્રી થાય છે.

નાની ઉમ્મરે પરણાવવાથી તથા શરીરસુખાકારીની અજ્ઞાનતાને લીધે મરણની સંખ્યાનું પરિણામ મોટું રહે છે એમ વારંવાર કહેવામાં આવે છે. ઇશ્વર કૃપાથી આજે કેટલોક સમય થયા આપણી ન્યાતમાંથી બાળલગ્ન નીકળી ગયાં છે, કન્યા કેલવણી વધતી ગઇ છે અને જ્ઞાનનો ફેલાવો થાય છે, છતાં મરણનું પ્રમાણ ઘટવું જોઇએ તેને બદલે વધે છે કે કેમ એ એક ગંભીર પ્રશ્ન છે. આપણે આપણી સ્થીતિ સુધારવામાં ક્યાં ચુકયાં તે આપણે બારીકીથી તપાસવું જોઇએ.

આર્યસંસારનું વાતાવરણ બદલાયું છે અને પરદેશી રાજ્ય કરતી તથા અન્ય કોમની રહેણીકરણીનો અભ્યાસ થતાં આપણા વ્યવહાર અને સાંસારિક નિયમોમાં મોટો ફેરફાર થયો છે. એ ફેરફારથી સંસારમાં સુધારો થવો જોઇએ અને શરીરસુખાકારી વધવી જોઇએ. પરંતુ તેવા પરીણામો હજુ સુધી પ્રત્યક્ષ થયા નથી, ત્યારે કેથે પણ આપણી ભુલ થયલી હોવી જોઇએ. જો નવા જ્ઞાન અને વિચારમાં દોષ હોય તો જે પ્રજા પાસેથી આપણે તે ગ્રહણ કર્યાં છે તેની પણ એવીજ અસંતોષકારક સ્થીતિ હોવી જોઇએ. પણ અંગ્રેજ અને પારસી લોકો જેમની પાછળ હાલ આપણે જતાં થયા છીએ તેઓમાં આવી સ્થીતિ જણાતી નથી તો પછી નવા વિચાર ગ્રહણ કરતાં આપણેજ કેથે ભુલ કરી હોવી જોઇએ એમ સિદ્ધ થાય છે. જુદા જુદા કારણો તપાસતાં નીચે પ્રમાણે અનુમાન થાય છે.

## અંગ કસરત.

એક નિયમ દરેક સ્ત્રી પુરૂષે ધ્યાનમાં રાખવો જોઇએ. "મહેનત કર્યા વગર કોઇ પણ મનુષ્ય જીવી શકતું નથી," "ખાટલેથી પાટલે, અને પાટલેથી ખાટલે" એ સ્થીતિ ભલે શ્રીમંતાઇનું ચિન્હ હોય પણ શરીરને તો હાનિકર્તા છે. ખાધેલું અન્ન પચાવવા માટે કામ કરવુંજ જોઇએ. હાલની માફક ઘેરે ઘેર આખા દીવસનો અથવા છુટક નોકર રાખવાનો જ્યારે રીવાજ નહોતો ત્યારે ટાંકા, કુવા તથા નળ ઉપરથી પાણી ભરી લાવવું, ઘરમાં સાફસુફ રાખવું, કપડા ધોવા, દલણું દળવું અને વાસણ માંજવા વિગેરે કામમાં શારીરિક કસરત મળતી હતી. આગળના વખતમાં સારા શ્રીમંત ઘર શીવાય બીજે ઠેકાણે નોકર રાખવામાં આવતા નહી અને રાખવામાં આવે તો ટીક

થતી. હાલ તેથી ઉલટોજ વખત ચાલે છે. ગમે તેવા સ્થીતિના કુટુંબમાં નોકર હોવોજ જોઇએ, નહિ તો આડોશીપાડોશી અને ન્યાત જાતમાં ટીકા થાય છે. ઘરના ધણીનો પગાર ગમે તેટલો નાનો હોય, બે પૈસા કમાવાને માટે ગમે તેમ તરફડીઆ મારતો હોય, સહવાર સાંજ ફુરસદનો વખત વિશ્રાંતિ લેવાને બદલે ઘરનો ખર્ચ ચલાવવા ખાનગી શિક્ષણ આપવા, નામું લખવા કે વેપારીનો પત્રવહેવાર ચલાવવા જતો હોય, અને આખો દીવસ વહિત્રું કરતો હોય ત્યારે તેની સ્ત્રી હાલી મોટાઇ બતાવવા અથવા દેખાદેખીથી વગર વિચારે નોકર રાખે છે. નોકરનો ખર્ચ ન હોય તો મારા ધણીને બે ઘડી ટાંટીઓ વાળીને બેસવાની તક મળે અને એક–ભણાવવાનું–વિગેરે ઓછું રાખે તેની આપણા સ્ત્રી વર્ગમાં સમજણ હોતી નથી. પરણ્યા પહેલા દેશમાં પીએરની અંદર જન્મથી ટાંકા, કુવાનું કે નદી પરથી પાણી ચહડાવેલું તેજ બાઇ પરણીને ઘેર આવતાં નળ બે ઓરડી દુર ન હોય છતાં ત્યાંથી આપણાથી પાણી ન ભરાય એવી શેખી કરી ખાલી ખર્ચ રાખે છે અને પછી કહેશે કે મુંબઇનું પાણી સદતું નથી. મરદ પરદેશથી આવેલો મુંબઇમાં આખો દીવસ કામમાં કહાડે છે પછી તેને તો મુંબઇ સદી જાય છે ત્યારે સ્ત્રી વર્ગ કામ છોડી હોંશથી મંદવાડ માંગી મુંબઇ ન સદવાની ફર્યાદ કરે છે!!

સ્ત્રી વર્ગ વળી સ્હવારના પરોઢીએ ઉઠી, એક મંદિરેથી બીજે મંદિરે દર્શન કરવાની લાલસામાં વહેલા ઉઠી શરિરને સારી કસરત આપતાં, તેજ પ્રમાણે સાંજના પણ મંદિરે જતાં આવતાં. કેટલાએક વ્યાજબી કારણ સર મંદિરોમાં દેખાતી ગેરવ્યવસ્થાને લીધે સ્ત્રી વર્ગ દર્શને જતો ઓછો થયો છે અને તેથી પણ અંગ કસરતનું એક સાધન ઓછું થયું છે. તેજ પ્રમાણે સારેમાઠે પ્રસંગે લોકાચારમાં જવાનું પણ દીવસે દીવસે ઓછું થતું જાય છે અને તેથી બે ઠેકાણે જવા આવવાનું બંધ થયું છે અને બેની વચ્ચે બેસી મન છુટું કરવાના પ્રસંગ ઓછા થયાં છે. આ ફેરફાર કેટલી હદ સુધી સારા કે નઠારા થયા છે તે વિષે અત્રે ચર્ચા કરવાનો પ્રસંગ નથી પણ ફેરફારોને લીધે અંગ મહેનત બહુ ઓછી થઇ છે એ વાત તો નક્કી. તેની જગ્યાએ અંગ મહેનતના બીજા પ્રસંગો ઉભા કરવાનો પ્રયાસ બીજી પ્રજાની માફક આપણે ત્યાં થયો નથી. શરીર સુખાકારીને ખાતર ખુલ્લી હવામાં ફરવાહરવા જવાનું પુરૂષ વર્ગમાંજ બહુ ઓછું છે અને સ્ત્રી વર્ગમાં મુદલ નથી એમ કહીએ તો ખોટું નથી. કોઇ કોઇ ઠેકાણે બપોરનો વખત પુસ્તક વાંચવામાં કે ભરવા ગુંથવામાં કહાડવામાં આવે છે પરંતુ બારે માસ પુસ્તકો વાંચવાનું કે ભરવા ગુંથવાનું હોઇ શકતું નથી અને ટુંક વખતમાં તે બંધ પડે છે. વળી આ કામ બેઠા બેઠા થતું હોવાથી શરીરને જોઇએ તેટલી કસરત થતી નથી અને અન્ન પાચન કરવામાં જોઇએ તેવી સહાય મળતી નથી. ઉલટું આખો વખત વાંચન રાખ્યાથી અથવા નીચી મુંડીએ ભરવા ગુંથવાથી થાક ચઢી મનને આનંદને બદલે ગ્લાનિ પેદા થાય છે અને તેવા પ્રસંગે પગ છુટા કરવા બહાર જવાની ખાસ જરૂર રહે છે. કમનસીબે વાંચવા ને ભરવા ગુંથવાનું પણ થોડાજ ઘરમાં હોય છે અને પુરૂષ વર્ગ તરફથી તે બાબતમાં પણ સ્ત્રીઓને જોઇએ તેવું ઉત્તેજન કે સાધન આપવામાં આવતાં નથી. હાલમાં સાદામાં સાદી ચોળી કે પહેરણ દરજી પાસે તૈયાર કરાવવામાં આવે છે; પોતાના બાળકોની ટોપી, ઝભલાં, ફ્રોક વિગેરે કપડાં પણ બહાર તૈયાર કરાવવામાં આવે છે, ઘરમાં કર્યાથી કાપડ બગડશે એવી મુર્ખ ધાસ્તીથી આ ઘર-સંસારનો જરૂરી અને સાદો હુનર પણ સ્ત્રી વર્ગમાંથી ઓછો થયો છે. કામને અભાવે

સ્હવારના બે તપેલી ઉતાર્યા પછી સ્વાભાવિક રીતે સ્ત્રી વર્ગ બપોરના ઉંઘવા શીખ્યો છે અને પોતાનાં શરિર રોગગ્રસ્ત બનાવે છે. બપોરના ઉંઘવાની ટેવથી આળસ વધતું જાય છે, ઉદ્યમ અને ચંચળતા ઓછા થાય છે અને મનની નિર્બળતા વધે છે. સ્હાંજનાં મોટે ભાગે શાક નવું બનાવ્યા શીવાય બીજું કાંઇ કામ કરવાનું ન હોવા છતાં તેમાં પણ આળસ સુઝે છે અને જુવાન ઘરોમાં ઘણી વખતે સાંજના બજારનું કાચું કોરૂં મંગાવી પતાવી લેવાનું વારંવાર બને છે અને પૈસા ખરચી રોગને ઘેર લાવવામાં આવે છે. ધણીધણીઆણી બે આસામીના સંસારમાં આવો વ્યવહાર થોડો વખત નીભી શકે છે, આનંદજનક પણ લાગે છે, પણ તેમનો ભવિષ્યનો સંસાર હંમેશ માટે બગડે છે, ઘરમાં કોઇ પરોણો આવે તો ગભરામણ થાય છે, સગાસ્નેહીને ત્યાં કામ પ્રસંગે જવા આવવામાં કંટાળો ખાય છે, તેથી પોતાની અગવડે પારકાની આશા રાખી શકતા નથી અને દુઃખી થાય છે. દુઃખી દીયેર કે ભાઇની રસોઇ કરતાં હાડકાં દુખે છે અને તેથીજ કંઇક માબાપ વગરના નિરાધાર બાળકોને અંતરના સ્નેહીઓ છતાં ઉછેરવા ભારી લાગે છે અને એક ઘેરથી બીજે ઘેર ધક્કેલા ખાતાં અને કલેશનું કારણ થતાં આપણે નજરે જોઇએ છીએ.

હાલ જ્યારે નોકરોના પગાર વધી ગયા છે, નોકરો વાર તહેવારે બુમ પડાવે છે, મોંઘવારીને લીધે પુરૂષ વર્ગની કમાણી ઘર ખર્ચ માટે પહોંચતી નથી તે વખતમાં પાડોશીની ટીકાથી બીહીને જરૂર વગર નોકરો રાખનાર મારી બ્હેનોને પ્રાર્થના છે કે ઘરના કામમાં નાનમ નથી અને કામ વગર પોતાની શરીર સંપત્તિને નાશ કરવી એ પાપ છે એમ સમજી હાલની રહેણીકરણીમાં ફેરફાર કરવો જોઇએ અને નોકરોની પરતંત્રતામાંથી છુટવું જોઇએ. પુરૂષ વર્ગે પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે પોતાના નવીન આચાર વીચાર અમલમાં મુકતાં જુનો વ્યવહાર—દેવ મંદીરે કે લોકાચારમાં જવું વિગેરે સ્ત્રી વર્ગ પાસે બંધ કરાવે ત્યારે તેની જગ્યાએ કાંઈક બીજાં અંગ મહેનતના સારા પ્રસંગ ઉભા કરવા જોઇએ. પોતાના સંસારને ખાતર, પોતાના બાળકોના હિતને ખાતર, સ્ત્રીઓને ઘરમાં કેદીની માફક ઉંઘતી અટકાવવી જોઇએ. તમારી શક્તિ હોય ને નોકર રાખો તો ભલે પણ ત્યારે ફુરસદની વખતે ખુલ્લી હવામાં સારે સ્થળે સ્ત્રી વર્ગને ફરવા હરવા લઇ જવાની તમારી પવિત્ર ફરજ છે. મંદિરો બંધ કરો અને રડવા કુટવા તથા સર અવસરે એક બીજાને ત્યાં "કુથલીને સ્થાને" જતાં અટકાવો તો તેના કરતાં સારા સ્થાનો—સ્ત્રિ મંડળો, મહિલા સમાજો, વિગેરે સ્થળોએ તેમને મોકલવાની, તેમાં થતાં કામમાં તેમને રસ પડે, તેમાં જોડાવવાને ઉત્સાહ આવે અને તેમાં જોડાએલી સ્ત્રીઓ સાથે છુટથી ભળે એવુ શિક્ષણ તથા તજવીજ તમારે કરવી જોઇએ કે જેથી કરી દીવસમાં નિદ્રાને નામે રોગ ઘરમાં પેસતો અટકે. ટુંકમાં સ્ત્રી વર્ગ અસલના રીવાજે નહી તો નવીન માર્ગે પણ હરતો ફરતો રહે એવા ઇલાજ અવશ્ય કરવા જોઇએ. ઘરનું સિવણ કે ગુથવાનું બારે માસ હોતું નથી તો ફાટા ટુટા કપડા પોતાના અથવા પારકા આણી ઇશ્વર પ્રિત્યર્થ ધર્મ આસ્થાએ નાવારસ બાળકો કે ઇસ્પીતાલ માટે સમારી રફુ કરી ભેટ આપવા તૈયાર કરવા માટે સ્ત્રીઓને સમજણ અને શિખામણ આપવી જોઇએ. જ્યાં સુધી પુરૂષ વર્ગ "કામ કર્યાથીજ જીવાશે" એવો વીચાર સ્ત્રીવર્ગના મગજ ઉપર બેસાડશે નહીં ત્યાં સુધી હાલની અસંતોષકારક સ્થીતિ ચાલુ રહેશે એટલુંજ નહી પણ તેમાં વધારો થશે.

## સુવાવડમાં ગેરવ્યવસ્થા.

મુંબઈમાં આડોશીપાડોશી તથા સગાસ્નેહીઓ સાથે અતડાપણું બતાવ્યા પછી પોતાની અગવડે તેમની આશા રખાતી નથી તે ખાસ કારણથી અને કંઇક અંશે જગ્યાની સંકડાસ અને સારી માવજત થવાની આશાએ હાલમાં કેટલેક ભાગે પ્રસુતિ સુવાવડખાના અથવા ઓસ્પીટલમાં કરાવવામાં આવે છે. આ ફેરફાર એક રીતે ઘણો સારો છે અને સફાઇવાળા મકાનમાં હોશીયાર દાક્ટર અને શીખેલી દાઇઓની સારવાર હેઠળ સુવાવડ થવાથી શરીર સુખાકારી સુધરવાની આપણે આશા રાખીએ છીએ; પણ તે આશા શું ફળીભુત થઇ છે? ઓસ્પીટલમાં સુવાવડ કરાવેલી ઘણી બાઇઓના દાખલા મેં સાવચેતીથી તપાસ્યા છે અને મોટે ભાગે તેમના શરીર નબળા અને અશક્ત માલમ પડે છે. ઓસ્પીટાલમાં જવાથી આ પરીણામ ન આવવું જોઇએ ત્યારે તેનું કારણ વધારે ઉંડાણથી તપાસવાની જરૂર છે. જે ઉપાયથી બીજાને લાભ થાય, તેનાથી આપણા કમનશીબે આપણે ત્યાં ઉલટા પરીણામ કેમ આવે છે? કારણ પ્રત્યક્ષ છે; દરેક સુધારો ખરી રીતે અમલમાં મુકવાને બદલે તેનો દુરઉપયોગ થાય છે અને પછી સુધારાને દોષ દેવાય છે. દશ દિવસ ઓસ્પીટાલમાં રાખી સુવાવડ કરાવી એટલે સુવાવડ ખલાસ થઇ એમ કમનશીબે મોટે ભાગે આપણા લોક સમજે છે. ઓસ્પીટલમાં તો બીજા સાધન વગર તાત્કાળીક મદદ માટે જઇએ છઇએ અને ત્યાંથી ઘેર આવ્યા પછીજ ખરી સુવાવડ શરૂ થાય છે એ વાત ધ્યાન બહાર રહે છે. ઘેર આવ્યા પછી નથી સુવાવડના ઓષડીઆ કે નથી ઘટતો ખોરાક આપવામાં આવતાં અને ઉલટું સુવાવડના વીસ દીવસમાં ઘરનું કામકાજ કરતી અને પાણીમાં ફરતી કાચી સુવાવડીઓને જોઇએ છીએ. ઘણીઓને શરૂઆતમાં તો આ બેવકુફી ગળી મધ જેવી લાગે છે, ઘરની વીંટખણામાંથી વહેલા છુટા થએલા જણાય છે, પણ તેથી હંમેશની માંદગી અને નબળાઇ ઘરમાં દાખલ થાય છે અને સ્ત્રી વર્ગની જીંદગી ટુંકી થાય છે. ગમે તેવી સારી માવજત ઓસ્પીટલમાં થાય પણ ત્યાર પછી ઘટતાં ઓષડીઆ અને ખોરાક લેવામાં ન આવે, સંસારની મર્યાદા સાચવવામાં ન આવે અને ઘરના કામકાજમાં પડવાને બદલે ઘટતો વિશ્રામ ન લે તો બાવળના ગાંઠ જેવા શરીરની સ્ત્રીઓ પણ નબળી પડી મંદવાડ ભોગવે અને ખે સુવાવડમાં મરણવશ થાય એમાં નવાઇ નથી.

## ઘરના છાલાપાલાના ઓષડીઆની અજ્ઞાનતા.

યુવાન બૈરાઓમાં બચ્ચાંઓને નાની ઉમરમાં ઉછેરતાં જે આવડત અને હોશીયારી જોઇએ તે એકલી છુટી રહેલી હોય તેવી સ્ત્રીઓમાં વગર અનુભવે આવતી નથી અને બચ્ચાંને જરા પણ અસુખ થતાં કાંઇક લાડથી અને કાંઇક અજ્ઞાનતા અને મનની નિર્બળતાથી ઘડી ઘડી ડાકટરને ત્યાં લઇ જવાની તેમને ટેવ રહે છે. ઘરના છાલાપાલા અને ચાટણથી બાળકોનું શરીર પોષાય છે, ડાકટરોને ત્યાંની ગરમ દવાથી ઘટતા ખોરાક વગરના આપણા બાળકોના આંતરડા કંતાઇ જાય છે, દીવસે દીવસે બાળક નબળુ પડતું જાય છે, રાતનો ઉજાગરો થાય છે, ટુંકી આવકમાંથી ડાકટરોના મોટા બીલ આપતાં ક્લેશ થાય છે અને એ પ્રમાણે પેટે બાળકો પડયાથી આનંદ થવો જોઇએ તેને બદલે અભાવો ઉત્પન થાય છે. બીજી વખતે ગર્ભ રહેતાં ખુશી થવાને બદલે મનમાં ધ્રાસ્કો પડે છે અને તેથી પણ સુવાવડ કથળે છે. માટે પહેલી સુવાવડ પહેલાંજ યુવાન

સ્ત્રીઓએ ઘરડાઓ પાસે અથવા પુસ્તકોમાંથી સુવાવડમાં અને ત્યાર **પછી પોતાની** તથા બાળકોની માવજત કેમ કરવી તેનું શિક્ષણ લેવું જોઇએ. ઇશ્વર કૃપાએ મુંબઇ અને સુરતમાં આપણી ન્યાતમાં ડાકટરોની સારી સંખ્યા છે. તેઓ ઉદાર હૃદયના ને ઉત્સાહી છે અને આપણો સ્ત્રી વર્ગ જો ઉમંગ ધરે તો તેમની પાસે શરિર સુખાકારી ઉપર તથા તાત્કાળીક ઉપાયો અને કંઇક અંશે નાના રોગોની ચિકિત્સા અને ઉપચારો માટે વ્યાખ્યાન અપાવી આપણે જ્ઞાન મેળવી શકીએ. આપણી સ્ત્રીઓ પોતાના લાભ ખાતર અને બચ્ચાંના હિતને ખાતર આળશ છોડી આ વ્યાખ્યાનોમાં હાજર કેમ ન થાય? મુંબઇમાં ટુંકી, સંકોચવાળી જગ્યામાં રહેતાં કુટુંબોને બીજી પણ મારી ખાસ ભલામણ છે કે ઘરમાં સુવાવડ આવી ગયા પછી સુવાવડી સ્ત્રીએ જરૂર બે માસ સુધી મુંબઇની બહાર પરામાં કે વતનમાં ખુલ્લી હવાની અંદર રહેવાની તજવીજ કરવી. મુંબઇની આસપાસ જુદે જુદે સ્થળે સારા સારા સેનેટરીઅમ બંધાયેલાં છે અને સભાના ઉત્સાહી સભાસદો મન પર લે તો આવા સેનેટરીઅમો અને તેમના ટ્રસ્ટીઓના નામો તથા ઠેકાણાની સંપુર્ણ ટીપ આપણી સર્વેની જાણ માટે તૈયાર કરી શકે અને તેથી પણ આપણને મોટો લાભ થાય.

## સંસાર વ્યવહારમાં સંયમ.

શાસ્ત્રકારોએ વાર તહેવાર, વૈદ્રત, વ્યતિપાત, અમાસ તથા એવાજ અન્ય પ્રસંગે જાત જાતના પ્રતિબંધ નાંખ્યા હતા તે આજ અનાસ્થાએ તુટતાં જાય છે. સુવાવડ પછી છ છ મહીના સ્ત્રીઓ પાયેર રહેતી હતી, લગ્ન વિવાહ જેવા પ્રસંગે સ્ત્રીઓ જતી તે મહીને દહાડે પાછી આવતી અને ઘણીઓ સગા સ્નેહીઓને ત્યાં જમતા અને એવી રીતે સ્ત્રીઓના શરીર વળતાં. હાલના એકલ ડોકલ અને એકલપેટા સંસારમાં એક બીજાને ત્યાં જમવા ખાવાનો પ્રસંગ ઓછો થતો જાય છે, પરીણામે સુવાવડના ચાળીસ દહાડા પણ પૂરા થવા પેહેલા ઘેર જવાની ધાંધલ ઉઠે છે. "મને મરડો થયો છે," "મને તાવ આવે છે" એવા ખોટા ગભરાવનારા પત્રો ધણી તરફથી ઉપરાચાપરી આવે છે અને પતીપરાયણ સ્ત્રી પોતાના શરિરને જોખમમાં નાંખી માત્ર ચુલાની સગવડને ખાતર ઘેર આવવા ઉતાવળ કરે છે. આવી રીતે કાચી સુવાવડે સંસારમાં પડવાથી તેનું શરીર ઘોવાઇ જાય છે. સંસારમાં સંયમ રાખવાથી કેટલો લાભ થાય છે અને તે નિયમ ચુકવાથી પતિ પત્નિના શરીરને કેટલી હાની થાય છે તેનો જો ખ્યાલ આપણા યુવાન વર્ગને આવે તો આપણા સંસારમાં ઘણો સુધારો થાય. આગલો કુટુંબ પ્રેમ અને સેવા ભાવ પાછા આવે કે ન આવે પરંતુ હવે વીશી અને લોજની મોટી સગવડ થઇ છે તો સ્ત્રી વર્ગને વખતો વખત છુટા રહેવાનો વધારે પ્રસંગ પુરૂષ વર્ગ તરફથી અપાવવો જોઇએ અને શાસ્ત્રમાં મનુભગવાને ગૃહસ્થાશ્રમમાં પણ બ્રહ્મચર્યનો કરી આપેલો નિયમ પળાવો જોઇએ કે જેથી સ્ત્રીઓના શરીર વળે.

---

* વૈદ જટાશંકર લીલાધરના કેટલાક અમુલ્ય પુસ્તકો જેવા કે, ઘર વૈદું, ધાત્રિશિક્ષા, યુવાવસ્થાનો શિક્ષક, રોગિવહિચર્યા વિગેરેમાં સ્ત્રી, પુરૂષો અને બાળકોના જુદા જુદા રોગોની ચિકિત્સા તથા તેના ઉપાયો બતાવવામાં આવ્યા છે. આ પુસ્તકો મારી દરેક બેનને ઘેરમાં રાખી મુકવાને તથા તે વાંચવાને હું ભલામણ કરૂં છું.

## હીસ્ટીરીઆ-દાંતખીલીના ઉપદ્રવનો વધારો.

કેટલાએક અવિચારી માબાપો એક બાજુએથી કન્યાઓને મોટી ઉમરે લગ્ન કરવા ઉત્કંઠા ધરાવે છે ત્યારે બીજી બાજુએ તેને નાની ઉમરે નિશાળેથી ઉઠાડી મુકી નિરૂદ્યમી અને આળસુ જીંદગીમાં ઉછેરે છે. સમજમાં આવતી પણ સંકુચિત વિચારવાળી કન્યાઓને નિરૂદ્યમી વખત કેમ પસાર કરવો એ જ્ઞાન હોતું નથી તેથી માનસિક અને શારીરિક હાની થાય છે. જ્યાં સુધી તેમને પરણાવવામાં આવે નહી ત્યાં સુધી તેમનું મન શુદ્ધ આચાર વીચારમાં પરોવાઇ રહે તે માટે તજવીજ રહેવી જોઇએ અને સૌથી સગવડ ભરેલી વ્યવસ્થા એજ છે કે તેમને છુટથી નિશાળે જવા દેવી. "આળસુ મગજ એ સત્યાનાશનું ઘર." ઉમરે પોંહચેલી નિરૂદ્યમી કન્યાઓમાં હીસ્ટીરીઆનો ઉપદ્રવ ઉત્પન્ન થવાનો દરેક સંભવ છે તેમાં પરણ્યા પછી આળસુ અને ઉંઘણશી જીંદગી ગાળવાથી વધારો થાય છે. ભણેલી શીખેલી યુવતિઓમાં હીસ્ટીરીઆ ફેલાવાનું બીજુ પણ કારણ છે. અશિક્ષીત સંસ્કાર વગરની વહુવારૂઓને સાસુ કે નણંદ સાથે વઢવાડ થતાં આખો મોહોલ્લો ગજાવી મુકે છે. ભણેલી શિખેલી વહુવારૂઓ મનમાં ને મનમાં બળ્યાં કરે છે અને ઘણું થાય તો ખુણામાં બેસી રડે છે અને શરમની મારી મુઝાય છે. આવી સ્થિતિમાં તેઓ હીસ્ટીરીઆના ભોગ થઇ પડે છે. હાલનો યુવાન વર્ગ આઘેડ ઉમરે પોહચતાં સાસુ વહુ બધાજ શિક્ષીત અને સંસ્કારી થશે ત્યારે આ પ્રસંગ દુર થશે, ત્યાં સુધી ઘરના પુરૂષ વર્ગે આ પ્રસંગો ઓછા કરવા પ્રયત્ન કરવો જોઇએ. મોટે ભાગે નિરૂદ્યમી જીંદગી અને ખોટા લાડથી આ રોગ લાગુ પડે છે અને પતિ પત્નિની જીંદગી દુઃખી અને વિષમ થાય છે તેના ઉપાયમાં માત્ર સ્ત્રીને લાયક મહેનત, કસરત અને કામ આપવાં જોઇએ કે જેથી તેમનુ મન અન્ય રીતે પરોવાયલું રહે.

ટુંકમાં હાલની અસંતોષકારક સ્થિતિનું કારણ નવીન સુધારો કે ફેરફાર નથી પણ તે સુધારો કે ફેરફાર વ્યવહારીક બુદ્ધીએ અમલમાં મુકાતા નથી તેને લીધે છે, કાં તો જુના વિચાર વ્યવહારમાં જે કાંઇ સારૂં હોય તે સાચવી રાખવું, કે કાં તો નવીન વિચારમાં જે સારૂં હોય તે લોકવાયકાથી ન ડરતાં ગ્રહણ કરવું, "અતો ભ્રષ્ટ અને તતો ભ્રષ્ટ" એવી હાલની આપણી સ્થીતિમાં દુઃખ ઉત્પન્ન થાય એ સ્વભાવિક છે.

## (૨.)

### (લખનાર:—સૌ. રત્નગૌરી ઇશ્વરલાલ દમણીઆ.)

આપણા દેશની સ્ત્રીઓમાં મરણનું પ્રમાણ ઘણું મોટું છે એ વાત નિર્વિવાદ છે. ખાસ કરીને છેલ્લા બે ત્રણ વર્ષમાં જે જીવલેણ રોગો ફાટી નીકળ્યા તે સમયમાં જે મરણની વાતો સાંભળી છે તેમાં યુવાન સ્ત્રીઓની મરણની વાતો સાંભળી કમકમાટ ઉપજે છે. કૉલેરા, ન્યુમોનિયા, સુવારોગ, કસુવાવડ, ક્ષય, સંગ્રહણી, ઘસારો વિગેરે ઘણાં કારણોથી મરણ નીપજતા આપણી આંખ આગળ જોઇએ છીએ.

એક યુવતિ જ્યારે પોતાના જ્ઞાન, અનુભવ અને આત્મબળથી દુનીઆની પ્રગતિમાં પોતાનો ફાળો આપવાને લાયક થાય, પોતાના બાળબચ્ચાંની સંભાળ ને કેલવણીની જોખમદારીઓ ઉપાડી લેવાનો સમય આવે, ગૃહવ્યવસ્થા ને દુનીયાદારીનો અનુભવ પુરતી રીતે

મેળવી પુરૂષની ખરી સહચારિણી બની ભવિષ્યની પ્રજાને દોરવવાનો તેનો વખત આવે, તેવે સમયે, કુમળી ૨૦ થી ૨૫ વર્ષની વયમાં પરલોકવાસ કરે, એ બીનાથી પોતાની જોખમદારી સમજનાર દરેક મનુષ્યને સહજ ગ્લાની ઉપજે અને આવા કારમા મરણનાં કારણો શોધવામાં તે પોતાની વિચારશક્તિ તથા અવલોકનશક્તિ દોડાવે તથા ભવિષ્યની પ્રજાનાં તથા દેશના શ્રેયને ખાતર સંસારની રહેણીકરણી, રીતરીવાજ વિગેરેની બારીક તપાસ કરીને આવા મરણોનાં અટકાવનાં ઉપાયો યોજવા પ્રયાસ કરે એ કુદરતી છે.

આ વિષય ઉપર વિચાર કરતાં નીચે દર્શાવેલા કારણો મુખ્યત્વે કરીને જણાય આવે છેઃ-

૧. શહેરી જીવન.

૨. કાચી વયનાં લગ્ન.

૩. અનિયમિત સુવાવડ.

૪. હાલનું અધુરૂં શિક્ષણ.

હવે આપણે ઉપર દર્શાવેલા કારણોનું નિરીક્ષણ કરીએ.

**૧. શહેરી જીવન :—**

(ક) હાલમાં આપણું જીવન શહેરી છે, અસલ ગ્રામ્ય હતું.

(ખ) હાલમાં આપણે મોટે ભાગે બે નાની નાની ઓરડીઓમાં રહીએ છીએ. અસલ ગામમાં રહેવાને વિશાળ ઘર હતા.

(ગ) શહેરની નાની કોટડીઓમાં શ્વાસોચ્છ્વાસ માટે પુરતી અને ચોખ્ખી હવા મળતી નથી કારણ કે રસોડું અને ખાળ અને કેટલીક વખત સુવાનું પણ એકજ ઓરડીમાં સમાઈ જાય છે. જ્યારે ગામમાં વિશાળ ઘરોમાં દરેક કાર્યને માટે જુદા જુદા ઓરડાઓ હોય છે જેથી દુર્ગંધને સ્થાન મળતું નથી અને આરોગ્યતા ઉપર માઠી અસર થતી નથી. વળી જ્યારે મોટા શહેરોમાં ઉદ્યોગ હુન્નરનાં કારખાનાઓ તથા મીલોને લીધે તથા ગટરોને લીધે રોગનાં જંતુઓ હવા અંદર મિશ્રિત થઈ હવાને બગાડે છે ત્યારે ગામડાની હવા ચોખ્ખી હોય છે.

(ઘ) શહેરી જીવન ગામના જીવન જેટલું સાદું હોતું નથી. ગામની અંદર દૂધ, ઘી તથા અનાજની સોંઘવારીને લીધે એ શરીરને પુષ્ટિકારક ચીજો પુરતા જથ્થામાં મેળવી શકાય છે. જ્યારે શહેરમાં દૂધ, ઘી મોંઘુ હોવાને લીધે તેલના અને મરી મસાલાનાં ખોરાક વધી ગયા છે અને તે શરીરને વિશેષ હાનિકારક છે.

(ઙ) ગ્રામ્ય જીવનમાં ઘર વિશાળ હોવાને લીધે તથા ગૃહકાર્ય હાથે ઉપાડી લેવાનું હોવાને લીધે અંગ કસરત સારી રીતે મળી શકે છે, જેમ કે દળવું, ખાંડવું, કુવાનું પાણી કાઢવું, આખું ઘર સ્વચ્છ રાખવું, વાસણ માંજવા વિગેરે કામો સ્ત્રીઓ અસલ હાથેજ કરતી હતી. તે આ કુદરતીઆત અંગ કસરતને લીધે શરીરની આરોગ્યતા ઉત્તમ રહેતી હતી; મોટા શહેરોમાં આ કસરતો જવલ્લેજ જોવામાં આવે છે અને એને બદલે બીજા રૂપમાં પણ કસરતનાં સાધનો હસ્તીમાં આવ્યા નથી અને તેથી મોટે ભાગે સ્ત્રીઓની તન્દુરસ્તીને હાની પહોંચી છે અને જીંદગી ટુંકી થઈ ગઈ છે.

### ૨. કાચી વયનાં લગ્ન:—

અસલના વખતમાં કન્યાના લગ્ન બાળ વયમાંજ થતાં હતાં. હાલમાં છેલ્લા દશ બાર વર્ષ થયા કન્યાઓના લગ્ન મોટે ભાગે ચૌદ વર્ષની લગભગમાં થાય છે. અસલ નાની વયમાં લગ્ન થવા છતાં કન્યાને તરતજ સાસરે વળાવતા નહોતા પણ માબાપને ઘેર રાખીને તેને ગૃહકાર્યને લગતી અનેક પ્રકારની કેલવણી મળી શકતી હતી. હાલમાં લગ્ન પહેલાં બે ત્રણ વર્ષ સુધી નિશાળનું શિક્ષણ મળે છે અને તે શિક્ષણ જોઇએ તે જાતનું પુરેપુરૂં મળે તે પહેલાં તો લગ્ન કરીને છોકરીને સાસરે વિદાય કરી દેવામાં આવે છે. મોટે ભાગે ધંધાને અર્થે પોતાના પતિની સાથે બ્હારગામ જવાને લીધે ઘરનો તમામ બોજો એનેજ માથે આવી પડે છે ને કેલવણી તથા અનુભવની ખામીને લીધે અનેક પ્રકારની મુંઝવણ થાય છે તથા શરીરની તન્દુરસ્તી બગડે છે. અસલના વખતમાં નાની વયમાં લગ્ન થતાં હોવા છતાં પણ ઘેરેઘેર સંયુક્ત કુટુંબનો રીવાજ હોવાથી સઘળી જોખમદારી નવવધૂના ઉપર આવતી નહોતી કારણકે તેને મોટે ભાગે સાસુ, સસરા, જેઠ, જેઠાણી વિગેરે વડીલોની મર્યાદા હેઠળ રહેવું પડતું હતું અને તેમના હાથ નીચે ગૃહકાર્યની તાલીમ મળતી હતી. હાલમાં તો પોતે ઘરમાં એકલીજ હોવાથી પોતે બીનઅનુભવી હોવાને લીધે ઘરની જોખમદારી ઉપાડવાને લાયક હોતી નથી. સાસરામાં કોઇ વડીલ ન હોવાથી પોતાના પતિનાજ સહવાસમાં આવવાથી તથા એકાન્તવાસ વિશેષ મળવાથી સ્ત્રીના શરીરને હાનિ પહોંચે છે. અસલના વખતમાં પીયેરમાં રહેવાનું વિશેષ થતું હતું ને તેથી તે પોતાના પતિના સમાગમમાં ઘણે લાંબે સમયે આવતી હતી.

### ૩. અનિયમિત સુવાવડ:—

સુવાવડનો સમય સ્ત્રીની જીંદગીને માટે ઘણો જોખમકારક છે. જો એ પ્રસંગે બરાબર સંભાળ ન લેવામાં આવે તો કાં તો જીવની હાનિ તરતજ થાય છે અથવા તો જીવલેણ રોગો શરીરમાં પેસી જાય છે. પ્રસૂતિ મોટે ભાગે કુદરતનીજ મદદથી થાય છે, પણ આશરે સેંકડે દશ ટકા સ્ત્રીઓ જોખમકારક સ્થિતિમાં આવી પડે છે. આવે સમયે ઘણી ચીજો ધ્યાનમાં રાખવાની જરૂર છે. પ્રથમમાં હાલના સમયમાં ગર્ભવતી સ્ત્રીને કસરતના લાયક સાધનો ન હોવાથી શરીરનાં અવયવો જોઇએ એવા છુટા રહેતા નથી ને પ્રસૂતી પીડા લાંબો વખત પહોંચે છે.

આપણા દેશમાં કેળવાયલી સોયાણીની ઘણી ખોટ છે. અસલી જમાનાની સોયાણીને શરીરના ગુહ્ય ભાગોનું તથા તેની રચનાનું પુરતું જ્ઞાન હોતું નથી ને તેથી પ્રસૂતી પીડાનો અંત લાવવાને ખાતર અનેક પ્રકારના હાનિકારક કૃત્રિમ ઉપાયો લે છે, જેવાં કે—બાળકના જન્મ પહેલાં પેટ ઉપર પાટા બાંધવા, ગર્ભને બ્હાર પાડવાને ખાતર હાથનો ઉપયોગ કરવો, ઓળ ખેંચી કાઢવી વિગેરે. આવી બીનકેળવાયલી સોયાણીમાં સ્વચ્છતા તો જવલ્લેજ જોવામાં આવે છે ને એ લોકોની જાતને હલકી ગણીને ઘરને પાછલે રસ્તેથી બોલાવવામાં આવે છે ને તેટલા માટે સુવાવડનો ઓરડો પણ ગલીચ જગ્યામાં રાખવામાં આવે છે. ત્યાં દુર્ગંધ વિશેષ હોવાને લીધે રોગના જંતુઓ વાસો કરે છે ને સુવાવડી બાઇ ચોખ્ખી હવાની તથા સુઘડતાની ખામીને લીધે રોગના પંજામાં

ફસાઇ જાય છે. સેયાણીની અસ્વચ્છતાને લીધે બ્હારના રોગો પણ સુવાવડીને વારસામાં મળે જાય છે. આવી અનિયમિત સુવાવડને લીધે સુવારોગ, તાવ, ઝાડા, ક્ષય, જીર્ણજ્વર, પાંડુ રોગ વિગેરે રોગો સુવાવડી બાઇને લાગુ પડે છે.

અનિયમિત સુવાવડની સાથે આપણે કસુવાવડના દાખલા વિસરી જવા ન જોઇએ. સ્ત્રીની તન્દુરસ્તી સુવાવડ કરતાં કસુવાવડથી વધારે બગડે છે. માટે ગર્ભિણી સ્ત્રીએ પોતાના ખોરાકમાં, ગૃહકાર્યમાં તથા પોતાના સઘળા પ્રકારના વર્તનમાં ઘણીજ સંભાળ રાખવાની જરૂર છે. કેટલીક વખત આપણા લોકો કસુવાવડ પાછળ સુવાવડ જેટલી સંભાળ લેતા નથી ને તેને લીધે સ્ત્રીના ગર્ભધારણની શક્તિ નાશ પામે છે એટલુંજ નહિં પણ અનેક રોગો પણ દાખલ થાય છે. પરિણામમાં કુટુંબજન દુઃખી થાય છે ને તે સ્ત્રીનો છુટકો તો મૃત્યુથીજ થાય છે.

**૪ હાલનું અધુરૂં શિક્ષણ:—**

હાલના જમાનાનું સ્ત્રી શિક્ષણ અધુરૂં છે તેને માટે બે મત નજ હોઇ શકે. અસલ આપણી કન્યાઓ નિશાળે સહવારમાં જતી ત્યારે ઘરમાં માતાઓ કામકાજ આટોપી લેતા. બપોરે બાળા ઘેર આવતી ત્યારે વડીલ સ્ત્રી વર્ગના સમાગમમાં રહીને તેઓને મદદ કરતી. અસલના જમાનામાં ગૃહપાઠ ઘણા નહતા. હાલની પદ્ધતિ પ્રમાણે ૧૦ થી ૫ સુધી નિશાળમાં રહેવું, બપોરની રજા અર્ધા કલાકની મળી તે ન મળ્યા બરાબર છે. નિશાળનો વખત કદાચ થઇ જાય તેથી દોડધામમાં બરાબર જમવાની પણ નિરાંત નહિ; લાંબો કાળ સુધી સ્કુલમાં બેસવાનું હોવાને લીધે તથા રહેઠાણથી નિશાળ દૂર હોવાને લીધે બપોરના ભૂખ લાગે ત્યારે બજારનું મરીમસાલાવાળું લ્હેજતદાર ખાવું, ને પરિણામમાં શરીર બગડવું.

વળી એકી વખતે ઘણાં વિષયોનો અભ્યાસ કરાવવો એ આપણી કેલવણીની પદ્ધતિ પડી ગઇ છે. અંગ્રેજી ભણવાની મોહિની છે, મેટ્રીક પાસ કરવાનો અભખરો છે ને સ્ત્રી પુરૂષના સરખાપણાના વિચારને લીધે સ્ત્રી પુરૂષની કેલવણી એકજ પદ્ધતિની આપવામાં આવે છે. સાંજે પાંચ વાગે ઘેર આવ્યા બાદ જરાતરા ખાધું ન ખાધું થયું કે રમત ગમતનાં સાધનોની વાત તો બાજુએ મુકી ને ગૃહપાઠ કરવા બેસવું. એ ગૃહપાઠ (Home work) તે કેટલા તેને માટે કન્યાઓ પાસેથી આપણે જો હેવાલ માંગીએ તો આપણે સાંભળીને અજાયબ થઇએ કે આટલા કુમળાં મગજ ઉપર તે કેટલો બોજો! પરિણામમાં શરીરમાં ક્ષીણતા આવી જાય છે, મગજશક્તિ જલદી મંદ પડી જાય છે ને વ્યવહાર કુશળતા તથા ચારિત્ર્ય બળ આવી શકતું નથી. કેલવણીનાં આવા ક્રમથી, આરોગ્યવિદ્યા તથા શરીર સુખાકારીનું જ્ઞાન સંપૂર્ણ મળતું નથી; ગૃહકાર્યથી તદન અભણ રહે છે; દુનીયાદારીમાં ગંભીરતા તથા વિચારશક્તિ જોવામાં આવતી નથી; કુટુંબપ્રેમ તથા પરોપકારવૃત્તિ ઘણીજ જુજ જોવામાં આવે છે; માનના ને અપમાનના ખોટા વિચારો મગજમાં ઘુસી જાય છે ને હાલન ચલનની સ્ફૂર્તિને બદલે બેઠાં બેઠાં અભ્યાસ કે કામ કરવાની કુટેવ પડે છે.

ઉપર દર્શાવેલા જુદા જુદા કારણો ઉપરાંત આપણા સંસારના કેટલાક રીતરીવાજો એવા છે કે જેની અસર સામાન્ય આરોગ્યતા ઉપર ઘણી માઠી થાય છે. ગૃહકાર્યમાં અયોગ્ય સમયે પણ અસહ્ય શ્રમ ચાલુ રહે છે. મનની ઉદારતાની ખામીને લીધે હિન્દુ

ારમાંથી કુટુંબ કલેશનું જડમૂળ નીકળતું નથી; હાલની ઉપલકીયા કેલવણીના પરિણામે તંત્રતાનો ખોટો ખ્યાલ આવી ગયો છે. દુન્યાના લગ્નના સંબંધમાં, ચાલુ જમાનાની વણી પામેલા (કેટલાક) વયોવૃદ્ધ વડીલો પણ પરણનાર દંપતિના સુખનો લક્ષ્યબિન્દુ ન કારતા, દ્રવ્ય અને દરજ્જાની જાળમાં પતંગીઆની માફક ફસાઇ જાય છે અને તેના રિણામો આપણે જોયાં છે.

આ સઘળા ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે કે આપણો સંસાર વ્યવહાર ને આપણી વણી એક એકને પરસ્પર રૂચીકર નથી; કાં તો સંસાર વ્યવહારમાં ખોડ છે અથવા તો વણીમાં છે. હું તો માનું છું કે એ બન્નેમાં ખામી છે. વ્યક્તિ, ન્યાત તથા દેશના ને ખાતર, મનુષ્ય જાતના ચારિત્ર્યને ઉત્તમ બનાવવા ખાતર, આપણી જીંદગી આનંદી, મય, સુખરૂપ તથા મોક્ષના સાધન રૂપ સ્વર્ગ સમાન થાય તેને માટે આપણી સાંસારિક ા કેળવણીની સંસ્થાઓને નવા રૂપમાં રચવી જોઇએ. વિશેષમાં હું એમ પણ માનું છું કેલવણીની સંસ્થાઓ મનુષ્ય સુખના સાધન રૂપ થાય એ લક્ષ્યબિન્દુથી રચવામાં વે, તો સાંસારિક સંસ્થાઓ આપોઆપ નવું સ્વરૂપ વખતના વહેવા સાથે ગ્રહણ શે; માટે કેલવણીની સંસ્થાઓ ઉપર બે શબ્દ લખીને આ લેખ બંધ કરીશ.

આપણી હાલની કેલવણીની પદ્ધતિ આપણા દેશની દરિદ્રતાને—ગરીબીને બંધ બેસતી ી. આપણો શિક્ષક વર્ગ સારી રીતે કેળવાયલો ન હોવાને લીધે બાળકો ઉપર ઉચ્ચ રિત્ર બંધાય એવી છાપ બેસાડી શકતો નથી. શિક્ષણ સમય પણ આપણા દેશ કાળને નુકુળ નથી. આપણા બાળકોનો શિક્ષણનો સમય સવારે ૮ થી ૧૧ સુધીનો હોવો ઇએ. પછી બપોરનો સમય પોતાને ઘેરજ ગાળવો જોઇએ. સાંજે પાછો ૨॥ થી ૪॥ થવા ૩ થી ૫ નો સમય રાખવો જોઇએ. આની અસર એ થશે કે કન્યાઓ બપોરે તાના વડીલોના સમાગમમાં રહેશે ને બપોરની નિશાળમાં ખાવાની ચિન્તાજ જતી રહેશે. પોરના સમયમાં જ્યારે વડીલો સિવણ, ગુંથણ, ભરત વિગેરે કરે તે સમય પણ તેના માગમથી તે કાર્ય શીખી શકે. માતાઓ પોતાની કન્યાના ગૃહપાઠમાં થોડું પણ ધ્યાન ાપવાને સામર્થ્યવાન થશે અને શિક્ષકોને પણ વિરામ મળશે. આવી રીતે બે વખત ળાળે જવાનું હોય તો નિશાળો રસ્તે રસ્તે ને શેરીએ શેરીએ થવી જોઇએ. એટલી બધી ાળો ઉભી કરવાને આપણી સરકાર નાણા ફાજલ પાડનાર નથી કારણ તે પરદેશી છે આપણું હિત આપણી નજરે જોવાની તેને દરકાર નથી. તે પોતાનું હિત યોજવામાં ાયલી છે. આપણે સરકારથી સ્વતંત્ર અસલના જેવીજ સસ્તી શાળાઓ કાઢવી ઇએ. કદાચ મ્હોટા શહેરના રહેવાસીઓને આ વિચાર ન રૂચે, પણ બ્હારગામમાં ગામડાઓમાં તો આ વિચાર સ્હેજમાંજ અમલમાં મૂકાય. આપણા પૂર્વજો પણ વીજ શાળાઓમાં શીખેલા હતા. શું તે લોકોને કેલવણી નહોતી મળતી? શું તેઓ સારને લાયક નહતા? ઉલટું તે લોકો ઘણા સ્વાશ્રયી હતા પણ અંગ્રેજી રાજ્યસંબંધના શથી આપણામાંથી એ સ્વાશ્રય નાબુદ થયું છે ને આપણામાં સરકાર પાસેથી ભિક્ષા ગવાની વૃત્તિ આવી ગઇ છે. આપણી કેલવણીની સઘળી યોજના અનેક જાતના ંકુશો મૂકીને આપણી બુદ્ધિને અમુક હદમાં રાખવાનેજ રચાયલી છે. ી રાષ્ટ્રીયશાળાઓ થાય તો પાકશાસ્ત્રને લગતી જુદી શાળાઓ ખોલવી ન પડે. ભરત, ણ રોજ ઉપયોગમાં આવે એવું બારોબાર ઘેર શીખી શકે. આવી શાળાઓમાં સવારના

સમયમાં મગજ તાજુ હોવાને લીધે ભાષાજ્ઞાન, પદાર્થજ્ઞાન, ગણિત વિગેરે સહેલાઇથી યાદ રહે એવી રીતે શીખવી શકાય ને સાંજના સમયના બે કલાક સાદુ વ્યાયામ, શરીરજ્ઞાન, ગૃહોપયોગી જ્ઞાન વિગેરેને માટે ગાળવામાં આવે તો એક કન્યા ૮ વર્ષથી તે ૧૪ વર્ષની ઉમર સુધીમાં પોતાને જરૂરનું સઘળું જ્ઞાન મેળવી શકે. ૧૪ વર્ષ પછી શિક્ષણક્રમ માત્ર બપોર પછીજ ૩ કલાકનો હોવો જોઇએ ને તેમાં સારા પુખ્ત ઉમ્મરનાં પુરૂષ શિક્ષકો અથવા સ્ત્રી શિક્ષકો પાસેથી કાંઇક સંગીત, આરોગ્ય વિદ્યા, બાળઉછેરવાનું તથા થોડું વૈદ્યક જ્ઞાન મેળવે તો સોળ વર્ષની ઉમરે એક કન્યાને દુનીયાદારીને લગતા જ્ઞાનના સઘળા મૂળતત્વો મળી જાય ને તે કન્યા ગૃહિણી થવાને યોગ્ય બને.

આવા શિક્ષણક્રમમાં ચારિત્ર્ય બંધારણને લગતી સઘળી કેલવણી ઘરમાંજ સહજ મળી જાય છે અને પછી સોળ વર્ષની ઉમરે લાયક પુરૂષ જોડે લગ્ન સંસ્કાર કરવામાં આવે તો તેનું જીવન ઉત્તમ ચારિત્ર્યવાળુ બની શકે ને તેથી ભવિષ્યની પ્રજા પણ તેવીજ દ્દઢ, કૌવતવાન તથા સ્વદેશાભિમાની બની શકે.

## (૩.)

### (લેખક:—છગનલાલ માણેકલાલ તીજોરીવાળા.)

ઉચ્ચ કેલવણી પ્રાપ્ત કરવાને ભાગ્યહીન હોવાથી આ લેખ મારા અન્ય ન્યાતિ બંધુઓ જેઓ તેવી કેલવણી પ્રાપ્ત કરવાને ભાગ્યશાળી થયેલા છે તેઓ સાથે કોઇપણ રીતે હરીફાઇમાં ઉતરવાના ખાસ ઉદ્દેશથી લખવામાં આવ્યો નથી, પરંતુ આવા મહત્વના વિષય ઉપર મારા પોતાના અલ્પ વિચારો મારા જ્ઞાતિબંધુ સમક્ષ આવા મહોત્સવના અવસર ઉપર રજુ કરવા એ મારી આપણા જ્ઞાતિના એક વ્યક્તિ તરીકે ફરજ છે એમ સમજી આ લેખ રજુ કરૂં છું તેથી તેમાં જણાતા અનેક પ્રકારના દોષો માટે દરગુજર કરશો.

એ તો નિર્વિવાદ છે કે આપણા સ્ત્રી વર્ગમાં નાની ઉમરમાં થતાં મરણનું પ્રમાણ અતિશય ચિંતા ઉત્પન્ન કરાવનારૂં છે. મારી સમજ પ્રમાણે આના કારણ એક કરતાં વધુ છે. આજથી લગભગ વીસ વર્ષ ઉપર જ્યારે આ વિષય ઉપર કોઇ કોઇ વખત વાદવિવાદ આપણી સભાની મીટીંગોમાં તથા મિત્રમંડળમાં થતો તે વખતે એવું કહેવામાં આવતું હતું કે આવી સ્થીતિનું મુળ કારણ ફક્ત બાળલગ્ન છે. તે વખતે આ કારણ ખરૂં છે એમ માનવાને હું અચકાતો હતો અને મારો તે વિચાર અત્યારે દ્દઢ થતો જાય છે. તેનું કારણ કે આજ લગભગ દશ વર્ષ થયા આપણી ન્યાતની કન્યાઓને પહેલા કરતાં બહુ મોટી ઉમરે પરણાવવામાં આવે છે છતાં પણ મરણનું પ્રમાણ કોઇ પણ અંશે ઓછું થતુ આપણે જોતા નથી. એથી ઉલટું જેમ જેમ કન્યાના લગ્ન મોટી અને મોટી ઉમરે થતા જાય છે તેમ તેમ મરણનું પ્રમાણ વધતું જાય છે, આ મત સિદ્ધ કરવા હું બીજી પણ એક દલીલ રજુ કરીશ અને હું ધારૂં છું કે તે સર્વમાન્ય છે. અસલ જમાનામાં આપણામાં બહુજ નાની ઉમરે લગ્ન થતા હતા અને છતાં સ્ત્રીઓમાં નાની ઉમરના થતાં મરણનું પ્રમાણ કાંઈ નહીં જેવુંજ હતું. બંને સ્ત્રી પુરૂષ સુખી અને લાંબી જીંદગી ભોગવતા હતા અને કોઇ વખતે સ્ત્રીમાં નાની ઉમરે મરણ થતું તો તે અપવાદ રૂપજ હતું. મારા પોતાના માતુશ્રીના લગ્ન સાત વર્ષની નાની ઉમરે થયા હતા અને છતાં તેઓ લગભગ ૭૦ વર્ષ જેટલી મોટી જીંદગી ભોગવવા ભાગ્યશાળી થયા હતા. બીજું, કેટલીક હલકી વર્ણોમાં

બાળલગ્નની રૂઢી હજી ચાલુ હોવા છતાં તે લોકોમાં સ્ત્રી વર્ગના નાની ઉમરના મરણનું પ્રમાણ આપણા જેટલું ચિંતા ઉપજાવનારૂં નથી. આ-ઉપરથી હું કાંઇ એવું સિદ્ધ કરવા માંગતો નથી કે બાળ લગ્ન કાંઇ હાનિકારક નથી, પરંતુ હું ઉપલી દલીલોથી એટલુંજ સિદ્ધ કરવા માંગું છું કે બાળલગ્ન આપણી જ્ઞાતિમાંથી આજ લગભગ ૧૦ વર્ષ થયાં બંધ થયલા હોવા છતાં આપણા સ્ત્રી વર્ગના મરણનું પ્રમાણ વધતું જતું હોવાથી બાળ લગ્ન તે સ્થીતિ માટે એકલું જવાબદાર નથી. આ વિચાર માન્ય રાખવામાં આવે તો આપણી હાલની સ્થીતિનું શું કારણ છે તથા તે અટકાવવા માટે ઘટતા ઉપાય શોધી કાઢવાની આપણુ સર્વેની એક પવિત્ર ફરજ છે. મારી અલ્પ મતિ પ્રમાણે ઉપર કહ્યું તેમ આ સ્થીતિના કારણ એક કરતાં વધુ છે અને તે હું નીચે જણાવીશ.

સૌથી પહેલાં તો અંગ કસરતની ગેરહાજરી આપણી હાલની સ્થીતિ માટે મોટે ભાગે જોખમદાર છે એમ મારૂં માનવું છે. કોઇ તરફથી એમ સવાલ કરવામાં આવશે કે આપણા ઘરડાવરડા કયાં અંગ કસરત કરતા હતા. પણ તેઓને જણાવીશું કે જુના જમાનામાં આપણા સ્ત્રી વર્ગને ઘર કામને અંગે ઘણી સારી અંગ કસરત મળતી હતી. તે વખતમાં પાણીના નળ ન હોવાથી કુવા તથા ટાંકામાથી પીવાના તથા અન્ય વપરાસ માટે પુષ્કળ પાણી હાથેથી ખેંચી કાઢવું પડતું હતું અને કેટલેક સ્થળે તો દૂરથી નદીઓ-માંથી પાણી લાવવું પડતું હતું. ઘઉં વીગેરે અનાજ દળવાના સંચાઓ નહીં હોવાથી ઘેરેજ ઘંટીએ દળવું પડતું હતું અને ઘણું ખરૂં દળવાનું કામ પરોઢીએ ૪–૫ વાગે ઉઠી કરવામાં આવતું હતું. નોકરોની સગવડ નહીં હોવાથી વાસણ, લોટા વીગેરે હાથેજ માંજવાં પડતાં હતાં તેમજ પોતાના તથા પુરૂષ વર્ગના કપડાં પણ હાથેજ ધોવાં પડતાં હતાં.

કોણ કહેશે કે જે સ્ત્રીઓ ઉપલા કામો જાતે કરતી હતી તેને અંગકસરત મળતી નહોતી? હું કહીશ કે દળવામાં તથા કુવા, ટાંકામાંથી હાથે પાણી કાઢવામાં તથા વાસણ કુસણ માંજવાથી આખા અંગને એવી સારી કસરત મળી શકે છે કે તે પાશ્ચાત્ય દેશોમાં જે અંગ કસરત સ્ત્રીઓ હાલમાં લે છે તેના કરતાં કોઇ પણ રીતે ઉતરતી નથી. કમનસીબે હાલના જમાનામાં સ્થીતિ બદલાઇ ગઇ છે. પાણીના નળ થવાથી, અનાજ દળવાના સંચાઓ થવાથી અને ઘર કામ માટે નોકર ચાકરની છૂટ થવાથી ખાસ કરીને આપણો સ્ત્રીવર્ગ એમ માને છે કે આપણા સુખનો કાંઇ પાર નથી. પરંતુ મારી અલ્પ મતિ પ્રમાણે આ માની લીધેલું સુખજ આપણી હાલની દુ:ખદ સ્થીતિનું મૂળ કારણ છે.

ઉપલા કામો સ્ત્રીઓ પોતાને હાથે કરતા બંધ પડેલા હોવાથી પરિણામ શું આવ્યું છે? એજ કે આગળ જે જરૂરની કસરત મળતી તે બંધ પડી છે અને તેને પરિણામે સૌથી પહેલાં તો તેઓ ખોરાક બેહદ ઓછો લેતા થઇ ગયાં છે, કેમકે વ્યાયામ વગર જઠરાગ્નિ મંદ પડી જાય છે. એ તો સર્વમાન્ય નિયમ છે કે કસરત કરવાથી જઠરાગ્નિ પ્રદીપ્ત રહે છે અને જઠરાગ્નિ જેટલે અંશે પ્રદીપ્ત હોય છે તેટલે અંશે માણસને ખોરાકની ભુખ લાગે છે. જે સ્ત્રીવર્ગમાંથી કસરતનું નામ નીશાન નીકળી ગયું તે સ્ત્રીઓનો જઠરાગ્નિ કેમ પ્રદીપ્ત હોય અને જઠરાગ્નિ પ્રદીપ્ત ન હોય તો ખોરાક ખાવાનું મન કયાંથી થાય? હું ધારૂં છું કે આપણી હાલની સ્ત્રીઓમાંથી ઘણી થોડીકજ ૨–૩ રોટલી

તથા એક કડછી ભાતથી વધુ ખોરાક લઇ શકતી હશે. ખોરાક સારા જથ્થામાં ન લેવાતો હોવાથી શરીરમાં નવું લોહી આવી શકતું નથી. ઉલટું લોહીમાં બગાડો થતો જાય છે અને તેથી શરીરમાં અનેક પ્રકારના રોગો સહેલાઇથી વાસ કરી શકે છે. હાલની અંગ્રેજી વૈદક વિદ્યાની માન્યતા એવી છે કે દરેક રોગના જંતુઓ થાય છે અને તે આપણા શરીરમાં હમેશ દાખલ થવા પ્રયત્ન કરે છે. બીજી બાજુએ આપણા લોહીમાં પણ કેટલીક જાતના અસલ જંતુઓ રહેલા છે અને તેથી કરી બહારના રોગોના જંતુઓ અને આપણા શરીરના અસલ જંતુઓ વચ્ચે એક જાતની હંમેશ લડાઇ ચાલ્યા કરે છે. જેઓના શરીર નબળાં હોય છે તેઓમાં અસલ જંતુઓ પણ નબળાંજ હોય છે અને તેથી તેઓ લડાઇમાં સહેજમાં હાર ખાઇ જાય છે. સાદી ભાષામાં કહીએ તો નબળા બાંધાના શરીરો કોઇ પણ રોગના સહેલાઇથી ભોગ થઇ પડે છે અને તેથીજ હાલનો આપણો સ્ત્રીવર્ગ જે પહેલાં કરતાં અતિશય નબળા બાંધાનો છે તે કોઇ પણ રોગના સહેલાઇથી ભોગ થઇ પડે છે અને તેને માટે તે પોતે તેમજ આપણો પુરૂષવર્ગ ઉપર જણાવ્યું તે પ્રમાણે જોખમદાર છે.

આ ભયંકર સ્થીતિ કેમ સુધારવી તે આપણા પોતાનાજ હાથમાં છે. સ્ત્રીવર્ગે જેમ આગલા જમાનામાં આપણા ઘરડાવરડા કરતાં હતા તેમ ઘરના બધા કામકાજ પોતાને હાથેજ કરવા. મધ્યમ વર્ગના લોકે તો તેમ કરવું ઘણું જરૂરનું છે કેમકે તેમ કરવાથી એક પંથ અને દો કાજ થાય છે. શરીર સંપત્તિ સુધારવા સાથે ધનનો પણ બચાવો થશે. શ્રીમંત વર્ગના લોકો જેઓને ત્યાં ધનની રેલમછેલ છે તેઓના સ્ત્રી વર્ગને આ ઉપાય વખતે રૂચશે નહિં તો તેઓને માટે બીજો રસ્તો એજ છે કે તેઓએ બહાર પગે ચાલી ફરવાની કસરત લેવી. પાશ્ચાત્ય દેશોમાં આવી જાતની કસરત સ્ત્રીવર્ગ લે છે અને તે સુખી છે. પરોઢીઆમાં વહેલાં ઉઠી ઘણીઘણીઆણીનાં અનેક જોડા માઇલોની પગે ચાલી દરરોજ નિયમીત રીતે મુસાફરી કરે છે અને સાંજના સુર્યાસ્ત થયા પછી પણ તેમજ કરવામાં આવે છે. આમ કરવાથી શરીર સંપત્તિ સારી રહે છે. હાલમાં તો જ્યારે એક તરફથી આપણા સ્ત્રીવર્ગમાં ઘર કામને અંગે થતી કસરત ઉપર જણાવ્યું તેમ બંધ પડી ગઈ છે ત્યારે બીજા હાથ ઉપર બહાર ફરવા જવા વિગેરેની કસરત જે પાશ્ચાત્ય દેશોમાં લેવામાં આવે છે તે પણ મળતી નથી. મારા ધારવા પ્રમાણે આપણી આખી જ્ઞાતિમાં સુરત તેમજ મુંબઇ બંને સ્થળે અપવાદ રૂપે થોડાક કુટુંબો શિવાય ભાગ્યેજ કોઇ કુટુંબ બહાર નિયમીત રીતે સહવારે અથવા સાંજે ફરવા જતું હશે.

હવે અન્ય કારણો વિષે હું કાંઇક કહીશ. સ્ત્રી વર્ગમાં બપોરના ઉંઘવાની ઘણે ઠેકાણે ટેવ જોવામાં આવે છે જે ઘણું હાનિકારક છે. ઇશ્વરી નિયમ એવો છે કે પુષ્કળ કામ કર્યા પછીજ આરામની જરૂર છે અને તેને માટે રાતના નિંદ્રા રાખી છે. જો દિવસને રાત બનાવવામાં આવે તો એ ઇશ્વરી નિયમનું આપણે ઉલંઘન કરીએ છીએ અને તેથી ખાધેલો ખોરાક બરોબર પાચન થઇ શકતો નથી. આ પણ આપણી હાલની સ્થીતિનું એક કારણ છે અને એ ટેવ દુર કરવાની ખાસ જરૂર છે.

બીજું એક કારણ ચા છે. આજ કેટલાંક વર્ષો થયાં આપણે નિયમીત રીતે સહવારે તેમજ કેટલેક ઠેકાણે બપોરે ચા પીતા શીખ્યા છીએ. કેટલેક ઠેકાણે તો આથી પણ

વધારે વખત અને મોટા જથ્થામાં ચા પીવાની ટેવ પડી ગયેલી હોય છે. આપણો વણિક વર્ગ અન્નફળાહારી એટલે કે જેઓ માંસાહાર કરતા નથી તેને માટે મારા ધારવા પ્રમાણે નિયમીત રીતે ખોરાક તરીકે લેવાતી ચા બહુજ નુકશાનકારક છે. આપણો ખોરાક એવો સાદો છે કે તેને પચાવવા માટે ચા લેવાની જરૂર નથી. પાશ્ચાત્ય દેશોમાં ચા પીવામાં આવે છે પણ તેનું કારણ તે દેશો અતિશય ઠંડા છે અને તે લોકો માંસાહારી છે. વળી તે લોકો ચા કેવી રીતે લે છે તેનો વિચાર કરો. સવારના નાસ્તા વખતે પાંઉ, બીસક્રીટ તથા માખણ ખાય છે તેની ઉપર ચા લે છે. સાંજના પણ કોઇ અન્ય ખોરાકની સાથેજ ચા તેઓ લે છે તેથી તે નુકસાન કરતી નથી. પણ હું પુછું છું કે સહવારના પહોરમાં ઉઠતાંવાર જે વખતે આપણા કુમળા બાળકોના પેટમાં કશું હોતું નથી તે વખતે ખુબ ઉકાળાને તૈયાર કરેલી અને થોડા દુધવાળી ચાનું એક આખું પ્યાલું ભરીને રેડવામાં આવે તો તેની અસર શી થાય? બીજું કાંઈજ નહીં પણ બાળકોનો જઠરાગ્નિ મંદ થતો જાય છે અને બાળકો કહે છે કે અમને બીજો ખોરાક ખાવા માટે ભુખ નથી. બેશક તમો જો બાળકોને ચાની સાથે નાની ૨-૪ પુરી અથવા એવો કોઇ ખોરાક આપતા હો તો ચાથી આટલી બધી ખરાબ અસર થાય નહિં. પણ હું ધારૂં છું કે ભાગ્યેજ કોઇ કુટુંબમાં ચા સાથે કાંઇ બીજું ખાવાનું આપવાની ગોઠવણ હોય. સ્ત્રી વર્ગને તેમજ પુરૂષ વર્ગને પણ ચા તેટલીજ હાનિકારક છે. મારૂં એવું પણ માનવું છે કે આપણી સ્ત્રીઓની નબળાઇ માટે ચા જોખમદાર છે. આપણી સ્થિતિ સુધારવી હોય તો ચા ઓછી કરી નાંખવી જોઇએ અને કોઇક વખતે ઔષધ તરીકેજ લેવી જોઇએ. લાંબા વખતની ટેવ પડેલી હોવાથી એકદમ બંધ થઇ શકશે નહીં પણ ધીમે ધીમે મનપર લઇશું તો તેથી આપણી સ્થિતિ કેટલેક અંશે સુધારી શકીશું.

આગળ ચાલતાં આપણા સ્ત્રી વર્ગમાં જે એક બીજી કટેવ જોવામાં આવે છે તે એ છે કે બપોરના ઘણું ખરૂં બહારનું ચવેણું જેવું કે મમરા, સેવ, ગાંઠીઆ, ભજીઆ વગેરે ખાવામાં આવે છે. એ તો આપણે કબુલ કરવું જોઇએ કે આવો બહારનો ખોરાક બનાવનારાઓ તેમાંથી જેમ બને તેમ વધુ પૈસા પેદા કરવાના હેતુથી તેવી ચીજો બનાવે છે અને તેથી જેટલો હલકો માલ તેમાં વાપરી શકાય તેટલો વાપરે છે. આવો સ્વાદે સારો લાગતો પણ ખરેખર રીતે હાનિકારક ખોરાક ખાવાથી ઘણીક સ્ત્રીઓને ઝાડાનો રોગ લાગુ પડે છે અને ધીમે ધીમે તબીઅત બેહાલ થઇ જાય છે. હું કબુલ કરૂં છું કે બપોરના કાંઇ હલકો ખોરાક લેવાની જરૂર છે પણ આપણા ઘરમાં કયાં તેવી ચીજો બનાવી શકાતી નથી? જેટલા પૈસા બહારના ખાવાનામાં વાપરીએ છીએ તેટલાજ બલકે તેથી ઓછા પૈસામાં વધારે સાદો અને આપણા શરીરને રૂચતો ખોરાક આપણે લઇ શકીએ. પરંતુ મહેનત કરવાના અભાવને લીધે ઘણાખરા લોકો તેમ કરતા નથી. આમ થવાથી આપણા સ્ત્રી વર્ગની કેવી માઠી સ્થિતિ થાય છે તેનો જો તેઓ ખ્યાલ કરશે તો આ ખરાબ ટેવ જેમ બને તેમ દૂર કરવાને તેઓ પ્રયત્ન કરશે.

સ્ત્રીઓને ગર્ભ રહયા બાદ તથા સુવાવડમાં જોઇએ તેવી સંભાળ ન લેવાતી હોવાથી ઘણીખરી સ્ત્રીઓનાં શરીર એક અથવા બે બાળક થયા પછી બેહાલ થઇ જાય છે. ગર્ભ રહયા બાદ સાદો અને પુષ્ટિકારક ખોરાક લેવો જોઇએ તેને બદલે ફક્ત મોંને સ્વાદિષ્ટ લાગે એવો ખોરાક લેવામાં આવે છે અને તેથી ઝાડા વિગેરેનો રોગ લાગુ પડી જાય છે. વળી પ્રસવ વખતે અનુભવી દાઈઅણ ન બોલાવતાં અસલની બીન કેળવાયલી સોઇઆ-

ણીઓને હાથેજ હજુ કામ લેવામાં આવે છે તેથી ગર્ભસ્થાનમાં કેટલોક બગાડો રહી જાય છે અને પરિણામે જીંદગીનો ઘાત થાય છે. વખતે આપણુને જુના વિચારના લોકો તરફથી એમ પુછવામાં આવે કે અસલના વખતમાં આવીજ સોઇઆણીને હાથે કામ લેવામાં આવતું હતું અને ત્યારે તો આવાં મરણુ કાંઇ થતા નહોતા તેનું કારણ શું ? આ બાબત ઉપર મેં લાંબો વિચાર કર્યો છે અને મને તો એટલુંજ લાગે છે કે પહેલાના જેવા મજબુત બૈરાં હવે નથી. આગળ પડીઓ અને ઉકાળાઓ લેવામાં આવતાં હતાં તેથી શરીરનો સઘળો બગાડો નીકળી જતો હતો પણ તેવાં ઓશડીઆઓ હવે સુવાવડમાં લેવામાં આવતાં નથી. આગલા વખતમાં તો આવા ઓશડીઆ લેતા હોવાથી સુવાવડી સ્ત્રી દરેક સુવાવડ વખતે અધમણથી મણુ ઘી ખોરાકમાં લઇ શકતી હતી અને તેથી તેની કાયા પાછી પથ્થર જેવી બનતી હતી. કોઇ સ્ત્રી જો તાજી સુવાવડ ખાઇને ઉઠી હોય તો તે રાતી રાયણ જેવી લાગતી અને નહિં કે હાલની માફક સફેદ પુણી જેવી. આ ફેરફાર થઇ ગયો છે તેથી જીંદગીની સલામતીને માટે પ્રસવ વખતે અનુભવી દાઇઆણી જે હવે સહેલાઇથી મળી શકે છે તે રોકવી જરૂરની છે. જો આપણે તેમ નહીં કરીશું તો હાલમાં જે મરણનું પ્રમાણ છે તેના કરતાં પણ વધુ ચિંતા કરાવનારી સ્થિતિ આપણી થશે માટે આ બાબત ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. છેવટે સ્ત્રીઓ જ્યારે રજસ્વલા હોય છે તે વખતે પણ શરીરની સંભાળ લેવાની બહુ જરૂર છે. આ સમયે શરીરની સ્થિતિ ઘણી નાજુક રહે છે અને તેથી આપણાં ઘરડાંવરડાઓએ ચાર દિવસ આરામ લેવાની ગોઠવણ રાખી છે. બેસવા ઉઠવામાં સરદી લાગી જાય નહીં તેની સંભાળ રાખવી જોઇએ તથા ખાવામાં ખટાશ વિગેરે બીલકુલ લેવાં જોઇએ નહીં. ટાઢો ભાત તથા એવા અન્ય ઠંડા તથા ભારી ખોરાકનો આહાર કરવો જોઇએ નહીં. આ નિયમ ભાગ્યેજ કોઇ સ્ત્રી પાળે છે અને તેથી તેના ફળ ભોગવવાં પડે છે. ખટાશ વિગેરે ખોરાક ખાવાથી કોઇ કોઈ વખતે આંકડી જેવો ખરાબ રોગ લાગુ પડે છે અને તેથી જીંદગી દુઃખી થઇ જાય છે.

ટુંકમાં આપણી હાલની સ્થિતિ જો સુધારવી હોય તો નીચલી બાબત ઉપર અવશ્ય ધ્યાન આપવું:—

(૧) અંગ કસરત કરવી અને તેવી કસરત લેવાનો સરળ માર્ગ ઘરના કામો જેમ બને તેમ પોતે જાતે કરવાં.

(૨) બપોરના સુવાની ટેવ પાડવી નહીં.

(૩) નિયમીત રીતે સહવાર તથા બપોરના ચા પીવાથી દૂર રહેવું.

(૪) બહારનો હલકો ખોરાક ખાવો નહીં.

(૫) સુવાવડ વખતે અનુભવી દાઇઅણોને બોલાવવી તથા ખોરાક લેવામાં બહુ સંભાળ રાખવી.

(૬) રજસ્વલા વખતે ખાવા પીવામાં બહુ સંભાળ રાખવી.

સ્ત્રીઓના નાની ઉમરમાં મરણ થવાથી તેઓના કુમળાં બાળકોની કેવી દુર્દશા થાય છે તથા ઘર કેવું અવ્યવસ્થિત થઇ જાય છે તેનો જો સ્ત્રીવર્ગ ખ્યાલ કરશે તો તેઓ આવી ભયંકર સ્થિતિમાંથી દૂર રહેવાને ઉપર જણાવ્યા પ્રમાણે પ્રયાસ કરશે. એમ કરવાથી પોતે તથા પોતાનું કુટુંબ સુખમાં રહેશે. જો આ બાબતનો ગંભીરાઈથી વિચાર કરવામાં નહિં આવે તો આપણી સ્થિતિ હાલના કરતાં પણ વધુ દુઃખદ થશે એમાં કોઇ જાતની શંકા નથી. માટે મારી આપણા સ્ત્રીવર્ગને નમ્ર વિનંતિ છે કે આપણી હાલની સ્થિતિ સુધારવા તેઓએ બને તેટલો પ્રયાસ કરવો.

# WOMAN'S HOME.

'Answered Sujâta, Worshipful! my heart
Is little, and a little rain will fill
The lily's cup which hardly moists the field.
It is enough for me to feel life's sun
Shine in my Lord's grace and my baby's smile
Making the loving summer of our home.
Pleasant my days pass filled with household cares
From sunrise when I wake to praise the gods,
And give forth grain, and trim the tulsi plant,
And set my handmaids to their tasks, till noon,
When my lord lays his head upon my lap,
Lulled by soft songs and wavings of the fan ;
And so to supper time at quiet eve,
When by his side I stand and serve the cakes,
When the stars light their silver lamps for sleep,
After the temple and the talk with friends."

(*Arnold's Light of Asia.*)

# મારી રોજનિશી.

## મધ્યમ સ્થિતિની ગુજરાતી સ્ત્રીઓનો ઘરસંસાર.

(લખનાર: **સૌ. જમનાબાઇ મંગળદાસ ઇચ્છારામ.**)

સ્ત્રી વર્ગની રોજનિશી તે શું? જ્યાં સુધી કેળવાયેલો પુરૂષવર્ગ, સ્ત્રીમાં રહેલી બુદ્ધિનો વિકાસ કરી તેને પોતાના દરેક કાર્યમાં સહભાગી કેમ બનાવવી તે સમજી શકયો નથી, ત્યાં સુધી સ્ત્રી વર્ગની રોજનિશી—ગરીબ કે તંવગર, બાળક કે વૃદ્ધની—માત્ર ત્રણ કાર્યોમાંજ સમાઇ જાય છે. ગૃહકાર્ય અને તે પણ માત્ર રસોડા ખાતુ, દેવસેવા અને મંદીર ખાતુ અને સારે માઠે અવસરે લોકાચારમાં જવું એટલે કે "કુથલી ખાતુ," આ ત્રણ ખાતાનો અધિકાર સ્ત્રી વર્ગના પલ્લામાં સપ્તપદીના મંત્રમાં આપ્યો છે. તેમાં રોજનિશી તે શું લખવાની હોય? છતાં દેશ, કાળ અને હાલની સ્થિતિને લીધે સ્ત્રીઓના વ્યવહારમાં કિંચિત ફેરફાર થયા છે તેનું માપ લેવાનો સભાનો વિચાર હોય એમ લાગે છે. ગમે તે કારણુ હોય. સભા તરફથી સ્ત્રી ઉન્નતિ માટે જે મહેનત લેવામાં આવે છે તેને સહાયતા મળશે એમ સમજી તેમના તરફથી પુછવામાં આવેલા પ્રશ્નનો ઉત્તર આપવો વ્યાજબી ધાર્યો છે.

## સ્હવાર.

મુંબઇ મ્યુનીસીપાલીટીની મહેરબાનીથી હાલમાં પાણીની તંગી ચાલે છે અને પાણી આપવાનો વખત ઘણો કંઢગો રાખ્યો છે તેમાં રહ્યું સહ્યું મોંઘવારીની પંચાતમાં અને હલકા લોકોમાં સંપ હોવાને લીધે નોકરોના પગાર વધ્યા, કામ ઘટયાં, અને બકરકુંડી ભારે. પાણી શીવાય કામ કરવાની હા. પાણી ભરવાની ચોખ્ખી ના. મ્યુનીસીપાલીટીની મોકાણુ અને નોકરોની તાણુમાં મુંબઇની શેઠાણીઓને ઘણે વરસે હાથે કામ કરી નિરોગી થવાનો પ્રસંગ આવ્યો છે અને અનાયાસે અંગ કસરત કરવાની તક મળી છે. નળગંગા અને ઘાટીઓના ત્રાસને લીધે મળસકામાં સ્હાડા ચાર વાગતામાં હાલ તો ઉઠવું પડે છે અને પછી આડોશી પાડોશી અને ઉપર નીચેના ભાડુતો વચ્ચે ગાયત્રી શરૂ થાય છે. કોઇ કોઇ વખતે તો એવું થાય છે કે નળપરતું પ્રદર્શન જોવાને મ્યુનીસીપાલીટીની ખુરશીઓ ભાંગતા માનવંત સભાસદોની હાથ ધરતીઓને પથારીમાંથી ઘસડી કાઢી ભુલેશ્વરની એકાદ ચાલીમાં લાવીને ખડી કરવી. માંડ માંડ એકાદ કલાકે શોર બકોર અને ધાટાં કાઢતાં પાણી ભરાઇ રહે છે. પછી ખટકર્મમાં લાગીએ છીએ. મળસકામાં ઉઠવું કડવું તો લાગે છે પણ તેમાં શરીર પ્રકૃતિ સુધરે છે, જાગૃતિ અને સ્ફૂર્તિ આવે છે અને કામનો ઉદ્રાવો ઓછો થાય છે એમ તો કબુલ કરવું પડશે.

ન્હાઇ ધોઇ રહ્યા કે એક બાજુએ રસોડું અને બીજી બાજુએ દેવ સેવા શરૂ થાય છે. પુરૂષ વર્ગમાં દુધ, ચાહ કે છાશ જેને જેમ જોઇએ તે આપ્યા પછી ઘરનું કામ હાથ ધરીએ છીએ. ગૃહસ્થિ સ્ત્રીઓને સ્હવારનાં પોહોરમાં મંદિરે મંદિરે દોડવાનો અધિકાર નથી અને દર્શનની હ્લાયમાં નિશાળે જતાં બાળકોની તજવીજમાં ઉણું આવવું ન જોઇએ એ ઘરનો કાયદો છે. છતાં દેવસેવા, પાઠપુજા કે સ્તવન ઘરમાં દરેક સ્ત્રી, પુરૂષ અને બાળકોને કરવાંજ જોઇએ તેની બારીક તજવીજ રાખવામાં આવે છે અને પહેલેથીજ સંસ્કાર પાડવામાં આવે છે. દેવ ઘરમાં અને મંદિરમાં એકજ છે અને શાંત ચિત્ત વગર હાંફલા ફાંફલા એક મંદિરથી બીજે મંદિરે દોડવા કરતાં ઘરની અંદર શાંત વૃત્તિથી દેવ સેવા કરવાથી આત્માની ઉન્નતિ થાય છે એવો સિદ્ધાંત દરેકના મન ઉપર ઠસાવવામાં આવે છે. દેવ સેવા સાદી અને સરળ, આડંબર કે ધામધુમ વગરની રાખી છે કે જેથી ભવિષ્યની પ્રજા પણ કંટાળ્યા વગર તે ચાલુ રૂાખે અને હાલ કેટલેક ઠેકાણે ઘરના ઠાકોરજીને ગોવાળ મંડળીમાં પધરાવવા પડે છે અથવા ભાડુતી આદમીઓને સોંપવામાં આવે છે તેવી રીતે ઘરના દેવના હાલ ન થાય તે બાબત ચોંપ રાખવામાં આવે છે. કોઇ પણ નવો વ્યવહાર દેખાદેખીથી વગર વિચારે દાખલ કરવામાં આવતો નથી અને ઠાકોરજીને આભૂષણુ, શૃંગાર કે જાતજાતના ભોગ કરાવવામાં બધોજ કાળ ગુમાવવા કરતાં પ્રભુસ્તવન અને કથા વાંચવામાં વધુ વખત કહાડવામાં આવે છે. સ્હાડા નવ વાગામાં વિદ્યાર્થીઓને અને સ્હાડા દશ પહેલાં ધંધાર્થીઓને જમાડવાના હોવાથી સ્હવારનો વખત એક શ્વાસે રસોડા પાછળજ જાય છે. રસોડાને લગતું પરચુરણુ ઝીણું કામ સ્ત્રીવર્ગ કરી લે છે અને કપડાં ધોઇ આવ્યા પછી સરસામન ઝાપટવાનું કે જોડા સાફસુફ કરવાનું કામજ નોકરને સોંપવામાં આવે છે.

## બપોર.

રસોડામાંથી બાર વાગતે છૂટાં થએ વિશ્રાંતિ માટે બપોરની વખતે સુવાનો નિષેધ છે તેને બદલે એકાદ કલાક સ્ત્રી ઉપયોગી પુસ્તકો કે ચોપાનીઆ કે છાપાઓ

વિગેરે વાંચવામાં ગાળીએ છીએ. અઠવાડીઆમાં ઓછામાં ઓછા બે દીવસ ગુજરાતી સ્ત્રીમંડળના જુદા જુદા શિક્ષણના વર્ગોમાં સ્ત્રીવર્ગ વારાફરતી જાય છે તેમાં ખાસ કરી સંસ્કૃત, સંગીત, સિવણ ગુંથણ કે વ્યવહારૂ વૈદક જ્ઞાન આપનારાં વર્ગો વધારે પસંદ કરવામાં આવે છે. ઘરમાં સિવવાનો સંચો રાખવામાં આવ્યો છે તેમાં નવા-કે રફુ કરવાના કપડાંલત્તા તૈયાર કરવામાં અઠવાડીઆના બે દીવસો ગાળવામાં આવે છે. પુરૂષ વર્ગના ડગલા પાટલુન કે ખમીસ શીવાય દરેક કપડું ગમે તેવું ભારે હોય પણ ઘરમાંજ તૈયાર થવું જોઇએ અને નહિ આવડતું હોય તો ઓળખાણવાળાને ત્યાં જઇ શીખી આવવું એ નિયમ પાળવામાં આવે છે. પહેલવહેલા ઘરમાંના ફાટાતુટા અને નિરૂપયોગી થયેલા કપડા ભાંડી પોથીવાળાને આપી કાચની શોભીતી કે ઘર ઉપયોગી ચીજો લેવાતી. પરંતુ તેવી ચીજો ટુંક વખતમાં ભાંગી રદ થાય છે તેને બદલે આવાં કપડાં રફુ કરી ગરીબ-ગુરબાને કે ઓર્ફનેજમાં આપવામાં આવે તો પુણ્ય લાગે તેથી ઘરમાં ન વપરાય તેવી ચીજો દાન આપવા માટે રફુ કરી તૈયાર કરવામાં આવે છે. અઠવાડીઆના એકાદ બે દીવસ સગાવહાલા તથા સહીપણીઓને મળવા કે લોકાચારમાં જવા માટે રાખવામાં આવે છે. મધ્યાન્હે ઘરનું પરચુરણ કામ કર્યા પછી થોડો કાળ સહીપણીઓ આવે તેની સાથે વિનોદ ચર્ચામાં જાય છે. બાળકો નિશાળેથી આવે કે તેને ઘરનોજ ખોરાક આપવા તજવીજ રાખવામાં આવે છે, વખતો વખત સ્ત્રીઓનાં જુદી જુદી સભા તથા મેળાવડામાં ભાગ લેવા તથા ત્યાં ચર્ચાતા વિષયો બુદ્ધિપૂર્વક સમજાય અને તેમાં ભાગ લેવાય તે માટે તૈયારી કરવામાં કાંઇક કાળ જાય છે. એકાદ દીવસ ઘર શોભાના ભરત, ગુંથણ, ઝાક વિગેરેનું ઘરનું કે સગાસ્નેહીનું કાંઇ કામ હોય તે પછવાડે ગાળવામાં આવે છે.

## સ્હાંજ.

ચાર વાગ્યા પછી ઘરના પરચુરણ કામકાજ શરૂ થાય છે. સાધારણ રીતે દાણો-દુણી સામટો મોસમે મોસમે ભરવા ધારો છે અને તે વણી ચુટીને ભરેલાં છતાં દર વખતે સહવાર સ્હાંજ તે પાછા જોઇ જવાનો રીવાજ રાખ્યો છે. રજા અને તેહેવારોને દીવસે આ કાર્યક્રમમાં આપોઆપ ફેર રહે છે અને સ્હાંજની વખતે કુટુંબ કબીલા સાથે કુદરતી દેખાવો જોવામાં તથા ખુલ્લી હવાનો લાભ લેવામાં અને કોઇ કોઈ પ્રસંગે રમત ગમત જોવામાં ગાળવામાં આવે છે, અઠવાડીઆમાં બને તેટલી વખત માધવબાગ કે બીજા મંદિરોમાં જ્યાં મલાજો સચવાય એવી વ્યવસ્થા રાખવામાં આવી હોય અને સ્વસ્થ ચિત્તે દર્શન થાય તેવે ઠેકાણે દેવ દર્શને જઇ બે ઘડી પગ છુટા કરવાનો મ્હાવરો રાખવામાં આવ્યો છે.

## રાત્રિ.

ઘરમાં દીવો નાનો રાખવો એ કરકસરની નહિ પણ દરિદ્રતાની નિશાની છે એવી અમારે ત્યાં માન્યતા છે અને વખતસર દીવો સારી સ્થિતિમાં ન દેખાય તો પુરૂષ વર્ગનો મીજાસ જતો રહે છે. સુરત વીગેરે ઠેકાણે દીવાબત્તી માટે જે કરકસર કરવામાં આવે છે તેથી તેમની જીંદગીનો ઉપયોગી ભાગ વ્યર્થ જાય છે એમ અમારા ઘરમાં વારંવાર કહેવામાં આવે છે. ઉજાસવાળા દીવાથી શરિરમાં સ્ફૂર્તિ અને જાગૃતિ આવે છે, સ્વભાવ આનંદી અને મન ઉદ્યમી રહે છે. ઘરમાં અંધારૂ હોય તો જેમ તેમ કામ પતાવી આળસમાં પડી રહેવાનું મન થાય છે, નિદ્રા વધે છે, શરિરસંપત્તિ નિર્બળ થાય છે

અને વાતચીત કે વિનોદ કરવાનો પ્રસંગ મળતો નથી. દીવસના સૌ સૌના કામમાં હોય અને તેથી ઘર સંસારના પ્રશ્નોપર ચિત્ત આપવા વખત રહેતો નથી પરંતુ દીવો જાગતો હોય તો ઘરની દરેક વાત સુઝે છે. બાળકો કુંડીઆવાળી ઝુંફતા દીવા આગળ અભ્યાસ કરી આંખ અને શરીરને હાની પોહોંચાડે છે અને પરિણામે આ ટુંકી નજરની કરકસર ઉલટી ભારે પડે છે. વાળુ થયા પછી બાળકોને વિદ્યાભ્યાસમાં કાંઇ અડચણ પડતી હોય તો વડીલ વર્ગ તરફથી તેને સમજુતી આપવામાં આવે છે તેથી તેને અભ્યાસમાં હોંસ અને સરળતા પ્રાપ્ત થાય છે તેમજ બાળકોનો અભ્યાસ કેવી રીતે ચાલે છે, બાળકોની બુદ્ધિ કેવી રીતે અને કેટલી ખીલી છે અને તેને કયાં કયાં અડચણ પડે છે તે વખતો વખત તપાસવાની વડીલ વર્ગને તક મળે છે. ભાડુતી શિક્ષકો ગમે તેવું સારૂં શીખવે છતાં ઘરનો વડીલ વર્ગ તેમાં હોંસથી ભાગ લે તેનાથી બાળકોને વધારે ઉમંગ આવે છે. બાળકોનું કામ ખલાસ થતાં સંસાર વ્યવહારના વિચાર ચાલે છે. સગા સ્નેહીઓના સમાચાર જાણવા કે મળવું હોય તો પુરૂષ વર્ગને આ વખત અનુકુળ હોય છે. એ ઉપ્રાંત સંસારની કંઇ કંઇ ગુંચવણ અને મુંઝવણ દૂર કરવા તથા સલાહ આપવા લેવાને આ વખતે તેમને ઉત્તમ તક મળે છે. કોઇ કોઇ વખતે રસિક પુસ્તકો કે જાણવા જેવી ખબરો, જાહેર છાપા કે ચોપાનીઆમાં વાંચી તે ઉપર ચર્ચા ચલાવવામાં આવે છે અને કોઇ કોઇ વખતે સંગીત વિગેરેથી આનંદમાં વધારો થાય છે. સ્ત્રી જીવનના વિકાસ માટે અને અમારી ક્ષુદ્ર જીંદગીમાં રસ, આનંદ અને બુદ્ધિ ખીલવવા માટે દીવાની કરકસર ન કરતાં તે પ્રકાશવાળો રાખવાની અગત્યતા અમારે ત્યાં સારી પેઠે સમજવામાં આવે છે. ઘરમાં મંદવાડ કે પરોણાની આવર જાવરથી અમારા કાર્યક્રમમાં બને તેટલી ઓછી અડચણો આવે તેની સંભાળ લેવામાં આવે છે.

# વિધવાઓ સમાજ સેવામાં કવી રીતે કાળ નિર્ગમન કરી શકે?

## આર્ય સંસારના દુઃખી ચિત્રમાંથી મળતો સદ્બોધ.

[લખનાર—મંગલદાસ ઇચ્છારામ મેહતા, બી. એ., એલ. એલ. બી.]

### શાંતાનું બાળપણ.

શાંતા રંક પણ ખાનદાની કુટુંબમાં જન્મી હતી. ન્હાનપણમાંજ તેની સુન્દર સુકોમળ કાયા–તેનો ગૌરવર્ણ–અણીઆળી આંખો, મનહર બાળ ચેષ્ટા અને હેતાળ શબ્દોએ સગાસ્નેહી અને ઓળખીતાઓના વ્હાલ ખેંચી લીધા હતા. નિશાળમાં ગુરૂ વર્ગમાં તે લાડકી હતી. અને તેઓ ખાસ ધ્યાન આપી તેને શીક્ષણ આપતા. બાળા આઠ વર્ષની થઇ નહી એટલે ન્યાતિલાઓ તરફથી માંગાઓની તુટાતુટ થવા માંડી અને ભલા ભલા શ્રીમંત કુટુંબની સ્ત્રીઓ પણ શાંતાને પોતાના ઘરમાં ગોઠવવા આતુરતા બતાવવા લાગી. રંક અને વૃદ્ધ પણ સમજુ માતપિતાએ નાની ઉમરમાં છોકરીનો વેવીશાળ કરવા આનાકાની દર્શાવી આવતા માંગા ઉડાવ્યા, એટલે માનભંગ થયેલી સ્ત્રીઓએ વૈરભાવથી આ રંક કુટુંબ માટે ફાવે તેવી વાતો–ગુલબાનો ઉડાવવા માંડયા, અને છેવટે રંક માબાપ પૈસા લેવા પુત્રીને મોહોટી કરવા માંગે છે એમ ચોમેર વાતો ફેલાવવા માંડી. કર્ણોપકર્ણ આ વાત દંપતીને કાન આવતાં વૃદ્ધ માતા કલ્પાંત કરવા લાગી. આ કઠોર વાતોથી તેના કોમળ હૃદયને ઉંડો આઘાત થયો તથા કૂભાંડીઓની કુથલીથી કંટાળી નિષ્ઠુર અને સ્વાર્થી લોકોનું મ્હોં બંધ કરવા પોતાના પતિને પુત્રીને ઠેકાણે પાડવા આગ્રહ કરવા લાગી. વૃદ્ધ પણ સમજુ પીતાએ અડગ રહી શાંતીથી પોતાની સ્ત્રીને પોતાની પુત્રી તરફની પવિત્ર ફરજ બતાવી, પુત્રીના સ્વાર્થ માટે લોકવાયકા ઘોલી પીવા તથા ન્હાની વયમાં લ્હાવો લેવાની અભિલાષાએ જયેષ્ઠ પુત્રનો સંસાર કડવો કર્યો હતો તેનો દાખલો આપી ધૈર્ય રાખવા સમજાવી. ટૂંક વખતમાં લોકોએ પીછો છોડયો—માંગા આવવા બંધ થયા, પણ લોકવાયકાએ ઉરાડેલા છાંટાએ તેમના જનસમાજ સાથના વ્યવહારમાં અંતરાય નાંખ્યો.

શાંતાને માતપિતાના આ ઉદ્વેગનો લેશ પણ ખ્યાલ નહોતો. તે નિર્દોષ હરણુ વિદ્યાર્થીજીવનમાં કલ્લોલ કરતું હતું અને પોતાના પ્રેમાળ વર્તન, નિર્દોષ રમતગમતો અને ઉત્સાહી વિદ્યાભ્યાસથી કંઇકના મન હરી લેતું હતું. કંઇક વૃદ્ધ પાડોશીઓ પ્રાતઃકાળે તેના હસ્તા મુખના દર્શનથી શુભ શુકન માનતા હતા અને "શાંતા જે શ્રીકૃષ્ણ" એ ઉદ્દગાર કહાડવા ઉત્સુક રહેતા. શાંતાની સૃષ્ટિ સુન્દર સુખ અને પ્રેમથી ભરેલી ભાસતી હતી.

### શાંતાના લગ્ન.

શાંતા ચૌદ પુરા કરી પંદર વર્ષની વયમાં પેઠી તે વખતે તેનો અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધીનો અભ્યાસ પૂરો થયો હતો. સાથે સાથે ચિત્રકળા અને સંગીતના વિષયો અને સંસ્કૃત સાહિત્યમાં શાળાના વખતની બહાર અન્ય ગુરૂ વર્ગ પાસે શીખી પ્રવીણ થઇ. આર્યસંસારમાં "મુહુરતીઓ કુંવારો રહે, કંઇ કન્યા કુંવારી રહે નહી" અને ટુંક કાળમાં શાંતાને પરઘેર વસાવવું પડશે માટે તેને દરેક રીતે આર્યસંસારને લાયક કરવાની ચીંતા તેની માતાને પેઠી. અસંસ્કારી અને બહુબોલી પુત્રવધૂ બડબડવા માંડી, "ડોસાઓની સાઠીએ બુદ્ધિ નાઠી છે. આ હોલ્લાને વધારી હાથમાં ચોપડા લઇ અહીંથી તહીં દોડાવે છે. તે ન્યાતના કયા ઘરમાં નીભશે. સારા સારા ઘરનાં માંગા પાછા વાળ્યા અને હવે કોઇ નામ દેતું નથી. ગરીબને ઘેર આવા ઘરેણાં તે કઇ ત્રીજોરીમાં રાખશે.–નથી ચુલ્હાનું ભાન—નથી પોતાનાં

કપડાંલત્તાં તૈયાર કરવાની આવડત કે નથી ઘરવ્યવહારની સાન. શું ડોસાઓની આંખ આંધળી થઇ છે. સંસ્કૃત અને અંગ્રેજી શીખ્યા તે શું છોકરીને પારસણ માફક કુંવારી રાખી માસ્તરડી બનાવવી છે?" પુત્ર-વધુના આવા અણુકાટણુકા કાને આવતા વૃદ્ધ માતાની ચીંતા વધી. પુત્રવધુની કર્કશ પણ વ્યવહારૂ વાત તેના ધ્યાનમાં આવી અને પુત્રીને પુસ્તકીયાં જ્ઞાન સાથે વ્યવહારૂ પાઠ આપવા તત્પર થઇ......અસેમસે છોક-રીને રસોડામાં દાખલ કરવા માંડી અને ઉત્સાહ આપી સુન્દર અને સ્વાદદાર રસોઇ કરવાનું શીખવવા માંડયું. જાતજાતના શરીર શોભાવતા વસ્ત્રોના નમુના બતાવી "આવા કપડા ત્હારે માટે હોય તો કેવું સારૂં–દરજીને પૈસા આપવા આપણી ગુંજાસ નથી પણ તારા જેવી બાહોશ છોકરી એટલું કામ શીખી લે તો કેવું સુખ થાય" વીગેરે મીઠા વિનો-દથી વાત કરી સીવણુ ભરત અને ગુંથણુમાં શાંતાનું મન પરોવવા માંડયું. નિશાળની રજાના દીવસમાં પુત્રીને આંગળીએ રાખી સગાસ્નેહીઓમાં ફેરવવા માંડી અને સંસા-રના અનુભવ, વ્યવહાર, સલુકાઇ, અને સૌજન્ય શીખવવા માંડયા. વૃદ્ધ પિતાને પણ "હાથી શોભે દરબાર અને પુત્રી શોભે ઘરબાર" એ વિચાર આવવા માંડયો. રાતના વાળુ કરી એકાંતમાં બેઠા હોય ત્યારે ન્યાતનો ફલાણો યુવાન શું શીખે છે–બીજાની બુદ્ધિ કેવી છે–ત્રીજો શું ધંધામાં પડયો છે–કોઇની વર્તણુંક કેમ છે–કોઇના રૂપ ગુણ કેવાં છે, એવી ચર્ચા ઉભી કરી વૃદ્ધ પિતા બાલાના મગજમાં નવા વિચારો ઉત્પન્ન કરવા લાગ્યા. લગ્ન વિવાહ અને જમણુ ઉજાણી વીગેરે પ્રસંગે ન્યાતિલાઓનો સમૂહ એકઠો થયો હોય ત્યારે યુવાન શાંતા કંઇક નવીન ભાવથીજ કુંવારા યુવાનોને નિહાળવા લાગી. અને કયા યુવાનના આચારવિચાર અને વર્તણુંક પોતાને મનગમતાં છે અને કોણ વિદ્વાન અને સલુ-કાઇવાળો છે તેની ચિકિત્સા કરવા લાગી.

લગ્નસરા પાસે આવી; ન્યાતમાં જ્યાં ત્યાં નાના મોટા જોડકાઓ ગોઠવાવા લાગ્યા. "આજે નારાયણુમાં પાનપતાસા માટે પધારજો" એમ દરરોજના કહેણુ આવવા માંડયા. આજે એક બહેનપણીનો વેવીશાળ થયા, કાલે બીજી ગોઠવાઇ, ત્રીજીના જન્મા-ક્ષર તપાસાય છે, એમ વાતો ચાલવા માંડી. ભોજાઇએ મ્હેણાં મારવા ચાલુ રાખ્યા. "મોઇ બાને તો કોઇ પુછતું નથી. અમે તો આઠ આઠ વર્ષે ઝંપાયા. ડોસા ડોસી હવે કેવા મનમાં મુઝાય છે." નવરા પડોશીઓ અને સગાસ્નેહીઓની વૃદ્ધ સ્રીઓએ દેવમંદીર અને મરણુ પાથરણે "કેમ તારી છોકરીને ઇજનેર બનાવવી છે કે બાલીસ્ટર" પુછી શાંતાની માતાની ઠેકડી કરવા માંડી. વૃદ્ધ માતાનું શરીર લેવાયું અને તેને કેથે જવું આવવું ભારે લાગવા માંડયું. પતિમાં પૂર્ણ શ્રદ્ધા છતાં લોકલાજ અને કુથલીથી તેનું ધૈર્ય ખૂટવા આવ્યું. સમજુ પિતા ચેતી ગયો અને વાત વધુ લંબાવતા ઘરના માણસોની માનસિક વ્યથા વધશે એમ સમજી શાંતાના વેવીશાળનો વીચાર કર્યો. એક દહાડો હાવકું મ્હો રાખી હસ્તે મ્હોડે ટોલ કરતો હોય તેમ વૃદ્ધ વડીલે શાંતાને ઉદ્દેશી પૂછયું "કેમ બેટા કયું સાસરૂ ગમશે?" અસંસ્કારી પુત્રવધૂ દૂરથી ગમત જોતી ઉભી હતી તે તો આભીજ બની ગઇ, "આ ડોસાએ તો મર્યાદા છોડી–દીકરી પાસે સ્વયંવર કરાવવો છે" કરી બડબડવા માંડયું. શાંતા નમ્ર અને મૃદુ શબ્દમાં પણ નિડરતાથી "દેવકોરમાનું ઘર સારૂં છે," કહી શરમની મારી ન્હાસી છૂટી. વૃદ્ધડોસી અકળાયા અને બોલી ઉઠયા "દેવ-કોર મારી બ્હેનપણી ખરી, અમે ન્હાનપણુથી એક મ્હોલ્લામાં રહેલા, અને આજ સુધી એકબીજા સાથે હેત પ્રિત રાખીએ છીએ–પ્રબોધ છોકરો પણ શાણો સમજુ અને વિદ્યાવિલાસી ખરો, પણ તેમાં સુકરવાર શું વળ્યો? ઘર તદ્દન ગરીબ અને પ્રબોધની કાયનાત એકવડી, નાજુક અને કંઇક રોગીષ્ટ, મારી લાલનપાલન કરેલી દીકરીને એવા ઘરમાં આપી શું ટાંકાના પાણી કઢાવવા છે અને દળણા દળાવવા છે? એ કદી નહી બને," ડોશીએ તો લલકારી લલકારીને વાત વધારવા માંડી. એક બાજુ છોકરાની સાલે-સાઇ અને વિદ્વતાપર બોલતી જાય અને બીજી બાજુથી તેની રંક સ્થીતિને નિંદતી જાય–ઘરમાં દ્રવ્ય અને સાધનની અડચણને લીધે પ્રબોધનો મોટો ભાઇ પોતાની ધણીઆણીની શીખવણીથી કમાતો થતાં ડોશી તથા નાના-ભાઇને પડતા મૂકી જુદો રહ્યો હતો. ડોશીએ ટુંક પૂંજીમાંથી કરકસર અને કષ્ટ વેઠી પ્રબોધને જેમ તેમ મ્હોટો કરી કેલવણી આપી અને

પ્રબોધ પણ માતાની સેવા કરી કૃતાર્થ થતો. પરંતુ આજે ભણેલા તથા કેળવાએલાના ભાવ કોણ પુછે છે અને સટ્ટામાં ઝીંપલાવનારની જાહોજલાલી આગળ પ્રમાણિક કેળવાએલાઓ કેવા હીણાય છે તેનો બળાપો કરવા લાગી. ડોસાએ શાંત ચિત્તથી સાંભળ્યા કર્યું. અને પત્નિના વર્ણન ઉપરથી "મારી શાંતાએ–સાવિત્રીએ સત્યવાન શોધી કહાડયો" તેવા સંસ્કારી પણ અમંગલિક મનાતાં શબ્દો ગણગણવા લાગ્યો. થોડા દિવસમાં પ્રબોધ સાથે શાંતાનું વેવીશાળ થયું. અને નાને પલ્લે અને સાસરીયા તરફથી અલંકાર કે આભૂષણ માંગ્યા કે લીધા વગરજ વસંતપંચમીના શુભ મુહુર્તે લગ્ન કરવા તૈયારી કરવા માંડી. ચોરીની અંદર વરકન્યા સમ પદી કરી બેઠા છે. ગોરના કર્કશ અને અશુદ્ધ ઉચ્ચારોવાળા "સાવધાન" "સાવધાન"ના ઘોષ સમાપ્ત થયા છે. સ્ત્રી વર્ગમાં મંગળ ગીત ગવાઇ રહ્યા છે. કન્યાની બ્હેનપણીઓ કંઇક ટીંખળ કરી રહી છે. એક બીજાના સંબંધથી કૃતાર્થ થયેલા વરવધૂના હૃદય ઉર્મીથી છલકાઇ જાય છે. તેટલામાં સગાંસ્નેહીઓ લગનીઉ જમી ગપ્પાં મારતાં મંડપમાં એકઠા થવા લાગ્યા અને તેમાંથી એકાદ જણે વગર વિચારે બળ કરીને થાંભલાને અઢેલવા જતાં લટકાવેલા ઝુમરની દોરને જોરથી ધક્કો લાગ્યો અને ચોરી ઉપરનું ઝુમર વરરાજાના મસ્તકપર તુટી પડયું. ચોરી સળગી ઉઠી, વરરાજા સળગતે કપડે બેભાન થઇ પડયો અને મદદ થઇ શકે તે પહેલાં જોતજોતામાં પ્રાણ છોડી દીધા. હાહાકાર થઇ રહ્યો લગ્નમાં વિઘ્ન નડયું અને સંસાર સુખમાં ચંચૂપાત કરતી કમનશીબ શાંતા સદાય માટે વિધવા થઇ બેઠી!!! તેની સુંદર સુખમયી અને પ્રેમથી છલકાતી સૃષ્ટીમાં ભયંકર કાળુ વાદળું છવાઇ ગયું. "ભણેલીઓ વહેલી રંડાય" "ડોસા, ડોસીએ બહુ માંડયું હતુ તે પ્રત્યક્ષ જોયુ," "બહુ ગળણે પાણી પીએ તે બહુ ખરડાય," "લોકને દાંતે હોઠે ચહડે તેને એમજ" નિર્દય અને કઠોર પણ વાતુડીઅણ સ્રીવર્ગ વૃદ્ધ માબાપને આશ્વાસન આપવાને બદલે તેના દુઃખી હૃદયને વગર સમજે તિક્ષણ ઘા કરવા લાગ્યો.

## શાંતાનું વૈધવ્ય અને વિટંબણાની શરૂઆત.

ગરીબ નિર્દોષ શાંતા પોતાના ઉપર આવી પડેલી વૈધવ્યની આફતનો પૂર્ણ ખ્યાલ કરે તે પહેલા બીજા દુઃખમાં પડી. સંસારના કારી ઘા જીર્ણ શરીરે ન ખમાવાથી વૃદ્ધ માતા લકવાના રોગથી પછડાઇ પડી અને તેની સેવા ચાકરી કરવાનો સર્વે બોજો આ કમનશીબ બાળા ઉપર આવી પડયો. ભોજાઇનો ઘરમાં રાજ્યઅમલ થયો અને ગરીબ બાળાની વીટંબણાની શરૂઆત થઇ. "નિર્ભાગી—કપગલાની—અપશુકનીઆલ" વીગેરે કઠોર શબ્દોથી સુકુમાર બાળાને તે હીણવા લાગી અને "દુનીઆમાં રહી એને શું કરવાનું છે" એમ બોલી ઘર કામમાં ગુલામ અવસ્થાએ આણી મુકી. ઘરમાં કંકાશ થશે તો માતપિતા દુઃખી થશે એ ભયથી સમજુ શાંતા શાંત પ્રકૃત્તીથી સર્વે સંતાપ સહેવા લાગી. સહવારના વહેલા ઉઠી ટાંકાના પાણી કહાડવા–માતપિતા અને છોકરાઓના કપડા ધોવા–દેવ સેવામાંથી પરવારી કે અપંગ માતાની સેવામાં એક પગે ખડા રહેવુ, વૃદ્ધ પિતાની સોઇ સાચવવી અને રસોડું સંભાળવું એ અત્યાર સુધી લાલનપાલનમાં ઉછરેલી, વિદ્યાભ્યાસમાં મોજ માણતી બાળાને માથે અણધારી ભારે ફરજ આવી પડી. વૃદ્ધ માતાના સુશીલ સંસ્કારો અને કેળવણી આ વખતે કામ લાગ્યા અને ભોજાઇના નિર્દય અમલ ને નિષ્ઠુર હુકમો શાંતા ધીરજથી સહેવા લાગી. આ દુઃખથી પતિવિયોગ અને સંસાર–ભંગના મોહોટા દુઃખ વિચારવાનો તેને અવકાશજ ન રહ્યો અને તેથી તેનું માનસિક જીવન તથા બુદ્ધિ ક્ષોભ ન પામતાં ઉલટા ખીલવા લાગ્યા. સખત મજુરીમાં તેનું શરીર કસાવવા લાગ્યું અને સાદા શોકના વસ્ત્રમાં તેની સુંદરતા વધારે ને વધારે મોહક થવા લાગી. અપંગ માતુશ્રી બીછાનામાં પડી પડી શાંતાને નિહાળી વધુ ને વધુ દુઃખી થવા લાગી અને અંતે માનસિક સંતાપમાં ટૂક વખતમાં દેવ શરણ થઇ. છેલ્લા ઘાથી વૃદ્ધ પિતાએ પણ હતાશ થઇ વરસી પહેલાં સ્વર્ગનો પંથ લીધો અને કોમલ કુસુમ સંસારમાં એકલું નિરાધાર થઇ પડયું. પ્રેમાળ પણ નબળા મનના

ભાઇનું ભોજાઇ આગળ ઉપજતું નહીં એટલે તેના ઘાતકી ચલણ ઉપર ન છુટકે આંખ વીચામણા કરવા માંડયાં અને ફૂભાંડી ભોજાઇ સોળે કળાએ ખીલી નીકળી. વગર પગારે ગદ્ધા વહીતરૂં કરનારી ગુલામડી આંખમાં ખૂંચી અને કોળીઓ ધાન નાંખતાં જીવ ઉંચો નીચો થવા લાગ્યો. "ડોસા ડોસી સુધારો કરવા ગયા અને ટૂંકે પલ્લે દીકરી પરણાવીને ખાવા ને ખાખ નથી. હવે એનું જોભરૂં કોણ ભરે ? શું મારા બાળકો ભૂખે મરે અને એનું પેટીઉં મારો ધણી ભરે ?" તેના નીચ અને આપમતલબી સ્વભાવે તેના મગજને ઉશ્કેરી મૂકયું, અને આ પાપ ઘરમાંથી કયારે ટળે તેની તેણે વેતરણ કરવા માંડી. સુજ્ઞ અને સુશીલ શાંતા મુગે મ્હોડે દરેક કષ્ટ વેઠયા કરે અને ભોજાઇને બોલવાનું કંઇ કારણ આપે નહીં તેમ તેમ તે વધારે અકળાય. વૃદ્ધ સસરાના સ્વર્ગવાસને છ માસ પૂરા થયા ન થયા તેટલામાં લોકમર્યાદા અને કુળાચાર બાજુએ મૂકી એક દીવસ "ઓ ! મારા છોકરાને માર માર્યો" કહી ખોટું બહાનું કહાડી રંક નણંદને ઘરમાંથી બહાર કહાડી મૂકી. આવી બનેલી નિર્દોષ યુવતીએ ન કર્યો ક્રોધ, ન કર્યો કલેશ, ન નિર્માલ્ય જયેષ્ઠ બંધુનો તિરસ્કાર કર્યો પણ દીગ્મુઢ થઇ લમણે હાથ દઇ નિસાસ ઓટલે બેસી રહી. આખો દિવસ અન્ન પાણી વગર અપવાસમાં કાઢયો, પણ નિષ્ઠુર ભોજાઇને દયા ન આવી. દુર્ભાગી શાંતાનો સંસાર બે વર્ષમાં નિરસ, શોકમય, નિરાશાથી ભરેલો, ક્રુર અને દયાહિન થઇ પડયો.

## શાંતા સાસરે.

સાંજ પહેલાં ચકલે અને મંદીરે વાત ચાલી તે ઉડતી ઉડતી વૃદ્ધ સાસુને કાને પહોંચી. પુત્ર શોકમાં બહાર જવા આવવાનું છોડી દીધેલું હોવા છતાં જીવ કડવો કરી શાંતાને ઘેર જઇ તેનો હાથ પકડી પોતાના ગરીબ ઝુંપડી જેવા ઘરમાં તેડી લાવી. લગ્ન ચોરીમાંથી નીકળી મ્હોટી ધામધુમથી પતિસંગ જે સ્થળે આવવાની અભિલાષા મનમાંજ રહી ગયેલી તે સ્થળે આ સ્થીતિમાં આવવાનો પ્રસંગ આવ્યો, તેથી સાસુ વહુનુ હૃદય ભરાઇ આવ્યું. બંને જણ એક બીજાને બાઝીને ડુંસ્કો મુકી રડી પડયા અને પોતપોતાના દૈવને વખોડયું. વૃદ્ધ અને સમજુ સાસુએ થોડા વખતમાં શોકને નિવૃત કરી પુત્રવધૂ અપવાસી છે તે જાણતાં વહેલી વહેલી રસોઇ બનાવી, કાંઇક બળથી કાંઇક વ્હાલથી અને કાંઇક સમજાવટથી શાંતાને સમજાવી પટાવી શરીર સંતોષ્યું "હું તારી જનેતા, તું મારી પુત્રી. આજથી વગર સંકોચે આપણે ઘેર રહી કાળ નિર્ગમન કરજે અને સુકાં પાકાં અન્નમાં બન્ને ભાગ ભળીશું" એમ બોલી છાતી સરસી તેને ચાંપી આશ્વાસન આપવા લાગી. વાતમાં ને વાતમાં રાત્ર વિતવા લાગી તેમ બંનેના મનનો ઉદ્વેગ વધવા લાગ્યો. સુવાનો વખત થતાં મૃતપુત્રનો બંધ રાખેલો વિદ્યાભ્યાસનો ઓરડો ઉઘાડી તેમાં સુવાનો મહાકષ્ટે ડોસીએ વિચાર કર્યો અને દુઃખી વહુને પોતાની સાથે લઇ તેમાં સુતી. વૃદ્ધાવસ્થાએ જીર્ણ શરીર થયેલું હોવાથી થાકને મારે ડોસીની આંખ વીંચાઇ ગઇ પરંતુ શાંતાનું મસ્તક ચકડોળે ચડયું. સ્હવારના ભોજાઇએ બતાવેલી નિષ્ઠુરતા ભૂલી ગઇ–આખા દીવસનો કલેશ અને સંતાપ વિસરાઇ ગયા, પાસે સુતેલી સાસુની હૈયાતીનું વિસ્મરણ થયું અને પહેલીજ વખતે પતિના સ્વર્ગવાસથી નષ્ટ થયેલા સંસારનો ખ્યાલ આવવા લાગ્યો. શાંત રાત્રિમાં આ અશાંત આત્મા અનિમિષ માનસિક ચિત્રો જોવા લાગ્યો. પતિ લાંબો વખત પરદેશ રહી પાછા પધાર્યા હોય, વાટ જોતી પત્નિને સાનંદાશ્ચર્યમાં નાંખવા ઉત્સુક હોય તેમ ધીમેથી દરવાજો ઉઘાડી શયનગૃહમાં પ્રવેશ કરતા હોય તેમ આંગણે દ્વાર પકડી ઉભા, તેને જોતાંજ શાંતા સફાળી ઉઠી લાંબો વિયોગ મહાકષ્ટે વેઠેલો તે હવે હીંમત છોડી સજળ નેત્રે "નાથ, આ રંક દાસી ઉપર દયા કરો, મારાથી વિયોગ ખમાતો નથી. પ્રભુ ભવિષ્યમાં પરદેશ જાઓ તો સાથે મને લેતા જાઓ, આપના વગર સંસાર નિરસ અને શુષ્ક લાગે છે," એમ પોતે બકવાદ કરતી હોય એમ આ અનાથ મુગ્ધાના વિહ્વળ મનને ભાસવા લાગ્યું. રસજ્ઞ પુરૂષ માન માંગતો હોય, વિયોગી જીવને વધુ ટળવળાવતો હોય તેમ શયનગૃહના દ્વાર ઉપરજ પગ ચોંટાડી ખડો રહ્યો. સ્વપ્નાવસ્થામાં ઓખા અનિરૂદ્ધ શોધવાને બંધ આંખોએ પણ ચંચળ મને જેમ ફાંફાં મારતી હોય તેમ આ દુઃખી યુવતીનો આત્મા ફાંફા

મારવા લાગ્યો. મોડી રાત્રે દુઃખી અબળાનું દુઃખ વધારવા ચંદ્ર પ્રકાશ્યો. જગતને પ્રિયકર પરંતુ શાંતાના મનને ઉદ્વેગ કરનારી શીતળ ચાંદનીએ ઓરડીમાં પ્રવેશ કરી તેના માનસિક ચિત્રો નષ્ટ કર્યાં અને અનાયાસે રંક વિધવાના મૂખમાંથી ઉંડો નિશ્વાસ અને હ્રદયદ્રાવક ચીસ બહાર પડ્યા. વૃદ્ધ સાસુની નિદ્રાને ખલલ થઇ " બેટા હજી સુતી નથી" કહી પોતાના પડખામાં ઘાલી પુત્રવધુને આશ્વાસન આપવા લાગી. ઉજાગરા અને ઉદ્વેગથી નિસ્રોસ થયેલી અબળા છેક મોડી રાત્રે નિદ્રાવશ થઇ.

સુજ્ઞ સાસુના હાથ નિચે શાંતાના શરીરને વિશ્રાંતી મળવા લાગી. ઘરમાં કામ ઓછું અને બંને જણુ હોંસથી કામ કરનાર એટલે લાંબો વખત નવરાસનો મળવા લાગ્યો. કામમાંથી પરવારી સાસુ વહુ એકઠા બેસતા સ્વ: પ્રબોધ વીષે ચર્ચા નિકળતી અને બંને દુઃખી પ્રાણીઓ તેના ગુણાનુવાદ કરી સંતુષ્ટ થતા. વહુને લાંબો કાળ સંસારમાં ખેવાનો છે તે વખતે પતિ ભક્તી દ્રઢ હશે તોજ તેનાથી ટકી શકાશે એમ વિચાર કરી અનુભવી સાસુ પ્રબોધમાં શાંતાનું ચીત્ત પરોવવા લાગી. તેના પૂસ્તકો તેને આપ્યા—ફૂરસદે તેના રચેલાં કાવ્યો, નાટકો અને નિબંધ પોતાની પાસે બેસાડી તેની પાસે વંચાવવા માંડયાં અને તેના વિદ્યાર્થી-જીવનમાં પડાવેલી છબી તેને ભેટ આપી. શાંતા આ સાહિત્યમાં પરોવાઇ પોતાનુ દુઃખ વિસારે પાડવા લાગી. પતિના પ્રિય પૂસ્તકો લગભગ મૂખપાઠ કર્યા. તેની કૃતિમાંથી તેના આચારવિચાર અને ઇચ્છાઓ સમજવા મહેનત કરી તે પ્રમાણે વર્તન કરવા માંડયું. તેની છબી ઉપરથી યુવાવસ્થાએ તેનું શરીર કેવું હોવું જોઇએ તે ઉપર મનન કરી પોતાના હાથે કાંઇક પ્રૌઢ અવસ્થાનું તેનું ચિત્ર આલેખવા માંડયું. પુત્રના ચિત્રમાં પોતાના પતિના પણ ઝાંખા દર્શન થવાથી વૃદ્ધ સાસુ ઉત્સાહથી તેને ઉમંગ આપવા લાગી. આ પ્રમાણે વર્ષેક પસાર થયું.

શાંત અને નિખાલસ સંસારમાં શાંતાનું શરીર સ્વસ્થ થવા માંડયું, તેની યુવાની ખીલવા લાગી, પતિના સાહિત્યે તેને સંસ્કારી અને રસિક બનાવી. તેના આચાર વિચાર ખીલવા લાગ્યા. તેનું માનસિક અવલોકન વિકાસ પામ્યું. પતિવિયોગિનીને ખીલતી યુવાનીએ હલમલાવી મૂકી. બહેનપણીઓનો સુખી સંસાર દેખી તેની માનસિક ભૂખ ખીલવા લાગી. અને પતિના સ્વર્ગવાસથી સદાય અપવાસજ રહેવાનો એ વિચારથી તેના કાળજામાં ઉંડી નિરાશા પેઠી. નિરાશા પાછળ અસંતોષ પેદા થયો. "મે તે આગલા જન્મમાં શું ઘોર કર્મ કર્યાં હશે કે ચોરીમાંજ રંડાપો—મારૂં ખાલી જીવન મારે કેમ ગાળવું? અરે! દયાળુ પ્રભુ પણ શું ઘાતકી હશે કે મને ઉપાડી લેવાને બદલે મારા આત્માને કલેશ આપે છે. હરે! હરે! સતી થવાનું હોત તો આ પાપી શરીરને એકજ વખત કષ્ટ ભોગવવું પડતે, અને પંચતત્વમાં મળી જતે; પણ આ વૈધવ્ય—આ જીવતી ચિતા—ઉઘાડી આંખોએ અને જાગૃત બુદ્ધિએ ખળખળતા તેલના કઢામાં તળાવવું !! પ્રભુ ત્હારે ત્યાં પણ ન્યાય હશે કે નહી? બૂઢ્ઢા બાર વર્ષની પરણે અને બાર વર્ષની બાળાએ બુઢ્ઢાપો સહન કરવો એ તે કેવાં ધર્મશાસ્ત્ર!!!" આ પ્રમાણે પ્રભુ અને ધર્મ બન્નેપરથી આસ્થા ઉઠવા લાગી અને સ્વભાવ પણ ચીઢીયો થયો. કૂભાંડી ભોજાઇના દુઃખી અમલમાં શાંતાએ જે શાંત પ્રકૃત્તિ સાચવેલી—તે આજે સુજ્ઞ સાસુના છાંયડા હેઠળ ગાંડાઘેલા કાઢવા લાગી. વૃદ્ધ અનુભવી સાસુ યુવાવસ્થાનો તળવળાટ સમજી ગઇ અને શાંતાનો વાંક ન કહાડતાં તેના મનનો ઉદ્વેગ શાંત કરવા ઉપાયો યોજવા લાગી. પૂરાણોમાંથી સાધ્વિ સ્ત્રીઓની કથા કરતી, વખતો વખત સૂવ્યવસ્થાવાળા મંદીરોમાં દેવદર્શન કરાવવા પોતાની સાથે લઇ જતી, કંઇક પ્રસંગે સામગ્રી પૂજામાં તેનો વખત ગાળવા લાગી અને શાણી અને સમજુ બ્હેનપણીના સંસર્ગમાં મુકવા તજવીજ કરી પરંતુ વાતાવરણ ફેરવાઇ ગયું હતું. ઉચ્ચ સાહિત્યનો અભ્યાસ કરેલી અબળાને મંદીરની સેવા શુષ્ક—સ્થૂળ લાગી, તેથી તેના આત્માને કે તેની બુદ્ધિને સંતોષ મળતો નહીં. શાસ્ત્રીઓના સ્ત્રીઓ આગળના વિવેચન બાલવિનોદ જેવા લાગ્યા, અને વૃદ્ધ સ્ત્રીઓની વાતો નિરસ અને સંકૂચીત મનની ભાસી. તેની માનસિક અતૃપ્તિ વધવા લાગી. તે જોઇ વૃદ્ધ સાસુએ તેના જેવી સુશિક્ષીત પણ ઠરેલી બ્હેનપણીઓમાં તેને ભેળાવવા દીધી અને તેની બુદ્ધિને કંઇ વિનોદ મળવા લાગ્યો. શાંતાની સૃષ્ટિમાં મેઘગર્જના, વિજળીના

કડાકા, સુસવાટ મારતો વંટોળીયો—અને મુસળધાર વીનાસક વર્ષાદના તોફાન પહેલા થોડોએક કાળ જે શાંતી દેખાય છે તેવી શાંતીનો ભાસ થવા લાગ્યો.

### શાંતા મુંબઇમાં.

દુર્ભાગી અબળા રંક ઝુંપડીમાં પણ સુખ ભોગવે એ ક્રૂર દૈવને રૂચ્યું નહી. પ્રેમાળ સાસુ–માની લીધેલી જનેતા–બે દિવસના તાવમાં સ્વર્ગવાસ પામ્યા—અને અનાથ બાળા પૂનઃ આશ્રયહિન થઇ પડી. નિર્માલ્ય બંધુની હીંમત નહીં કે ધણીઆણીની રજા વગર દુ:ખી બ્હેનને ઘેર લઇ જાય. અને સ્વાર્થી ભોજાઇને "ચાલો આપણે ઘેર" એટલો પણ વિવેક સુજ્યો નહી. દૈવ કૃપાએ જેઠાણી ભારેવાઇ હોવાથી તેને શાંતાની જરૂર જણાઇ, અને પોતાની સાથે રાખી ઘોકમાં યશ લીધો. શાંતાએ જેઠાણીની સુવાવડમાં તન-મનથી ઉત્સાહ સાથે સેવા કરી જેઠની દરેક સગવડ સાચવી, બાળકોનું પ્રેમથી લાલનપાલન કરવા લાગી. તેના શાંત, ઠાવકા અને હસમૂખા સ્વભાવે જેઠના અને બાળકોના મન હરી લીધા, અને ઘરમાં વ્યવસ્થા, સુઘડતા અને ચોખ્ખાઇ વધવા લાગ્યા. "શાંતા કાકી હંમેશા આપણી સાથે રહે તો કેવું સારૂં," એવા ઉદ્દગારો વારંવાર બાળકોના મુખમાંથી નિકળવા માંડયા. ખાટલે પડેલી ઇર્ષાળુ જેઠાણીથી આ ખમાતુ નહી. પણ ગરજની મારી મોઢે તાળું મારી મુગી રહી. "ક્યારેને ન્હાવણુ ન્હાઉં અને આ કુભારજાનો ટાંટીયો કાઢું." એ વિચારથી એનો જીવ તલપાપડ થઇ રહ્યો. કામનો ઉપકાર તો બાજુ રહ્યો, પણ ઘરમાં તેના ચલણથી તે ઇર્ષામાં ને ઇર્ષામાં જળવા લાગી. મુંબઇથી માસીજી બ્હેનને રડવા આવ્યા હતા તેને મોઢે ઉભરો કહાડવા લાગી. "એણે તો મારા છોકરાને કામણ કર્યું ને મારા ધણીપર તેની નજર છે" આ નફટ વાતોથી માસી ચેતી ગયા અને શાંતાને હું મારી સાથે મુંબઇ લઇ જાઉં છું કહી તેનું આશ્વાસન કર્યું. શાંતાની સૃષ્ટિમાં શનીની દશા. કોઇનું ભલું કરવા જતાં પણ અવળું પડે એ પણ દૈવની બલીહારી!

માસીજી બે પૈસે સુખી હતા. તેમના બે પુત્રો ધીરજલાલ અને સુંદરલાલ સુશીલ, ઉદાર વિચારના અને વિનોદી હતા. બંને જણ ઉચ્ચ અભ્યાસ કરી નફટ નોકરી ન કરતાં વ્યાપારમાં પડયા હતા અને અંગ્રેજી કેળવણીમાં પાઠ કરેલી વ્યવસ્થા, સાહસ અને દીર્ઘદૃષ્ટિ અને વંશપરંપરા ઉતરી આવેલી સાદાઇ, ક્ષમા, દમન, અને સહનશીલતા એકત્ર કરી કાર્યદક્ષ અને ફત્તેહમંદ વ્યાપારી નીવડયા હતા તેમજ સાધારણ વ્યાપારીઓની માફક માત્ર દમડાદેવની પૂજા કરનાર, સંકૂચિત મનનાં અને સાહિત્યના શત્રુ નિવડયા ન હતા સમાજસેવાની પ્રવૃતીમાં અને રાજ્યદ્વારી ચર્ચામાં ઉમંગથી ભાગ લેતા હતા, અને આર્યસંસારના મૂખ્ય નિયમો કાયમ રાખી દેશકાળનો વિચાર રાખી તેની ચાલુ સ્થિતિમાં ઘટતો ફેરફાર કરવાની શું અને કેટલી જરૂર છે અને તે કેવી રીતે થાય તે માટે હમેશા પ્રયત્ન કરતા. તેમના આવા સંસ્કાર છતાં સ્ત્રી વર્ગમાં બુદ્ધિ હોય નહીં અને તે ગમે તે પ્રયત્ને ખીલવાય નહીં એવા દઢ ખ્યાલથી પોતાની પ્રવૃતિમાં ઘરના સ્ત્રી વર્ગને ભાગીદાર ન બનાવવાની તેમણે ગંભીર ભૂલ કરી હતી. પરીણામે ઘરની બ્હારનો તેમનો આચારવિચાર અને ઘરનો સંસાર વ્યવહાર ઉભય વારંવાર વિરૂદ્ધ ધોરણે ચાલતો અને તેમના સંસારમાં કોઇ કોઇ પ્રસંગે હાસ્યજનક વિઘ્નો અને અડચણો ઉભા થતા. કહેવાતી અબળા પણ આર્યસંસારની સબળા પોતાનો કક્કો પાર પાડતી હતી અને જાહેર સભામાં કરેલા વ્યાખ્યાનો પ્રસંગ આવતા અમલમાં મુકાવાને બદલે સ્ત્રિઓના આસુંમાં પીગળી જતા—અદૃષ્ય થતા.

મુંબઇમાં આવ્યાથી આ વીચિત્ર બાંધણીના સંસારમાં શાંતાને નવીન અનુભવો થયા. દિવસના સ્ત્રીવર્ગમાં બેસી નજીવી વાતો લંબાવી લંબાવી કરવી અને કોઇના ઘર માંડવા અને કોઇના ઉથાપવાની કુથલીમાં ન છૂટકે ભાગ લેવો પડતો. સાયંકાળે પૂરૂષવર્ગ સાથે થોડો વાર્તા વિનોદ થતો. વર્તમાનપત્રોદ્વારા તથા પૂરૂષ સાથની વાતોથી સમાજની હાલની સ્થિતિ સમજવા લાગી. મુંબઇની જુદી જુદી પ્રવૃતિઓ અને સમાજસેવાના જુદા જુદા પ્રયોગો જોવા તપાસવા અને સમજવા લાગી. બાળકો તરફ તેના ઉછળતા પ્રેમનો પ્રત્યુત્તર બાળકો કાકી પાછળ ગાંડા થઇને આપતા. "કાકી અમારી ટોપી ભરો, કાકી અમારા

ફ્રોક બનાવો, કાકી વાર્તા કહો" એમ બાળકો તેની પાસે ફરી વળી અનેક પ્રકારની માંગણી મૃદુ ભાષાએ કરતા અને તેટલાજ હેતથી શાંતા તે માંગણીઓ પૂરી પાડતી. શાંતાના ઉકળતા જીવને ખરી શાંતી મળી અને તેનું શરીર વળવા માંડયું. તેનું ન્હાનપણનું સુંદર શરીર ભર યુવાનીમાં ભભક મરવા લાગ્યું અને કાંતી અને તેજ જોનાર ધણીને આંજવા લાગ્યા. બાળકોને સુવાડતી વખતે હીંચકો નાંખતા જાણ્યે અજાણ્યે કોમળ સુસ્વરે ગીતો બ્હાર પડતાં તે સાંભળતાં માળાના લોક સ્તંભી જતા. વહુ આપણે ઘેર આ કપડા ન શોભે કરી માસીજીએ સાદા પણ સ્વચ્છ અને શરીર શોભાવે એવા આચ્છા વસ્ત્રો આણી આપ્યા તેમાં તેની કાંતી અધિક દીપી નીકળવા માંડી. આડોસપાડોસ અને મહોલ્લામાં શાંતાની કાંતી-શાંતાનું દુઃખ-શાંતાનો કંઠ-શાંતાની આવડત વિગેરેની વાતો ચાલી. વિષયી જનો તેને બારીએ ઉભી જોઇ તીરછી નજર નાખતા. દેવદર્શન કે સગાસ્નેહીઓને ત્યાં જતા તેને રસ્તામાં હડસેલીને ચાલવામાં દુર્જનો મોજ માણતા અને ગરીબ સાલસ સ્ત્રીનો જીવ કચવાતો. ગામમાં છૂટા ઘર, મહોલ્લાઓમાં થોડી વસ્તી અને એકત્ર કુટુંબની સ્ત્રીઓના જુથ વચ્ચે રહી બહાર નિકળવું તેની નિર્ભયતા ક્યાં, અને મુંબઇ શહેરની પચરંગી પ્રજામાં ભાડુ-તથી ઉભરાઇ જતા માળામાં-ધર્મના સંસ્કાર જ્યાં નહી જેવા-એકત્ર કુટુંબનું છત્ર જ્યાં ક્વચિતજ મળે-અને ચારે બાજુએ પડતી બારીઓને લીધે મલાજો સાચવવાની મારા-મારી, તેવી મોહમયી મુંબાનગરીમાં યુવાન વિધવાના-સાપના ભારા-સાચવવા એ સહેલ વાત નથી. વાડ વેલાને ગળે. ધાર્મીક વૃતિની શીથીલતાને લીધે અને મોજમજાહ અને ફેશનમાં રચી પચી રહેલો યુવાન વર્ગ સારા-સારનો વિવેક ભૂલી જઇ મિત્ર કે સ્નેહીને ત્યાં જતાં પણ ઘરના સ્ત્રીવર્ગ તરફ દુષ્ટ નજર ફેંકવાની અધમતા કરે તેવા હાલના સંસારમાં પતિપરાયણી યુવાન વિધવાઓની સ્થીતિ મહા વિકટ રહે છે. માસીજીના ઘરમાં સર્વે સુખ છતાં શાંતાનું મન અસંતુષ્ટ અને કચ-વાતું રહેતુ અને પ્રભુ મને ગામ પાછા જવાની તક આપે એમ વારંવાર પ્રાર્થના કરતી. શાંતાની સૃષ્ટીમાં તોફાન પહેલાના તાપનો ઉકળાટ લાગવા માંડયો.

શાંતાને નીના ભાઇ સુંદરલાલ સાથે વધારે ફાવતું આવતુ. ઉમરમાં સમોવડીયા અને સાહિત્યના સરખા અભ્યાસિ-સંગીતના પણ બંને સમજનાર અને વાર્તાવિનોદમાં રસથી ભાગ લેનાર-તેમના આ એક સરખા સ્વભા-વથી તેઓને એકબીજા સાથે સારૂં ગોઠવાઇ ગયું હતું. સુંદરલાલની પૂત્રી સુશીલાને શાંતાકાકી વગર ઘડી પણ ચાલતું નહીં. સુંદરલાલના શયનગૃહમાં આવી કાકી સુવાડે તોજ લાડકી ભત્રીજી સૂવે આવી તેની હઠને લીધે શાંતાની સુંદરલાલ સાથે વધુ બેઠક રહેતી અને એકબીજા સાથે વાતોમાં ગુંથાતા આથી સુંદરલાલની વહુને સાલવા લાગ્યું મને પડતી મૂકી પોતાની ભાભી સાથે લાંબો વખત વાતો કરે-હસે મુકે અને પોતાને સમજણ ન પડે તેવી વાતો પર ચર્ચા ચલાવે તે એને રૂચ્યું નહી અને શાંતાની સૃષ્ટીમાં વંટોળીઆની શરૂઆત થઇ. ટુંક બુદ્ધિની ભોજાઇએ આડોસણ પાડોસણ અને સગા સ્નેહીઓમાં શાંતાની આગલી પાછલી વાતો કરવા માંડી તે શાંતાને કાને ધીમે ધીમે આવવા માંડી અને તેની આ મુઝવણ વધવા માંડી. "અરે, પ્રભુ મને વૈધવ્ય આપવું હતું તો મારી કાયા તેં શા સારૂ સુંદર કરી? મારા માબાપે કેળવણી આપવાને બદલે ઢોર જેવી રાખી હોત તો આ દુઃખ તો નહીં થાત. મારો કંઠ કોમલ તે પણ મને દુઃખનું કારણ થઇ પડયો. પ્રભુ જે બક્ષીસોને માટે બીજાઓ તારો આભાર માને તે મને તો વિષ જેવી થઇ પડી છે. ગામમાં કોઇ અંતરનું નથી કે કાગળ લખી મને પાછી બોલાવી લેવાની તજવીજ કરૂં." આવા વિચારમાં નિરાધાર યુવતી મુઝાતા રાત્રીએ વિચારસાગરના ઝોળા-માં સજાગરૂ રહેવા લાગી. અને પાછી દેવ અને ધર્મ ઉપરથી આસ્થા ઉઠવા માંડી. માસીજી હેતાળ ખરાં પણ સાસુ જેવા અનુભવી અને દક્ષ નહીં એટલે શાંતાનો રોગ પારખી શકયા નહી; સુંદરભાઇને કેવી રીતે વાત કરી તેમને ચેતાઉં તે કાંઇ તેને સુઝયું નહીં. કાર્તક સુદ દશમની રાત્રે સ્ત્રીવર્ગમાંથી કોઇ સાથીઓ પૂરવા, તો કોઇ આરતી આલેખવા તો કોઇ બીજી સામગ્રી તૈયાર કરવામાં રોકાયું છે.

સુશીલા કાકીના ખોળામાં પડી અર્ધી ઉંઘમાં ફરીયો કરતી હતી. એટલામાં સુંદરલાલ આવ્યા કપડાં કહાડી હીંચકા ઉપર સામે આવીને બેઠા અને બીજા કોઇની સાથે વાતચીત કરવાને બદલે "સુશીલા કાકીને કહે કે કાંઇક સુંદર ગીત ગાય એટલે તને તરત ઉંઘ આવશે." શાંતાની સૃષ્ટીમાં વિજળીનો કડાકો થયો અને ગાજવિજ સાથ તોફાન ત્રુટયું. "ગાયનો સાંભળવા હોય તો રામજણીને ત્યાં કયાં જતા નથી કે ગૃહસ્થીના ધરમા આ ભડવેડો." સુંદરલાલની વહુ તડુકી ઉઠી. "વિધવા ભોજાઇ ઉપર પણ કુનજર કરવી. વાહ! શુ કળીયુગ આવ્યો છે." શાંતા તરફ ફરીને લાંબા લાંબા હાથ કરીને પાછી તડુકી "કેમ કાંઇ કુવા તળાવ ખુટી પડયાં છે કે શું? ન પીયેરમાં ઢંકાઇ, ને ન સાસરે સમાઇ, પારકે ઘેર આવી ઠાઠા ઠીઠીના ઢીંગાણા શા? કરને બીજો માટી!" અન્ય સ્ત્રી પુરૂષોએ જેમ તેમ સમજાવી તેને બીજા ઓરડામાં ખસેડી. સુંદરલાલ ખીસીઆણો પડી કપડા પહેરી બ્હાર ચાલતો થયો. શાંતા માસીજીના ઓરડામાં ભારે પગલે ચાલતી થઇ. "દેવ રૂઠયો તેથી મારા કેથે થાગ લાગતો નથી. માથાના વાળ પજે લગાડું છું તો તે પણ ખુંચે છે. સૌ કોઇનું કામ કરૂં છું તોએ મારે માથે આળ." આખી રાત ઉંઘ ન આવી. પથારીમાં પડયા પડયા અશ્રુધારા ચાલવા લાગી. ઇશ્વર ઉપરથી આસ્થા ઉઠી, દેહ ઉપર કંટાળો આવ્યો અને કયાં જવું અને કેમ છુટકો કરવો તેના વિચાર વમળમાં ઘેરાઇ. રાત્રી ખલાસ થઇ. મંગળાના દર્શનનો નાદ થયો. સ્ત્રીવર્ગમાં કરેલાં સંકેત પ્રમાણે એકાદશીનું સમુદ્ર-સ્નાન કરવા જવાનું હતું. આગલી રાત્રે કાંઇ બન્યું ન બન્યું હોય તેમ કુટુંબની વડીલ સ્ત્રીઓએ સર્વેને હાક મારી તૈયાર કર્યાં. રત્નાકર સાગરનું નામ સાંભળી શાંતાનાં મગજમાં વિજળીનો ચમકારો થયો તેના અમુઝાયેલા મગજમાં પ્રકાશ પડયો અને દુઃખનો છુટકારો પાસે દીઠો. દેવદિવાળીએ સ્વર્ગના કમાડ ખુલ્લા દીઠા. વહેલી વહેલી ઉઠી મોઢું ધોઇ નાખી ખટકર્મ કરી તૈયાર થઇ અને સૌની સાથે બે બાળકોને આંગળીએ પરોવી માસીજીની પાછળ તેણે મુંગે મહોડે ચાલવા માંડ્યું. ચોપાટી આવતા સૌ કોઇએ કપડા બદલ્યા અને પાણી તરફ વળ્યા. "કેમ શાંતા આવે છે કેની" કરી હાંક પડી. "હું પાછળથી આવું છું." કરી જવાબ આપ્યો અને ઉંડા વિચારમાં પડી. ટૂંક વખતમાં જાગૃત થઇ સૂર્યને નમસ્કાર કર્યા. દેવને સંભારી દુરથી બાબુલનાથના ઘુમટ તરફ નજર ફેંકી વંદન કર્યાં. સુશીલાને હેતથી ભેટી ચુંબન કર્યું. કેશ છુટા મુકી ધસી ધસી સમુદ્રમાં પેઠી. અને અગાડી ઉંડા પાણી છતાં અને અન્ય સ્ત્રીવર્ગની ચેતવણી ન સાંભળતાં આગળને આગળ વધી. એક મોટો મોજો તેના મસ્તકપરથી પસાર થયો. તેના પગ દરીઆની સપાટીપરથી ઉંચકાઇ ગયા. શાંતા તણાવા લાગી—ડુબકીઓ ખાવા લાગી, પરંતુ તેના મુખમાંથી એક શબ્દ, અવાજ કે ચીસ નીકળી નહી. સાથીઓ ગભરાયા અને કોલાહલ કરી મૂકયો. સમુદ્રતિરે એક વૃદ્ધ અને તેજસ્વિ રૂષ્ટ પૂષ્ટ સાધુ આ બનાવ જોયા કરતો હતો. તેણે તુરત પાણીમાં પડતું મૂકી પોતાના મજબુત હાથના ઝપાટાથી સડસડાટ તરતો તરતો શાંતા પાસે જઇ પહોંચ્યો અને શાંતાની છેલ્લી ડુબકીએ તેના કેશ પકડી બેભાન સ્થીતિમાં તેને રેતીમાં ખેંચી આણી. શાંતાની સૃષ્ટીમાં ઘેરાયલા વાદળનું ભયંકર તોફાન ત્રુટયું પણ પ્રભુનું ધાર્યું કાંઇ બીજુજ હોવાથી તે તોફાનમાં તે માત્ર બીંજાઇનેજ સહીસલામત રહી ગઇ. થોડો એક ઉપચાર કરતા શાંતાને શુદ્ધી આવી. આંખ ઉઘાડતાંજ વૃદ્ધ સાધુ ઉપર નજર પડી. "બેટા, બીન તપશ્ચર્યા મોક્ષ નહી. અસંતુષ્ઠ અશ્રદ્ધાસે તું અપના આત્માકો નષ્ટ કરતી હય" કહી ચાલતી પકડવા માંડી. માસીજીએ સાધુને ઓળખ્યા. "આ તો ગુરૂજી" કહી પજે પડી. "હું તુલસીપૂજન વખતે આવીશ" કહી સાધુએ રસ્તો લીધો.

## ગુરૂનો ઉપદેશ.

દેવદિવાળીની રાત્રે તુલશીલગ્નનાં મંત્રઘોષ સ્થળે સ્થળે થઇ રહ્યા છે. બાળકો દીવાળીનું છેલ્લું ખાતું પુરૂં કરવા બચ્યા સચ્યા ફટાકા ફોડી આનંદ લે છે. સ્ત્રી વર્ગ પૂજા સામગ્રી તૈયાર કરી દેવમંદીરે દર્શન કરવા જવાની તૈયારી કરે છે. એટલામાં પાવડી ટપકાવતા ગુરૂજી ઘરમાં દાખલ થયા અને સ્ત્રીવર્ગ તથા બાળકો ઉભા થઇ તેને

વંદન કરવા લાગ્યા. માસીજીએ સાષ્ટાંગ નમસ્કાર કરી બેઠક સણુગારી તે ઉપર ગુરૂજીને બેસવા વિનંતિ કરી. ગુરૂજીના બેઠા પછી સર્વે બેઠા. શાસ્ત્ર વિનોદ કરતા કૂથલી વિનોદમાં વધારે મોજ માણતું યુવાન સ્ત્રીનું ટોળું મહારાજ આવ્યા તે બે કલાકનો ધામો એમ વિચારી અસેમસે "અમો દેવમંદીરે જઇએ છીએ. સમય થવા આવ્યો છે" કહી સાસુની આજ્ઞા લઇ વિદાય થયું. ઘરમાં એખલા શાંતા અને માસીજી રહ્યા અને થોડીક વારે સુંદરલાલ બહારથી આવ્યો તે ગુરૂજીના વચનો એકચિત્તે શ્રવણુ કરવા લાગ્યો. ગુરૂજી પ્રસંગોપાત વૃંદાનો પ્રેમ–વૃંદાના સંકટો–વૃંદાનું સુખ વીગેરેની સુરસ ભાષામાં કથા કરી રહ્યા અને ધીમે ધીમે શ્રોતાઓને દુ:ખ કે સંકોચ ન થાય તેવી રીતે શ્રોતાઓના પોતાના સંસાર ઉપર ચતુરાઇથી વાત આણી. વૃદ્ધ અને ભોળી માસીજીએ કથા સાથે પ્રસંગ ધરાવતા પોતાના સંસારના સુખ:દુખ વર્ણવવા માંડયા. અને કોઇ કોઇ વખતે તો સુંદરલાલે પણ ભાગ લેવા માંડયો. શાંતાને પોતાની અકળામણુ અને વિટંબણા સમજાવવાનું અને તેનું નિરાકરણુ કરાવવાની ઘણી ઇચ્છા થઇ; પણુ લજ્જાને પરવશ અનાથ અબળા મન છુટું કરી વાત ઉકેલી શકી નહીં. ગુરૂજીની ચકોર આંખોએ તેની મૂખમુદ્રાપરથી તેનો મનોભાવ અને અકળામણુ પારખ્યા અને વાત છેડવા ધીમેથી વૃદ્ધ ડોશીને પ્રશ્ન કર્યો "આ યુવાન અતિથી કોણુ છે? તમે તેના જીવને અસંતુષ્ટ થવાનું કેમ કારણુ આપો છો? અતિથી ધર્મ ચૂક્યા હોવ એમ જણુાય છે." માસીજી બોલવા જાય કે ઘરની આબરૂ ઢાંકવા સુંદરલાલ કાંઇ ખુલાસો કરે તે પહેલાજ શાંતાના મુખમાંથી નિકળી ગયું. "મહારાજ, શનીએ ઘેરેલા વિક્રમને દુ:ખ પડે તેમાં પારકાને શો દોષ? તેને તો ભોગવેજ છુટકો!!" "બેટા ઠીક કહ્યું" બાળકને પસવારતા હોય તેવા મૃદુ શબ્દોમાં ગુરૂજીએ જવાબ આપ્યો. "આટલું બધું જ્ઞાન છતાં તેનો ઉપયોગ ન થાય એ શનીનો વાંક કે આત્માની નિર્બળતા?" યુવાન વિધવા ડુસકે ડુસકે રડી પડી. થોડેક વખતે શાંત થઇ, સાદી અને સરળ ભાષામાં અથથી તે ઇતિ સુધીનો પોતાનો ઇતિહાસ કહ્યો.–માતપિતાએ કરેલું લાલન પાલન–હોંસથી કરાવેલો વિદ્યાભ્યાસ–નાની ઉમરે લગ્ન કરવાની આનાકાની–તેથી ખેંચી લીધેલો સ્ત્રી વર્ગનો વિરોધ–લગ્ન ચોરીમાંજ રંડાપો માતપિતાનું અવસાન–આપ મતલબી અને નિર્દય ભોજાઇ તથા ઇર્ષાળુ અને કઠોર જેઠાણીનો વગર પગારની ગુલામડી ઉપર પણુ રોષ–ઈશ્વર પ્રિત્યર્થ સર્વેની સેવા કરતાએ ચારે બાજુથી તિરસ્કાર, કટુ શબ્દ અને ખોટા આળ–ન સાસરે સુખ–ન પિયેર સંઘરે–ન પરઘેર રહેવાય આ સ્થીતિમાં નિરાધાર, સાધન રહિત–વિત્ત વિનાની વિધવા અને તે પણુ દૈવયોગે ભર યુવાનીમાં, સુંદર લાવણ્યવતિ અને ગુણુસંપન્ન એનો કળીયુગમાં **ભારતવર્ષમાં** ક્યાં થાગ લાગે? "પ્રભુના પોતાના અન્યાયની દાદ બીજા કોની પાસે માંગવી? યુવાન અબળાનું સંકટ સહેવાનું તે કેટલું ગજું? પેટે બાળક હોત તો તેના જીવનમાં જીવન મેળવીને તેના લાલન પાલનમાં સૃષ્ટીના પ્રહારનું નિવારણુ માની લેતે. પરંતુ સર્વશક્તિમાન પ્રભુને તેટલી પણુ દયા ન આવી. વિધવાનું જીવન, જીવતા મોત જેવું. ભયંકર કારાગૃહમાં એકાંતમાં રહી સૃષ્ટીને વિસરી જઇ નવીન સૃષ્ટા ઉભી કરવી સહેલી પરંતુ સંસારમાં રહી ઉઘાડી આંખે સૃષ્ટી ન જોવાના ઢોંગ કરવા અને સંસારના કોલાહલ વચ્ચે રૂષીમુનીને પણુ દુર્ઘટ એવા વૈરાગ્યની વગર કેળવાયેલી, અધીકાર વગરની, બાળ વિધવા પાસે આશા રાખવી; તે આશામાં અંતરાય આવે તો ઘાતકી રીતે તેનો ત્યાગ કરવો, અને નિંદા અને તિરસ્કારથી તેનું અંતર ચચણી જાય તેવી શીક્ષા કરવી. શીવ! શીવ! એ પવિત્ર ત્રિકાળ જ્ઞાની રૂષીમુનીનો આર્ય ધર્મ કે અરબસ્તાનનો જંગલી કાયદો?"

"બેટા ઠીક કહ્યું" શાંતીથી ગુરૂજી બોલ્યા. "બાળવિધવાએ ફરી પતિ કરવો કે નહીં એ ચર્ચા આજે અસ્થાને છે. કારણુ તેની તરફેણુ તથા વિરૂદ્ધ કારણો સમજવા આજના શ્રોતાઓને અધિકાર પ્રાપ્ત થયો નથી."

"કાં કેમ નહીં" સુંદરલાલ ફફડી ઉઠયો, "શાસ્ત્રો તો સમત છે. વ્યવહાર,–રૂઢી, લોકાચાર વિરૂદ્ધ છે. પણુ જે વિધવાને ન્યાત જાત નિર્દય બંધનથી છુંદે છે, તેના સુખને કચડી નાંખે છે–તેના દુ:ખની ઠેકડી કરે છે અને તેના હિત પર આંખમિચામણું કરે છે એવી ન્યાત જાતને વળગી રહેવામાં શું

લાભ ? જે સગા સ્નેહીઓના હૃદય પોતાની બાળકીના દુઃખ સમજવાને શૂન્ય છે, તે દુર કરવાને તેમનો આત્મા નિર્બળ છે, તેની નિંદા અને તિરસ્કાર કરવા બાયલી બહાદુરી બતાવવા તૈયાર છે તેવા સાથે સંબંધ રહ્યો ન રહ્યો તોયે શી પરવા? નહીં, નહીં, આવા આવા આચારો હવે ઘડીભર ચાલવા દેવા ન જોઇએ."

"બેટા, શાંત થા, આ પ્રશ્નનો ઉકળેલા સ્વભાવથી નિવેડો નહી થાય." ગુરૂજીએ ચર્ચા આગળ ચલાવતા જણાવ્યું, "તમારી એવી ઇચ્છા હોય તો આર્ય ધર્મ ક્યાં લાકડી લઇ મારવા આવે છે. સગાસ્નેહીઓ વગર તમને ચાલશે અને તમારા વગર તેમને પણ ચાલશે. નવું ટોળું ઉભું કરવાની જ્યાં સુધી તમારા જેવા બહુબોલા સુધારકોમાં શક્તિ અને સ્વાર્થત્યાગ નથી ત્યાં સુધી આ શબ્દોનો રણકોમાત્ર બે પલ સંભળાઇ આકાશમાં લય થાય છે. આર્યસંસારમાં ક્ષત્રિઓમાં લોહાણા, બ્રાહ્મણોમાં સારસ્વત અને વણીકોમાં પાંચાઓમાં પુનર્લગ્ન કયાં નથી થતાં અને તેઓનો આર્યધર્મમાંથી કોણે બહિષ્કાર કર્યો છે?" શાંતાને સંબોધી વૃદ્ધ ગુરૂજી ગંભીર મુદ્રાથી એકેક શબ્દ છુટો છુટો પાડી બોલવા લાગ્યા. "બેટા, તેં પતિ સુખ જોયું નથી. દુઃખ વિસરવા પ્રભુએ તને બાળક આપ્યું નથી અને તારી હાલની સ્થીતિમાં તું ઘેર ઘેર હિણાય છે તેથી તું અકળાઇ ગઇ છે અને તારૂં આત્મબળ નિર્બળ થયું છે એ મારા લક્ષમાં આવ્યું. તેમાં પ્રભુનો દોષ નથી. અત્યાર સુધી તને ગુરૂ મળ્યો નહીં. પરંતુ તારી તપશ્ચર્યા પુરી થતાં તને મોક્ષ જડશે અને અનાયાસે ગુરૂ મળશે. તને પતિ સુખ નથી અને આર્યધર્મ તને એ સુખમાંથી જોર જુલમથી વિમુખ રાખે છે એમ તને લાગે છે. સંસાર સૃષ્ટી ઉત્પન્ન કરનાર બ્રહ્માંના પોતાના બાળકો—નારદ અને સરસ્વતિ બંને લગ્ન રહિત રહી આપણા શુષ્ક સંસારથી પણ રહિત હતા. છતાં લોક કલ્યાણ કરવાની તેમની પ્રવૃતિને લીધે તેમનો દરજ્જો ઉચ્ચ અને દેવ પદ્વિ કરતાં આલે થયો છે. પરધર્મોમાં કુમારી તથા વિધવાઓને લગ્ન કરવાની છૂટ છે, છતાં કેટલી બધી સ્ત્રીઓ આપ ખુશીથી કૌમારવ્રત પાળે છે. રાજ્યહિતને આગળ કરી ઇંગ્લાંડની રાણી એલીઝાબેથ અને રશીઆની મહારાણી કેથેરાઇન મર્ણ પર્યંત કુંવારી રહી એકચિત્તે દેશ સેવામાં પરોવાઇ તેને આબાદીની સાહસ અને શક્તિના ટોંચ પર આણ્યા.

"નાઇટીંગેલે કુંવારા રહી અંગ્રેજ અને રશીઆના વિગ્રહ વખતે ઘાયલ થયેલા સૈનિકોની સેવા કરી હજારોનાં શરીર કષ્ટ નિવાર્યા, સેંકડોના પ્રાણ બચાવ્યા અને સંખ્યાબંધ મનુષ્યના આત્માને શાંતી આપી. વિગ્રહ બંધ થતાં ઇંગ્લાંડ દેશના એખલાંજ નહી પણ સમગ્ર યુરોપના કારાગૃહોની ભેટ લઇ તેની સ્થિતિ સુધારવા અને બંધીવાનોના બધી વાતોના દુઃખ ઓછા કરવા તનતોડ પ્રયત્નો કર્યા અને પોતાનું નામ અમર કર્યું. તે તમારાથી ક્યાં અજાણ્યું છે? અન્ય વિગ્રહમાં ઉંચા અમીરી કુટુંબની કુમારીકાઓએ હિંમત પકડી હોસ્પીટલ અને દવાખાનામાં નર્સ—સેવીકાઓ—નું કામ ઉપાડી લઇ લાખો પ્રાણીઓની સારવાર કરી મોટી સંખ્યામાં પ્રાણ બચાવ્યા છે. આર્યદેશ અને પરદેશના ઇતિહાસમાં એવા સેંકડો દાખલા મળશે, સંસાર વ્યવહારનો ક્ષણિક લ્હાવો લેવો એ સાધારણ જીવની મુખ્ય જીજ્ઞાસા છે. પરંતુ ભગવાન બુદ્ધને—યોગી ભર્તૃહરીને— ગુરૂશ્રી શંકરાચાર્યને એ સંસાર ક્ષણિક અને આત્મવિનાશક લાગ્યો. અને તેનો ત્યાગ કરી એ સંસારથી અલગ રહી જગતપર અસંખ્ય ઉપકારો અને કલ્યાણ કર્યા. બેટા, અનાયાસે તને પતિવિયોગ થયો—કુદરતે પુત્રનું બંધન નથી આપ્યું. સંસારના બંધન તોડી તું ચાહે તો નવો પતિ કરશે તો જનસમાજ બે ઘડી બોલી બેસી રહેશે. અને તારા માની લીધેલા સુખ દુઃખનો તને અનુભવ થશે. પરંતુ તારા ઉચ્ચ કોટીના આત્માને, તારા જ્ઞાની અને અનુભવી પિતાએ દીર્ઘદૃષ્ટીથી આપેલા શીક્ષણ અને ભાવનાઓને તેથી સંતોષ થાય એ વીષે સંશય છે. બાળક ટળી તું સ્ત્રીભાવમાં આવી અને તારો સંસાર ટકી રહ્યો હોત તો ઉત્તમ માતૃભાવ તારામાં ઉત્પન્ન થયો હોત. બાળક હોત તો દુઃખ વિસારત? મા દીકરાના ઝઘડા તે સાંભળ્યા—જોયા—નથી? પ્રભુની ઇચ્છા અકલિત છે. તને બાળક નથી તો આખા સંસારને બાળક ગણ. वसुधैव कुटुम्बकम्. જગદંબાનો દૈવી અંશ તારામાં ઉતાર, અને આર્ય જગતના દુઃખી આત્માની

માતા થઇ તેના લાલનપાલનમાં, તેના હૃદયની શાંતીમાં, તેના કલ્યાણમાં તારૂં દુ:ખ વિસારે પાડ. સંસાર હિણે કે પ્રસંશા કરે તેની તને શા સારૂ પરવા ? ગોખલે, રાનાડે, કે ગાંધી એમણે શું લોકવાયકાના પ્રહાર ન્હોતા ખમ્યા કે તું અકળાય છે ? પ્રભુ ચરણે સર્વ સેવા અંગિકાર કરી પ્રેમાળ અને સર્વ શક્તિમાન જગદંબાને શરણે જઇ તેનામાં આસ્થા રાખી ધૈર્ય અને ક્ષમતાથી તારી નવી સૃષ્ટી ઉભી કરી તેની સેવા કરવા તત્પર થા. ”

ગુરૂજીનો શાંત ગંભીર સ્વર બંધ થયો અને સર્વ સ્થળે શાંતિ વ્યાપી. શાંતાના સજળ નેનો નવાજ તેજથી ચળકવા લાગ્યાં. તેનું મસ્તક વિચારની ધુનમાં હાલવા લાગ્યું. તેનું શરીર ગુરૂ દીક્ષાથી સ્વસ્થ થયું. શાંતા ગુરૂજીના ચર્ણ પકડી “ ગુરૂજી મહારાજ, રાંક પૂત્રી પર દયા કરો. આપની દીક્ષા ગ્રહણ કરૂં છું. મને આગળ માર્ગ બતાવો.”

“બેટા હજુ તપશ્ચર્યાનો સમય પુરો થયો નથી. થશે એટલે માર્ગ સૂજશે ” બોલી દેવને વંદન કરી શ્રોતાઓને આશીશ આપી પાવડી ઠપકાવતા ગુરૂજી વિદાય થયા.

એકાગ્ર ચિત્તથી શ્રવણ કરતો સુંદરલાલ ઉંડા વિચારમાં ઉતરી પડયો. વિચાર ભંગ થતા “માતા, શાંતા ભાભીને વનિતા વિશ્રામમાં મુકવા ગોઠવણ કરીએ તો કેમ ? ” શાંતાના મસ્તકમાં વિજળીનો ચમકારો થયો. કંઇ કંઇ નવિન ચિત્રો તે માનસિક દૃષ્ટીએ જોવા લાગી અને માસીજીના પ્રત્યુત્તરની જીજ્ઞાસાથી વાટ જોઇ રહી. “ભાઇ સુંદર, કંઇ જગતનો વિચાર કર્યો. આપણા ઘરને એ શોભે ? લોકનિંદાએ બરડો ફાટી જશે.” કહી ડોશીમાએ આનાકાની બતાવવા માંડી. કંઇક મ્લાન વદનથી નિચું જોઇ સુંદર બોલ્યો “ માતા ગઇ કાલના ભટ્ઠવેડાથી શું આપણા ઘરની શોભા વધશે ? શું શાંતા ભાભીને એની ભોજાઇએ ઓટલે બેસાડી તેમ કર્યાથી લોકનિંદા ઘટશે ? ” ડોસી નિરૂત્તર થઇ. “ ભલે ભાઇ ગોઠવણ કરજે.” શાંતાના જીવને ટહાડક થઇ. વંટોળીઆના તોફાનમાંથી છુટી થયેલી એની સૃષ્ટિમાં સુંદર આનંદદાયક મેઘ વર્ષવા લાગ્યો અને સર્વે ઠેકાણે ઠંડક પ્રસરી.

## ચાલો યાત્રાએ.

વાચકવૃંદ ! ગભરાશો નહીં, સિંહસ્થ ગોદાવરીના વર્ષમાં નાશીકની યાત્રાએ લઇ જવાનો મારો વિચાર નથી. આપણે તો પાસેનાજ સ્થળ ઉપર જવાનું છે. મુંબઇના પરામાં—સાંતાક્રુઝમાં શાંતિ કૂટીર નામનો નવો વિહાર નિકળ્યો છે ત્યાં જવાનું છે.

શાંતિકૂટીર સાંતાક્રુઝ અને જુહુ વચ્ચે નવો ધોરી રસ્તો થયો છે તેની એક બાજુએ વિશાળ જગ્યા રોકે છે. અને ગુજરાતમાં સારી પ્રસિદ્ધિએ પામ્યું છે. એની અધિષ્ટાત્રીનું નામ ઠેર ઠેર બોલાય છે અને સ્ત્રી જાતની ઉન્નતી માટે તેણે ઉપાડી લીધેલા કામ માટે દરેક ઠેકાણે પ્રસંશા થાય છે. ત્રણ વાગ્યા પછી અમો રજા લઇ શાંતિકૂટીરમાં દાખલ થયા. ત્યાંના સ્ત્રિ રક્ષપાલ અમને ઉપાધિકારી પાસે લઇ ગયા. અધિષ્ટાત્રી પરગામ ગયા છે એમ ખબર મળતાં અમને મોટી નિરાશા ઉત્પન્ન થઇ તે કળી જતાં તે ભલી બાઇએ તરત કહ્યું “ તેમાં કાંઇ નહીં હું આપને સર્વ સ્થળ બતાવીશ અને સમજ આપીશ.” એમ કહી અમારી સાથે નિકળ્યા. ચાલતાં ચાલતાં અધિષ્ટાત્રી વીશે વાત નિકળી તેનું તેણે નીચે પ્રમાણે વૃત્તાંત કહ્યું:—

“ અમો અત્રે સર્વે એમને માતાજીથીજ સંબોધીએ છીએ. માતાજી પહેલાં વનિતા-વિશ્રામમાં* જોડાયા પછી તેમને વાંચતા લખતાં આવડતું હોવાથી થોડા માસ તેમને પત્રવ્હેવાર લખવાના કામમાં રોકયા કે જેથી મંત્રીની પોતાની અંગત દેખરેખ હેઠળ તેમનું જીવન ઘડાય. થોડા માસ પછી રસોડા ખાતે તેમની બદલી થઈ. અમારા રસોડાખાતાની બ્હેનો વિશ્રામના સાયંપાકની વ્યવસ્થા રાખે છે એટલુંજ નહીં પણ જ્યારે તાકીદની જરૂર ઉભી થાય છે ત્યારે જુદા જુદા ઓર્ફનેજ તથા ધર્માદા ઓસ્પીટલ તથા સુવાવડખાતાના રસોડાને પણ અડચણ હોયે ત્યારે બીજી ગોઠવણ થાય નહીં ત્યાં સુધી સ્હાય કરે છે અને એ પ્રમાણે સાર્વજનિક કામને યથાશક્તિ મદદ કરે છે. રસોડા ખાતામાંથી તેમની બદલી સીવણ ખાતામાં કરવામાં

* આ વિશ્રામ કાલ્પનિક છે તેને સ્થાનિક વનિતા વિશ્રામ સાથે સંબંધ નથી.

આવી. આ ખાતામાં આશ્રમના કપડાં શીવવા અને રફુ કરવા ઉપરાંત બાળાશ્રમ અને ઓર્ફનેજના ઉપયોગનાં કપડાં સસ્તે ભાવે શીવી મોકલવામાં આવે છે. વળી એ સંસ્થા સાથે શ્રીમંત ઘરોમાંથી ફાટેલા કપડા કાઢી નાખવાના હોય તે એકઠા કરી તેને સાફ સુફ ધોવડાવી શીવડાવી તૈયાર કરવામાં આવે છે અને શરદ ઋતુમાં વસ્ત્ર વગરના ગરીબોમાં ખાસ કરીને નિરાશ્રિત રકતપિત્તથી પીડાતા રોગીઓમાં વહેંચી આપવામાં આવે છે. શીવણ ખાતામાંથી નિશાળ ખાતામાં માતાજીની બદલી થઇ અને નાની બાળકીઓને શીક્ષણ આપવાનું કામ તેને સોંપવામાં આવ્યું. આ ત્રણે ખાતામાં પોતાની સુઘડતા, ખંત, હોંસ અને વ્યવસ્થાથી તેણે મ્હોટો સુધારો કર્યો અને શાળાની અંદરની બાળાઓનો પ્રેમ એટલો તો ખેંચી લીધો કે જ્યારે શાળામાંથી બદલી કરવાનો પ્રસંગ આવ્યો ત્યારે બાળાઓ રડતીં કકળતી ટોળું મળી તે સામે ફર્યાદ કરવા આવી, માતાજીને આ વખતે પાછો અસંતોષ થયો. અને જનસમાજની વધુ અગત્યની અને કપરી સેવા કરવા તરફ વિચાર દોડાવ્યો. પરદેશમાં સાધુડીઓ "Sisters of Meroy" (દયા ભગિની–દયા દેવી) જે રીતે રોગગ્રસ્ત મનુષ્યોની દયાભાવથી સેવા કરે છે તેવી સંસ્થા અહીં નથી તે ઉભી થાય કે નહીં તે માટે વિચાર કરવા માંડયો અને તેનો પહેલો અખત્રો પોતાનેજ અંગે ઉપાડી લેવા નિશ્ચય કર્યો. અકસ્માત વખતે તાત્કાળીક ઉપાયો (First Aid) ના દરેક વિષયોનો અભ્યાસ કરી પ્રવિણુતા મેળવી ઓસ્પીટલમાં રહી નર્સીંગનું કામ શીખવા માંડયું. અને સરટીફીકેટ મળતાં જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં નર્સ દાખલ કામ કરવા માંડયું વૃદ્ધ. કે બાળક—સ્ત્રી કે પુરૂષ સર્વેની સમાન રીતે પોતાના બાળક હોય તેમ માતૃભાવથી રાત્ર દિવસ સેવા ચાકરી કરવા માંડી અને વગર ખટકે મળમૂત્ર પણ કહાડતા ધર્માદા કાર્ય માથે ઉપાડયાં છતાં કોઇ પૈસા આપવા અત્યાગ્રહ કરે તો તે પૈસા આશ્રમમાં જમે કરાવતા. તેના ઉત્કૃષ્ટ નર્સીંગની ખ્યાતિ ડાકટરોમાં ફેલાઇ અને જ્યાં ત્યાં એમને માટે ભલામણ થવા લાગી પરંતુ આશ્રમના અધિકારીઓની આજ્ઞા શીવાય અને તેમની ખાત્રી થાય તોજ તે કામો તે સ્વીકારતા. અમદાવાદનાં એક શેઠીઆની ગંભીર માંદગી વખતે તેમણે એવી તો ખડે પગે ઉત્તમ ચાકરી બજાવી કે "તેમની સારવાર નહોત તો હમારી દવા ભાગ્યેજ કારગત થતે" એમ ડાકટરોને પણ કહેવું પડયું. તેજ પ્રમાણે એક લોહાણા શેઠીઆના એકના એક પૂત્રની અને એક શ્રીમંત મારવાડી બાઇની રોગમાં સેવા કરી ઉપકારગ્રસ્ત કર્યા. આ ઉપકાર ફેડવા માટે પૈસાની મ્હોટી રકમો તેઓએ આપવા માંડી "મારે તે એકઠા કરવાનો પ્રસંગ નથી અને વાપરવાનો અવકાશ નથી" એમ કહી ચોખ્ખી ના કહી. તેમના તરફથી અત્યાગ્રહ થતા આ શાંતિકૂટીરની યોજના કહી સંભળાવી. ઉપકારનો બદલો આવા ધર્માર્થ પરોપકારમાં ફેડાશે એમ જાણી તેમના ઉદાર ચિત્ત પ્રસન્ન થયા. દરેક જણે એક એક લાખ રૂપીયા કાઢી આપ્યા અને શાંતિકૂટીરનું કામ શરૂ થયું. આજે આ સંસ્થાને અન્ય પરોપકારી અને ધનવાન ગુજરાતી શેઠીઆઓ તરફથી ચાલુ મદદ મલ્યા કરે છે. પૈસાની અડચણ નથી પણ સ્વાર્થત્યાગી જનોની–સ્વયંસેવીકાઓની હજી ખોટ માલમ પડે છે."

"આ વચલા મકાનમાં કન્યાશાળા–પેલી ગમના મકાનમાં શીખેલી વિધવાઓ માટે ટ્રેનીંગ સ્કુલ–તેમાં તેઓને શાળાઓ ચલાવતા અને બાળાઓને કેમ શીખવવું તેની કેળવણી આપવામાં આવે છે. આણી ગમના નાના મકાનમાં શીવણ ખાતુ-કન્યા શાળાની પછવાડે વ્યાયામગૃહ અને દેવગૃહ–તેની પાછળ બહાર જવાના જુદા દરવાજા સાથે નાની ઓસ્પીટલ અને દવાખાનું તથા નર્સીંગ શીખવાનું ખાતું અને આજુબાજુ રસોડુ અને નોકરગૃહ આવી રહ્યા છે. સામી બાજુ વિધવાગૃહ તથા બાળાશ્રમ અને વચમાં નાની બંગલી જેવું છે તે અતિથી આશ્રમ (Gnesh House) છે. મકાનો સ્વચ્છ, સાદા અને આરોગ્યતાના નિયમો ઉપર બાંધવામાં આવ્યા છે અને બને તેટલી સાદાઇ અને કરકસર કરવામાં આવી છે તેથી વખતે હાલના જાહેર ધર્માદા દવાખાનામાં અને ધાર્મિક મકાનમાં જે શોભા અને ઠાઠમાઠ દેખાય છે તેની અત્રે ગેરહાજરી જણાશે."

"કન્યાશાળા મુંબાઇના પરામાં વસતા ગૃહસ્થોએ પોતાની બાળકીઓના લાભ માટે પોતપોતાનામાં ઉઘરાણું કરી ઉઘડાવી

છે. શાંતિકુટીરમાં રહેતી વિધવાઓને પણ તેનો લાભ મળે છે અને ભણેલી તૈયાર થયેલી વિધવાઓજ આ શાળા ચલાવે છે. બાળાઓને "ભણેલા પોપટ" કરવાને બદલે આર્યસંસારની ગૃહિણી થવા યોગ્ય શીક્ષણ આપવામાં આવે છે અને વિષયો પણ સરકારી શાળાઓ કરતાં જુદાજ રાખવામાં આવ્યા છે. મનની કેળવણી તથા તનની કેળવણી ઉપર એક સરખુ લક્ષ આપવામાં આવે છે અને તે માટે વ્યાયામગૃહ ઉભું કર્યું છે. શાળા છોડયા પછી મોટે ભાગે એ બાળાઓને સંસારમાં પડી ઘર ચલાવવાની તથા ગૃહીણી તથા માતાની પવિત્ર ફરજો બજાવવી પડશે એ સંજોગ ધ્યાનમાં રાખી તેની પણ યોગ્ય કેળવણી આપવામાં આવે છે. ઇતિહાસ, ભૂગોળ, બીજગણીત કે ભૂમિતી શીખવવાને બદલે પાકશાસ્ત્ર અને શીવણ ખાતામાં તેમને વખતો વખત શીક્ષણ માટે લઇ જવામાં આવે છે અને તે ઉપ્રાંત ઓસ્પીટલમાં જઇ નાના મંદવાડની ચિકીત્સા અને રોગોપચાર છાલો પાલો તથા માંદાની માવજત વીષે જ્ઞાન આપવામાં આવે છે. સ્હવાર સાંજ દેવગૃહમાં લઇ જઈ તેમના ધર્મ સંસ્કાર પોષવામાં આવે છે. વિધવાઓ મરણ સુધી નિરાધાર, સાધન રહિત, પરાધિન રહે અને તેમનું જીવન ઉચ્ચ આશય કે મુદ્દા રહિત હોવાથી દેવ મંદીરમાં કે ઇધર ઉધર કુથલી કરવા કે રઝળવામાં જાય અને જ્યાં ત્યાં હિણાય એ સ્થીતિ દુર કરવા માટે અત્રે ઉપાય લેવામાં આવે છે. વળી કન્યા કેળવણી ધન અને મનુષ્યોના અભાવે જોઇએ તેટલી ફેલાતી નથી તે અડચણ દૂર કરવાને માટે વિધવાઓને કેળવી કન્યાશાળાઓ ચલાવી શકે તેવી રીતે તૈયાર કરવામાં આવે છે. આ વિહારની કેટલીક બાઇઓએ મુંબાઇમાં લત્તે લત્તે ટૂંક ખર્ચમાં નિશાળો ઉઘાડી કન્યા કેળવણીનું કામ ઉપાડી લીધું છે. અને આવીજ સંસ્થાઓ ગુજરાતની અંદર જીલ્લા અને તાલુકાના મૂખ્ય સ્થળ ઉપર એક મધ્ય સંસ્થાની દેખરેખ હેઠળ સ્થાપવામાં આવે એવી ખટપટ કરવાનેજ માતાજી ગુજરાતના પાટનગરમાં પધાર્યા છે. ઉપ્રાંત રોગચાળા વખતે ડાકટરો કરતાં માવજત કરનારની જે મ્હોટી જરૂર પડે છે અને તેની ગેરહાજરીમાં કાંઇક કાજગરા જીવ દેવલોક પામે છે તે અટકાવવા અને સ્ત્રીસમાજમાં આરોગ્યતાના નિયમો વહેલા ફેલાય માટે કેટલીક ઉદાર ચિત્ત અને માયાળુ પ્રકૃતિની વિધવાઓને નર્સીંગ શીખવાય એ હેતુથી એક નાની ઓસ્પીટલ અને સુવાવડખાનુ આપણી બે ગુજરાતી ડાકટર બ્હેનોના હાથ નીચે ઉઘાડવામાં આવ્યા છે. તેનો ખર્ચ મોટે ભાગે દરદીઓમાંથી વસુલ થાય છે, અને વારંવાર નાણાની રકમો ભેટ પણ મળે છે. ઘણીએક વિધવાઓ વિહાર છોડી શીક્ષાગુરૂ અથવા નર્સ દાખલ કે ખાનગી શીવણ કામમાં સ્વતંત્ર આજીવિકા મેળવે છે."

"જુઇ તરફ વિહારની શાખા આવી છે. ત્યાં મોહમયી મુંબાઇમાં કંઇક પાપીઓ પોતાના પેટ ભરવા અનાથ અબળાઓને પરગામથી ફસાવી અનીતિને રસ્તે તેમની ઇચ્છા વિરૂદ્ધ ઉતારે છે તેમાંથી છુટવાને ફાંફા મારતી કેટલીએક શરીરથી ભ્રષ્ટ પણ મનથી પવિત્ર સ્ત્રીઓને બચાવીને તેમને સન્માર્ગે લાવવા માટેની સંસ્થા સ્થાપવામાં આવી છે. તે જગ્યા જોવા જવા માટે રજા નથી. માતાજી વારંવાર તે વિહાર ઉપર રહી દુ:ખી અબળાને આશ્વાસન આપી તેમને સન્માર્ગે લગાડવા પ્રયત્ન કરે છે. અને તેમને કેળવવા માટે પણ અત્રેના જેવી નાના પાયા ઉપર વ્યવસ્થા રાખી છે."

"માતાજી આજની ફાસ્ટમાં પાછા આવશે અને આપને કાલે મળશે" એમ કહી ઉપાધીકારી બોલતી બંધ થઇ. અમો જુદી જુદી સંસ્થા જોઇ ધન્ય ધન્ય બોલતા આવતી કાલ સહવારના પાછા આવીશું કહી વળ્યા અને શાંતાક્રુઝમાં એક મિત્રના બંગલામાં રાત્રી ગાળી.

## દર્શન.

સ્હવારમાં વહેલા ઉઠી સ્નાન વિગેરે ષટ કર્મ કરી અમો સર્વે શાંતિકૂટીર જવા નિકળ્યા અને ટુંક વખતમાં ત્યાં આવી પહોંચ્યા. દ્વારપાળે "માતાજી આવ્યા છે અને દેવ પૂજામાં છે" એવા સમાચાર આપ્યા. મુંગે મ્હોડે શાંતીથી અમો અધિષ્ટાત્રિના ઓરડા આગળ આવ્યા. ત્યાં વિહારની એક સ્ત્રીએ નાકપર આંગળી મૂકી મૌન્ય ધારણ કરવાની સુચના કરી, ધીમે ધીમે પગલે અમને દોરવી લઇ ગઇ. ઓરડો તદન સાદો, સ્વચ્છ, સફેદ ચુનાથી ધોળેલો હતો. એક

બાજુએ કાથાની દોરડીનો ખાટ પડેલો હતો તેના ઉપર ધટ્ટ સફેદ લોઇ–ધાબળી અને સ્વચ્છ ધોએલી ચાદર પાથરેલાં હતા અને બાજુમાં તેવીજ બીજી લોઇ ઓઢવાને માટે રાખેલી જણાતી હતી. સામી બાજુએ ટેબલ અને ઉભરણી ઉપર ગુજરાતિ, સંસ્કૃત અને અંગ્રેજીમાં જુદા જુદા વિષયો ઉપર રચાયેલાં પુસ્તકોની હાર બની રહી હતી અને તેના ઉપર દીવો લટકતો હતો. એ બાજુની ભીંતો ઉપર વૃદ્ધ સ્ત્રી પુરૂષની છબી હતી. વચલી ભીંત ઉપર બીજી એક વૃદ્ધ સ્ત્રીની છબી હતી. અમારી સાથે આવેલી સ્ત્રીએ આ છબીઓ અધિષ્ટાત્રિના માતપિતા તથા સાસુની છે એમ અમારા પૂછવાથી ખબર આપી. સાસુની છબી નીચે થોડે છેટે "ૐકાર" ની હાથની ચિત્રેલી છબી લટકાવેલી હતી. ઉછળતા સમુદ્રમાંથી ઉગતા સૂર્યના પ્રકાશમાં વિષ્ણુ સ્વરૂપ ચિત્રેલું હતું. તેમાં આવા ચિત્રોમાં સાધારણ રીતે જોવામાં આવે છે તેમ મોરપીંછધારી છેલછબીલા ગોપીવલ્લભ બાળકૃષ્ણના મુખાવિંદને બદલે અજંટાની ગૂફામાં આલેખેલા સેવાધર્મ પ્રવર્તક ભગવાન બુધ્ધદેવની પ્રૌઢ, ગંભીર, તેજોમય, રૂષ્ટપુષ્ટ, આકર્ષક અને બળીષ્ટ નરવીરની મુખાકૃતિના દર્શન થતા હતા. જમીન ઉપર એક નાના આસન ઉપર પુલહારથી વિભૂષિત થયેલી છબી હતી. ધારી ધારીને જોતાં કોઇ દેવ દેવીના ચિત્રને બદલે એકવડીયા પરંતુ દેખાવડા ચંચળ અને બુદ્ધિશાળી પુરૂષનું ચિત્ર નજરે પડયું. તેની આગળ એક પ્રૌઢા પણ સ્વરૂપવાન સ્ત્રી હાથમાં પુસ્તક લઇ પાઠ કરતી દેખાઇ. "આ માતાજી" કહી અમારી સાથે આવનાર સ્ત્રિએ ધીમા શબ્દોમાં ઓળખાણ કરાવી. કપાળે સૌભાગ્ય ચાંદલો હોત તો એ બાઇ તેના શુદ્ધ સ્વચ્છ શ્વેત વસ્ત્રમાં જગદંબા જેવી દીપી નીકળતે. વૈધવ્ય છતાં તેના મૂખ ઉપર શોકને સ્થાને ધૈર્ય, શાંતિ, સ્થિરતા અને આગ્રહ દીસતા હતા. તેના નેત્રો સંશયી વિહ્વલ કે ચીંતાતુર હોવાને બદલે સ્વાશ્રયિ સ્વસ્થ અને વાત્સલ્યભાવથી ભરેલા હતા, અને તેની મૂખાકૃતિ ભવ્ય, તેજસ્વી અને મૃદુ જણાતી હતી. તેના શરીરની સુંદરતામાંથી ભભક અને મોહિની નષ્ટ પામી પૂજ્યભાવ ઉત્પન્ન કરે તેવી મધુરતા કાંતી અને રમ્યતા દીપી નીકળતા હતા. માતાજી મધુર સ્વરથી સાવિત્રી આખ્યાન વાંચતા હતા. સાવિત્રી અને સત્યવાનનું જંગલમાં જવું, યમરાજનું આવવું, સત્યવાનનું અકાળ મરણ, સાવિત્રી અને યમરાજનો સંવાદ વિગેરેનું વાંચન સુરીલા કંઠથી ચાલતું હતું. અને પોતેજ સાવિત્રી સાક્ષાત હોય, પોતાનો પતિ હમણાજ ગુજરી ગયો હોય અને યમરાજ પાસેથી તેની જીંદગીની યાચના પોતેજ કરતી હોય તેવી ભાવના તેના મૂખાવિંદ ઉપર પ્રસરી રહેલી હતી અને સતિનું તેજ તે ઉપર ઝળહળી રહ્યું હતું. સત્યવાન હમણાં ઉઠશે, પોતાનો નષ્ટ થયેલો સંસાર સજીવન થશે અને દુઃખ, વિટંબણા અને શોકની જગ્યાએ સર્વત્ર આનંદ ફેલાઇ રહેશે આવી દઢ આસ્થાથી આ બાઇ સ્તવન કરી રહી હતી. તેના કંઠમાંથી બહાર આવતું કોમળ મધુર સંગીત તેના મૂખાવિંદપર પ્રસરી રહેલા ભાવ અને તેના શાંત, વિશ્વાસુ અને પ્રેમાળ અંતઃકરણની ચિકિત્સા કરતા–અમો સર્વે સ્તબ્ધ થઇ એકચિત્તે આખ્યાન શ્રવણ કરી રહ્યા હતા. એટલામાં અમારો એક સાથી સાનંદાશ્ચર્યથી ધીમા શબ્દોમાં બોલી ઉઠયો. "અરે આ તો મારા બાળ મિત્ર પ્રબોધનો ચહેરો અને માતાજી તો તેની બાળ વિધવા "શાંતા" દેખાય છે?" સર્વે ચકિત થઇ જોવા લાગ્યા. ખરેખર, દુઃખી, ઘેર ઘેર હિણાયેલી, સગાસ્નેહીઓએ તરછોડેલી, જીંદગીથી કંટાળેલી અને દેવ અને ધર્મ ઉપરથી જેની શ્રદ્ધા ઉઠી ગયેલી તે શાંતા લાંબા કાળનું વૈધવ્ય વિસરી જઇ સાવિત્રીની માફક અમર આશાથી પોતાના પ્રબોધને પાછા લાવવા યમરાજ પાસે પ્રાર્થના કરતી હોય તે ભાવથી બાહ્યસંસાર ભૂલી જઇ પાઠ કરતી હતી અને વિવાહ વખતના પિતાના ઉદ્દગારને સત્ય કરતી હતી. શાંતાનો સંસાર પાછો શાંત, દૈવી પ્રેમ અને વાત્સલ્યભાવથી છલાછલ ભરેલો દષ્ટીએ પડવા લાગ્યો. પ્રભુ તેના–આર્ય સંસારની બાળ વિધવાના આત્માને–શાંતી આપો. અને તેના સમાજસેવાના કાર્યમાં વૃદ્ધિ કરો.

સમાપ્ત.

# નિશાળે જતાં બાળકોને બપોરની છૂટીમાં ખોરાક આપવાને કેવી વ્યવસ્થા કરવી જોઇએ.*

## (૧)

લખનાર-**ઇંદીરા ગણુપતલાલ મોદી.**

આધુનીક સમયમાં કન્યા કેલવણી અને સ્ત્રી કેલવણીની ઉન્નતિ કરવાનો પ્રવાહ વધતો જાય છે એ પ્રશંસાપાત્ર છે. આપણા જ્ઞાતિ બંધુઓએ આગળ વધી મારા જેવી કન્યાઓએ મેલવેલી કેલવણીનો ઉપયોગ કરી પોતાના સ્વતંત્ર વિચારો દર્શાવવા જે તક આપી છે તે માટે અમો કન્યા વર્ગ જ્ઞાતિ બંધુઓનો આભાર માનીએ તો તે અસ્થળે ન ગણાય. વાંચનથી જ્ઞાન મળે છે અને તે જ્ઞાન ઉપર મનન કરી જ્યાં સુધી તેને દર્શાવવાનો પ્રસંગ ન મળે ત્યાં સુધી મેળવેલું જ્ઞાન કાયમ રહેતું નથી.

બાળકોને બહુ નાની વયમાં નિશાળે મુકવાનો રિવાજ બહુ ભૂલ ભરેલો છે. માબાપને બાળકો ઘેર કંટાળો આપે અને નિશાળે મુકવાથી ત્રાસ ઓછો થાય એમ ધારીને નિશાળે મોકલવામાં આવે છે તે ઘણું ભૂલ ભરેલું છે. ઉપલક નજરે જોતાં એમ કરવાથી પોતાનો સ્વાર્થ સરતો હોય પણ એથી બાળકના મગજ પર ઘણી ખરાબ અસર થાય છે. તેથી તેનું ભેજું બગડી જાય છે, અને આગળ જતાં મહત્વના કાર્યો કરવામાં નાલાયક નિવડે છે. બાળકોને તો જેમ બને તેમ છુટથી નિરંકુશ ખુલ્લામાં રમવા દેવા જોઇએ, જેથી શરીર અને મન પોષાય છે. બાળકોને ઓછામાં ઓછા સાત આઠ વર્ષની ઉમરે શાળામાં મોકલવામાં ડહાપણ સમાયલું છે. સ્વભાવિક રીતે કુમળી વયના બાળકો નિશાળમાં પાંચ કલાક ગોંધાઈ રહેવાથી થાકી જાય છે અને ભૂખ્યા થાય છે માટે આપણા લોકોમાં પણ બીજી કોમની માફક બપોરે નાસ્તા જેવું કંઇ બાળકોને આપવું જોઇએ. મોટાં માણસો કરતાં બાળકોને સ્વાભાવિક રીતે વધારે ભૂખ લાગે છે, અને તેમાં પાંચ કલાક સ્કૂલમાં ગોંધાઈ રહેવાનો થાક વધારે ભૂખ લગાડે છે; તેમજ થાકેલા મગજને નાસ્તારૂપી ખોરાક મળવાથી મગજ પાછું તૈયાર થઇ જાય છે અને અભ્યાસમાં ધ્યાન પણ સારૂં આપી શકે છે.

ખોરાકની બાબતમાં માબાપોએ ખાસ ધ્યાન આપવાનું છે, કારણ કે "અન્ન તેવો ઓડકાર" એ કહેવત પ્રમાણે જે પ્રકારનો ખોરાક બાળકને આપવામાં આવે તેના ઉપર શરીરના બંધારણનો મોટો આધાર રહે છે. શાસ્ત્રમાં ખોરાક ત્રણ પ્રકારનો કહેલો છે. સાત્વિક, રાજસિ, અને તામસિ. એ ત્રણેમાં સાત્વિકને પહેલું સ્થાન આપવામાં આવ્યું છે. સાત્વિક ખોરાકથી આચાર, વિચાર, રહેણીકરણી અને વિચારો ઘણા શુદ્ધ રહે છે. રાજસિક ખોરાકને બીજું સ્થાન આપવામાં આવ્યું છે. એ ખોરાક તામસિ ખોરાક કરતાં સારો ગણવામાં આવ્યો છે. તામસિ ખોરાક તો બાળકોને બીલકુલ આપવો જોઇએ નહિ. એ ઉપરાંત ખોરાક બહુ તીખો, ખાટો તેમજ વાસી આપવો જોઇએ નહિ. એવો

---

* ઇંગ્લંડના જાહેર છાપાઓનાં ડીસેમ્બર તથા જાન્યુઆરી ૧૯૨૨ ના અંકોમાં તથા અત્રેના ટાઇમ્સ ઓફ ઇંડીયામાં ફેબ્રુઆરી ૧૯૨૨ માં આંગ્લ બાળકોને સ્કૂલમાં કેવો અને કેટલો ખોરાક આપવો જોઇએ તે માટે ચર્ચા ચલાવી અગ્ર લેખો લખવામાં આવ્યા હતા.

ખોરાક આપવાથી બાળકની માનસિક અને શારીરિક તન્દુરસ્તી બગડવાનો સંભવ રહે છે. ખોરાક પણ એવો સાદો, સાત્વિક તથા હલકો હોવો જોઈએ કે જેથી બાળકોની હોજરીને નુકસાન થાય નહિ તેમજ પાણી પણ એવું હોવું જોઇએ કે જેમાં કચરો, મેલ હોવો નહિ જોઇએ તથા રંગ તથા વાસ વગરનું હોવું જોઇએ. પાણી ચોખ્ખું અને ગાળીને પીવું. છેક ભૂખે પેટે પાણી પીવું જોઇએ નહિ તેમજ કસરત કરીને પણ પીવું જોઇએ નહિ, તથા ઉભા ઉભા પણ પીવું નહિ. આપણામાં વૈદકનો એવો નિયમ છે કે भोजनान्ते विषमं वारि માટે એ કહેવત મુજબ જમ્યા પછી થોડી વાર રહીને પાણી પીવું.

મધ્યમ વર્ગના ગૃહસ્થો નોકર ચાકરો રાખી શકતા હોય તેણે છોકરાઓ જમીને દશ વાગે ગયા પછી બપોરની રજામાં ઘેર બનાવેલો ચોખ્ખો ખોરાક છૂટીમાં બાળકોને મોકલવો જેમકે પુરી, મુઠીયા, વિગેરે, પણ તે ઘણા દહાડાના હોવા જોઇએ નહિ. બીજું નિશાળના કંપાઉન્ડમાં કેટલોક બજારૂ તૈયાર માલ વેચાતો જોવામાં આવે છે. એ વસ્તુઓ ઘણીજ હલકી જાતની, ઘણા દીવસની વાસી અને અસ્વચ્છ માણસોએ બનાવેલી હોય છે. એવી વસ્તુઓથી બાળકો તદ્દન મુક્ત રહે એવી શિખામણ બાળકોને સતત આપવાની જરૂર છે. એ રોગિષ્ટ વસ્તુઓથી બાળકોની શારીરિક પ્રકૃતિ ખસુસ બગડે છે અને આગળ જતાં ભયંકર રોગોના ભોગ થઇ પડે છે માટે એ કુટેવમાંથી તે લોકને અલગ રાખવાને માટે કાં તો દાબડીમાં ખાવાનું સાથે બાંધી આપવું જોઇએ અથવા માણસની સગવડ હોય તો માણસની સાથે મોકલવાની સગવડ કરવી જોઇએ. બાળકોને સ્વાભાવિક રીતે ભૂખ તો લાગેજ અને તેવે વખતે તે લોકોનો બપોરે ખાવાને માટે કંઇપણ બંદોબસ્ત કરવામાં નહિ આવ્યો હોય તો ઉપર જણાવેલી બદીના ભોગ થઇ પડે છે. કેટલાક માબાપો અને ખાસ કરીને મા ઘરમાં કામકાજને લીધે, ફુરસદ નહિ મળવાને લીધે અથવા તો પ્રમાદને લીધે નાસ્તો ઘેર બનાવી નહિ શકવાથી છોકરાઓને પૈસો પૈસો આપીને વિદાય કરે છે. એથી કરીને સ્વાભાવિક રીતે છોકરાઓ બપોરના બહારનો રોગિષ્ટ ખોરાક ખરીદ કરે એ બનવાજોગ છે. એમ થવામાં માબાપ દોષને પ્રાપ્ત થાય છે. કનિષ્ટ વર્ગના માબાપો જેઓ પોતાના બાળકો માટે ચાકર માણસ સાથે ખાવાનું મોકલી શક્તા નથી તથા ઉપર લખેલા પુરી, મુઠિઆ, વિગેરે વસ્તુઓ પણ બનાવવાની મોંઘી લાગે તેવાઓએ પોતાના બાળકોને માટે દૂધની કરેલી રોટલીના ખાખરા કે ઘીમાં સાંતળેલા મોળા મમરા છોકરાઓને એક દાબડીમાં બાંધી આપવા જોઇએ.

બાળકોને ચા નહિ આપવા વિષે બે બોલ લખવાની ખાસ આવશ્યકતા જોઉં છું. હાલ તરત મહાત્મા ગાંધીજીની કૃપાથી એવો સખત પવન વ્યાપી રહ્યો છે કે ચા કોઇએ પીવી નહિ. પણ ચા પીવાની કુટેવ જેને લાગી હોય છે તેને છોડવી મહા કઠણ પડે છે. બાળકોને ચા આપવાથી તેઓની પાચનશક્તિ તથા હોજરી બગડે છે, ધીમે ધીમે ભૂખ ઓછી થતી જાય છે અને મગજના જ્ઞાનતંતુઓ નબળા પડી જાય છે. માટે બાળકોને દાતણ કર્યું કે તરત ચા જોઇએ એવી ટેવમાં ફસાયા હોય તેમાંથી ધીમે ધીમે છોડાવવા જોઇએ. વિદ્યાર્થી સ્થિતિમાં બાળકના પેટમાં ચાનું એક ટીપું પણ જવું જોઇએ નહિ. મારા સાંભળવામાં આવ્યું છે કે કેટલાક બાળકોને ગળથુથી સાથેજ ચાનું ચાટણ આપવામાં આવે છે એ ઘણી શોચનીય વાત છે. માબાપની અજ્ઞાનતાના તથા ખોટા લાડના નિર્દોષ બાળકો

ભોગ થઇ પડે છે એ બાળકનું મોટું કમનશીબ સમજવું. ઉપર કહ્યા મુજબ જે માણસો પોતાના બાળકના ખોરાકને માટે વ્યવસ્થા ન કરી શકતા હોય તેણે છોકરાઓ જમીને નિશાળે જાય ત્યારે તેઓના ગજવામાં થોડું ડબ્બીમાં મૂકી ખાવાનું ભરી આપવું. જો તે ગજવામાં રહી શકતું ન હોય તો તેઓના પાકીટમાં મૂકવું. વળી બાળકોએ એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે જ્યારે વર્ગ ચાલતો હોય ત્યારે તેઓને ગજવામાં જે ખાવાનું આપ્યું હોય તે શિક્ષકની નજર ચૂકાવીને ખાવું નહિ. કેટલાક બાળકો કમબુદ્ધિને લીધે એ કુટેવના ભોગ થઇ પડે છે માટે માબાપોને એ કુટેવની ખબર પડતાં તેમને સુધારવાની કોશીષ કરવી જોઇએ. કેટલાકોને બીસ્કીટ જેવી પરદેશી વસ્તુ ખાવાનો શોખ હોય છે તે પણ ઓછો કરવાની જરૂર છે કારણ કે તે બીસ્કીટની બનાવટમાં આપણે જેવો સારા પ્રકારનો લોટ વાપરીએ છીએ તેવો લોટ તે લોકો વાપરતા હશે કે નહિં તે ઘણું શંકા ભરેલું છે. એ બીસ્કીટના ડબ્બાઓ વિલાયતમાં કેટલા મહીનાઓ ઉપર બન્યા હોય, ત્યાર પછી આપણા ઉપયોગમાં ઘણે વખતે આવતા હશે. કેટલાક તાજા પાસ થયલા ડોકટરોને પણ એવું ગાંડપણ લાગી ગયલું હોય છે કે દરદીઓને બીસ્કીટ જેવી વસ્તુ વાપરવાની ભલામણ કરે છે. એવી બીસ્કીટને બદલે ઘરમાં બનાવેલી ચોખાની પુરી કે ખરખડીઆ પુરી વાપરવામાં આવતી હોય તો કોઇ પણ રીતે ખોટું ગણાય નહિ. એ બીસ્કીટના વપરાશમાં એકના ચાર ગણા દામ આપવા પડે છે અને નબળી હોજરીને સુધારવાને બદલે ઉલટી બગાડે છે. જો કે ઉપલક નજરે તો બીસ્કીટ ઘણી હલકી માલમ પડે છે પણ આ ખોટી માન્યતાથી રોગો જન્મ પામે છે અને ધીમે ધીમે હોજરી તથા આંતરડાં બગડતાં જાય છે. એ ઉપરાંત બીસ્કીટના વપરાશમાં ધર્મનો કેટલો બાધ આવે છે તે પણ ખાસ ધ્યાનમાં રાખવાનું છે માટે આવી બીસ્કીટ જેવી પરદેશી વસ્તુ ખાવી નહિ.

અત્યાર સુધી બાળકોને કેવા પ્રકારનો ખોરાક આપવો તે બાબત હું જણાવી ગઇ. હવે કેટલો ખોરાક આપવો તે પણ માબાપે ધ્યાનમાં રાખવાની જરૂર છે. કેટલાક બાળકો સમજ્યા વગર વખત બે વખત જાતજાતનો ખોરાક ખાયા કરે છે. અંગ્રેજીમાં કહ્યું છે કે આપણે જીવવાને માટે ખાઇએ છીએ અને નહિ કે ખાવાને માટે જીવીએ છીએ તે કહેવત ધ્યાનમાં રાખવી. માબાપોએ છોકરાઓને વખતસર ખોરાક આપવાની ટેવ પાડવી જોઇએ. વારંવાર ખાવાથી અનેક પ્રકારના રોગો ઉદ્દભવે છે. બાળકની આ પ્રમાણે ગર્ભથીથીજ માવજત રાખી ઠેઠ ઓગણીસ વર્ષનો થાય ત્યાં સુધી દરેક બાબતની પુરતી કાળજી રાખવામાં આવે તો તે બાળક આગળ જતાં મજબુત બાંધાના થઈ નિરોગી અને લાંબુ આયુષ્ય ભોગવે છે.

## (૨)

( લખનાર:—**ધનવિદ્યા ચુનીલાલ દલાલ.** )

**સવાલ (૧)...** નિશાળે જતાં બાળકો બપોરના શું ખોરાક ખાય છે?

**જવાબ ......** નિશાળે જતાં બાળકો બપોરનાં નીચેની ચીજો ખાય છે:—

ભેળ (મમરા, સેવ, ગાંઠીઆ, ચણા, વટાણા વિગેરે,) મીઠાઇ તથા ગળપણવાળી ચીજો (ચીકી, શકરલાકડી, રેવડી, પીપરમીટ વીગેરે) ફુટ— જમરૂખ, 'સીતાફળ, બોર, શેરડી વા આઇસ.

સવાલ (૨)... ઉપર જણાવેલી ચીજો કેવી હોય છે અને વેચનાર કેવા હોય છે ?

જવાબ ...... ઉપર જણાવેલી ભેળ, મિઠાઇ તથા ગળપણવાળી ચીજોમાં કેટલીક વાસી તથા ગંધાતી હોય છે, કેટલીક હલકી વસ્તુની બનાવેલી હોય છે અને કેટલીક કાચી પાકી તથા ઢંગધડા વગરની હોય છે. વળી ભેળમાં પડતી ચટણીમાં કેટલીક વાર માખી પડે છે અને મરી જાય છે. ફ્રુટની ચીજોમાં કેટલીક ઉતરી ગયેલી તથા સડી ગયેલી હોય છે; વળી તેપર માખી બમણે છે. આઇસ જાતપરજાતના પાણીનું ધોયલું હોય છે. વેચનારાઓ પણ ગંદા તેમજ કેટલાક રોગથી પીડાતાં હોય છે.

સવાલ (૩)... ઉપર જણાવેલી ચીજો ખાવાથી શું થાય છે ?

જવાબ ...... વાસી, ગંધાતી, સડેલી તથા ઉતરી ગયેલી ચીજો ખાવાથી આપણે માંદા પડીએ છીએ; કાચી પાકી તથા હલકી વસ્તુઓની બનાવેલી ચીજો ખાવાથી આપણને ઝાડા, ઉલટી, ઉધરસ, ખસ કે ફોલ્લા થાય છે; મીઠાઇ તથા ગળપણવાળી ચીજો ખાવાથી આપણને ઉધરસ થાય છે. કેટલીક ફ્રુટની ચીજો ખાવાથી તાવ તથા ઉધરસ આવે છે; ગંદા રોગિષ્ટ વેચનારાઓની ચીજો ખાવાથી પણ આપણે માંદા પડીએ છીએ. હું મારી એક બાબત લખીશ. એક દિવસ બપોરના છુટીની વખતે મેં બોર તથા પીપરમીટ ખાધા હતા. મને આથી તાવ તથા ઉધરસનો ઉપદ્રવ થયો. ત્રણ દિવસ નિશાળે જઇ શકી નહિ અને મારો ઉપલો નંબર મેં ગુમાવ્યો. જુઓ, ત્યારે એક બે ખરાબ ચીજો ખાવાથી મને કેટલું નુકશાન થયું ?

સવાલ (૪)... ત્યારે આપણે બપોરના ખોરાક માટે શું વ્યવસ્થા કરવી ? આપણે ખાવાનામાં શું લઇ જવું ?

જવાબ ...... આપણે બપોરનું ખાવાનું ઘેરથી લઇ જવું અને આ ખાવાનામાં ઘણોજ હલકો, સાદો ખોરાક લઇ જવો. નહિ પચે એવો ખોરાક બપોરના ખાવાથી આપણી તબીયત બગડે છે. સારો લીલો મેવો અથવા સુકો મેવો બપોરના લઈ જવો સારો છે.

સવાલ (૫)... પણ જો આપણે ઘેરથી ખાવાનું નહિ લઇ જઇયે તો શું થાય ?

જવાબ ...... જો આપણે ઘેરથી ખાવાનું નહિ લઇ જઇએ તો ખાવાને માટે આપણો જીવ વલખાં મારે. કેટલીક વાર કોઇ કોઇ બાળકો ઘરથી અથવા કોઇ છોકરીની પાસેથી પૈ અથવા પૈસો ઉછીનો કે ચોરી લેવાનું મન કરે છે; નહિ તો વેચનારની વસ્તુમાંથી કાંઇ છાનામાના ચોરી લઇ ખાય છે. બીજા ખાતાં હોય તેમાં તેનું મન જાય છે.

સવાલ (૬)... તેં તારા ખાવાના માટે શી ગોઠવણ કરી છે ?

જવાબ ...... હું બપોરના ઘણુંખરું મારે ઘેરથી કંઇ પણ ખાવાનું લઇ જાઉં છું. કોઇ વાર સુકો મેવો અથવા લીલો મેવો (મોસંબી, સંત્રાં, દરાખ) અથવા ગોળપાપડી, સકરપારા, પુરી વીગેરે લઇ જાઉં છું. જ્યારે હું ઘેરથી ખાવાનું

લઇ નહિ ગઇ હોઉં તો હું મારે ઘેર ખાવા જાઉં છું. કોઇ વખત હું મારા મામાને ઘેર જાઉં છું પણ કોઇ દાહડો હું બજારનું ખાવાનું ખાતી નથી.

ભાઈઓ તથા બેનો, આ નિબંધ તમે સારી રીતે વાંચજો અને વાંચ્યા પછી કોઇ દહાડો રસ્તા પર વેચાતી ચીજો ખાશો નહિ એવી મારી તમને ભલામણ છે.

## (૩)

### (લેખક:—બાલમિત્ર.)

સભા તરફથી ઉપર જણાવેલા વિષય માટે જે નિબંધ માંગવામાં આવ્યો છે તે ભવિષ્યની પ્રજા માટે ઘણો મહત્વનો છે. સ્વઃ માનવંત જસ્ટીસ રાનાડેએ "ગ્રેજ્યુએટ એસોશીએશન" ના આશ્રય હેઠળ કેળવાએલા યુવાનોમાં થતા અકાળ મરણનું ભયંકર પ્રમાણ એ વિષય ઉપર ઘણુંજ વજનદાર અને વિગતવાર વ્યાખ્યાન આપી ચર્ચા ચલાવી હતી અને આવા મરણો દૂર કરવા માટે તેના કારણો શોધવા તથા ઉપાયો યોજવા માટે જાહેર પ્રજામાં લાંબો વખત સુધી મોટા વાદવિવાદ ચાલ્યો હતો. તે છતાં આ પ્રશ્ન અદ્યાપિ તેટલીજ અગત્યતા ભોગવે છે કારણ કેળવાએલા વર્ગમાં યુવાન વયમાં થતા અકાળ મરણો એટલાજ ભયંકર પ્રમાણમાં ચાલુ છે અને કન્યા કેળવણીના ફેલાવા સાથે કેળવાએલા સ્ત્રી વર્ગની પણ તેવીજ માઠી સ્થિતિ ન થાય તે માટે અત્યારથીજ ઉપાયો લેવાવા જોઇએ.

પેહલેજ પગથીએ આપણે અટકીને ઉભા રહીએ છઇએ. નિશાળે જતાં બાળકોની શરીર સુખાકારી સારી રહે, તેમના શરીરો પોષાય અને તેમના શરીરનો બાંધો મજબુત રહે તે માટે આપણે શું તજવીજ રાખીએ છઇએ? જો વિદ્યાર્થીઓના શરીર બાળપણમાં બગડે, તેના શરીર પોષણમાં નિશાળમાંજ અંતરાય આવે, તેમનો બાંધો સશક્ત થવાને બદલે નબળો પડતો જાય તો સ્વાભાવિક રીતે તેઓ મોટા થતાં નબળા અને રોગગ્રસ્ત થાય અને અકાળ મરણના ભોગ થઇ પડે. તેના ઉપાય દાખલ ત્રણ ચીજપર ખાસ સંભાળ રાખવી જોઇએ. ૧. નિશાળ માટે સારી હવા, ઉજાસ તથા મોકળાસવાળી જગ્યા જોઇએ. ૨. બાળકોને કસરત માટે ઉત્તેજન અને સાધન આપવાં જોઇએ અને ૩. બાળકોને પૂરતો પાચક તથા પોષક ખોરાક વખતો વખત મળવો જોઇએ. મુંબઇમાં પ્રાથમિકશાળા મ્યુનીસીપાલીટીને હસ્તક રંડ છે અને તેમના તરફથી સારા સુખાકારી, ભવ્ય મકાનો રફતે રફતે બંધાતા જાય છે. નાની ઉમરમાં સાંકડી અને અસ્વચ્છ ગલીમાં ગંદી, અંધારી, ભોંયતળીએની જગ્યા ઉપર ફાટેલી તુટેલી સાદડી ઉપર બેસી મ્હેતાજીની નિશાળમાં એકડા શરૂ કરેલા એવા આસામીઓ નિશાળના મકાનો માટે અધિકારીઓ તરફથી જે કાળજી હવે બતાવવામાં આવે છે તેથી બાળક વર્ગને ઘણો લાભ થાય છે એમ જરૂર કહેશે. ઉપલા વર્ગની નિશાળો મોટે ભાગે ખાનગી માલેકોની હોવા છતાં સારા મકાનોમાં રાખવામાં આવે છે. કસરતની બાબતમાં પણ ઘણો સુધારો થયો છે. ગલીઓ અને મોહોલ્લાઓમાં રસ્તાની ગલીચી અને ધુળમાં ચકખીલ્લુ, મંજા કે ગીલ્લી દંડા રમવા એ ગએલા જમાનાના બાળકોની મુખ્ય ગમત હતી. પ્રસંગે કનકવા અને ભમરડાના ભાવ પુછાતા. પણ સાધારણ રીતે છોકરો ખેલાડુ થઇ જવાની ધાસ્તીએ માબાપો કસરત તથા અંગ મહેનતની દરેક રમતની આડે આવતા અને નિશાળેથી સીદ્ધા ઘેર આવી ડાબા ડમરા થઇને બેસી રહે તોજ છોકરો ડાહ્યો ગણાતો.

હાલમાં રમત ગમત માટે ઘટતી છુટ થઇ છે અને સારા સાધનો મળતાં થયાં છે. મુખ્ય ભાગે ક્રીકેટ, રજામાં ખુલ્લી હવામાં ફરવાનું તથા અંધારા તાલીમખાનાને બદલે સુધરેલા ઢબની કસરતશાળાનો હવે નાનો મોટો વિદ્યાર્થી લાભ લે છે અને વડીલો પણ સમજણા થઇ આવી કસરતોમાં તેમને ઉમંગથી ભાગ લેવા દે છે. છતાં દીલગીરી સાથે જણાવવાનું કે આપણી મ્યુનીસીપલ કે ખાનગી સ્કૂલોમાં વિદ્યાર્થીઓને છૂટથી કૂદવા, નાચવા કે રમવા માટે જે ખુલ્લી અને છુટી જગ્યા જોઇએ તે રાખવા માટે સ્કુલ કમીટી તરફથી મુદ્દલ કનવાર કરવામાં આવતી નથી. એક બાજુએ કોટ, ભાયખલા કે બોરીબંદરની સામેની યુરોપીઅન બાળકોની નિશાળમાં વિશાળ છુટી જગ્યા બાળકોની કસરત માટે રાખવામાં આવી છે તે ધ્યાનમાં લેતાં સ્કુલ કમીટી મ્યુનીસીપાલ સ્કૂલો માટે એવી ગોઠવણ મુદ્દલ રાખતી નથી એ ઘણું શરમભરેલું અને જનસખાકારીને પ્રથમ પગલેજ ઘણું હાનિકારક છે. ભુલેશ્વર સ્કૂલમાં મારકીટની ઉપરની સંકોચ ભરેલી અગાસી શીવાયે બાળકોને રમવાનું સ્થાન નહિ. નળબજાર, ગીરગામ, કાવસજી પટેલ રોડ તથા કાપડ મારકીટની સ્કૂલોમાં તો તેટલી પણ જગ્યાની ગેરહાજરી છે, અને તેથી કરીને મુંબઇની પ્રજામાં નાની ઉમરથીજ રોગ તથા અશક્તિ દાખલ થાય છે. જ્યાં સુધી સ્કૂલ કમીટી દરેક મ્યુનીસીપલ સ્કૂલ તથા ખાનગી સ્કૂલો માટે દરેક મોહોટા મોહોલ્લામાં ઘટતી ખુલ્લી જગ્યા બાળકોની રમત ગમતને માટે રાખશે નહી ત્યાં સુધી જનસુખાકારી અસંતોષકારક રહેશે. મ્યુનીસીપાલીટીના કચરાના ગાડાઓ તથા કચરો એકઠો કરવા માટે કીમતી જગ્યાઓ ખાલી રાખવામાં આવે છે ત્યારે જાહેરની ઉધરતી પ્રજાના શરીર પોષણના વધુ અગત્યના કારણ માટે ખુલ્લી જગ્યા રાખવા બાબત ખર્ચના ખોટા બ્હાના હેઠળ અધિકારીઓ બેદરકારી અને ગફલતી બતાવે છે એ ઘણી ખેદની વાત છે. હાલમાં મુંબઇમાં નાના બાળકોને મંજા ખેલવા જેટલી પણ જગ્યા ફાજલ મળતી નથી.

ત્રીજી બાબત આજના લેખનો ખાસ વિષય છે. તેમાં "માબાપ" સરકારની કે લોક પ્રતિનિધિવાળી પણ લોકમતને ઠોકરે મારનાર મ્યુનીસીપાલીટીની મેહેરબાની માંગવાની જરૂર નથી. આપણે માતપિતા દાખલ આપણીજ ફરજ વિચારવાની છે કે આપણે નિશાળે જતા બાળકો માટે ઘટતો ખોરાક વખતો વખત આપવાની તજવીજ રાખીએ છીએ કે કેમ? મ્હેતાજીની નિશાળો સ્હવારના આઠથી સ્હાડાદશ અને બપોરના દહોડથી સ્હાડાચાર વાગા સુધી ચાલતી. સ્હવારના નાસ્તામાં મોઠી પાણી કરી બાળકો નિશાળે જતા. સ્હાડાદશ વાગે છૂટયા કે દોડતા ઘેર જઇ ઝપાટામાં ન્હાઇધોઇ જમવા બેસતા, પછી વિશ્રામ લેતા, સ્હાંજનો અભ્યાસ પાકો કરતા અને રમવા ઉતરતા; એટલામાં મ્હેતાજીની નોઠી પોકારાઇ કે પુસ્તકોનું જોસ્તાન ખભે મારી મેહેતાજીના દોરવ્યા નિશાળે જતા. સ્હાંજના છૂટયા પછી વાળુ કરી મોહોલ્લામાં ઢીંગા મસ્તીએ ઉતરતાં અને રાતના થાકયા પાકયા કોઇ કોઇ વખત તો જમ્યા વગરજ સૂઇ જતાં. આ પ્રમાણે તે વખતમાં બાળકોને ચાર વખત પચનો રૂચતો ખોરાક મળતો અને તે પણ ઘરની અંદરનો સ્વચ્છ અને સારા અનાજનો તાજો ખોરાક મળતો. નિશાળ આગળ ઉભા રહેલા ફેરીઆઓ પાસેથી શરીરને હાનિ કરે એવા ખરાબ તેલ ઘીના તમતમતા મરી મસાલાવાળા અને વાસી ચવેણા અથવા પેટમાં દુ:ખે કે ટાંડા પડે તથા તાવ આવે તેવા અપકૂવ અને રોગિષ્ટ ફળ ફળાદિ ખાવાનો તેમને પ્રસંગ રહેતો નહિ અને તે વેચાતા લેવા માટે પૈસા આપવાની વડીલોની ગુંજાસ કે જરૂર નહોતી.

હવે નિશાળનો વખત બદલાઇ ગયો છે. સ્હવારના સ્હાડાદસથી સ્હાંજનાં સ્હાડાચાર સુધી વચમાં એક કલાકની છૂટી બાદ કરતાં લાંબો વખત સુધી અક્કડ એકને એકજ સ્થળે વિદ્યાર્થીઓને બેસી રહેવું પડે છે. આ કઢંગો વખત અને રૂઢીમાં ફેરફાર થાય એવો સંભવ નથી એટલે તે ઉપર ચર્ચા કરવી નિરર્થક છે. સારા શિક્ષણને ખાતર સમજુ માબાપો કોટમાં કે મેદાન આગળની દૂરની નિશાળોમાં બાળકોને નાનપણથીજ મોકલે છે. વડીલોના ટૂંકા સાધનોને લીધે બાળકોને પગે ચાલી નિશાળે જવાનું હોવાથી સ્હવારના સ્હાડાનવ વાગામાં જમી લેવું પડે છે ત્યાર પછી બપોરના એક કલાક છૂટી પડે છે તે અરસામાં દૂરની નિશાળેથી ખોરાક માટે ઘર આગળ પાછા આવવું પરવડતું નથી તેમજ રમત ગમત છોડી ઘર આગળ આવવું પડે એ બાળકોને વિષમ લાગે છે અને રમવાની ધુનમાં ભૂખ ભૂલી છૂટીનો વખત ગમતમાં કહાડે છે. સ્હાડાત્રણ વાગે સ્વભાવિક રીતે કકડીને ભૂખ લાગે છે તે વખતે શાળામાં અભ્યાસ ચાલતો હોવાથી વર્ગ છોડાતો નથી અને બાકીનો એક કલાક જેમ તેમ નીકળે છે. સ્કૂલના છેલ્લા કલાકમાં હિંદુ વિદ્યાર્થીઓ અભ્યાસમાં જોઇએ તેવું ધ્યાન આપી શકતા નથી અને તેમનામાં ચંચળાઇ તથા સ્ફૂર્તિની ગેરહાજરી જણાય છે એવી ફર્યાદ વારંવાર શિક્ષક વર્ગ તરફથી થાય છે અને કેટલાએક સમજુ શિક્ષકો ખરૂં કારણ સમજી જઇ તેમને પ્રશ્નો પૂછવાનું માંડી વાળે છે. ભૂખ્યા થએલા વિદ્યાર્થીઓની તેમને દયા આવે છે પરંતુ તેથી વિદ્યાર્થીને પોતાને તો ગેરલાભજ થાય છે અને છેલ્લા કલાકના વિષયમાં તે ઘણુંખરૂં કાચો રહે છે. જોગજોગે ડ્રીલ વિગેરે કસરત કરવાનો પ્રસંગ આવ્યો તો આ ભૂખ્યા વિદ્યાર્થીઓનું દયામણું મ્હોડું જોઇ કોઇ પણ માબાપનું અંતર પિગળ્યા વગર રહેશે નહિ. નિશાળમાંથી છૂટયા કે આ બાળકો નાચારે ઘસડાતા પગે ઘર તરફ વળે છે. બીજી કોમના છોકરાઓ મેદાન અથવા એવીજ ખુલ્લી જગ્યામાં ક્રીકેટ–પાટાદાવ–ગીલ્લીદંડા કે નાગોરીઓ રમતા હોય છે પરંતુ ઘણુંએ મન હોવાં છતાં ખુલ્લી હવામાં અંગકસરતનો લાભ આપણા બાળકોથી લેવાતો નથી. ઉલટું રસ્તે ચાલતા પોતાના ગોઠીઆ સાથે ઉત્સાહથી પોતાના અભ્યાસ કે એવાજ શાળાને લગતા વિષયો પર ચર્ચા કરવાની પણ તેઓમાં શક્તિ હોતી નથી. કેટલાએક લોકોનું વારંવાર કહેવું થાય છે કે નાનપણથીજ બે વખત જમવાની ટેવ પાડવાથી શરીર સુખાકારી વધે છે અને તે નિયમ પોતે તથા પોતાના બાળકો પાસે પણ પળાવે છે. મજબુત મન અને મિતાહારી સ્વભાવ હોય તેઓ ઉમરે પોહોંચ્યા પછી ભલે તેઓ આ નિયમ પાળે પરંતુ ઉછરતા બાળકો પાસે આ નિયમ પળાવવો એ તેમના ઉપર ઘાતકીપણું ગુજારવા જેવું છે અને તેથી તેમની કાયા કંતાઇ જઇ જોઇતો ઉધરભાવ થતો નથી અને શરીર અશક્ત રહે છે. મહેતાજીની નિશાળે જતાં બાળકોને ચાર વખત ખોરાક લેવાની તક મળતી તેને બદલે હાલના બાળકોને ત્રણ વખત ખોરાક ન મળે તો જરૂર તેમને હાનિ થાય.

સ્હવાર અને સાંજના ખોરાક માટે કાંઇ અડચણ રહેતી નથી. ઘરમાં સ્વચ્છ તાજો ખોરાક તેમને તૈયાર મળે છે એટલુંજ નહી પણ ટૂંકે કમાણીવાળા વડીલો પણ એવો ખોરાક સહેલાઇથી આપી શકે છે. અડચણ માત્ર બપોરની છૂટી વખતના ખોરાક માટે છે. નિશાળ ઘરની પાસે હોય તો બાળક ઘેર દોડી જઇ જમી આવી નિશ્ચિંત થાય છે પણ જેની નિશાળ દૂર હોય તેને માટે શું વ્યવસ્થા કરવી તે પ્રશ્નનો નિકાલ કરવા અદ્યાપ જોઇએ તેવા પ્રયત્ન થયા નથી. બાળકોએ પોતાની સાથે શીશીમાં કે એવાજ કોઇ વાસણમાં

દુધ લઇ જવું અને છુટી વખતે પીવું એવી સહજ સૂચના થાય. પરંતુ એવી રીતનું દુધ ઠંડું થવા પછી વાયડું થવાનો ભય રહે છે. બાળકોના ખીસામાં દુધ ઉંચું નિચું થવાથી તેમાં વલણ થઇ દુધ બગડવાનો પણ સંભવ રહે છે. દુધ સારૂં પણ રહે તોએ તેના ઉપર ઘી જેવી ગોટી બંધાય છે અને તે પાચન કરવી અઘરી રહે છે અને રોગ ઉત્પન્ન કરે છે. મોટા અને શક્તિવાળા માણસો "થર્મોસ"નો ઉપયોગ કરી આ અડચણ દૂર કરી શકે પણ બાળકોથી "થર્મોસ" સચવાય કે સાફ કરી શકાય એમ નથી અને મોંઘુ પડી જાય. દક્ષિણી લોકો શંકરપારા કે દુધની દશમી–ઉસળ–કે તળેલું શાક ડબ્બામાં લઇ આવે છે. પરંતુ આપણા સ્ત્રી વર્ગને આ દરરોજની "ઉઠવેઠ" કરવી હજી માફક આવી નથી એ ઘણી દીલગીરીની વાત છે. આપણા બાળકોને આવો ડબ્બો લઇ જવાની ટેવ પાડવી ઘણું સલાહ ભરેલું છે. ગોળપાપડી કે મ્હેસુર કે ખારી મીઠી પૂરી બે ત્રણ દીવસ ચાલી શકે પરંતુ એ ખોરાક મોંઘો તથા અણસમજુ બાળકોના ખાવામાં વધારે આવે તો પાચનમાં ભારે રહે છે અને થોડાજ દીવસમાં આવા ખોરાકનું પડીકું સાથે બંધાવવાનું અટકી જાય છે. છેવટે પાણી પાનાર ભટ્ટાના દાબડા ઉપર નજર પહોંચે છે. તેઓ સુખડીઆને ત્યાંથી મ્હેસુર, હલવો, ખારી પૂરી વીગેરે ચીજો લાવે છે; પરંતુ દરરોજ તે વેચાતા લેવાનું ઘણા બાળકોને મોંઘુ પડે છે તથા તૃપ્તિ થતી નથી. વારંવાર છોકરાઓ ઉધાર લઇ દેવું કરે છે અને અવળે માર્ગે ઉતરી પડે છે. બાકી રહ્યા મારવાડીના કે લાલાના સેવમમરા અને તીખી તમતમતી દાળ કે ખારવણોની ટોપલીમાં પડેલા અરધા કાચા પેર, બોર કે કાકડીની ચીરી. મોટે ભાગે આપણા બાળકોને આ હલકા પદાર્થોના ચવેણાથી ચલાવવું પડે છે અને પોતાની તબીએતને હાનિ પોંહોચાડે છે.

અત્રે બીજો એક પ્રશ્ન ઉભો થાય છે—હાલના તથા હવે પછી ઉભી થનારી સ્થિતિનો આપણે જે ખ્યાલ કરી શકીએ છીએ તે સ્થિતિમાં બાળકોને માત્ર ઘરનીજ ચીજો ખોરાકમાં વાપરવાની ચટ પાડવી અને બહારના અથવા બજારૂ ખોરાકપર અભાવો કરવો એ તેના લાભની વાત છે કે ગેરલાભની? પહેલી નજરે ઘરની ચીજો પરજ સંતોષ પકડવાથી શરિર સુખાકારી રહે અને સ્વચ્છતા જળવાય તથા કરકસરથી સંસાર ચલાવાય એમ સહજ દેખાઇ આવે છે. પરંતુ આધુનિક સમયમાં જળસ્થળની મુસાફરીના વ્યવહારમાં જે સગવડો તથા સાધનો ઉભા કરવામાં આવ્યાં છે તેથી આપણા લોકો લાંબે સ્થળે મુસાફરી કરતા શીખ્યા છે અને એક સ્થળેથી બીજે સ્થળે જતાં આગળ જે સંકોચ રહેતો હતો તે હવે ઓછો થવા માંડયો છે. અંગ્રેજી રાજ્યમાં સરકારી નોકરોને એક ગામથી બીજે ગામ દૂર અથવા ડીસ્ટ્રીક્ટ ફરવાનું હોય છે તથા વેપારીને વ્યાપાર તથા હુનર ધંધા અર્થે દેશપરદેશ જવાના પ્રસંગ ઉભા થયા છે તે વખતે બહારના કે બજારના ખોરાક ઉપર અભાવ કે ચટ રાખવી ભારે પડે છે અને મોટા ગેરલાભ થાય છે. સ્ફૂર્તિથી કામધંધે લાગવાને બદલે સ્હવાર સાંજ ચુલી ફુંકવામાં બબ્બે ત્રણ ત્રણ કલાક કહાડનાર આદમી ઘણોજ ઓછો ઉપયોગી માલમ પડે છે અને તેનાથી ધાડ મારીને છુટે હાથે કામ કરી શકાતું નથી. એવા આદમીના વ્યવહારમાં ખોટી આભડછેટનો પવન ટૂંક વખતમાં વાય છે એટલુંજ નહી પણ ચોક્કસ ગામનાજ ચોખા કે દાળ જોઇએ અને ચોક્કસ રીતનો મરીમસાલો કે રસોઇ જોઇએ એવી ચટ રહે છે અને પરદેશમાં પરાયા જન વચ્ચે કે મંદવાડ કે અડચણ સડચણમાં તેની આ ચટ ભારી પડે છે. આજ

કારણુસર ગુજરાતીઓ નોકરી અંગે એક ગામથી બીજે ગામ બદલી થાય તો ભવિષ્યના આર્થિક લાભ તથા પદ્દિનો ભોગ આપીને પણ અસલ જગ્યાએજ પડી રહેવાનું પસંદ કરે છે, અને વેપાર ધંધાની ખીલવણી માટે જાતે પરદેશ ભોગવવાને બદલે નોકર ચાકર મારફતે કામ લે છે. સાધારણ રસોઇના મૂળ તત્વો જાણવા અને અગવડ વખતે હાથે પકાવી લેવું એ ઘણો કીમતી હુન્નર છે અને તે દરેકે જાણવો ફાયદાકારક છે, છતાં કામ ધંધાને ભોગે માત્ર ભૂલ ભરેલી માન્યતાને ખાતર ચટ રાખવી, હાથેજ રાંધવાનો મમત ધરાવવો, એ હાલના કાળમાં લાભપ્રદ નથી. આર્ય ધર્મની ચોક્કસ વર્ણો બાદ કરતાં સૃષ્ટિભરની સર્વે જાતોમાં આવી છીટ હોતી નથી. તેઓના શ્રીમંત, ખાનદાની અને નાજુક સ્વાદના સ્ત્રી પુરૂષો પરદેશમાં મોટે ભાગે હોટેલો કે વીશીઓનો ઉપયોગ કરે છે એટલુંજ નહી પણ સ્હવારના કામે નિકળ્યા હોય અને ઘેર પાછા જઇ જમવાનો વખત ન હોય તો રસ્તે ચાલતાં વિશ્રાંતી ગૃહોમાં જઇ ખોરાક લઇ પોતાને કામે લાગે છે. “ભાઇ, મારે ઘેર સ્હાડા નવ વાગે રસોઇ થાય છે તે પહેલાં મારાથી આવવાનું બનશે નહી.” “સાહેબ, ઘરમાં હાથ ચોખ્ખા નહિ હોવાથી બંસી જાતે બજાવવાની હતી અને તેથી મોડું થયું.” “ધારવાડ કે મ્હૈસુરમાં સુરતીદાળ કે ખંડવાના ઘઉં મળે નહિ માટે ત્યાં તો મારાથી નોકરી કરવા નહિ જવાય” એવા વાક્યો ગુજરાતીઓના મ્હોમાં સાધારણ હોય છે પરંતુ બીજી કોમમાં આવા બ્હાના ભાગ્યેજ નીકળે છે. અર્થાત બાળકોને જેમ બને તેમ ઘરનો તાજો ખોરાક લેવાની ટેવ પાડવી એ વાત ખરી પરંતુ પ્રસંગ પડતા ધર્મશાસ્ત્રના મૂળ નિયમોને બંધન નહિ આવે તેવો બહારનો અથવા બજારૂ ખોરાક વગર ચટે લેવાની ટેવ પાડવી જોઇએ.

અસલ પ્રશ્ન ઉપર પાછા આવતાં આપણે આટલા નિર્ણય ઉપર આવી શકીએ કે નિશાળ માટે જે વખત રાખવામાં આવ્યો છે તે ધ્યાનમાં રાખી આપણા બાળકોને ત્રણ વખત ખોરાક આપવો અવશ્યનો છે. સ્હવાર સ્હાંજના ખોરાક માટે કાંઈ અગવડ પડતી નથી. બપોરના ખોરાક માટે તજવીજ થવીજ જોઇએ અને પરચુરણ ફેરીઆઓને હાથે વેચાતો હલકો અને રોગિષ્ટ ખોરાક બાળકોને ખાવા ન દેતાં દરેક માતાએ દરરોજ તાજા ખોરાકનો નાનો ડબ્બો કે પડીકું બાળકોને બંધાવવું. દક્ષિણી રીવાજમાં છે તેવો સાદો અને સોંઘો ખોરાક લેવાની બાળકોને ટેવ પાડવી અને અગવડે ભૂખ્યા રહેવાના કરતાં સ્વચ્છ અને સારો ખોરાક જ્યાં મળતો હોય એવા કોઇ વિશ્રાંતી ગૃહમાં જઇ બપોરનો ખોરાક લેવા માટે કાંઇ બાધ નથી એવી બાળકોના મન પર છાપ પાડવી. બપોરે બાળકોને ભૂખ્યા રાખવાનો નિયમ તેમની કાયાને હાનિ કરનાર, તેના વિદ્યાભ્યાસમાં વિઘ્ન નાંખનાર અને સ્હાંજની વખતે ખુલ્લી હવામાં કરવી જોઇતી કસરતનો અટકાવ કરનાર છે, માટે દરેક સમજુ માબાપે બાળકોને દરરોજ બપોરના સ્વચ્છ, તાજો, પાચક અને પોષક ખોરાક મળે તેવી તજવીજ રાખવી.

ૐ

# સીલવર જ્યુબિલિ યાને શતકપાદ મહોત્સવ.

## જ્યુબિલિ ગાન.

(લેખકઃ—ધીરજલાલ મગનલાલ દલાલ.)

### જય જય પ્રભો !

રળિયામણો આજનો મહોત્સવનો દિવસ !
રમણીય ઘટિકા ! રમણીય ! રમણીય !

દિવસ આજનો પ્રભવ્યો પ્રભુતાથી
સર્વ સૃષ્ટિ હાસ્યમાં પ્રકાશતી.

ગગન મણ્ડલે તેજસ્વી ભાનુનો દિવ્ય પ્રકાશ !
આનંદનો ઉજાશ

વર્ણવતાં કાવ્ય સુધા પણ પડતી મોળી
છતાં શબ્દ બ્રહ્મમાં નિરખીએ રસિકતા કંઇ અમોલી.

તારલાઓ છુપા છુપા કરતાં ડોકીયાં
પણ પ્રકાશમય તેજની વિરલતમાં ગુપ્ત અસ્તિત્વ પ્રકટતા !

પક્ષીઓ આનંદમાં કલ્લોલ કરતાં દૃષ્ટિગોચર થતા
એ પક્ષથી જન મન ધ્વાન્તને શું પરિહરતાં !

કૈંક અજ્ઞાનભક્ષ કરી જ્ઞાનનેજ પ્રસરાવતાં
કૈંક વૃક્ષ પર આનંદ કલ્લોલમાં સુહાવતાં !

નિજ મધુર ગાનથી આમ ગાનને પણ લજવતા
એ દૈવી શક્તિ જેના દૈવમાં તેજ અનુભવતા !

જનનીજ મુખ અરવિન્દ આનંદમાં ઝુકાવતા
સ્વાભાવિકી વૃત્તિવડે તે સહજ ધુનનમાં ઓપતાં

હરિ ! હરિ ! વદી નિજસંતોષના આન્દોલનમાં
પ્રભુ મહિમાનો સ્વાદ લેતાં હર્ષ વૃષ્ટિમાં શું સ્નાન કરતા !

વૃક્ષો રૂડાં નિજ હસિત વદને તેજમાં તેજસ્વિતાની વૃદ્ધિ
કરી, નિજ લખલખાટમાં શું નર્ત્તતાં

અક્ષિમાં આલ્હાદના સુપ્રકાશથી શું વિલસતાં
કૈંક નિજ હસ્તો વડે સ્વાગત મનોહર આપતાં !

વળી કૈંક શીત પવન ઢાળીને, પરાર્થમાં વળી મસ્તિમાં
બની મસ્તને, દિન ઉષ્ણતાને વિરમતા

સુમન જાણે સુમનથી મેમાનેજ વધાવતાં
નિજ વાસના સુવાસથી શું નાસિકાને તૃપ્તતાં !

ફલથી ઝુકીને કૈંક તો આવાગમનના હર્ષમાં
કરી સ્પર્શ શિરનો નિજ પ્રેમમાં આનન્દતાં !

સૃષ્ટિ સઘળી હસિત વદને આ સમાજને આકર્ષિને
પ્રભુ પ્રેમમાં કરી મગ્ન શું લગ્ન, અદ્વૈત જે
અખંડતાના શુદ્ધ સિદ્ધાન્તમાં તેમાંજ શું સંયોજતી !

## જુબીલી મોહોત્સવ, સ્વયંસેવકો—સન ૧૯૨૧.



૧ નટવરલાલ ૨ નટવરલાલ ૩ વામનલાલ ૪ મોહનલાલ ૫ કાંતીલાલ ૬ શાંતીલાલ
૭ છગનલાલ ૮ દામોદરદાશ ૯ મંગળદાસ ૧૦ છગનલાલ ૧૧ વરજીવનદાસ
૧૨ ચંદુલાલ ૧૩ રમણીકલાલ.

## જુબીલી મહોત્સવ, સ્વયંસેવિકા—સન ૧૯૨૧.



૧ ચંદ્રપ્રભા ૨ પ્રભાવતી ૩ કૃષ્ણમણી
૪ લીલાવતી ૫ ચંદ્રમણી ૬ રતનગવરી ૭ દેવકી
૮ રમણગવરી ૯ હીરાગવરી ૧૦ ધનસુખ ૧૧ જમનાબાઈ ૧૨ પુષ્પાવતી ૧૩ અંબાબાઈ ૧૪ લીલાવતી.

આવે પ્રસંગે આ સમાજે હર્ષના અંકુર તે
 રસિક સ્ત્રીને પુરૂષ, વળી બાળ બાળાના મનમાં શું ખિલિ રહ્યા !

વધાવો ! વધાવો ! હે સૃષ્ટિમાત !
 આ દિવ્ય મંડપ ધ્વજા પતાકાથી શોભી રહી

નિજ ભવ્યતાના ભાવમાં લોહચુમ્બકવત્
 કરી કાર્ય નિજનું આ મંત્રિતો, આકર્ષતો, આનંદતો, શું દીપતો !

ધન્ય ! ધન્ય ! આજે જયન્તિ મહોત્સવ ઉજવાય છે.
 વીતી ગઇ બાલકસ્થીતિ યૂવાનીમાં વિલસાય છે.

જે સમય વીત્યો તે વિષે જન સૂજ્ઞ ન કાંઇ વિચારતા
 હવે આધુનિકમાં ધીટતાથી મંડીનેજ નીહાળતા.

વિઘ્નો વિનિર્મૂળાં થયાં, પ્રયાસફળ આલોકીએ,
 કીરતાર કેરો પાઠ માનો કુદરત શીખવે તે શીખીએ.

ધીરા પડો વીરા અરે, મુજ કાર્યદક્ષ બની રહે
 ખંતથી ખોદાય પર્વત એજ સિધાન્તી કહે

અધ્યાત્મબલની જરૂર છે, વાગ્બલો શું કરી શકે ?
 માટે સુમિત્રો ધીરતાથી વીરતાથી મંડીને આગળ વધો,

ભાવી તણું હિત જાળવો, સુખ સંતતિનું જાળવો,
 જ્ઞાનાર્ણવે તરતા રહી કુસંપ જંપે ખાળવો.

માતવિદ્યા, દિવ્યશક્તિ ! કાંઇ નવીન ઘટના ત્હારી !

બાળાતણા શિક્ષણતણી જનને જરૂર અમાપ છે,
 અર્ધાંગના જો મૂર્ખતો નર અર્ધ અંગને શાપ છે;

નરનારીનો એક દેહ છે જેમ બ્રહ્મને શક્તિ ભળ્યાં
 અર્ધાંગ વાયુ થાય તો અંગો બધાંએ ગળિ ગયાં.

ધર્માર્થ કામને મોક્ષ એ, ચતુર વિધ સાધન વડાં
 મન કેળવાએ થાય છે, વિદ્યા વિના સહુ હિણાં.

ઉત્તમ પ્રસંગ આ શાખ પૂરે આ સમારંભની ભવ્યતા
 શુભ ચિન્હ દિસે ભાવિના અંતર સહૂના હર્ષદા;

ગૃહની વ્યવસ્થા સારી રીતે કેળવાયલીઓથી બને
 સીવણ ગુંથણને ભરત આદિ કાર્ય તે ઉત્તમ કરે,

બદલો અપાતો પરિતોષક કાર્યથી ઉત્તેજને
 બાળા પ્રસન્ન મુખે હસે એ હર્ષ ઉભરાતો મને.

માતા વદે બાળા પ્રતિ બનશો ચતુર સુખી થશો
 ભાવિતણો સંસાર સારો સુજનતા મિઠિ ચાખશો.

કાર્ય સુકાન હંકારવું ભરદરિએ છે તમારે હાથે
 છે સહાય શ્રી વરનીતો વિજય સર્વદા સાથે.

બાળા બાળાને સમીતિ શૂભ આશિષ દઇ કહે
 સન્માર્ગમાં વિચરો સદા જેથી જીવન સાર્થક વહે.

સમાજ આ પ્રભુ પ્રાર્થીને, માગે સુસંપની ભેટને
 સાહિત્ય બુદ્ધિ પ્રકાશમય કર જીવન સુખમય તુજ કૃપે !

---

# સુરતી દશા પોરવાડ હિતેચ્છુ સભાનો મુંબઇ ખાતે થયેલા સીલ્વર જુબિલી મહોત્સવનો રીપોર્ટ.

(લેખક-વરજીવનદાસ લલ્લુભાઇ દમણીઆ તથા છગનલાલ ભાઇદાસ નાણાવટી, જો. સેક્રેટરીઓ.)

સુરતી દશા પોરવાડ હિતેચ્છુ સભા સ્થપાયાને પચીસ વર્ષ પૂર્ણ થયાં હોવાથી સભાનો સીલ્વર જુબિલી મહોત્સવ ઉજવવા માટે સભાની સાધારણ બેઠકમાં નક્કી કરવામાં આવ્યું હતું અને તેને અનુસરીને ઉપરોક્ત મહોત્સવ જ્ઞાતિના કેળવાયલા અને સંભાવિત ગૃહસ્થોની આગેવાની હેઠળ મુંબઇ અને સુરતમાં ઉજવવામાં આવ્યો હતો. સુરતમાં થએલા મહોત્સવનો રીપોર્ટ છુટો આપવામાં આવ્યો છે. આ મહોત્સવ માટે સભાસદો તથા અન્ય ગ્રહસ્થો તરફથી મોટી રકમ ભેટ મળી હતી, જેની ટીપ પરિશિષ્ટમાં આપવામાં આવી છે. જુબિલી મહોત્સવમાં શું શું કાર્યો કરવાના છે તે તથા હરિફાઇ માટે મંગાવવામાં આવેલા નિબંધોના વિષયો તથા સ્ત્રી વર્ગમાં સંસારોપયોગી ભરત, ગુંથણ વિગેરે તથા પાક કલાના નમુના મંગાવવામાં આવ્યા હતા તેની સમજુતી આપનારા હસ્તપત્રો મહોત્સવના બે મહીના પહેલેથી મુંબઇ અને સુરતમાં છપાવી વહેંચવામાં આવ્યા હતા, તેમજ દરેક કાર્ય સંતોષકારક રીતે થાય તે માટે કાર્યદક્ષ અને ઉત્સાહિ પુરૂષો તથા સ્ત્રીઓની જુદી જુદી કમીટીઓ નીમવામાં આવી હતી.

સમારંભની શરૂઆત જુનિયર (નહાની વયના) અને સીનીયર (મોટી વયના) રમનારાઓની ક્રીકેટ મેચોથી કરવામાં આવી હતી. જુનિયર મેચ વિલ્સન કોલેજ જીમખાના ગ્રાઉંડ ઉપર શનીવાર તા. ૮ મી જાન્યુઆરી ૧૯૨૧ ને દીને રમાડવામાં આવી હતી. આ મેચ નિહાળવાને જ્ઞાતિના ઘણા પ્રતિષ્ઠિત ગૃહસ્થો હાજર રહ્યા હતા. સીનીયર મેચ રવીવાર તા. ૯ મી જાન્યુઆરીને દીવસે હિંદુ જીમખાના ગ્રાઉંડ ઉપર રમાડવામાં આવી હતી. આ વખતે સ્ત્રી પ્રેક્ષકો માટે ખાસ તંબુ નાંખવામાં આવ્યો હતો. મેચ જોવાને સવારથીજ જ્ઞાતિના સ્ત્રી પુરૂષો આવવા માંડયા હતા, અને બપોર સુધીમાં તો તેમની સંખ્યા ઘણી મોટી થઇ હતી. મેચમાં રમનારાઓએ ઘણા ઉમંગથી ભાગ લીધો હતો અને તેઓ તરફથી રમતમાં ઘણો સારો દેખાવ કરવામાં આવ્યો હતો. ક્રીકેટની રમતમાં પ્રવિણતા બતાવવા માટે નીચે પ્રમાણે ચાંદો તથા ઈનામો આપવામાં આવ્યા હતા:—સીનીયર ટીમમાં બેટીંગનું ઇનામ નવનીતલાલ ભોગીલાલ દમણીઆને તથા બોલીંગનું ઇનામ ચીમનલાલ મગનલાલ રાણાને આપવામાં આવ્યું હતું. જુનીઅર ટીમમાં બેટીંગનું ઇનામ રમણીકલાલ હરીલાલ મોદીને તથા બોલીંગનું ઇનામ એસ. એન. મહેતાને આપવામાં આવ્યું હતું; તે ઉપરાંત જનરલ પ્રોફીશીઅન્સી માટે વરજીવનદાસ ત્રીભુવનદાસ શાહને ઇનામ આપવામાં આવ્યું હતું. આ ટીમમાં ભાગ લેવા માટે અને એક બાજુની ટીમની કેપ્ટનશીપ લેવા માટે રા. રા. ચીમનલાલ ડાહ્યાભાઇ વકીલે ખાસ સુરતથી આવી આનંદમાં વધારો કર્યો હતો. સીનીયર ટીમનો ફોટો લેવામાં આવ્યો હતો જે આ પુસ્તકમાં આપવામાં આવ્યો છે.

ન્યાતિ લાભના કેટલાક વિષયો ઉપર અને ખાસ કરીને સ્ત્રીઉપયોગી વિષયો ઉપર પુરૂષો તેમજ સ્ત્રીઓ પાસેથી હરિફાઇ માટે નિબંધો અને લખાણો મંગાવવામાં આવ્યા હતા તેમાં સ્ત્રી તેમજ પુરૂષ વર્ગે ઉલટથી ભાગ લીધો હતો અને મોટી સંખ્યામાં નિબંધો મળ્યા હતા. એ નિબંધો તપાસી મોટી તેમજ નાની વયના પુરૂષ અને સ્ત્રીઓના ચાર વિભાગ પાડી નીચે જણાવેલા આસામીઓના નિબંધો ઇનામને લાયક જાહેર કરવામાં આવ્યા હતા. રા. રા. છગનલાલ માણેકલાલ ત્રીજોરીવાલા, ચુનીલાલ મોતીલાલ દલાલ, સૌ. જમનાબાઇ મંગળદાસ મહેતા, રતનગવરી ઇશ્વરલાલ દમણીઆ તથા ચંદ્રમણી મંગળદાશ ખાનવજીર. તે ઉપરાંત બાળકો તથા બાળકીઓને પણ સારા નિબંધો લખવા માટે ઇનામો આપવામાં આવ્યાં હતાં.

રા. છગનલાલ માણેકલાલે તથા નવનીતલાલ ભોગીલાલે પોતાનું ઇનામ ન લેતાં તે ઇનામનો ઉપયોગ સુરતના મેલાવડામાં કરવા માટે પાછા આપ્યાં હતાં. સૌ. જમનાબાઇ મંગળદાસે પોતાના ઇનામની રકમ સભાને નામે સુરતની સ્વઃ મણીલાલ લાયબ્રેરીમાં સ્ત્રીઉપયોગી ચોપાનીઉં એક વર્ષ માટે મંગાવવાને સભાને અર્પણ કરી હતી. એ ઉપરાંત સ્ત્રીવર્ગ પાસે સંસારોપયોગી હુન્નરકળાનાં જેવાં કે સીવણ, ગુંથણ, ભરત, ચિત્રકામ, ફેન્સીવર્ક તથા પાકશાસ્ત્રના નમુનાઓ હરિફાઇ માટે મગાવવામાં આવ્યા હતા. આ હરિફાઇમાં ઉત્તમ કારીગીરીવાળા તથા બનાવનારની પ્રવિણતાનો સારો ખ્યાલ આપનારા સેંકડો નમુનાઓ રજુ કરવામાં આવ્યા હતા અને "મોરાર બાગના" હૉલમાં વર્ગવાર સુંદર રીતે રચીને પ્રદર્શન રૂપે ગોઠવવામાં આવ્યા હતા. આ પ્રદર્શન જાહેર પ્રજાને જોવા માટે બે દિવસ ખુલ્લું રાખવામાં આવ્યું હતું તેનો લાભ ન્યાત પરન્યાતનાં સંખ્યાબંધ સ્ત્રી પુરૂષોએ લીધો હતો અને નમુનાઓ પ્રસંશા પામ્યા હતા. આ નમુનાઓ તપાસવા માટે સ્વતંત્ર કમીટીઓ નીમવામાં આવી હતી. ભરત, ગુંથણ વીગેરે કળામાં પ્રવિણ ત્રણ પારસી તથા એક ખ્રીસ્તી બાઇની એક કમીટી નીમવામાં આવી હતી. તેમણે લાંબો વખત સુધી તસ્દી લઇ બારીકીથી નમુના તપાસી નીચે જણાવેલી સ્ત્રીઓના નમુના ચાંદા વિગેરે ઇનામો માટે લાયક ઠરાવ્યા હતાં: (૧) ગં. સ્વ. ધનસુખગવરી રામદાસ ડોકટર, (૨) ગં. સ્વ. લીલાવંતી કંચનલાલ તોલાટ, (૩) ગં. સ્વ. તારાબાઇ ભુખણદાસ (૪) ગં. સ્વ. ચંદાબ્હેન ચુનીલાલ કાપડીઆ, (૫) સૌ. દેવકી વામનલાલ તોલાટ, (૬) સૌ. પદમાવતી ચીમનલાલ કલાર્ક, (૭) સૌ. રમણગવરી મોહનલાલ નાણાવટી, (૮) સૌ. જમનાબાઇ મંગળદાસ મહેતા, (૯) સૌ. લીલાવંતી પરશોત્તમદાસ મહેતા, (૧૦) સૌ. રતનગૌરી ઇશ્વરલાલ દમણીયા તથા (૧૧) લીલાવંતી ચંપકલાલ કીલ્લાવાલા. આ ઉપરાંત બાળાઓને પણ ઉત્તમ કારીગીરી માટે યોગ્ય ઇનામો આપવામાં આવ્યાં હતાં.

પાકશાસ્ત્રના નમુના તપાસવા માટે એ કાર્યમાં સ્ત્રી કમીટીને દોરવવા માટે એક વયોવૃદ્ધ ગ્રહસ્થની નીમણુંક કરવામાં આવી હતી. તેમના નિર્ણય પ્રમાણે નીચે જણાવેલી સ્ત્રીઓ ઇનામને લાયક ઠર્યાં હતાં. સૌ. જમનાબાઇ મંગળદાસ મહેતા, સૌ. જમનાબાઇ ત્રીભુવનદાસ ગાલવી, સૌ. હીરાગૌરી ધીરજલાલ ટ્રેઝરર, સૌ. રતનગૌરી ઇશ્વરલાલ દમણીઆ, ગં. સ્વ. પુષ્પાવતી રંગીલદાસ પારેખ.

સૌ. જમનાબાઇ મંગળદાસે પોતાનું ઇનામ ન લેતા તે ઇનામની રકમ જે બાળાઓએ પુષ્કળ શ્રમ લઈ સુંદર ગરબાઓ તૈયાર કર્યા હતા અને બન્ને દીવસ મોડી રાત સુધી પ્રેક્ષકોને આનંદ આપ્યો હતો તેમને સભાના નામથી લ્હેણી આપવા સભાને પાછી આપી હતી. એજ બાઇએ તથા સૌ. જમનાબાઇ માલવીએ પાકશાસ્ત્રના પોતાના ઇનામો સુરતના મેલાવડામાં ઇનામો આપવા માટે પાછા આપ્યા હતા. ઇનામો ઉપરાંત નમુના મુકનાર દરેક બાઇ તથા બાળકીને ચાંદીની સુંદર દાબડીઓ ભેટ આપવામાં આવી હતી.

આ મહોત્સવ પ્રસંગે જ્ઞાતિની બાળાઓ તથા વિદ્યાર્થીઓ તરફથી અંગ્રેજી, ગુજરાતી અને સંસ્કૃતમાં સંવાદો, ભાષણો તથા સંગીતની હરિફાઇ કરવા માટે મોટી સંખ્યામાં અરજીઓ આવી હતી. હરિફાઇ શુક્રવાર તા૦ ૧૪ મી તથા શનીવાર તા૦ ૧૫ મી જાન્યુઆરીને દિવસે રાત્રે ૮ ( સ્ટા. ટા. ) કલાકે જ્ઞાતિના મેલાવડા સમક્ષ પરિક્ષક કમીટી નીમી કરવામાં આવી હતી. વિદ્યાર્થી તથા બાળાઓ તરફથી સુંદર અભિનય-વકતૃત્વ તથા નૈતિક ભાવ પ્રદર્શક નાટય પ્રયોગો, તૈયાર કરેલા ખાસ સ્ટેજ ઉપર રજુ કરવામાં આવ્યા હતા. આ પ્રયોગો પાછળ ધન તથા શ્રમનો ઘણો વ્યય કરેલો હોવાથી તથા સંગીત શિક્ષકની ચાલુ મહેનતને પરિણામે મુંબઇ તથા સુરતમાં પ્રેક્ષકોને ઘણાજ પસંદ પડયા હતા. હાસ્યરસમાં બટુક રમણીકલાલ જેકીસનદાસ વેપારી, ધીરજલાલ મગનલાલ દલાલ તથા રમણીકલાલ રંગીલદાસ તોલાટે સભાસદોને ઘણો આનંદ તથા ગમત આપ્યા હતા. ભાઇ રમણીકલાલ જેકીસનદાસને ભાટના પાર્ટ માટે રા. જેકીસનદાસ મોરારભાઇ તરફથી સુંદર ચાંદીના વાઝનું ખાસ ઇનામ આપવામાં આવ્યું હતું અને પ્રમુખ સાહેબ તરફથી ખાસ વખાણ થયાં હતાં. બાળાઓમાં કુમારિકા કૃષ્ણમણી છોટાલાલ, ચંદ્રપ્રભા નાથાલાલ, પ્રભાવતિ રંગીલદાસ, શારદા ધીરજલાલ ટ્રેઝરર તથા ઇંદીરા નાથાલાલે ઉત્તમ દેખાવ કર્યો હતો અને પ્રેક્ષકો તરફથી તેમની પ્રસંશા કરવામાં આવી હતી. પ્રસંગને અનુસરતો ખાસ તૈયાર કરેલો ગરબો લોકોને ઘણો પસંદ પડયો હતો અને ગરબામાં ભાગ લેનાર બાળાઓમાં ખાસ લહેણી કરવામાં આવી હતી. નાટય પ્રયોગોના સ્ટેજ માટે રા. ઇશ્વરલાલ દમણીઆએ વગર ખર્ચે વિજળીની બત્તીનો શણગાર કર્યો હતો. સંવાદો તેમજ સંગીતો પ્રેક્ષકોને ઘણાજ મનોરંજક, આનંદદાયક અને બોધદાયક થઇ પડયાં હતાં અને બન્ને દિવસોએ મોડી રાત સુધી બેસી તેઓએ શ્રવણ કર્યાં હતાં. આ હરિફાઇમાં મોટી સંખ્યામાં ઇનામો આપવામાં આવ્યા હતા જેની ટીપ સ્થળાભાવને લીધે અત્રે આપી શકતા નથી.

રવીવાર તા૦ ૧૬ મી જાન્યુઆરી "જ્યુબિલી" દિવસ તરીકે ઉજવવામાં આવ્યો હતો. એ દિવસના સુવર્ણમય પ્રભાતે જ્ઞાતિનાં આબાલ વૃદ્ધ સ્ત્રી પુરૂષોનો ફોટોગ્રાફ માધવબાગમાં લેવામાં આવ્યો હતો જે આ પુસ્તકમાં અન્ય સ્થળે આપવામાં આવ્યો છે. ફોટોગ્રાફ લેવાયા બાદ સર્વે એક વરઘોડાના રૂપે મોરાર બાગ તરફ આવ્યા હતા. આ પ્રસંગે મોરાર બાગ ઘણીજ ઉત્તમ રીતે શણગારવામાં આવ્યો હતો. અહીં આ કન્યાઓ તેમજ વિદ્યાર્થી વર્ગ તરફથી ચિત્તાકર્ષક તથા રમુજી રમત ગમતો કરવામાં ઘણો સમય ગાળવામાં આવ્યો હતો. મધ્યાન્હે જ્ઞાતિનું પ્રીતિભોજન કરવામાં આવ્યું હતું જેમાં હાજર રહેલા સર્વે જ્ઞાતિજનોએ ભાગ લીધો હતો. સાંજના એક દબદબાભર્યો મેલાવડો મુંબઇ ઇલાકાના અમાત્ય ( મીનીસ્ટર ) ઓ. મી. ચુનીલાલ વીજભુખણદાસ

મહેતાના પ્રમુખપણા હેઠળ મોરારબાગમાં કરવામાં આવ્યો હતો. મેલાવડામાં ન્યાત પરન્યાતના ઘણા પ્રતિષ્ઠિત ગૃહસ્થો તથા સન્નારીઓએ હાજરી આપી હતી અને મોરારબાગના ઉપલા માળનો મોટો વરંડો પ્રેક્ષકોથી ચીકાર થયો હતો. મેલાવડાનું કામકાજ શરૂ થતાં બાળાઓ તથા વિદ્યાર્થીઓ તરફથી ઇશ્વર સ્તુતિ અને કેટલાક સંવાદો કરવામાં આવ્યા હતા. સેક્રેટરી રા૦ રા૦ વરજીવનદાસ લલ્લુભાઇ દમણીઆ તરફથી સભાનો પચ્ચિસ વર્ષનો સંક્ષિપ્ત ઇતિહાસ રજુ કરવામાં આવ્યો હતો અને તેમાં સભા તરફથી ન્યાતની ઉન્નતિનાં જે જે કાર્યો કરવામાં આવે છે તથા મુખ્યત્વે કરીને જ્ઞાતિની શારિરીક, માનસિક, નૈતિક અને ધાર્મિક કેલવણી અને સુધારા માટે જે જે પ્રયાસો કરવામાં આવે છે તેનું ટુંકમાં વર્ણન કર્યું હતું. સેક્રેટરી રા૦ રા૦ છગનલાલ ભાઇદાસ નાણાવટીએ મહોત્સવને અંગે થયેલી જુદી જુદી હરિફાઇઓનો રીપોર્ટ વાંચી સંભાળાવતાં આ કાર્ય ઘણીજ સુખશાંતીથી પસાર થયું હતું અને તેમાં જ્ઞાતિજનોએ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો તે માટે સર્વેનો ઉપકાર માન્યો હતો. સભાના પ્રમુખ રા૦ રા૦ ત્રિભુવનદાસ નરોત્તમદાસ માલવી કેટલાક વર્ષો થયાં સભાના પ્રમુખ દાખલ સભાના ઉદ્દેશો પાર પાડવા તેમજ ન્યાતિની ઉન્નતિ માટેનાં કાર્યો તન, મન અને ધનથી બજાવતા રહે છે, તેમની પીછાનમાં, અને તેમનાં આ કાર્યની ભવિષ્યની પ્રજા ઉપર સતત્ એવાજ કામમાં-સમાજ સેવામાં તત્પર રહેવા ન ભુલાય અને ન ભુસાય એવી છાપ પાડવા માટે, તેમજ સભાના વિદ્યાપ્રસારક, સંસાર સુધારક, ધર્મનીતિ વર્ધક અને શરીર રક્ષક પ્રયાસો તથા ધ્યેયના પ્રત્યક્ષ ચિત્ર દાખલ, તથા જુબિલી મહોત્સવના સ્મારક દાખલ રા. માલવીની સુંદર રંગીન તસ્વીર ચીત્રાવી મેલાવડાના પ્રમુખને હસ્તે હાજર રહેલા જ્ઞાતિ તથા અન્ય જનોના ખુશાલીના પોકારો વચ્ચે ખુલ્લી મુકવામાં આવી હતી. પ્રમુખ પત્નિ સૌ. તારાગૌરી ચુનીલાલ મહેતાએ જુદી જુદી હરિફાઇમાં વિજયી નીવડેલાં સ્ત્રી તથા પુરૂષ ઉમેદવારોને ઇનામો વહેંચી આપ્યા હતા.

રા. રા. માલવીએ પોતાના તરફ બતાવેલી લાગણી માટે ઉપકાર માની સભા તથા ન્યાત તરફથી થયેલા તથા થવા જોઇતા કાર્ય ઉપર વિવેચન કરી સર્વે વણીકો એક બીજાના સમાગમમાં આવે તે માટે વણીક મંડળ ઉભું કરવા ઇચ્છા બતાવી અને પ્રમુખ તથા સર ગોકળદાસ જેવા આગેવાનોની સહાય માંગી હતી, તેનો સર ગોકળદાસ તરફથી પ્રત્યુત્તર મળ્યા બાદ પ્રમુખ ડૉ૦ મી૦ ચુનીલાલ વ્રીજભુખણદાસ મહેતાએ સભાએ ઉપાડેલાં કામ માટે સંતોષ બતાવી જુબિલી મહોત્સવ ફતેહમંદીથી પાર ઉતાર્યો તે માટે અધિકારીઓને સાબાશી આપી હતી તથા વણીક મંડળની સુચનાને ટેકો આપ્યો હતો. પ્રમુખનો ઉપકાર માની મેળાવડો વિસર્જન થયો હતો.

ઉપરોક્ત મેલાવડો થયા બાદ એક પખવાડીયા પછી જુબિલી પ્રસંગે થયેલી વિધ વિધ હરિફાઇમાં ભાગ લેનાર કેટલાએક સ્ત્રી તેમજ પુરૂષ ઉમેદવારોને પહેલા મેલાવડામાં સમયસંકોચને લીધે ઇનામો આપવાના બાકી રહ્યાં હતાં તે વહેંચી આપવાને ખાસ બીજો મેલાવડો રા. રા. રા. ત્રિભુવનદાસ નરોત્તમદાસ માલવીના પ્રમુખપણા હેઠળ કરવામાં આવ્યો હતો. પ્રસંગાનુસાર બાળાઓ તેમજ વિદ્યાર્થીઓ તરફથી સંગીત તથા સંવાદો રજુ કરવામાં આવ્યા હતા. પ્રમુખને હસ્તે ઇનામો વહેંચાયા બાદ સ્ત્રીઓ તરફથી ગં૦ સ્વ૦ લીલાવતી કંચનલાલ લોલાટ, સૌ૦ રતનગૌરી ઇશ્વરલાલ દમણીઆ તથા

સૌ૦ ચંપાબાઇ છગનલાલે જુબિલીના સ્મારક દાખલ એક સ્ત્રી મંડળ સ્થાપવાનો આગ્રહ કર્યો હતો અને તેના ફાયદા ઉપર અસરકારક વિવેચન કર્યું હતું. આ મંડળની આવશ્યકતા ઉપર ભાર મુકીને પ્રમુખ સાહેબે જણાવ્યું હતું કે આવા મંડળને સ્થાપવું તેમજ પોષવું એ દરેક જ્ઞાતિબંધુની પવિત્ર ફરજ છે અને પોતે યથાશક્તિ સહાયતા આપવાની ઇચ્છા દર્શાવી હતી. ન્યાતિ લાભની અન્ય બાબતો ઉપર વિવેચન થયા બાદ પ્રમુખનો ઉપકાર માની મેલાવડો વિસર્જન થયો હતો. જુબિલી મહોત્સવ મોટા ઠાઠમાઠ તથા આનંદમાં પસાર થાય તે માટે ન્યાતના તથા સભાના સભ્યો, સ્ત્રી વર્ગ તથા વિદ્યાર્થી વર્ગ તરફથી એક સરખો ઉત્સાહ અને શ્રમ લેવામાં આવ્યાં હતાં. ન્યાતી ભાઇઓએ મહોત્સવના ખર્ચ માટે ઉદાર દીલથી રૂપીઆ પાંચ હજાર જેટલી મોટી રકમ કહાડી આપી હતી. સ્વ. કરશનદાસ ભગવાનદાસના સ્મરણાર્થે તેમના પુત્રો તરફથી જુબિલી માટે ખાસ ચાંદીના કોતરાવેલાં ચાંદો મોટી મહેનત લઇ ઘણાજ ટુંક સમયમાં તૈયાર કરાવી ભેટ આપ્યા હતા. વૃદ્ધ, યુવાન અને બાળક સ્ત્રી પુરૂષોએ મોડી રાત સુધી પ્રસંગો પ્રસંગ પધારી સભાના કામમાં સહાનુભૂતી બતાવી હતી તથા મોટી સંખ્યામાં કાર્ય કરનારાઓએ પ્રેમથી એક બીજાના ગુણ સમજી, અવગુણ કે ભુલો તરફ આંખ વિચામણ કરી, નિખાલસ મનથી પરસ્પર સહાય કરી સભાના કાર્યને યશસ્વી રીતે ઉકેલી આપ્યું તે માટે સભા સર્વેનો–સુરત તથા મુંબઇના સહાયકોનો અંત:કરણપૂર્વક આભાર પ્રદર્શીત કરે છે. ન્યાત તડોને લીધે જે વખતે ન્યાતીજનોમાં વિખવાદ, કુસંપ, સંશય અને ભિન્ન ભેદ હતા તેવા વિકટ સમયમાં સ્થાપવામાં આવેલી સભાએ પચ્ચિશ વર્ષમાં ઉન્નતિના જે કાર્યો કર્યાં તે તથા સંપની વૃદ્ધિ કરવા સતત્ પ્રયાસો કર્યા તેનો આ મહોત્સવ પ્રત્યક્ષ અનુભવ કરાવતો હતો. આ યશ, સંપ તથા સફળતા માટે તથા ખાસ કરીને કેલવણી ફંડમાં જે મહોટી રકમ ભરાઇ છે તે માટે તથા અન્ય પ્રભુ કૃપા માટે સભા પાડ માની એથી અધિક કૃપાની વૃષ્ટિ કરવા પ્રભૂની તથા ન્યાતી જનોની યાચના કરે છે.

---

ॐ

# સુરતી દશા પોરવાડ હિતેચ્છુ સભાનો સુરત ખાતે થયેલા સીલ્વર જુબિલી મહોત્સવનો રીપોર્ટ.

(લેખકઃ—ગમનલાલ ગુલાબદાસ વકીલવાળા તથા દેવીદાસ મગનલાલ દલાલ.)

સુરતી દશા પોરવાડ હિતેચ્છુ સભાના ઠરાવને અનુસરીને સુરત ખાતે ઉપરોક્ત સભાનો સીલ્વર જુબીલી મહોત્સવ તા૦ ૨૩ મી જાનેવારી ૧૯૨૧ ને દીને રાખવામાં આવ્યો હતો.

મહોત્સવ સંપૂર્ણ રીતે ફતેહમંદ થાય તેવા ઉદ્દેશથી સુરતની કમિટીના કાર્યવાહકોએ એક રસમય અને સમયાનુસાર અત્યુત્તમ પ્રોગ્રામ ઘડી કાઢયો હતો. આ મહોત્સવ ઉજવવાનું કારણ, ઉપરોક્ત સભાની જીવનક્રાંતિ ફેરવાઇ છે એટલે બાલ્યાવસ્થાના બાલભાવ છોડીને એ સંસ્થાએ તરૂણાવસ્થામાં પ્રવેશ કીધો છે, એવા અગત્યના સમયને એક મહાન સમારંભદ્વારા જ્ઞાતિ તેમજ અન્ય જનોની દષ્ટીએ તેનું ધ્યેય, લક્ષ્યબિંદુ અને ભાવિ ઉદ્દેશો ઇત્યાદિ, લાવવા એક યોગ્ય સ્મરણીય ઉત્સવ તરીકે ઉજવવાની આવશ્યકતા જણાઇ હતી.

કાર્યક્રમાનુસાર પ્રથમ તા૦ ૨૨ મી એ મુંબઇ તેમજ સુરતના નાની વયના યુવકોમાં એક ક્રિકેટ મેચની હરિફાઇ ગોઠવવામાં આવી હતી. આ મેચને માટે પારસી ઓર્ફનેજની સામે આવેલો કુશાદે પ્લોટ પસંદ કરવામાં આવ્યો હતો. જ્ઞાતિનાં સ્ત્રીપુરૂષો તથા નાના બાળકો સારી સંખ્યામાં પધાર્યાં હતાં. તેમને સગવડથી બેસવા માટે મોટો ખર્ચ કરી મંડપ ઉભો કરવામાં આવ્યો હતો. સ્ત્રી વર્ગ તરફથી આ રમત નિહાળવામાં તથા સમજવા માટે મોટો ઉમંગ બતાવવામાં આવ્યો હતો. મેચનું કાર્ય ખતમ થતાં રમનાર યુવકોનો એક ગ્રુપ ફોટો લેવડાવવામાં આવ્યો હતો જે આ પુસ્તકમાં અન્ય સ્થળે આપવામાં આવ્યો છે. સભાની સુરત કમીટીના એક સભ્ય રા. ચીમનલાલ ડાહ્યાભાઇ ક્લાર્ક તરફથી રમનારાઓને પાર્ટી આપવામાં આવી હતી. એ પ્રમાણે તા૦ ૨૨ મી જાનેવારી ૧૯૨૧ નો દિવસ જ્ઞાતિનાં સ્ત્રી, પુરૂષ તેમજ બાળકોએ ઘણા આનંદમાં ગાળ્યો હતો અને ઉઘાડી સ્વચ્છ હવામાં કસરત કરવાથી કેવા શારીરિક ફાયદા થાય છે અને આરોગ્ય કેમ જળવાય છે એ વિષેની તેમના મન ઉપર ઉત્તમ સચોટ છાપ પડી હતી.

તા૦ ૨૨ મી જાનેવારી ૧૯૨૧ ની સાંજ તેમજ રાત્રિનો સમય જ્ઞાતિયુવકો અને બાળાઓના ભિન્ન ભિન્ન વિષયો જેવા કે ભાષણ, સંવાદ, કથન, સંગીત અને ગીતા મુખપાઠ વિગેરેની હરિફાઇની પરિક્ષા માટે રાખવામાં આવ્યો હતો અને કાર્યક્રમ એક સરખો આનંદભેર મોડી રાત્રીના એક વાગ્યા સુધી ચાલ્યો હતો. મુંબઇથી આ પ્રસંગે સભાના માન્યવર પ્રમુખ શે૦ રા૦ ત્રિભુવનદાસ નરોત્તમદાસ માલવી અને અન્ય કાર્યવાહકો તેમજ અન્ય જ્ઞાતિબંધુઓ સારી સંખ્યામાંઆવી પહોંચ્યા હતા. દયાળ માલવીની વાડી તથા હોલને ઘણીજ સુશોભિત રીતે શણગારવામાં આવ્યો હતો. રાત્રીનો ઠંડીનો વખત હોવા છતાં, સ્ત્રી, પુરૂષો અને બાળકો ઘણી મોટી સંખ્યામાં પધાર્યાં હતાં અને આ કાર્ય તરફ સંપૂર્ણ સહાનુભૂતિ તથા ઉત્સાહ દર્શાવી આપ્યો હતો.

સંવાદ વીગેરેની હરિફાઇ પુરી થયા પછી યુવાન વિદ્યાર્થી તથા કુમારિકા તરફથી નૈતિક તથા ધાર્મિક વૃત્તિની સુંદર છાપ પડે તેવા નાટ્ય પ્રયોગો સંગીત સાથે રજુ કરવામાં આવ્યા હતા, તે પ્રેક્ષક જનોને ઘણાજ પસંદ પડયા હતા અને બીજે દિવસે ઇનામના મેલાવડામાં પણ તેમાંના કેટલાએક રસમય અને હાસ્યજનક ભાગ પાછા ભજવવા માટે આગ્રહ કરવામાં આવ્યો હતો.

આ મહોત્સવને અંગે જ્ઞાતિની કન્યાઓ તથા સ્ત્રીઓ પાસે કળા કૌશલ્ય, ભરત, ગુંથણ, ચિત્રકામ, ફેન્સી વર્કસ વિગેરેના નમુનાઓ ખાસ તૈયાર કરાવી પ્રદર્શનના રૂપમાં માલવીની વાડીમાં અલાહેદા હોલમાં સ્ટોલ (દુકાનો) ની ઢબ પર ગોઠવવામાં આવ્યા હતા. મુંબઇ ખાતેથી પણ સારી સંખ્યામાં નમુનાઓ આવી પહોંચ્યા હતા.

તા૦ ૨૩ મી જાનેવારી ૧૯૨૧ ને રવીવારનાં મંગળમય પ્રભાતમાં સર્વે સ્ત્રી પુરૂષો તથા યુવક વર્ગ પાછા ઠરાવેલા પ્રોગ્રામને અનુસરીને સાત વાગતામાં એકત્ર તસ્વીર પડાવવા માટે પારસી ઓર્ફનેજ પાસે એકઠા થયાં હતાં અને ત્યાં વખતસર તસ્વીર લેવામાં આવી હતી જે આ પુસ્તકમાં અન્ય સ્થળે આપવામાં આવી છે. આ કાર્ય ખતમ થતાં બાળા બાળકો તથા યુવકોની રમતગમ્મતની હરિફાઇ કરવામાં આવી હતી. રમતગમતનો ક્રમ ઘણોજ રસપૂર્ણ થઇ પડયો હતો અને દરેક રમતગમતમાં ૨૦ થી ૨૫ ઉમેદવારોએ ઉમેદવારી કરી હતી. ખાસ નક્કી કરેલાં ઇનામો ઉપરાંત ઉમેદવારીનું પ્રમાણ વધી ગયેલું હોવાથી વધુ ઇનામો કમીટી તરફથી આપવામાં આવ્યાં હતાં.

મધ્યાન્હે માલવીની જમણવારની વાડીમાં જ્ઞાતિ સમસ્તનું પ્રીતિ ભોજન થયું હતું અને તેમાં પણ સહુ અત્યંત ઉલટભેર સામેલ થયાં હતાં. પ્રસંગ ઘણો અવર્ણનીય હતો અને કાર્યવાહકોનો આ પ્રસંગનો પરિશ્રમ તથા તેઓની ધામધુમ, સ્ત્રી તથા બાળકોનો મધુર કિલકિલાટ એ સર્વે આકર્ષક હતાં. જમણ પછી એક બાહોશ ગવૈયા પાસે પ્રસંગાનુસાર ઇશ્વર ભજન વીગેરેનું સુંદર સંગીત રાખવામાં આવ્યું હતું.

સંધ્યાકાળે સહુથી અગત્યનો–મેલાવડાનો ક્રમ રાખવામાં આવ્યો હતો. મેલાવડાનું પ્રમુખસ્થાન સુરતના ડીસ્ટ્રીક્ટ જડજ રા. રા. ચીમનલાલ એન. મહેતાએ સ્વીકાર્યું હતું. પ્રથમ ઇશ્વર સ્તવન, આવકારનાં ગીત અને કેટલાંક ઉત્તમ સંવાદો બાળકો તથા બાળકીઓ તરફથી રજુકરવામાં આવ્યા હતા. ત્યાર બાદ સભાનો સંક્ષિપ્ત ઇતિહાસ જેમાં સદગત રા. રા. ચુનીલાલ ઘેલાભાઇ શાહ તથા મરહુમ મણિલાલ લાલભાઇ મોદીના અવસાનથી ગયેલી સભાને ન પુરાય એવી ખોટ વિગેરે ઉપર વિવેચન કરવામાં આવ્યું હતું. રીપોર્ટ સુરત કમીટીના સેક્રેટરી રા. રા. ગમનલાલ ગુલાબદાસ વકીલવાળાએ વાંચી સંભળાવ્યો હતો. તથા જોડીઆ સેક્રેટરી દેવીદાસ મગનલાલ દલાલે મહોત્સવને અંગે થયેલી જુદી જુદી હરિફાઇઓનો રિપોર્ટ વાંચી સંભળાવ્યો હતો તથા સીલ્વર જુબીલીના સ્મારકમાં જ્ઞાતિના યુવકો માટે એક વ્યાયામશાળા સ્થાપવાની અગત્યતા ઉપર વિવેચન કર્યું હતું. એમણે જ્ઞાતિમાં હુન્નર, ઉદ્યોગ અને વેપારી કેળવણી ફેલાવવી જોઇએ તે ઉપર ભાર મુકતાં કહ્યું હતું કે હવે પછીના સમયમાં સભાનું ભાવિ લક્ષ્યબિંદુ એ કેળવણીના વિકાસ પ્રત્યે હોવું જોઇએ. આ વિવેચન પછી સુરત ખાતે થયેલા ભાષણ–કથન–સંવાદ–ગીતાપાઠ વીગેરેમાં ભાગ લેનારા



જુબીલી મહોત્સવ. સુરત-ક્રીકેટ ટીમ. સન ૧૯૨૧.

સુરતના બાળા અને યુવકોએ ટુંક વખતમાં શ્રમ લઇને કરેલા પાઠો માટે દરેક ઉમેદવારને ઇનામ આપવામાં આવ્યા હતા. તેમજ કળા કૌશલ્યના નમુનાઓ માટે બાળક તેમજ મોટી ઉમ્મરની સ્ત્રીઓને પણ ઇનામો આપવામાં આવ્યાં હતાં.

નાની છોકરીઓને ઉત્તેજન મળે તેટલા માટે ગરબા રાખવામાં આવ્યા હતા અને પવાલાંની લહેણી કરવામાં આવી હતી. જ્ઞાતિસમૂહ તરફથી પણ આ પ્રસંગે સભા તરફ ભાવ બતાવી તેના કાર્યને આવકારદાયક ગણી સભાના કાર્ય પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા મહોત્સવ ફંડમાં સુરતની પંચ તરફથી રૂ. ૧૨૫) ભરવામાં આવ્યા હતા તેમજ મહોત્સવના પ્રત્યેક કાર્ય સમયે કમીટીની વિજ્ઞપ્તિને માન આપીને સમસ્ત જ્ઞાતિજનોએ પધારવા કૃપા કરી હતી. પ્રાર્થના છે કે જ્ઞાતિસમૂહનો સભા તરફનો ભાવ તથા સહાનુભૂતિ પ્રતિદિન વૃદ્ધિંગત્ પામે અને જ્ઞાતિસમૂહ તથા સભા હાથમાં હાથ મેળવી હરેક પ્રસંગે સાથે રહી જ્ઞાતિ અને ન્યાતની વ્યક્તિઓની ઉન્નતિના કાર્યો કર્યાં જાય. તથાસ્તુ ! થયેલા મહોત્સવ પ્રસંગે સુરતમાં નિયત થએલી જુદી જુદી કમીટીઓના સભાસદોનો પણ તેઓએ બજાવેલાં કાર્યો માટે સભા તરફથી અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ. પારસી ઑર્ફનેજના ટ્રસ્ટી સાહેબોએ તથા શેઠ મનુભાઇ રંગીલદાસ તેમજ જમણવારની વાડીના ટ્રસ્ટીઓએ આ ઉત્સવના કાર્યો માટે પોતપોતાના મકાનો વાપરવા આપી સભાને સહાયતા કરી હતી તે માટે તેમનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનીએ છીએ.

આ પ્રસંગે મુંબઇની સ્ત્રી કમીટીના પ્રમુખ સૌ. જમનાબાઇ ત્રિભુવનદાસ માલવી તથા સેક્રેટરી સૌ. જમનાબાઇ મંગળદાસ મહેતા તથા સભાના અન્ય કાર્યવાહકો તથા સભ્યોએ પોતાના તરફથી કેટલાક ઇનામો તથા ચાંદો અત્રે બાળા તથા બાળકીઓને આપવાની ઉદારતા બતાવી હતી તેને માટે હમો સુરતની કમીટી આભાર માનીએ છીએ. આ ઉપરાંત સુરતના સૌ. કળાવંતી ધીરજલાલ વકીલના, સૌ. ગજરાબાઇ ગમનલાલ વકીલવાળા, સૌ. ધનગવરી મુળચંદ ડૅાકટર, સૌ. પદમાવતી ચીમનલાલ વકીલ તરફથી તથા સભાના કેટલાક પુરૂષ વર્ગ તરફથી ઉત્તેજનાર્થે પોતાનાં ઇનામો બાળક અને બાળકીઓને વહેંચવા અમોને સપુરદ કર્યાં હતાં.

આ અપૂર્વ મહોત્સવ અત્યંત ઉલટ, હર્ષ, વિજય તથા શાંતિથી સુરતમાં ઉજવાયો હતો. આથી ઘણે અંશે વધુ ઉત્સાહ, આનંદ અને વિજય સહિત સોનેરી ઉત્સવ ઉજવવાને માટે પરમાત્મા અમારી સભાને ભાગ્યશાળી કરે અને તેના અનુભવી સુકાનીઓને લાંબુ આયુષ્ય આપે ! તથાસ્તુ.

ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

# પરિશિષ્ટ વિભાગ.

## પરિશિષ્ટ—મુંબઇના પંચના મહત્વના ઠરાવોની મીતીવાર યાદી. *

સં. ૧૯૪૬ ના બીજા ભાદરવા વદ ૫, તા૦ ૩ જી અકટોબર ૧૮૯૦:—ન્યાતના એક આસામી તળાજાના શ્રીમાળી ન્યાતની કન્યા લાવ્યા તેનો ન્યાતિ વ્હેવાર બે વરસ બંધ કરેલોઃ પાછળથી રૂ. ૧૫૧) એકસો એકાવન રૂપીઆ દંડ ઠેરવેલો પરંતુ તેની ગરીબ સ્થીતિ જોતાં તેની અરજ ઉપરથી રૂ. ૧૧ નો માતાનો દીવો કરાવી પાવન કરવાનો ઠરાવ.

સંવત ૧૯૪૬ અગાઉ હોળીની ચાર ઉજાણીમાંથી પહેલી ત્રણ ઉજાણીઓ એકલી મરદની થતી અને ચોથી ઉજાણી સ્હાજનાની ઓરડી દીઠ ટીપ કરી બૈરાં મરદ બન્નેની કરવામાં આવતી. આ સાલમાં તે વહીવટમાં ફેરફાર થયો અને ચારે ઉજાણીમાં મરદ તથા સ્ત્રીઓને નોતરવાનું શરૂ કરવામાં આવ્યું અને પહેલી ત્રણ ઉજાણીના દરેકના ખર્ચના રૂ. ૭૫) આપવામાં આવતાં તેમાં વધારો કરી રૂ. ૧૦૧) આપવામાં આવ્યા.

સં. ૧૯૪૭ ના ફાગણુ શુદ ૫, તા૦ ૧૫ મી માર્ચ ૧૮૯૧:—ઓરડી દીઠ રૂ. ૦॥ લેવો અને બાકીની ખુટતી રકમ પંચના ફંડમાંથી લેવી એવી રીતે એકઠા કરેલાં ઉઘરાણામાંથી રામનવમી અને શીવરાત્રિની ઉજાણીઓ કરવાનો થએલો ઠરાવ.

સં. ૧૯૪૭ ના ચૈત્ર શુદ ૬, તા૦ ૧૫ મી એપ્રીલ ૧૮૯૧:—ન્યાતને ખબર આપ્યા વગર પંચમાં ઉપર પ્રમાણેનો ઠરાવ થયો હતો તેવી રીતે ભવિષ્યમાં થવું જોઇએ નહી એવો ઠરાવ અને ઉપલો ઠરાવ માત્ર એક વરસ માટે છે અને ભવિષ્ય માટે રીતસર ન્યાતને ખબર આપી નક્કી કરવું એવો ઠરાવ. (ત્યાર બાદ બન્ને ઉજાણીઓ દર વરસે કરવામાં આવતી હતી. સં. ૧૯૭૭ થી મોંઘવારીને લીધે શીવરાત્રિની ઉજાણી જાથુકના ફંડની ગેરહાજરીમાં બંધ કરવામાં આવી છે.)

સં. ૧૯૪૭ ના વૈશાખુ વદ ૭, તા૦ ૩૦ મી મે ૧૮૯૧:—પંચના શેઠને દુર કરેલા તેમને પાછા શેઠ નીમવા તથા તેઓએ ટ્રસ્ટીઓની સાથે રહી વહીવટ કરવાનો ઠરાવ. સ્હાજનાના કામકાજ બાબત ધારાઓ ઘડવા એકવીસ આસામીની નિમાયલી કમીટી.

સં. ૧૯૪૭ ના જેઠ શુદ ૫, તા૦ ૧૧ મી જુન ૧૮૯૧:—ન્યાતના એક ટ્રસ્ટીએ ન્યાતના હીસાબના પોતાને હસ્તકના ચોપડા પંચમાં બતાવવા ના પાડી તે ઉપરથી તેનો ન્યાતી વ્હેવાર બંધ કરવાનો થએલો ઠરાવ.

સં. ૧૯૪૭ ના જેઠ શુદ ૮, તા૦ ૧૪ મી જુન ૧૮૯૧:—મજકુર ટ્રસ્ટીએ ચોપડા શેઠને સોંપી દીધાથી તેનો ચાલુ કરેલો ન્યાતી વ્હેવાર.

સં. ૧૯૪૭ ના શ્રાવણુ વદ ૪, તા૦ ૨૩ મી ઓગસ્ટ ૧૮૯૧:—ન્યાતના એક આસામીને પોતાની સ્ત્રીને ઘેર રાખવાનો તેના સસરાની અરજ ઉપરથી થએલો હુકમ.

સં. ૧૯૪૭ ના ભાદરવા વદ ૧૪, તા૦ ૧ લી અકટોબર ૧૮૯૧:—જુના વહીવટદારો—ટ્રસ્ટીની જગ્યાએ નવા સાતની નીમણુક, તેઓએ સં. ૧૯૩૨ ના સાલના ડીડ પ્રમાણે વર્તવું.

* સં. ૧૯૪૬ ની પહેલાના ન્યાતના દફતર તપાસવા મળ્યા નથી.

સં. ૧૯૪૮ ના માહા વદ ૬, તા૦ ૧૯ મી ફેબ્રુઆરી ૧૮૯૨:–મુંબઇમાં નવું મહાજન સ્થાપવાની થએલી હીલચાલ અને તેમાં મોકલવા માટે નીમવામાં આવેલા પંદર પ્રતિનીધિઓ.

સં. ૧૯૪૮ ના ફાગણ શુદ ૫, તા૦ ૪ થી માર્ચ ૧૮૯૨:–હોળાની ચોથી ઉજાણી શા. ગંગાદાસ મકનદાસ તરફથી જાથુક કરવા માટે થએલી માંગણીનો સ્વીકાર. રામનવમીની ઉજાણી જાથુકની શા. હરગોવનદાસ વલભદાસ તરફથી કરવા માટે થએલી માંગણીનો સ્વીકાર. (પાછળથી રામનવમીની ઉજાણી માટે સ્વઃ શા૦ પરમાણુંદદાસ ગોપાળદાસની મીલકતમાંથી જાથુકનું ફંડ કરી આપવામાં આવ્યું છે.)

સં. ૧૯૪૮ ના જેઠ વદ ૨, તા. ૧૨ મી જુન ૧૮૯૨:–ન્યુ ઓરીએંટલ બેંકીંગ કોરપોરેશન ફાચી પડી તેમાં મુદત થઇ ગયાં છતાં રાખી મુકવામાં આવેલા પંચના ફંડના રૂ. ૨૫૦૦, મુદલ તથા રૂ. ૬૨ાા વ્યાજના કુલ્લે રૂ. ૨૫૬૨ાા અટકયાની વહીવટદારો તરફથી આપવામાં આવેલી પંચને ખબર.

સં. ૧૯૪૮ ના અશાડ વદ ૯, તા૦ ૧૮ મી જુલાઇ ૧૮૯૨:–પંચના ફંડના પૈસા શેરમાં તથા ફરજનદારી વેચાતી લેવામાં રોકવા કે કેમ તે બાબત વહીવટદારોમાં મતફેર પડવાથી પંચમાં તે ઉપર થએલો વિચાર અને ઠરાવ.

સં. ૧૯૪૯ ના પોશ વદ ૮, તા૦ ૧૦ મી જાનેવારી ૧૮૯૩:–ન્યાતની એક બાઇએ એનો ધણી વ્યથા કરે છે ને એને ઘરમાં રાખતો નથી તે બાબતમાં અરજી કરેલી તે ઉપરથી પંચમાં પાડોશના બે આસામીઓની તથા તેના ધણીની શાક્ષી લઇ તેના ધણીએ એ બાઇને એક માસમાં પોતાને ત્યાં રાખી તેની સાથે સારી રીતે વર્તવા માટે કરેલો હુકમ અને હુકમ પ્રમાણે ન વરતે તો ન્યાત વ્હેવાર બંધ કરવાનો થએલો ઠરાવ.

સં. ૧૯૪૯ ના ચૈત્ર શુદ ૭, તા૦ ૨૫ મી માર્ચ ૧૮૯૩:–ઉજાણીઓમાં દુધપાકને બદલે બાસુંદીનુ જમણ બદલવામાં આવે છે તે સામે પ્રતિબંધ. ભેટ તથા ટીપનાં રૂપીઆ વગર તકરારે ભરી દેવા બાબત નિયમ.

સં. ૧૯૪૯ ના પહેલા અશાડ શુદ ૧, તા૦ ૧૫ મી જુન ૧૮૯૩:–સુરતની પંચના દાપા, રીતભાત વીગેરેના ધારા તથા હીસાબ છપાવી મુંબઇમાં વેહેંચવા માટે મોકલવામાં આવ્યા.

સં. ૧૯૪૯ ના બીજા અશાડ શુદ ૧૦, તા૦ ૨૩ મી જુલાઇ ૧૮૯૩:–પંચનો વખત રાતના નવથી અગીઆરનો ઠરાવવામાં આવ્યો.

સં. ૧૯૪૯ ના આશો વદ ૪, તા૦ ૨૮ મી અકટોબર ૧૮૯૩:–મરણ પાછળ તેરમા બંધ કરવાની સુરત ખાતે ચાલેલી ચળવળને ટેકો આપવા મુંબઇમાં ચાલેલી ખાનગી ચળવળ વિરૂદ્ધ પંચમાં ચાલેલી ચર્ચા.

સં. ૧૯૫૦ ના માગશર વદ ૩, તા૦ ૨૬ મી ડીસેંબર ૧૮૯૩:–બેતાળીસ વર્ષના આસામીનું અથવા ઓછી વયનું મરણ થાય તેની પાછળ તેરમાની ન્યાત જમાડવાનો પ્રતિબંધ. તેથી મોટી વયનું આસામી ગુજરી જાય તેની પાછળ ન્યાત જમાડવી યા નહી તે ઘરધણીની મુનસફી ઉપર રહે એવી રીતનો અંતે થએલો ઠરાવ.

સં. ૧૯૫૦ ના માગશર વદ ૮, તા૦ ૧૩ મી ડીસેંબર ૧૮૯૩:–પંચના શેઠે આપેલું રાજીનામું તથા તેની જગ્યાએ નીમાએલા વહીવટદાર.

સં. ૧૯૫૦ ના પોશ શુદ ૩, તા૦ ૯ મી જાનેવારી ૧૮૯૪:—તેરમાના જમણના સવાલ ઉપરથી પડેલા તડો અને લેવાએલી છુટી છુટી સહીઓ. આ તડ ૮ મી એપ્રીલ ૧૮૯૫ ને દીને સંધાયા.

સં. ૧૯૫૧ ના માગસર વદ ૧૧, તા૦ ૨૩ મી ડીસેંબર ૧૮૯૪:—મુંબઇ અને સુરતની પંચના પરસ્પરના સંબંધ ઉપર ચાલેલો અગત્યનો પત્ર વ્હેવાર.

સં. ૧૯૫૧ ના ચૈત્ર શુદ ૧૩, તા૦ ૮ મી એપ્રીલ ૧૮૯૫:—ચૈત્ર શુદ તેરશને દીને રામચંદ્રજીની છઠીની ઉજાણી ઓરડી દીઠ ટીપ કરી કરવાનો થએલો ઠરાવ.

સં. ૧૯૫૧ ના શ્રાવણ વદ ૦)), તા૦ ૨૦ મી ઓગસ્ટ ૧૮૯૫:—ન્યાતની રૂઢી વિરૂદ્ધ દત્તક લેનાર, આપનાર તથા ક્રિયામાં ભાગ લેનારનો ન્યાતિ વ્હેવાર બંધ કરવાનો ઠરાવ.

સં. ૧૯૫૨ ના અશાડ વદ ૧૩, તા૦ ૭ મી ઓગસ્ટ ૧૮૯૬—સ્વઃ ગંગાદાસ મકનદાસની મીલકતમાંથી તેમની વિધવાએ રૂ. ૨૦૫૧ એમના નામથી થતી ઉજાણી હમેશ ચાલુ રહે તે માટે આપ્યા તે ખાસ સંજોગોમાં સ્વીકાર્યા. ભવિષ્યમાં એવી ઓછી રકમ નહી લેવાનો ઠરાવ.

સં. ૧૯૫૨ ના ભાદરવા વદ ૩, તા૦ ૨૫ મી અકટોબર ૧૮૯૬:—ન્યાતના એક આસામી નાતાલ જઇ આવ્યા તેને પ્રાયશ્ચિત આપવા બાબત શ્રીમદ્ દેવકીનંદનાચાર્ય તથા પંડિત ગટ્ટુલાલજીની સલાહ લેવાનો ઠરાવ. શ્રીમદ્ દેવકીનંદનાચાર્યે મત આપવા ના પાડયાથી માહારાજ શ્રી પુરૂશોત્તમલાલજીને પૂછવાનો પાછળથી ઠરાવ થયો હતો. રોજીઆને બદલે બ્રાહ્મણો લાવવા મોંઘા પડવાથી તેને લગતો આગલો ઠરાવ રદ કરવામાં આવ્યો હતો.

સં. ૧૯૫૩ ના ભાદરવા શુદ ૧૨, તા૦ ૮ મી સપટેમ્બર ૧૮૯૭—ન્યાતનું અપમાન કરવા માટે એક ટ્રસ્ટીનો બંધ કરેલો ન્યાતી વ્હેવાર. પંચના શેઠે ન્યાતગોરને ગેરવ્યાજબી જવાબ આપ્યો તેથી વહીવટમાં ફેરફાર કરવાનો થએલો ઠરાવ.

સં. ૧૯૫૪ ના માહા શુદ ૧૧, તા૦ ૨ જી ફેબ્રુઆરી ૧૮૯૮—મરકીના રોગમાં ન્યાતના રોગીઓને માટે કોઇ ચાલુ ઓસ્પીટલમાં ગોઠવણ કરવાનો તથા તેના ખર્ચ માટે ટીપ કરવાનો અને દરમ્યાન પંચના ફંડમાંથી રૂ. ૧૦૦૦ થી ૧૨૦૦ સુધીનો ખર્ચ કરવાનો ઠરાવ.

સં. ૧૯૫૪ ના માહા વદ ૮, તા૦ ૧૪ મી ફેબ્રુઆરી ૧૮૯૮—કાશીબાગની ઓસ્પીટલમાં બાઇ દયાકોર તે શેઠ મોરારભાઇ વ્રીજભુખણદાસનાં વિધવાએ દર માસે રૂ. ૨૫૦ પોતાની પાસેથી આપવા નક્કી કરી ન્યાતના આસામીઓને મરકીના મંદવાડમાં માવજત થાય તે માટે સગવડ કરી હતી તેનો સાભાર સ્વીકાર. જેઠ શુદ ૧૩ ને દીને શ્રી શ્યામસુંદરજીનો ઓચ્છવ કરવા એ બાઇ તરફથી રૂ. ૩૦૫૧ આપવાની માંગણીનો સ્વીકાર. ભાદરવા વદ ૧૩ ની માતાજીની છઠીની ઉજાણી માટે બાઇ ફુલકોર તે શેઠ હરજીવનદાસ જગજીવનદાસની વિધવાએ રૂ. ૨૨૫૦ તા૦ ૧૬ મી સપટેમ્બર ૧૮૯૭ ને દીને આપવા માંગણી કરેલી પરંતુ ઓછી રકમ લેવા બાબત ન્યાતમાં બડબડાટ થવાથી વધારીને રૂ. ૨૮૫૧ આપવાની માંગણી કરી તેનો સ્વીકાર. મરકીને લીધે શીવરાત્રિની ઉજાણી બંધ.

સં. ૧૯૫૪ ના ભાદરવા શુદ ૧૦, તા૦ ૨૭ મી ઓગસ્ટ ૧૮૯૮–સુરતના પંચની વાડી સમરાવવા માટે ચીઠ્ઠો કરવામાં આવ્યો તેમાં મુંબઇના રહેવાસી પાસે નાણું ભરાવવાનો ઠરાવ.

સં. ૧૯૫૫ ના જેઠ શુદ ૭, તા૦ ૧૫ મી જુન ૧૮૯૯–સ્વ: શેઠ પરમાણુંદદાસ ગોપાલદાસની ઇસ્ટેટમાંથી તેમની વિધવાએ એક ઘર તથા રૂ. ૨૧૬ રોકડા રામનવમીની ઉજાણી કરવા ન્યાતને ભેટ આપવા કરેલી માંગણીનો સ્વીકાર.

સં. ૧૯૫૫ ના શ્રાવણ શુદ ૯, તા૦ ૧૫ મી ઓગસ્ટ ૧૮૯૯–અસલ નંદરબારના રહેવાસી પણ સુરતી ચોરામાં દાખલ થએલા એક આસામીએ પોતાની બહેન પરચોરામાં પરણાવી તે માટે તેનો ન્યાતી વહેવાર બંધ કરવાનો સુરતની પંચનો ઠરાવ દફતરે લેવાનો થએલો ઠરાવ.

સં. ૧૯૫૫ ના ભાદરવા શુદ ૧૫, તા૦ ૨૦ મી સપટેમ્બર ૧૮૯૯–મોઢ પોરવાડ ઓસ્પીટલના ડાકટર શેઠ નગીનદાસ માણેકલાલે વગર પગારે ન્યાતિના રોગીઓની સંતોષકારક સંભાળ રાખી તેના ઉપકારમાં તેનો યોગ્ય સત્કાર કરવાનો થએલો ઠરાવ.

સં. ૧૯૫૫ ના ભાદરવા વદ ૬, તા૦ ૨૬ મી સપટેમ્બર ૧૮૯૯–ન્યાતના એક આસામી કહેવાતી શ્રીમાળીની કન્યા પરણી લાવ્યા તેનો ન્યાતી વ્હેવાર બંધ કરવાનો ઠરાવ.

સં. ૧૯૫૫ ના માગશર વદ ૧૪, તા૦ ૩૧ મી ડીસેમ્બર ૧૮૯૯–ન્યાતના બીજા એક આસામી કહેવાતી શ્રીમાળીની કન્યા પરણી લાવ્યા તેની ન્યાત બાબત ખાત્રી કરી અપાવવા એક માસની આપેલી મહેતલ અને તે દર્મ્યાન તેનો ન્યાતી વ્હેવાર બંધ કરવાનો ઠરાવ.

સં. ૧૯૫૬ ના પોષ શુદ ૭, તા૦ ૮ મી જાનેવારી ૧૯૦૦–મજકુર આસામીએ પોતે લગ્નમાં ઠગાયા છે અને કન્યા હલકી વર્ણની હોવાથી તેને કહાડી મુકી છે એમ જણાવી ન્યાતમાં પાછા લેવા કરેલી અરજ ઉપરથી પ્રાયશ્ચિત કરાવી માત્ર રૂા. ૧૧ સવાનો દંડ લઇ ન્યાતમાં પાછા લીધા અને લગ્ન રદબાતલ જાહેર કર્યા.

સં. ૧૯૫૭ ના માહા વદ ૭, તા૦ ૧૦ મી ફેબ્રુરવારી ૧૯૦૧–મુંબઇના પંચે એક આસામીને હલકા વર્ણની કન્યા પરણવા માટે પ્રાયશ્ચિત કરાવી ન્યાતમાં દાખલ કરેલ તેનો ઠરાવ સુરત પંચને લખી જણાવ્યો હતો છતાં સુરત પંચે તેનું લહેણું બંધ કર્યું છે એવી તેના તરફથી ફર્યાદ થતા સુરત પંચનો ખુલાસો પુછાવવાનો થએલો ઠરાવ.

સં. ૧૯૫૭ ના ચૈત્ર વદ ૧૩, તા૦ ૧૭ મી એપ્રીલ ૧૯૦૧–સુરત પંચની વાડીના ચીઠ્ઠાના રૂપીઆ મુંબઇના જે આસામીઓ તરફથી એ પંચને ન મળ્યા હોય તેનું લહેણું કાપી તે પંચે લેહેણું કહાડયું તે બાબતમાં પ્રોટેસ્ટ ઉઠાવનારો મુંબઇ પંચનો પત્ર તથા તેમાં આપેલી ચેતવણી.

સં. ૧૯૫૭ ના વૈશાખ શુદ ૩, તા૦ ૨૧ મી એપ્રીલ ૧૯૦૧–વીસા પોરવાડ ન્યાતના શેઠ મગનલાલ ભીખાભાઇ(?) પ્રભુદાસની પાછળ સુરતી દશા પોરવાડની ન્યાત જમાડવાની મરનારની ઇચ્છા હતી તે અનુસાર તેમના ટ્રસ્ટીએ ન્યાત જમાડવાની રજા માંગી પરંતુ પંચે ગોરાણી ન ફેરવતાં ઘરને નોત્રે જમણ કરવાની રજા આપી હતી. આ જમણ કરવાનું તે ઉપરથી બંધ રહ્યું.

સં. ૧૯૫૭ ના વૈશાખ વદ ૧૦, તા૦ ૧૩ મી મે ૧૯૦૧ તથા સં. ૧૯૫૭ ના જેઠ વદ ૧૦, તા૦ ૧૨ મી જુન ૧૯૦૧–સુરત પંચની વાડીના ચીઠ્ઠાના મુંબઇમાં ઉઘરાવેલા રૂપીઆ બાબત, મુંબઇ પંચે પાવન કરેલા આસામી બાબતનો ઠરાવ સુરતની પંચે ચાલતા

આવેલા રીવાજ પ્રમાણે દફતરે નથી લીધો તે વીશે તથા બે પંચના પરસ્પર સંબંધ વીશે અગત્યનો પત્ર વ્હેવાર. ઉજાણીની બાબતમાં ખર્ચના પૈસા ઓછા આપવામાં આવે છે તેની સામે ફર્યાદ કરનારા બે ચર્ચાપત્રો તા૦ ૩૧ મી મે ૧૯૦૧ તથા ૧૧ મી જુન ૧૯૦૧ ની તારીખના મુંબઇ સમાચારમાં પ્રગટ થયા તે માટે પંચની ખફગી તથા ચર્ચાપત્રીઓના નામ મેળવી સાશન કરવાનો ઠરાવ. ન્યાતની રજા વગર ન્યાતી વીશયમાં છાપામાં ચર્ચાપત્રો આપવા સામે પ્રતિબંધ.

સં. ૧૯૫૮ ના ફાગણ શુદ ૮, તા૦ ૧૮ મી માર્ચ ૧૯૦૨–પરચોરામાં પોતાની બ્હેન પરણાવવા માટે ન્યાત બહાર થએલા શખસે ન્યાતમાં પાછા આવવા કરેલી અરજી. તેને રૂ. ૧૫૧) નો દંડ કરી પાવન કરવાનો ઠરાવ તથા તેની ગરીબી ધ્યાનમાં લઇ એ દંડ માફ કરવાનો ઠરાવ.

સં. ૧૯૫૮ ના ભાદરવા શુદ ૧૩, તા૦ ૧૫ મી સપટેંબર ૧૯૦૨–ઉજાણીના ખર્ચ માટે આપવામાં આવતા રૂપીઆમાં વધારો કરવો કે કેમ અને કેટલો વધારો કરવો તેનો રીપોર્ટ કરવા નીમાયલી કમીટી.

સં. ૧૯૫૮ ના માગસર શુદ ૧૧, તા૦ ૧૦ મી ડીસેમ્બર ૧૯૦૨–પંચના એક આસામી સાથે કરેલા પોતાની પૂત્રીના વિવાહ તોડી તેના લગ્ન વિસા પોરવાડ ન્યાતના આસામી સાથે કરવા માટે તે બાઇના બાપનો ન્યાતિ વ્હેવાર બંધ કરવાનો તથા વિસા પોરવાડ ન્યાતના પરણનાર આસામી સાથનો વ્હેવાર બંધ કરવાનો થયલો ઠરાવ.

સં. ૧૯૫૮ ના પોસ વદ ૧૧, તા૦ ૨૪ મી જાનેવારી ૧૯૦૩–પંચના શેઠ ગુજરી જવાથી અને તેના પૂત્ર સગીર હોવાથી પંચના શેઠ નીમવાનું મુલતવી રાખી તેની જગ્યાએ બે વહીવટદાર નીમવાનો કરવામાં આવેલો ઠરાવ. શેઠના પૂત્રને શોક છોડાવવા પંચ તરફથી પાઘડી બંધાવવાનો ઠરાવ. હોળીની ઉજાણીમાં બૈરાઓએ ચાર વાગે અને મરદોએ ૭ વાગે જમવા માટે હાજર થવાનો નક્કી થએલો વખત. ઉજાણી કમીટીની ભલામણ ઉપરથી નવ ઉજાણીની વધારી આપવામાં આવેલી રકમો. ઉજાણીઓ પા૭૭. કુલ્લે વાર્ષિક ખર્ચ રૂ.૧૨૭૭.

સં. ૧૯૬૦ ના જેઠ સુદ ૪, તા૦ ૧૭ મી જુન ૧૯૦૮–જેઠ સુદ ૧૩ ની ઉજાણી કરનારની અરજ ઉપરથી સ્ત્રી પુરૂષોને સાથે રાતના સાત વાગે જમાડવાની પંચે આપેલી રજા.

સં. ૧૯૬૦ ના અશાડ શુદ ૫, તા૦ ૧૭ મી જુલાઇ ૧૯૦૪–મુંબઇની ન્યાતની વસ્તીની ગણત્રી માટે પંચ શેઠના રીપોર્ટ ઉપરથી ચોક્કસ શરતે પંચે આપેલી મંજુરી. આવી મંજુરી ત્યાર પછી બીજા પ્રસંગોએ પણ આપવામાં આવી હતી.

સં. ૧૯૬૦ ના શ્રાવણ સુદ ૩, તા૦ ૧૪ મી ઓગસ્ટ ૧૯૦૪–શેઠ મોરારભાઇ વીજભુખણદાસના વીલમાં ફરમાવ્યા પ્રમાણે ન્યાત માટે વાડી બંધાએલી નહી તેથી પંચના અધિકારીઓએ બાઇ દયાકોરના ઉનમાસીસા તથા માસીસાની ન્યાત નોંધી નહી તે ઉપરથી પંચમાં શેઠ મોરારભાઇના વારસો તથા શેઠ ઘેલાભાઇ મનોરદાસે વાડીના પૈસા વ્યાજ સાથે ચોક્કસ શરતોએ આપવા માટે કરેલી માગણી ઉપર ઠરાવ.

સં. ૧૯૬૦ ના ભાદરવા શુદ ૧૫, તા૦ ૨૪ મી સપ્ટેંબર ૧૯૦૪–એક ન્યાતી ગ્રહસ્થ ચીન મુસાફરી કરી આવેલા તેને પ્રાયશ્ચિત આપી ન્યાતમાં પાછા લેવાનો ઠરાવ. એ ઠરાવની

નકલ સુરત પંચપર મોકલવાનો ઠરાવ. ભવિષ્યમાં સમુદ્રપાર મુસાફરી કરનારે પાવન થવા માટે કયે શીરસ્તે કામ લેવું તેના નક્કી કરવામાં આવેલા નિયમ.

સં. ૧૯૬૦ ના ભાદવા વદ ૬, તા૦ ૩૦ મી સપ્ટેંબર ૧૯૦૪–એક ન્યાતી ગ્રહસ્થ પરચોરાની કન્યા પરણી લાવ્યા હતા અને તેથી ન્યાત બહાર મુકવામાં આવ્યા હતા, તેમણે ન્યાતમાં લેવા માટે અરજી કરેલી પરંતુ જ્યાં સુધી પરણી આણેલી સ્ત્રી ભાણે ખપતી ન્યાતમાંથી આણેલી છે એમ તેઓ પુરવાર ન કરે ત્યાં સુધી ન્યાતમાં પાછા લેવા પંચે પાડેલી ના. (આ ગ્રહસ્થ પોતાના મરણ પર્યંત આવો પુરાવો આપી શક્યા નહોતા અને તેઓ તથા તેમના ધણીઆણી ન્યાતમાં દાખલ થઇ શક્યા નહોતા.) ચીન મુસાફરી કરનાર ગ્રહસ્થે લીધેલું પ્રાયશ્ચિત. સુરતના પંચે ઠરાવ નોંધ્યાનો જવાબ વાળેલો ન હોવાથી તેને પાછો લખવામાં આવેલો પત્ર. સમુદ્રપાર મુસાફરી કરનારના પ્રાયશ્ચિત સંબંધમાં માહાજન શેઠને મળવા માટે નીમાએલી કમીટી.

સં. ૧૯૬૧ ના કારતક શુદ ૫, તા૦ ૧૨ મી નવેમ્બર ૧૯૦૪–પેરીસ જઇ આવેલા ન્યાતી ગ્રહસ્થને માહાજન નિર્ણય આપે નહી ત્યાં સુધી પ્રાયશ્ચિત આપી પાવન કરવાની પાડવામાં આવેલી ના તથા તે ગ્રહસ્થનો બંધ કરવામાં આવેલો ન્યાતિ વ્હેવાર.

સં. ૧૯૬૧ ના પોશ વદ ૫, તા૦ ૨૫ મી જાન્યુઆરી ૧૯૦૫–પરદેશગમનના પ્રશ્ન ઉપર મુંબઇની વાણીઆઓની ન્યાતોમાં મતભેદ પડી કોલાહલ થઇ રહ્યો તેથી આ ન્યાતના મુંબઇની પંચે ચાલુ રીવાજે પ્રાયશ્ચિત આપતાં અટકી જઇ, આવું પ્રાયશ્ચિત આપી સમુદ્રપાર મુસાફરી કરવાની છૂટ આપવી જોઇએ એમ પોતાનો મત પ્રદર્શિત કરી બધી વાણીઆઓની ન્યાતો એકત્ર વિચાર ઉપર આવે તે માટે તેમની સાથે પત્રવ્હેવાર ચલાવવા નીમેલી કમીટી. આ પ્રશ્નનો નીકાલ થાય નહી ત્યાં સુધી ચીન તથા પેરીસ જઇ આવનારનો વ્હેવાર બંધ કરવાનો ઠરાવ.

સં. ૧૯૬૧ ના ફાગણ શુદ ૭, તા૦ ૧૩ મી માર્ચ ૧૯૦૫–પંચ વહીવટના કાયદા કાનુનો તૈયાર કરવા માટે કરવામાં આવેલો ઠરાવ તથા તે માટે નીમવામાં આવેલી કમીટી.

સં. ૧૯૬૧ ના જેઠ શુદ ૮, તા૦ ૧૦ મી જુન ૧૯૦૫–સુરતના માહાજનને સમુદ્રપાર મુસાફરી કરનારને પ્રાયશ્ચિત આપી પાવન કરી ન્યાતમાં દાખલ કરવાની આપેલી છૂટ. સુરતના પંચે સ્વીકારેલો માહાજનનો ઠરાવ અને તે બાબત મુંબઇ પંચને આપેલી ખબર. મુંબઇ પંચે સ્વીકારેલો સુરત પંચનો ઠરાવ.

સં. ૧૯૬૧ ના જેઠ વદ ૬, તા૦ ૨૪ મી જુન ૧૯૦૫–સુરતના શાહાપોરના લક્ષ્મીનારાયણની સેવા માટે મુંબઇ પંચના બે ગ્રહસ્થોએ ઉભો કરેલો ચોઠો અને ઉઘરાવેલા નાણાનો મુંબઇ પંચે લીધેલો કબજો તથા અધિકાર તથા તે નાણાની મુદલ રકમ કાયમ રાખી તેના વ્યાજનો કેવી રીતે ઉપયોગ કરવો વિગેરે વ્યવસ્થાનો કરવામાં આવેલો ઠરાવ.

સં. ૧૯૬૧ ના અશાડ વદ ૬, તા૦ ૨૨ મી જુલાઇ ૧૯૦૫–ન્યાતની વાડીના રૂપીઆ ચોક્કસ શરતોએ કે બીનશરતે લેવા તે બાબત પંચ તથા શેઠ મોરારભાઇ વ્રીજભુખણદાસના વારસો વચ્ચે ઉઠેલો ઝગડો અને તે બાબત પત્ર વ્હેવાર કરવાનો થએલો ઠરાવ. શેઠ મોરારભાઇ વ્રીજભુખણદાસની આદની ન્યાત ભાદરવા વદ ૨ ને દીને કરવા માટે તેમની મીલકતમાંથી રૂ. ૫૦૦૦ આપવાની થયેલી માંગણીનો સ્વીકાર.

સં. ૧૯૬૧ ના ભાદરવા શુદ ૯, તા૦ ૭ મી સપ્ટેંબર ૧૯૦૫-બાઇ દયાકોર તે શેઠ મોરારભાઇ વ્રીજભુખણદાસની વિધવાના સંવત્સરીની ન્યાત અશાડ શુદ ૮ ને દીને થાય તે માટે રા. ત્રિભુવનદાસ માલવી તરફથી રૂ. ૫૧૫૧ આપવાની થએલી માંગણીનો સ્વીકાર.

શેઠ મોરારભાઇ વ્રીજભુખણદાસનું નામ કોણ ચલાવે તે બાબત પંચમાં આવેલી અરજી તથા તે ઉપર પંચે કરેલો ઠરાવ.

સં. ૧૯૬૧ ના ભાદરવા શુદ ૧૫, તા૦ ૧૪ મી સપ્ટેંબર ૧૯૦૫-શેઠ ઘેલાભાઇ મનોરદાસ તરફથી ન્યાતની વાડીના વધારાના ખર્ચ માટે તથા બાઇ દયાકોર વિદ્યોતેજક ફંડ માટે ચોક્કસ પ્રસંગોમાં ચોક્કસ શરતોએ રૂ. ૫૦૦૦૦ ની રકમ આપવાની થએલી માંગણીનો કરવામાં આવેલો સ્વીકાર અને તેના ઉપયોગ તથા વ્યવસ્થા માટે કરવામાં આવેલા ઠરાવો. વાડી બંધાવવાના ખર્ચમાં ખૂટતી રકમ આપવાની રા. ત્રિભુવનદાસ માલવીની માંગણીનો સ્વીકાર.

સં. ૧૯૬૧ ના ભાદરવા વદ ૧૧, તા૦ ૨૫ મી સપ્ટેંબર ૧૯૦૫-વૈશ્નવ વણીક મહાજન સ્થાપવાને લગતી ચર્ચા.

સં. ૧૯૬૨ ના પોશ વદ ૧૪, તા૦ ૨૩ મી જાન્યુઆરી ૧૯૦૬-ગોરાણી પારવતી ગુજરવાથી તેમની જગ્યાએ ગોરાણી હરીગંગાની થએલી નીમણુક તથા બાઇ પારવતીના મરણ પાછળના ભોજન ખર્ચમાં રૂ. ૧૨૫ ભેટ આપવાનો ઠરાવ.

સં. ૧૯૬૨ ના માહા વદ ૭, તા૦ ૧૫ ફેબ્રુઆરી ૧૯૦૬--ન્યાતની વાડી માટે જગ્યા શોધવા તથા નક્કી કરવા નીમાએલી કમીટી.

સં. ૧૯૬૨ ના ચૈત્ર શુદ ૧, તા૦ ૨૫ મી માર્ચ ૧૯૦૬-પંચમાં કોઇ હાજર ન રહ્યું તેથી રામનવમીની ઉજાણી અપાયા વગર બંધ રહી.

સં. ૧૯૬૨ ના જેઠ શુદ ૯, તા૦ ૧ લી જુન ૧૯૦૬-શેઠ મોરારભાઇ વ્રીજભુખણદાસના વારસો તરફથી જે ઉજાણીઓ આપવામાં આવી છે તે કેવી રીતે કરવી વીગેરે વ્યવસ્થાના ઠરાવો તથા અન્ય ઉજાણીમાં ખરચ માટે આપવામાં આવતા પૈસા પૂરતા છે કે નહી અને ન હોય તો શું વધારો કરવો તે ઉપર રીપોર્ટ કરવા માટે નીમાયલી કમીટી.

સં. ૧૯૬૨ ના ભાદરવા શુદ ૧૪, તા૦ ૧ લી સપ્ટેંબર ૧૯૦૬-ઉજાણીના ખર્ચ માટે આપવામાં આવતી રકમોમાં કરવામાં આવેલો વધારો. નવી બે ઉજાણીઓ બાદ બાકી નવ ઉજાણીનો કૂલ્લે વાર્ષીક ખર્ચ રૂ. ૧૬૦૧.

સં. ૧૯૬૩ ના પોશ વદ ૧૦, તા૦ ૯ મી જાન્યુઆરી ૧૯૦૭-ન્યાતની એક યુવતીને તેનો ધણી વ્યથા કરે છે તે બાબતની ફર્યાદ પંચમાં આવતા તેમના કુટુંબને એક માસ ન્યાત બહારની શિક્ષા. ભવિષ્યમાં એવી રીતના દાખલા બને તો કેવી રીતે વિચાર કરવો તે માટે ઠરાવ.

પરમોરાની કન્યાના વિવાહ આ પંચના એક આસામી સાથે થએલા તે તેના વડીલોએ ભંગ કર્યા છે માટે તે કન્યા બીજા કોઇએ લેવી નહી એવી સુરતના પંચના ઠરાવની નકલ આવેલી તે દફતરે રાખવા થએલો ઠરાવ.

સં. ૧૯૬૩ ના પોષ વદ ૧૩, તા૦ ૧૨ મી જાન્યુઆરી ૧૯૦૭–પંચના એક આસામી પોતાની ધણીઆણીને પોતાની સાથે ન રાખતા જુદો મહીનો કરી આપ્યો છે અને બાઇ સાથે રહેવા ખુશી છે એમ અરજી આવવાથી પંચના હુકમ પ્રમાણે તેના ધણીએ તેને સાથે રાખવા માટે આપેલી મહેતલ વીગેરેના ઠરાવો.

વાડીની બાબતમાં શેઠ મોરારભાઇ વીજભુખણદાસના વારસોએ કરવા માગેલી શરતો બાબત બેરીસ્ટરનો મત લેવા તથા પત્રવ્હેવાર કરવા નીમાએલી કમીટી.

સં. ૧૯૬૩ ના માહા વદ ૧૨, તા૦ ૧૦ મી ફેબ્રુઆરી ૧૯૦૭–ઉપર જણાવેલી ફર્યાદ માટે મહેતલ પૂરી થયે બાઇના ધણીએ તેને પોતાની સાથે રાખવા આપેલી કબુલાત અને બન્ને જણે ભવિષ્યમાં કેમ વર્તવું તે બાબતની સુચનાઓનો ઠરાવ.

સં. ૧૯૬૩ ના જેઠ શુદ ૭, તા૦ ૧૮ મી જુન ૧૯૦૭–સુરતના પંચે રૂઢી વિરૂદ્ધ દત્તક લેનાર, દત્તક આપનાર તથા દત્તક જનારને ન્યાતબહાર મુકેલા તેમની પાસેથી દંડ લઇ ન્યાતમાં પાછા દાખલ કર્યાના ઠરાવની સુરતથી નકલ આવી તે દફતરે રાખવાનો ઠરાવ.

સં. ૧૯૬૩ ના જેઠ વદ ૧૦, તા૦ ૫ મી જુલાઇ ૧૯૦૭–ન્યાતની મિલકતનું પાકું ટ્રસ્ટડીડ કરવા નીમાએલી કમીટી. ઉજાણીઓના વારા નક્કી કરવા નીમાયલી કમીટી. પંચ મળવાનો વખત સ્હાડાનવનો નક્કી કરવાનો ઠરાવ.

સં. ૧૯૬૩ ના ભાદરવા વદ ૫, તા૦ ૨૬ મી સપ્ટેમ્બર ૧૯૦૭–ન્યાતમાં શોકને લીધે ઉજાણી બંધ, પરંતુ ન્યાતને ખરચે માહાલક્ષ્મી માતાનો હવન કરવાનો ઠરાવ તથા ન્યાતમાં મોટે ભાગે શોક હોય તો ઉજાણીઓ બંધ રાખવાનો ઠરાવ.

સં. ૧૯૬૬ ના અશાડ શુદ ૭, તા૦ ૧૩ મી જુલાઇ ૧૯૧૦–મુંબઇની પંચમાં વિવાહ ઓછંડવાના પ્રસંગ ઉપર પડેલા બે તડોની જુદી જુદી તકરારો ઉપર રા. રંગીલદાસ કરસનદાસ શીંબડીને બન્ને તડોએ લવાદ નિમ્યા હતા તેમણે આપેલો ફેંસલો, ન્યાત પંચ માટે નિયમો તથા ધારા ઘડવા માટે નિમવામાં આવેલી કમીટી.

સં. ૧૯૬૬ ના શ્રાવણ શુદ ૧૪, તા૦ ૧૯ મી ઓગસ્ટ ૧૯૧૦–પંચના પ્રમુખ વીગેરે ઓફીસદારોની નિમણુક. ન્યાત ગોરાણી બાઇ હરીગંગાએ પોતાને ત્યાં લગન પ્રસંગમાં ન્યાતને જમણવારમાં નોતર્યાં તે પ્રસંગે ન્યાત તરફથી સત્કારના રૂ. ૨૫૧) ભેટના આપ્યા.

સં. ૧૯૬૬ ના શ્રાવણ વદ ૧૩, તા૦ ૨ જી સપટેંબર ૧૯૧૦–મોરાર બાગનું ખાત મુહુર્ત.

સં. ૧૯૬૬ ના ભાદરવા શુદ ૧૩, તા૦ ૧૭ મી સપ્ટેંબર ૧૯૧૦–શેઠ મોરારભાઇ વિજભુખણદાસના વારસોના જમણવાર માટે આપવામાં આવેલી રૂ. ૫૦૦૦) ની રકમ માટે પંચોના ટ્રસ્ટ ડીડ ઉપર ટ્રસ્ટીઓને સહી કરવાનો આપેલો અખત્યાર.

માહાલક્ષ્મી માતાના હવન પખવાડે થતા ખર્ચ માટે રકમ વધારી આપવાનો પસાર ઠરાવ.

સં. ૧૯૬૭ ના ભાદરવા વદ ૧, તા૦ ૯ મી સપ્ટેંબર ૧૯૧૧–ન્યાતની ઉજાણીઓ વિધવા તથા વિધુરોને આપવી કે નહી તે ઉપર ઠરાવ.

સંવત ૧૯૬૮ ની માહાશીવરાત્રિની ઉજાણી ન્યાતનો મોટો ભાગ મરણોને લીધે શોકમાં હોવાથી બંધ.

સં. ૧૯૬૮ ના વૈશાખ વદ ૯, તા૦ ૧૦ મી મે ૧૯૧૨–મોરાર બાગનું વાસ્તુ.

સં. ૧૯૬૮ ના જેઠ શુદ ૬, તા૦ ૨૨ મી મે ૧૯૧૧–મોરાર બાગમાં ગ્યાસની બત્તિઓ લેવાનો ઠરાવ.

સં. ૧૯૬૮ ના બીજા અશાડ શુદ ૧૪, તા૦ ૨૭ મી જુલાઇ ૧૯૧૨–ન્યાતના વિદ્યાર્થીઓને અભ્યાસ માટે ચોક્કસ શરતોએ મોરાર બાગ વાપરવા આપવાનો ઠરાવ.

સં. ૧૯૬૮ ના બીજા અશાડ વદ ૧૨, તા૦ ૧૦ મી ઓગસ્ટ ૧૯૧૨–સુરતી દશા પોરવાડ હિતેચ્છુ સભા તથા સંમેલનને ચોક્કસ શરતોએ મોરાર બાગ વાપરવા આપવા માટે તથા બાઇ દયાકોર વિદ્યોત્તેજક પુસ્તકાલયને મોરાર બાગમાં રાખવા માટે થએલા ઠરાવ.

મોરાર બાગ ખુલ્લો મુકવાની ક્રિયા વખતે મોરાર બાગ બંધાવી આપનાર ગ્રહસ્થોનો સત્કાર કરવા માટે રૂ. ૪૦૧) ખર્ચવાની અપાએલી મંજુરી.

સં. ૧૯૬૮ ના ભાદરવા શુદ ૧, તા૦ ૧૨ મી સપટેમ્બર ૧૯૧૨–મોરાર બાગ ખુલ્લો મુકવાની ક્રિયા ઓ૦ મી૦ ( હાલ સર ) ગોકળદાસ કહાનદાસ પારેખના પ્રમુખપણા હેઠળ કરવામાં આવી તે વખતે સ્વઃ શેઠ મોરારભાઇ વ્રીજભુખણદાસ તથા ઘેલાભાઇ મનોરદાસની તસ્વીર પ્રમુખે ખુલ્લી મુકી તથા સ્વઃ બાઇ દયાકોરની તસ્વીર લેડી જગમોહનદાસે ખુલ્લી મુકી તેમજ વાડી બંધાવી આપનારા ગ્રહસ્થોનો ન્યાત તરફથી કરવામાં આવેલો સત્કાર.

સં. ૧૯૬૮ ના ભાદરવા શુદ ૧૫, તા૦ ૨૬ મી સપટેમ્બર ૧૯૧૨–ન્યાતમાં શોક હોવાથી સં. ૧૯૬૮ ના ભાદરવાની ત્રણ ઉજાણીઓ બંધ કરવાનો થએલો ઠરાવ પરંતુ માહાલક્ષ્મી માતાનો હવન કરવાની અપાયેલી મંજુરી.

સં. ૧૯૬૯ ના કારતક શુદ ૧૩, તા૦ ૨૨ મી નવેમ્બર ૧૯૧૨–આર્યન બ્રધરહુડના જમણમાં ભાગ લેનાર આસામીઓ સામે ઠરાવ.

સં. ૧૯૬૯ ના કારતક વદ ૮, તા૦ ૧ લી ડીસેમ્બર ૧૯૧૨–કાશી બાગ આર્યન બ્રધરહુડે વાપરેલો હોવાથી અભડાયો છે માટે તે નહી વાપરવા કરવામાં આવેલો ઠરાવ.

સં. ૧૯૬૯ ના માગશર શુદ ૬, તા૦ ૧૪ મી ડીસેમ્બર ૧૯૧૨–આર્યન બ્રધરહુડના જમણ અંગે મુંબાઈ અને સુરતની પંચ વચ્ચે જાગેલી ખટપટનો શરૂઆતનો પત્રવ્હેવાર.

સં. ૧૯૬૯ ના માગશર વદ ૦)), તા૦ ૭ મી જાન્યુઆરી ૧૯૧૩–ઉપર જણાવેલી ખટપટ અંગે બે પંચ વચ્ચેનો પત્રવ્હેવાર ચાલુ.

સં. ૧૯૬૯ ના પોશ શુદ ૮, તા૦ ૧૬ મી જાન્યુઆરી ૧૯૧૩–આર્યન બ્રધરહુડના જમણમાં ભાગ લેનાર એક આસામીની સ્ત્રી તેને ત્યાં રહેતી નથી તેવી ખાત્રી મળેથી તેની સાથે ન્યાત વ્હેવાર ચાલુ રાખવાનો તથા પોતાના ધણીને ઘેર જાય એવી ખબર મળતા તે વ્હેવાર બંધ કરવાનો કરવામાં આવેલો ઠરાવ.

કાશી બાગ શુદ્ધ થયાની જાહેર છાપાઓમાં ખબર આવ્યાથી તેનો વ્હેવાર પાછો જારી કરવાનો થએલો ઠરાવ.

સં. ૧૯૬૯ ના પોશ વદ ૧૨, તા૦ ૨ જી ફેબ્રવારી ૧૯૧૩ તથા સં. ૧૯૬૯ ના પોશ વદ ૧૪, તા૦ ૫ મી ફેબ્રવારી ૧૯૧૩–બે પંચો વચ્ચેની ખટપટના પત્રવ્હેવાર અને ઠરાવ તથા તે ઉપર મંગાએલો પોલ તથા સુરત પંચ સાથે પત્રવ્હેવાર બંધ કરવાનો કરવામાં આવેલો ઠરાવ.

સં. ૧૯૬૯ ના ફાગણ વદ ૧૪, તા૦ ૫ મી એપ્રીલ ૧૯૧૩–ઉજાણી કરનારને ખર્ચ માટે અગાડીથી રૂપીઆ આપવાનો ઠરાવ.

પંગતમાં પીરસનાર આસામીઓ માટે લેવાએલા અબોટીઆ તથા ઉજાણી કરનારને વાડીના ખર્ચમાંથી આપવામાં આવેલી કેટલીએક છૂટ.

સં. ૧૯૬૯ ના જેઠ વદ ૮, તા૦ ૨૭ મી જુન ૧૯૧૩–શ્રીનાથજીના ટીકાયતને ચોક્કસ શરતોએ ઉપયોગ માટે આપવામાં આવેલો મોરાર બાગ.

સં. ૧૯૭૦ ના અશાડ શુદ ૪, તા૦ ૨૭ મી જુન ૧૯૧૪–રા. ત્રિભુવનદાશ માલવીને કેસરે હીન્દનું સુવર્ણ પદક મળ્યું તે માટે જાહેર મેલાવડો કરી માનપત્ર આપવા માટે રૂ. ૨૫૧ સુધી ખર્ચ કરવાની અપાએલી મંજુરી તથા નીમાયલી કમીટી તથા આ સમારંભમાં જોડાવા માટે સભા તથા સંમેલનને આપવામાં આવેલી રજા.

સં. ૧૯૭૦ ના ભાદરવા વદ ૧૦, તા૦ ૧૫ મી સપ્ટેમ્બર ૧૯૧૪–પરદેશગમન કરી આવનારને પ્રાયશ્ચિત આપવા માટે પ્રમુખ, સેક્રેટરી તથા ગોરની નીમવામાં આવેલી કમીટી.

સં. ૧૯૭૧ ના કારતક શુદ ૧૦, તા૦ ૨૮ મી અકટોબર ૧૯૧૪–વાડીના પટેલને જમણોમાં જે મેહેનતામણ મળે છે તે ઉપ્રાંત રૂ. ૬)નો માસીક પગાર આપવાનો ઠરાવ.

સુરતના પંચના શેઠ તરફથી આવેલા કારડ ઉપર બે પંચો વચ્ચે પત્રવ્હેવાર બંધ છે એ કારણથી વીચાર ન કરવાનો થએલો ઠરાવ.

સં. ૧૯૭૧ ના ફાગણ શુદ ૬, તા૦ ૨૦ મી ફેબ્રુઆરી ૧૯૧૫–ન્યાતીલાઓને ત્યાંના જમણ વખતે વાડીના વપરાસ માટે સેંકડે ચાર આના લેવાનો ઠરાવ.

સં. ૧૯૭૧ ના ચૈત્ર શુદ ૨, તા૦ ૧૭ મી માર્ચ ૧૯૧૫–એક બાઇ એક સંતાન મુકી ગુજરી ગયા પછી તેના ધણી અને મરનાર બાઇના ભાઇ વચ્ચે બાઇને વાપરવા આપેલા ચોક્કસ દાગીના તથા બાઇને રીતમાં આપેલા દાગીના કોણે રાખવા તે બાબત વાંધો પડયો. બાઇના ભાઇએ તે બાબત પંચમાં અરજ કરી. બાઇના ધણીએ આવી તકરાર સાંભળવાનું પંચની સત્તાની બહાર છે એવો વાંધો ઉઠાવ્યો. વધુ મતે આ બાબત પંચના અધીકારની છે એમ થએલો ઠરાવ. (આ તકરારનો છેવટે પક્ષકારોને સોગંદ આપી સંમતીથી નીકાલો કરવામાં આવ્યો હતો.)

સં. ૧૯૭૧ ના શ્રાવણ શુદ ૨, તા૦ ૧૨ મી ઓગસ્ટ ૧૯૧૫–પંચના હીસાબ માટે એવો ઠરાવ થયો કે ટ્રસ્ટીઓએ દર વર્ષે માહા માસની અંદર આગલી દીવાળી સુધીનો હીસાબ નક્કી કરવો અને ન્યાત તરફથી ઓડીટરો નીમવામાં આવે તેમની પાસે માસ બેમાં તપાસાવી વૈશાખ માસમાં ન્યાત સમક્ષ રજુ કરવો. વિલંબ થવાનું કારણ રહે તો તે બાબત પંચમાં ધટતો ખુલાસો રજા કરી પંચની મંજારી લેવી.

સં. ૧૯૭૧ ના ભાદરવા વદ ૧, તા૦ ૨૮ મી સપ્ટેમ્બર ૧૯૧૫–દરેક ઉજાણીના ખર્ચ માટે આપવામાં આવતા રૂપીયામાં રૂ. ૨૫) પચીસનો વધારો કર્યો. કુલ્લે વાર્ષિક ખર્ચ રૂ.૨૨૨૫.)

સં. ૧૯૭૨ ના માગસર શુદ ૮, તા૦ ૧૪ મી ડીસેમ્બર ૧૯૧૪–વાડીમાં ઇલેક્ટ્રીક લાઇટ લેવા માટે રૂ. ૧૨૦૦) સુધીનો ખર્ચ કરવાનો ઠરાવ.

સં. ૧૯૭૨ ના જેઠ વદ ૧૪, તા૦ ૨૯ મી જુન ૧૯૧૬–ન્યાત ગોરાણી બાઇ હરીગંગા સં. ૧૯૭૨ ના વૈશાખ શુદ ૩ ને દીને ગુજર્યા તેની જગ્યાએ ન્યાત ગોરનું કામ કરવા માટે ઇશ્વરલાલ લાલશંકરની થએલી નીમણુક.

સં. ૧૯૭૨ ના ભાદરવા શુદ ૧૫, તા૦ ૧૧ મી સપ્ટેમ્બર ૧૯૧૬–ભાદરવા વદ ૨ નો ઓચ્છવ એક ન્યાતિભાઇના મરણના બાર દીવસમાં આવતો હોવાથી તે મુલતવી રાખવામાં આવ્યો.

સં. ૧૯૭૨ ના આસો વદ ૬, તા૦ ૧૭ મી અકટોબર ૧૯૧૬–ઓચ્છવો બાબત નીચે પ્રમાણે ઠરાવ થયોઃ—"આપણી મુંબઇની ન્યાતના બાર વર્ષની ઉમરની ઉપરના કોઇ પણ સ્ત્રી અથવા પુરૂષ મુંબઇ અથવા મુંબઇની બહાર આપણી ન્યાતમાં થતી ઉજાણીઓ અથવા શ્રાદ્ધ સમચરી વીગેરેની ન્યાત તરફથી થતી જમણવારોના તેર અથવા તેરથી ઓછા દીવસ પહેલાં ગુજરી જવાનો માઠો બનાવ બને તો તેવા સંજોગ ઉપર તે ઉજાણી અથવા જમણવાર કરવામાં આવશે નહી. કદાચ એવી ઉજાણી અથવા જમણવારની ચીઠી અપાયા બાદ આવું કોઇ મરણ થાય અથવા મરણ થયાની ખબર મળે અને જે ધણીને તે ઉજાણી અથવા જમણવારની ચીઠી મોકલવામાં આવી હોય તે ધણી જો ન્યાતને તે ઉજાણી અથવા જમણવાર મુલતવી રાખવા વીનંતી કરે અને તેને તે ઉજાણી અથવા જમણવાર કરવા માટે અપાએલા રૂપીયા ન્યાતને પાછા આપે તો તે ઉજાણી અથવા જમણવાર મુલતવી રાખવામાં આવશે અને જે ધણીને તે ઉજાણી અથવા જમણવાર આપવામાં આવી હોય તે તે ધણીએ કરી હોય એમ ગણી વારામાંથી મુક્ત કરવામાં આવશે. દોઢ વરસથી બાર વરસના બાળકના સંબંધમાં તેના ચોથીઆના દીવસ સુધીમાં આવતી ઉજાણી અથવા જમણવાર બંધ રહેશે. વહેચાઇ ગયેલી ઉજાણી માટે, લેનાર ધણીની અરજી ઉપરથીજ ઉજાણી તે બંધ થઇ શકે. બંધ રહેલી ઉજાણી અથવા જમણવાર પાછું ક્યારે કરવું તે ન્યાતની મુનસફી ઉપર રહેશે."

સં. ૧૯૭૩ ના માહ વદ ૫, તા૦ ૧૨ મી ફેબ્રુઆરી ૧૯૧૭–વીજળીક બત્તીનો ઉપયોગ કરનાર પાસે કેટલા અને કેવી રીતે પૈસા લેવા તેનો ઠરાવ.

સં. ૧૯૭૩ ના ચૈત્ર વદ ૨, તા૦ ૯ મી એપ્રીલ ૧૯૧૭–અષાડ મહીનાની ઉજાણીમાં રૂ. ૧૦, તથા બાકી બીજી દરેક ઉજાણીમાં રૂ. ૧૫ વધારી આપવાનો ઠરાવ. કુલ્લે વાર્ષિક ખર્ચ રૂ. ૨૪૮૭. ઉજાણીના જમણોમાં બૈરાઓને માટે મુંબઇ ટાઇમ પાંચ તથા મરદો માટે મુંબઇ ટાઇમ સાતનો નક્કી થએલો વખત.

શેઠ મોરારભાઇ વિજભુખણદાસની શ્રાદ્ધની ન્યાત, ન્યાતમાં મરણ થયાથી બંધ રહી તેના રૂ. ૨૦૧ ન્યાતી યુવાનોમાં ભગવદ્‌ગીતાના અભ્યાસ માટે ચોક્કસ શરતોએ બાઇ દયાકોર વિદ્યોત્તેજક ફંડના ટ્રસ્ટીઓને આપવા થએલો ઠરાવ.

સં. ૧૯૭૩ ના ભાદરવા વદ ૬, તા૦ ૩ જી અકટોબર ૧૯૧૭–વાડી બંધાવનાર શેઠશ્રી તરફથી મુકવા ધારેલા શીલાલેખ બાબત ઠરાવ.

સં. ૧૯૭૪ ના માગશર વદ ૧૦, તા૦ ૭ મી જાન્યુઆરી ૧૯૧૮–રા. ચુનીલાલ ઘેલાભાઇ શાહને કેસરે હીન્દનું પદક મળ્યું તે માટે માનપત્ર આપવા રૂ. ૨૫૧ સુધી ખર્ચ કરવાની મંજુરી તથા નીમાએલી કમીટી.

સં. ૧૯૭૪ ના જેઠ શુદ ૭, તા૦ ૧૫ મી જુન ૧૯૧૮–મોંઘવારીને લીધે દરેક ઉજાણીમાં રૂ. ૨૫) પચીસ વધારી આપવાનો ઠરાવ. કુલ્લે વાર્ષિક ખર્ચ રૂ. ૨૭૬૨. તા૦ ૨૮–૮–૧૯૧૮ ના ટ્રસ્ટીઓના ઠરાવથી મોરારબાગ સ્પેશીઅલ કોંગ્રેસના ઉંચ વર્ણના ડેલીગેટોને વાપરવા માટે આપ્યો હતો.

સં. ૧૯૭૪ ના ભાદરવા વદ ૨, તા૦ ૨૨ મી સપ્ટેંબર ૧૯૧૮–વાડીના પટેલના પગારમાં વધારો.

મોંઘવારીને લીધે ઉજાણીઓ બંધ રાખવા માટે કરવામાં આવેલી સૂચના કબુલ થઇ નહી.

સં. ૧૯૭૫ ના કારતક વદ ૯, તા૦ ૨૬ મી નવેંબર ૧૯૧૮–શેઠ ચુનીલાલે કેસરે હીન્દના પદક માટે માનપત્ર લેવાની ના પાડવાથી બચેલા રૂ. ૨૫૧ ની રકમ, તેમના સ્વર્ગવાસ પછી સભા તરફથી સ્મારક માટે ભેગી કરવામાં આવેલી રકમ તથા શેઠ ત્રિભુવનદાસ માલવી તરફથી રૂ. ૩૦૧ ભેટ આપવામાં આવ્યા તે ન્યાતમાં શારીરિક કેલવણીના કામ માટે વાપરવાનો થએલો ઠરાવ.

તા૦ ૧–૧૨–૧૯૧૮ ના ટ્રસ્ટીઓના ઠરાવથી ઔદીચ્ય પરિષદ તથા પાટીદાર હિતેચ્છુ સમાજની જ્ઞાતિ સંસારસુધારાની બેઠક તથા જમણ માટે મોરારબાગ વાપરવા આપ્યો હતો.

તા૦ ૮–૧–૧૯૧૯ ના ટ્રસ્ટીઓના ઠરાવથી શ્રી વિષ્ણુ સંમેલનના વૈષ્ણવ ડેલીગેટો માટે મોરારબાગ વાપરવામાં આવ્યો હતો.

સં. ૧૯૭૫ ના ફાગણ શુદ ૫, તા૦ ૭ મી માર્ચ ૧૯૧૯–હોળીની દરેક ઉજાણી માટે રૂ. ૩૦ ત્રીસ વધારી આપ્યા. સુરતની પંચના વહીવટદાર તરફથી આવેલા પત્ર ઉપર બે પંચો વચ્ચે પત્ર વ્હેવાર બંધ છે એ કારણસર વીચાર ન કરવો એવો થએલો ઠરાવ.

સં. ૧૯૭૫ ના ફાગણ શુદ ૯, તા૦ ૧૧ મી માર્ચ ૧૯૧૯–ડા૦ મુળચંદ દામોદરદાસ મુકાતી તરફથી રોગીની માવજત માટે ભેટ આવેલી સામગ્રી માટે ઉપકાર માનવાનો કરવામાં આવેલો ઠરાવ તથા તેના ઉપયોગ માટે નિયમો ઘડવા નીમાએલી કમીટી.

ઉજાણીની ભેટો કુલ્લે રૂ. ૧)ʼʼ દરેક કુટુંબે આપવાના ને દર વર્ષે માહા મહીના સુધીમાં તેઓએ ગોરને આપી ન્યાતની ભેટની ચોપડીમાં તે આપ્યાનું લખાણ કરવાનો ઠરાવ.

સં. ૧૯૭૫ ના ચૈત્ર શુદ ૨, તા૦ ૨ જી એપ્રીલ ૧૯૧૯–મોંઘવારીને લીધે દરેક ઉજાણીમાં રૂ. ૩૦ નો વધારો કરવાનો ઠરાવ. કુલ્લે વાર્ષિક ખર્ચ રૂ. ૩૦૯૨.

સં. ૧૯૭૫ ના ભાદરવા શુદ ૮, તા૦ ૨ જી સપ્ટેંબર ૧૯૧૯–શોક વીગેરે કારણોસર ભાદરવાની ઉજાણી બંધ કરવાનો અને ન્યાતને ખર્ચે ભાદરવા વદ ૯ ને દીને મહાલક્ષ્મીમાં હવન કરવાનો તથા શ્રીમાળી બ્રાહ્મણો જમાડવાનો ઠરાવ.

સં. ૧૯૭૬ ના માહ વદ ૬, તા૦ ૧૦ મી ફેબ્રુવારી ૧૯૨૦—મોંઘવારીને લીધે શીવરાત્રિ તથા હોળીની ઉજાણીઓ બંધ રાખવાનો ઠરાવ.

સં. ૧૯૭૬ ના ફાગણ વદ ૯, તા૦ ૧૪ મી માર્ચ ૧૯૨૦—મોરારબાગ શ્રીનાથજીના ટીકાયતને ચોક્કસ શરતોએ વાપરવા આપવાનો ઠરાવ. પંચના એક આસામી પરચોરાની કન્યા પરણી લાવ્યા તેઓ ભાણા ખપતી કન્યા લાવ્યા છે તે પૂરવાર કરવાનું તેમને કહેવામાં આવ્યું. એવી પૂરવારી ન કરે ત્યાં સુધી તેમનો ન્યાતિ વ્હેવાર બંધ કરવાનો ઠરાવ.

સં. ૧૯૭૬ ના ચૈત્ર શુદ ૨, તા૦ ૨૦ મી માર્ચ ૧૯૨૦—મોંઘવારીને લીધે દરેક ઉજાણીમાં રૂ. ૨૫ નો કરવામાં આવેલો વધારો. કુલ્લે વાર્ષીક ખર્ચ રૂ. ૩૩૬૭; ચોક્કસ શરત પ્રમાણે જે ઉજાણી કરે તેને આંકડા પ્રમાણે રૂપીઆ આપવાનો ઠરાવ.

ન્યાતગોરને લાગા, પંચભાગ વીગેરે જે દાપા મળે છે તે ઉપરાંત મોંઘવારીને લીધે રૂ. ૧૫ માસીક આપવાનો ઠરાવ.

સં. ૧૯૭૬ ના ચૈત્ર શુદ ૧૪, તા૦ ૨ જી એપ્રીલ ૧૯૨૦—શોક વીગેરે કારણને લીધે ઉજાણી તથા જમણવારો બંધ રાખવાનો જે ઠરાવ કરવામાં આવ્યો છે તે સમચરી તથા શ્રાદ્ધની જમણવારોને લાગુ ન કરતાં તે દર વર્ષે તેની તિથીએ કરવાનો ઠરાવ.

ઇલેકટ્રીક વાયરીંના રીપેરના ખરચની મંજુરી.

મુંબઇ પંચના એક આસામીએ પોતાની પુત્રીના વેવીશાળ સુરત પંચના એક ન્યાતિલાના પુત્ર સાથે કર્યાં હતાં તે તેમણે કેટલાએક કારણોસર તોડયા અને મુંબઇમાં બીજા ન્યાતિલા જોડે લગ્ન કર્યાં હતાં તે ઉપરથી પંચે બન્ને પક્ષની હકીકત સાંભળી પુરાવા જોઇ તપાસી વેવીશાળ તોડવા માટે સબળ કારણ હતાં એમ ઠેરવ્યું; પણ રૂઢીનો ભંગ કરવા માટે કન્યાના બાપને તથા કન્યા સાથે લગ્ન કરનાર સુરત પંચના બીજા આસામીને શ્રી મહાલક્ષ્મી માતાની સેવામાં રકમ અપાવી.

સં. ૧૯૭૬ ના જેઠ શુદ ૧૪, તા૦ ૩૧ મી મે ૧૯૨૦—ઉપલાજ કારણસર ત્યાર બાદ કન્યાના પિતા ઉપર સુરત પંચનો પત્ર આવેલો તે માટે કેમ વર્તવું તેની આજ્ઞા લેવા તેમણે પંચ સમક્ષ વાત આણી પરંતુ બન્ને પંચો વચ્ચે પત્રવ્હેવાર નથી જણાતી વચ્ચે પડવા મુંબઇ પંચે ના પાડી.

સં. ૧૯૭૬ ના જેઠ વદ ૧૪, તા૦ ૧૫ મી જુન ૧૯૨૦—એક ન્યાતિબંધુ સમુદ્રપાર મુસાફરી કરી આવ્યા હતા તેમને ન્યાતિ રૂઢી પ્રમાણે પ્રાયશ્ચિત કરવા વીષે સેક્રેટરી તરફથી પુછાવવામાં આવેલું તે તેમણે પ્રાયશ્ચિત કરવાની ના પાડી તે ઉપરથી તેમનો ન્યાતિ વ્હેવાર બંધ કરવાનો થએલો ઠરાવ.

ભગવદ્‌ગીતા પાઠશાળા માટે ચોક્કસ શરતોએ મોરારબાગ વાપરવા આપવા માટે કરેલો ઠરાવ.

સં. ૧૯૭૬ ના પ્રથમ શ્રાવણ વદ ૮, તા૦ ૭ મી ઓગસ્ટ ૧૯૨૦—સમુદ્રપાર મુસાફરી કરી આવનારને પ્રાયશ્ચિત વિધિ કરાવવા માટે એ વિધિ કરનારે રૂ. ૧૫ ન્યાતગોરને આપવાનો થએલો ઠરાવ.

સં. ૧૯૭૭ ના કારતક વદ ૨, તા૦ ૨૭ મી નવેમ્બર ૧૯૨૦—સભા તરફથી સભાની જ્યુબીલી પ્રસંગે રા. માલવીની તસ્વીર મોરારબાગમાં ખુલ્લી મુકાવી પંચને સોંપવાની કરેલી માંગણી સ્વીકારવાનો કરેલો ઠરાવ.

સં. ૧૯૭૭ ના માહા વદ ૪, તા૦ ૨૬ મી માર્ચ ૧૯૨૧—મોંઘવારીને લીધે ઉજાણીનો ખર્ચ વધતો જાય છે તે ન્યાતિ ફંડની આવકનાં સાધન તપાસી તે માટે શું ઉપાયો લેવા તે માટે પંચે કમીટી નીમેલી તેમની ભલામણ ઉપરથી ચાર વર્ષ માટે એવો ઠરાવ કરવામાં આવ્યો કે પંચના ફંડમાંથી કરવામાં આવતી શીવરાત્રિની ઉજાણી બંધ કરવી. હોળીની ચાર ઉજાણીને બદલે બે ઉજાણી કરવી. કેટલીએક ઉજાણીઓમાં પોતાની પાસેથી વધારે રૂપીઆ આપવા માટે ઉજાણી આપનારાઓ તરફથી કરવામાં આવેલી માંગણી સ્વીકારવામાં આવી અને તે ઉજાણીઓ ચાલુ રાખવા ઠરાવ થયો. કેટલીએક ખર્ચાળુ જમણવારોમાં ફેરફાર કરી ઓછાં ખર્ચાળુ જમણો ઠરાવવામાં આવ્યા તથા ઉજાણીની અપાતી રકમોમાં વધારો કર્યો. ફેરફાર પછી કુલ્લે વાર્ષિક ખર્ચ રૂા. ૩૧૧૦.

મં. ઇ. મે.



જુબીલી મોહોત્સવ, મુંબઇ-ક્રીકેટ ટીમ, સન ૧૯૨૧.

# પરિશિષ્ટ–જ્યુબીલી મહોત્સવના ઉઘરાણામાં નાણાં ભરનારની ટીપ.

મુંબઇ–શેઠ મોરારભાઇ વ્રીજભુખણદાસ રૂ. ૫૦૧, શેઠ ત્રિભુવનદાસ નરોત્તમદાસ માલવી રૂ. ૫૦૧, શેઠ પરશોતમદાસ બ્રીજમોહનદાસ રૂ. ૨૦૧, શેઠ રંગીલદાસ જમનાદાસ લાલા રૂ. ૧૫૧, શેઠ રંગીલદાસ ગોપાળદાસ તોલાટ રૂ. ૧૫૧, શેઠ ડાહ્યાભાઇ નારણદાસ ચોખાવાળા રૂ. ૧૨૧, શેઠ ચુનીલાલ મોતીરામ દલાલ રૂ. ૫૦, શેઠ રંગીલદાસ કરશનદાસ લીંબડી રૂ. ૫૧, શેઠ વીઠલદાસ રંગીલદાસ રૂ. ૧૦૧, શેઠ મગનલાલ ત્રીભોવનદાસ ત્રીજોરીવાળા રૂ. ૫૧, શેઠ હીરાલાલ ભગવાનદાસ મલ રૂ. ૭૫, શેઠ મણીલાલ ઘેલાભાઇ રૂ. ૫૧, શેઠ શામલાલ ભગવાનદાસ રૂ. ૭, શેઠ ઇચ્છારામ ગોવનદાસ ચીનાઇ રૂ. ૫, શેઠ ડાહ્યાભાઇ ગોવનદાસ રૂ. ૫, શેઠ મનહરલાલ તુળશીદાસ રૂ. ૫૧, શેઠ વેણીલાલ ગુલાબદાસ રૂ. ૨૦, શેઠ ભાઇદાસ પરભુદાસ રૂ. ૫૦, શેઠ મંગળદાસ ઇચ્છારામ રૂ. ૧૦૧, શેઠ હીરાલાલ મગનલાલ બખશ રૂ. ૫, શેઠ જેકીશનદાસ મોરારભાઇ વકીલના રૂ. ૩૦૧, શેઠ ઇચ્છારામ મોતીલાલ તથા ડાક્ટર હરીલાલ ઇચ્છારામ રૂ. ૨૦૦, શેઠ બ્રીજમોહનદાસ ગુલાબદાસ રૂ. ૭, શેઠ મોતીલાલ નગીનદાસ રૂ. ૫, શેઠ માણેકલાલ મોતીલાલ રૂ. ૫, શેઠ મગનલાલ પરમાનંદદાસ રૂ. ૨, શેઠ છગનલાલ પરમાનંદદાસ કીલ્લાવાળા રૂ. ૨૫, શેઠ સેવકલાલ જેકીશનદાસ રૂ. ૧૫, શેઠ ભોગીલાલ ઇચ્છારામ રૂ. ૧૫, શેઠ રણછોડદાસ માણેકલાલ રૂ. ૫, શેઠ મુળચંદ દામોદરદાસ રૂ. ૧૦૧, શેઠ નાથાલાલ તથા હરીલાલ નાથાલાલ દેશાઇ રૂ. ૧૦૧, શેઠ રામદાસ કલ્યાણદાસ રૂ. ૨૫૧, શેઠ મંગળદાસ છબીલદાસ ચીનાઇ રૂ. ૧૧, શેઠ ગુલાબદાસ ડાહ્યાભાઇ પેમાસ્તર રૂ. ૫૧, શેઠ પરશોતમદાસ દામોદરદાસ લાલા રૂ. ૨૫,* શેઠ છગનલાલ માણેકલાલ ત્રીજોરીવાળા રૂ. ૫૧, શેઠ રતનલાલ વલ્લભદાસ મેહેતા રૂ. ૧૦, શેઠ મંગળદાસ દામોદરદાસ ચાહવાળા રૂ. ૧૫, શેઠ જગમોહનદાસ મથુરાદાસ રૂ. ૭, શેઠ નરોત્તમદાસ છબીલદાસ રૂ. ૨૫, શેઠ લલુભાઇ નરશીલાલ કાપડીઆ રૂ. ૧૦૧, શેઠ મોતીલાલ મગનલાલ રૂ. ૭, શેઠ છબીલદાસ કલ્યાણદાસ રૂ. ૧૧, શેઠ ગુલાબદાસ નાનાભાઇ રૂ. ૯, શેઠ વીઠલદાસ ઘેલાભાઇ મેહેતા રૂ. ૫, શેઠ નવનીતલાલ ભોગીલાલ દમણીઆ રૂ. ૧૫, શેઠ ભુખણદાસ મોતીલાલ રૂ. ૧૫૧, શેઠ મગનલાલ જમનાદાસ વાંસદાવાળા રૂ. ૨૫, શેઠ જેકીશનદાસ વ્રીજભુખણદાસ વેપારી રૂ. ૧૫, શેઠ માણેકલાલ ભોગીલાલ દમણીઆ રૂ. ૫૧, શેઠ ઇશ્વરલાલ ભોગીલાલ દમણીઆ રૂ. ૫૧, શેઠ ભાઇદાસ હરકીશનદાસ રૂ. ૭, શેઠ હરીલાલ દ્વારકાદાસ રૂ. ૨૫૧, શેઠ જગમોહનદાસ ગુલાબદાસ રૂ. ૫, શેઠ રંગીલદાસ જમનાદાસ દલાલ રૂ. ૨૧, શેઠ રામદાસ ગંગાદાસ ડાક્ટર રૂ. ૨૫, શેઠ છગનલાલ કરશનદાસ લીંબડી રૂ. ૫૧, શેઠ ઠાકોરદાસ ડાહ્યાભાઇ ત્રીજોરીવાળા રૂ. ૧૧, શેઠ રંગીલદાસ જમનાદાસ ચીંચણવાળા રૂ. ૧૧, શેઠ ધીરજલાલ રંગીલદાસ ત્રેઝરર રૂ. ૧૫, શેઠ નરસીંહલાલ ભુખણદાસ રૂ. ૧૫, શેઠ નાનાલાલ ઠાકોરદાસ દેશાઇ રૂ. ૫, કુલ્લે રૂ. ૪૩૭૫.

---

* આ રકમ વસુલ થવાની બાકી છે.

**સુરત**—સુરતી દશા પોરવાડ પંચ રૂ. ૧૨૫; શેઠ મોરારભાઇ જમનાદાસ વકીલવાળા રૂ. ૧૫૧, સ્વઃ શેઠ મણીલાલ લાલભાઇ મોદી રૂ. ૧૦૧, શેઠ ગમનલાલ ગુલાબદાસ વકીલના રૂ. ૫૧, શેઠ ચીમનલાલ ડાહ્યાભાઇ કલાર્ક રૂ. ૩૧, શેઠ અમૃતલાલ પરમાનંદદાસ રૂ. ૨૫, શેઠ કૃષ્ણલાલ ગોરધનદાસ રૂ. ૨૫, શેઠ ડાહ્યાભાઇ મોરારભાઇ રાંદેરીઆ રૂ. ૨૫, સ્વઃ શેઠ છગનલાલ ગુલાબદાસ વકીલના રૂ. ૨૫, શેઠ પરશોતમદાસ હરગોવનદાસ કાપડીઆ રૂ. ૨૧, શેઠ બ્રીજમોહનદાસ પ્રાણજીવનદાસ રૂ. ૨૧, શેઠ ચુનીલાલ ઠાકોરદાસ મોદી રૂ. ૧૫, શેઠ મથુરાદાસ લાલદાસ રૂ. ૧૫, શેઠ જેકીશનદાસ પ્રાણજીવનદાસ શરાફ રૂ. ૧૫, શેઠ ચંદુલાલ ગુલાબદાસ રાંદેરીઆ રૂ. ૧૧, શેઠ સાકરલાલ બાળકીશનદાસ રૂ. ૧૧, શેઠ સુંદરલાલ ચંદુલાલ રૂ. ૧૧, શેઠ છબીલદાસ કરશનદાસ રૂ. ૧૧, શેઠ મંગળદાસ કાશીદાસ રૂ. ૧૧, શેઠ કલ્યાણદાસ કાશીદાસ રૂ. ૧૧, શેઠ ચંદુલાલ દામોદરદાસ રાંદેરીઆ રૂ. ૧૧, શેઠ ચુનીલાલ કરશનદાસ રૂ. ૧૧, શેઠ મગનલાલ કરશનદાસ રૂ. ૧૧, શેઠ માણેકલાલ ગંગાદાસ રૂ. ૧૧, શેઠ બ્રીજરતનલાલ જમનાદાસ અક્કડ રૂ. ૧૧, શેઠ વીજભુખણદાસ ગોકળદાસ રૂ. ૧૧, શેઠ છોટાલાલ નરોત્તમદાસ કલાર્ક રૂ. ૧૧, શેઠ છગનલાલ મોતીરામ રૂ. ૯, શેઠ ચંદુલાલ વીજભુખણદાસ જંબુસરવાળા રૂ. ૫, કુલ્લે રૂ. ૮૦૩.

# પરિશિષ્ટ—જ્યુબીલી મહોત્સવનો મુંબઇ ખાતેનો હીસાબ.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૪૩૧૦) | મુંબઇ ખાતે ભરણાના આવ્યા. | ૬૩૯ા≡ા | પ્રીતિભોજન-દુધપૂરી બીરંજનો ખર્ચ. |
| | | ૬૭)= | ગ્રુપ ફોટો તથા બીજા ફોટા ફ્રેમ વીગેરે. |
| | | ૧૨૮ા≡ | હસ્તપત્રો તથા નિમંત્રણપત્રિકાની છપામણી વીગેરે. |
| | | ૪૫) | મેલાવડાના કામ માટે ગોર ઇશ્વરલાલને ભેટ. |
| | | ૪૧૭ા= | ઇનામને માટે ચોપડીઓ, રમતગમતો, કપડાં, ચાંદીની ચીજો વીગેરે. |
| | | ૪૯ા−ા | મુંબઇથી બાળાઓ તથા વિદ્યાર્થીઓ સુરત ગયા તેનું સુરતથી એક વિદ્યાર્થી મુંબઇ આવ્યો તેનું આગગાડી ખર્ચ. |
| | | ૩૩૨ા≡ | જુદા જુદા મેલાવડાઓની ગોઠવણ પાછળ તથા ચાહપાણી, ફુલ, ફરનીચર વીગેરે. |
| | | ૨૦૭) | ક્રીકેટ મેચ પાછળ તથા સ્ત્રીઓ માટે તંબુ, રીફ્રેશમેંટ વીગેરેનો ખર્ચ. |
| | | ૨૩ા−ા | પરચુરણ ખર્ચ. |
| | | ૪૬૬) | પોરટ્રેટ, તખ્તી, ફ્રેમ વીગેરે. |
| | | ૧૯૩૩ા≡ા | શીલક બાકી. (આ શીલકમાંથી સુરત ખાતે રૂ. ૩૪૩ા= મોકલવામાં આવ્યા છે તથા સ્મારક અંકનો ખર્ચ આપવાનો બાકી છે.) |

**શાંતિલાલ ત્રીભોવનદાસ માલવી,**
ખજાનચી.

**ત્રીભોવનદાસ નરોતમદાસ માલવી,**
પ્રમુખ.

**વરજીવનદાસ લલ્લુભાઇ દમણીયા,**
**નટવરલાલ ગુલાબદાસ તોલાટ,**
જોડીયા સેક્રેટરીઓ.

# પરિશિષ્ટ—જ્યુબીલી મહોત્સવનો સુરત ખાતેનો હીસાબ.

**જ**

| રકમ | વિગત |
|---|---|
| ૮૦૩) | સુરત ખાતે ઉઘરાણાના આવ્યા. |
| ૧૯) | મુંબઈથી જુદા જુદા સન્નારી તથા ગ્રહસ્થો તરફથી ઇનામની રકમ સભા મારફતે તથા અન્ય રીતે મોકલવામાં આવી. |
| ૩૨૬ા≈ | સભા તરફથી ખૂટતા મોકલવામાં આવ્યા. |
| રૂ. ૧૧૪૮ા≈ | |

**ઉ**

| રકમ | વિગત |
|---|---|
| ૫૧૯ા | પ્રીતિભોજન—મલાઈ પૂરીના ખર્ચના. |
| ૫૦) | ગ્રુપ ફોટો તથા ફ્રેમના. |
| ૬૦) | હસ્તપત્રો, નિમંત્રણપત્રિકાની છપામણી વીગેરે. |
| ૨૨ાા | લાએબ્રેરીના માણસને વીંટી ભેટ આપી, મેલાવડાના તેના કામને માટે. |
| ૧૦૦)≈ | ઇનામને માટે ચોપડીઓ, રમત ગમતો, કપડાં વીગેરેનો ખર્ચ. |
| ૧૨૪)~ | ઇનામો આપવા ચાંદીની ચીજો લીધી તેના. |
| ૪) | સુંદરી સુબોધની વર્ગણીના લાએબ્રેરીને. |
| ૧૮) | સુરતથી વિદ્યાર્થીઓ મુંબઈ ગયા તેનું ટ્રેન ભાડું. |
| ૨૫૦)≊ | ક્રીકેટ કારનીવલ માટે શાહપોરમાં માંડવો નાંખ્યો તથા જુદા જુદા મેલાવડા માટે માલવીની વાડીમાં ગોઠવણ કરી તથા સંગીત, ફુલપાન, ચાહ, કોફી, લાઇટ, સ્ટેજ વીગેરેનો ખર્ચ. |
| રૂ. ૧૧૪૮ા≈ | |

**ગમનલાલ ગુલાબદાસ વકીલના,**
**દેવીદાસ મગનલાલ દલાલ,**
સુરતની કમિટીના જોડીયા સેક્રેટરીઓ.

# પરિશિષ્ટ–સભા હસ્તકના વિદ્યોત્તેજન તથા અન્ય કાર્યો માટેના ફંડોની ટીપ.

**ઇનામો માટે**–(૧) સ્વ: પરભુદાસ ભાઇશાજી રૂ. ૨૦૦ (૨) સ્વ: મોરારભાઇ વ્રીજલાલ રૂ. ૨૦૦ (૩) સ્વ: હરીલાલ ઇચ્છારામ તથા બાઇ રતન રૂ. ૧૦૦ (૪) સ્વ: જેકીસનદાસ ભગવાનદાસ રૂ. ૧૦૦ (૫) સ્વ: ચંદાગૌરી મગનલાલ મંછારામ રૂ. ૧૦૦ (૬) સ્વ: ચંદુલાલ ભગવાનદાસ રૂ. ૧૦૦ (૭) સ્વ: ડા. રામદાસ મંગાદાસ રૂ. ૧૦૦ (૮) સ્વ: ઠાકોરદાસ મોરારભાઇ રૂ. ૧૦૦ (૯) સ્વ: મણીબાઇ ચંદુલાલ ભગવાનદાસના વિધવા રૂ. ૧૦૦ (૧૦) ગં. સ્વ: તારાબાઇ જેકીસનદાસ લલ્લુભાઇ અઠ્ઠાવાળાના વિધવા રૂ. ૧૦૦ (૧૧) શેઠ જેકીસનદાસ મોરારભાઇ વકીલના તરફથી એક શેર રૂ. ૧૦૦ની કીમતનો (૧૨) શેઠ રતનલાલ વ્રીજમોહનદાસ તોલાટનું વોર બોંડ રૂ. ૧૦૦ નું (૧૩) શેઠ છબીલદાસ કરશનદાસ સાંકલીઆની સરકારી નોટ રૂ. ૧૦૦ની (૧૪) શેઠ ભાઇદાસ પરભુદાસ દલાલનું બોંડ રૂ. ૨૦૦ નું (૧૫) શેઠ ત્રિભુવનદાસ નરોત્તમદાસ માલવી વાર્ષિક રૂ. ૨૫) એમના માતપિતાના નામથી.

**સ્કોલરશીપ માટે**–(૧) શેઠ ડાહ્યાભાઇ નારણદાસ ચોખાવાળા બોંડ રૂ. ૫૦૦ નું (૨) સ્વ: બાઇ લાડકોર તે શેઠ લલ્લુભાઇ ધરમદાસનાં વિધવા તરફથી બોંડ રૂ. ૧૦૦૦ નું તેમના ધણીના નામથી સ્કોલરશીપ આપવા.

**મેલાવડા માટે**–(૧) શેઠ ત્રિભુવનદાસ નરોત્તમદાસ માલવી રૂ. ૯૦૨, ઇનામના મેલાવડાના ખર્ચ માટે (૨) શેઠ મનુભાઇ રંગીલદાસ તરફથી સ્વ: શેઠ નટવરલાલ મગનલાલના સ્મર્ણાર્થે નવા વર્ષના મેલાવડા તથા હરીકીર્તન માટે શેર ૭ દરેક રૂ. ૧૫૦ ના.

**નિબંધ માટે**–શેઠ જેકીશનદાસ પ્રાણજીવનદાસ શ્રોફ તરફથી સ્વ: શેઠ ઠાકોરદાસના નામથી નિબંધ માટે ઇનામ આપવા.

**શારીરિક કેલવણી** ફંડ–(૧) લશ્કરી ફરજ ઉપાડનારને મદદની બાકી રૂ. ૯૧ (૨) સ્વ: ચુનીલાલ શાહ સ્મારક ફંડ–શારીરિક કેલવણી માટે રૂ. ૬૯૩॥ (૩) શારીરિક કેલવણી માટે રા. માલવીએ આપેલા રૂ. ૩૦૧ (૪) સ્વ: ચુનીલાલ શાહ માનપત્ર ફંડ–શારીરિક કેલવણી ફંડમાં લઇ જવાના રૂ. ૨૫૧.

## પરિશિષ્ટ—બાઇ દયાકોર વિદ્યોત્તેજક ફંડના ટ્રસ્ટીઓ હસ્તકનાં જુદા જુદા ફંડ.

૧) બાઇ દયાકોર વિદ્યોત્તેજક ફંડ મુળ રકમ રૂ. ૨૪૦૦૦).

૨) સ્વ: શેઠ હરકીશનદાસ ધરમદાસ ખાનવઝીર બાળાઓનું ભગવદ્ ગીતા પાઠ ઇનામ ફંડ રૂ. ૧૫૧).

૩) સ્વ: શેઠ મોરારભાઇ ત્રીજભુખણદાસ માલવી ફંડ એજ કામ માટે રૂ. ૧૦૧).

૪) એજ પુરૂષો માટે રૂ. ૨૦૦).

૫) શેઠ રામદાસ ત્રિભુવનદાસ તરફથી સ્વ: જયમતી તથા સ્વ: પદ્માવતી સ્મારક રૂ. ૧૦૦).

૬) શેઠ રંગીલદાસ જમનાદાસ દલાલ તરફથી સ્વ: ચીમનલાલના સ્મણાર્થે સંસ્કૃત તથા ગણીત માટેનું ઇનામ રૂ. ૧૦૧).

૭) બાઇ લક્ષ્મીબાઇ ગુલાબદાસ પરભુદાસના વિધવા તરફથી બાઇ જમનાબાઇ સ્મારક ભરત ગુંથણનું ઇનામ રૂ. ૩૦૦).

## પરિશિષ્ટ—મુંબઇ પંચ હસ્તકનાં ફંડ.

૧) સ્વ: શીવકાશી દામોદરદાસ માલવીના વિધવા તરફથી હુતાશનીની પેહેલી ઉજાણીના રૂ. ૨૦૦૦)

૨) સ્વ: શેઠ ગુલાબદાસ પરભુદાસ તરફથી બીજી રૂ. ૨૦૦૦)

૩) સ્વ: શેઠ ઠાકોરદાસ દામોદરદાસ માલવી તરફથી ત્રીજી રૂ. ૧૭૫૦)

૪) સ્વ: શેઠ ગંગાદાસ મકનદાસ તરફથી ચોથી રૂ. ૨૦૫૧)

૫) સ્વ: શેઠ પરમાણંદદાસ ગોપાળદાસ તરફથી રામનવમીની ઉજાણી રૂ. ૨૫૬૬)

૬) સ્વ: બાઇ દયાકોર મોરારભાઇ માલવી તરફથી શ્યામસુંદરજીનો પાટોત્સવ રૂ. ૩૦૫૧)

૭) શેઠ ત્રિભુવનદાસ નરોત્તમદાસ માલવી તરફથી બાઇ દયાકોરના સંવત્સરી માટે રૂ. ૫૧૨૫)

૮) શેઠ મોરારભાઇ ત્રીજભુખણદાસના શ્રાદ્ધ માટે તેમની મીલકતમાંથી રૂ. ૫૦૦૦)

૯) સ્વ: શેઠ કલ્યાણદાસ નાનાભાઇ તરફથી માહાલક્ષ્મી માતાનો ઓચ્છવ રૂ. ૪૬૨૦)

૧૦) સ્વ: બાઇ ફુલકોર હરજીવનદાસ મુકાતી તરફથી છઠ્ઠીનો ઓચ્છવ રૂ. ૩૦૨૭)

૧૧) મોરારબાગ ઇમારત ફંડ રૂ. ૯,૯૭૬)

૧૨) મોરારબાગ મરામત ફંડ રૂ. ૬૬૨૩—૧૦—૯

૧૩) ન્યાતિ યુવક શારીરિક કેલવણી ફંડ રૂ. ૩૮૦)

૧૪) શાપોરના લક્ષ્મીનારાયણના નિત્ય નિયમ ફંડ રૂ. ૩૭૪૬)

